# સ્ત્રીબોધ

પુસ્તક : ૭૯
અંક : ૭ મો

: જુલાઇ :
૧૯૩૪

## બાળક સાથે



તંત્રીઓ { શ્રી. પુતળીબાઇ કાબરાજી
{ શ્રી. કેશવપ્રસાદ સી. દેસાઇ

મંત્રી :
જીવનલાલ અમરશી મહેતા

'સ્ત્રીબોધ' કાર્યાલય, અમદાવાદ અને ૧૨૮, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ-૨

છુટક એકના છ આના.




પુ. ૭૮ :: જુલાઈ, ૧૯૩૪ :: અંક ૭

# વાદળી

વાદળી ! જાજે પિયુને પ્રદેશ !
વાદળી ! દેજે વરસીને સંદેશ !

થોભી થોડરૂં વિલોકી ને વાયરા, નીરખીને નેહભર્યા નાથ;
કાઢી સંભાળ જરા એના કુશળની, વળજે વ્હેલેરી સંગાથ:
વાદળી ! જોજે કળાય નહિ વેશ:
વાદળી ! ઓઢજે ભરમ—બીજ બેશ !

ઉભી તો રહે બાપુ ! થા મા ઉતાવળી, એંધાણી વિના શું કરશે ?
જાણું વિદેશે, અજાણ્યાં નારી જાત; સ્હેજે ભુલાવામાં પડશે:
વાદળી ! ધરીયે બ્હેની, થોડી ધીર:
વાદળી ! ભરીયે પુરાં શાંતી નીર.

ત્હુંથીયે ઉંચા સ્મૃતિપંથ ગામી, એ સ્વામીની એકલ વાટ;
સૂઝેલી આંખો લંબાવી જોનારાના, હરજે વરસીને ઉચાટ:
વાદળી ! ભરજે ત્યાંથી આંસુ નીર:
વાદળી ! દેજે અંબોળવા ચીર.

વિયોગે ઉભરાંચ્યો આંસુનો વારિધિ, આશાની જ્વાળાએ બાળ્યો;
મળવા આતુર મને, વૃત્તિ વરાળના, નાસતા દેહને ખાળ્યો:
વાદળી ! ત્હારૂં એ ઉત્પત્તિ સ્થાન:
વાદળી ! ત્હું તો પ્રણય-આશ-પ્રાણ !

ઉમેશ કવિ.





# સ્ત્રીઓનું પરમ કર્તવ્ય



માતૃત્વ
રા. હરિલાલ માવજી ઝાલા

મહા ગુજરાતના એક સમર્થ વિદ્વાનને કોઈ ભણેલી બ્હેને પ્રશ્ન કર્યો કે, 'નવરાશના વખતમાં સ્ત્રીઓએ શું કામ કરવું જોઈ એ !' જવાબમાં એ વિદ્વાને જણાવ્યું, કે 'આપણા સમાજે સ્ત્રીઓને એટલું બધું મહાન સેવા કાર્ય સોંપ્યું છે, કે જો સ્ત્રીઓ તે કામ કાળજી પૂર્વક બજાવે તો તેમને નવરાશનો વખત જ રહે નહિ. પોતાનું સેવાકાર્ય રામો, આયા અને મહારાજને સોંપીને જ સ્ત્રીઓ નવરાશનો વખત મેળવી શકે; પરતુ આ રીતે પોતાની ધાર્મિક ફરજો બજાવવાનું છોડી દઈને જે બહેનો નવરાશ મેળવે છે, તેમને કંઈ પણ ઉમદા સેવાકાર્ય બતાવવાની મારામાં શક્તિ નથી. "

પત્ની તરિકે પતિસેવા, ગૃહીણિ તરીકે કુટુંબસેવા અને માતા તરીકે બાળસેવા કરવી એ સમાજે સ્ત્રીઓ માટે નક્કી કરેલા કાર્ય પ્રદેશના પ્રધાન સેવાકાર્યો છે. જે સમાજની સ્ત્રીઓને પોતાના આ પરમ કર્તવ્યનું સંપૂર્ણ ભાન હોય છે, અને પોતાનું એ કર્તવ્ય કાળજી પૂર્વક બજાવે છે, તે સમાજની ચઢતી થાય છે. જે સમાજની સ્ત્રીઓને પોતાના આ કર્તવ્યનું ભાન નથી અથવા તો જાણીબુજીને પોતાના એ કર્તવ્યથી વિમુખ બને છે તે સમાજની પડતી થાય છે. એ આ જગતનો અબાધિત નિયમ છે. સમાજની ચઢતી પડતીનો આધાર માતાઓ પર છે.

અહીં કોઈ પ્રશ્ન કરશે કે સ્ત્રીઓએ ચુલા પાણીઆરા વચ્ચે જ શા માટે ગોંધાઈ રહેવું? આ પ્રશ્નનો જવાબ એ જ હોઇ શકે કે એ ચુલા પાણીઆરા વચ્ચે જગતના મહાપુરૂષો ઘડવાનું મહાવિદ્યાલય આવેલું છે. સ્ત્રીઓને ચુલા પાણીઆરા વચ્ચેની દાસીને બદલે એ મહાવિદ્યાલયની અધિષ્ઠાત્રી બતાવવામાં આવે તો જગતના કેટલાએ કંકાસો આજે નાશ પામે.

જગતના મહાન સાક્ષરો એકાંતના કોઈ અંધારે ખુણે બેસીને મહાકાવ્યો રચી શકે છે, તેમ જ ઘરના કોઇ ખુણામાં બેસીને માતાઓ જગતના મહાપુરૂષો ઘડી શકે છે. મહાકાવ્યનો જન્મદાતા કવિ જેમ પોતાના મહાકાવ્યથી અમર બની જાય છે, તેમ વીરોની જનેતા પોતાના વીર સંતાનોના પરાક્રમથી જગતમાં અમર બની જાય છે. કુંતામાતા અને જીજીબાઈ આમ જ અમર બન્યાં છે. પોતાની શક્તિ પતિ અને સંતાનોમાં સંક્રાંત કરીને સ્ત્રીઓ જગતની ઉત્તમ સેવા બજાવી શકે છે. જગતની સેવા કરવાનો આના જેવો ઉત્તમ માર્ગ સ્ત્રીઓ માટે બીજો કોઈ પણ નથી.

પાંડવોના પરાક્રમોની પાછળ કુંતામાતાની પ્રેરણા દેખાય છે; હનુમાનના વજ્રદેહમાં અંજનીનું ધાવણ ભર્યું છે, અને શિવાજીની શૂરવીરતા પાછળ જીજીબાઈનું જોમ નથી, એમ કોણ કહી શકે તેમ છે ? રામને યાદ કરતાં સીતાજીને યાદ કરવાં જ પડે છે. કૃષ્ણની પહેલાં રાધાજીનું નામ બોલવું પડે છે. ગાંધીજી સાથે કસ્તુરબા ઉભાં જ છે. એ શું બતાવે છે ? પતિ કે પુત્રના ઘડતરમાં પત્ની કે માતાનો હિસ્સો હોય છે, તેની અવગણના જગત કરી શકતું નથી–કરી શકશે પણ નહિ. બાળકો દેશનો અમૂલ્ય ખજાનો છે, એ ખજાનાને ઉપયોગી

કે નિરુપયોગી બનાવવો એ માતાના હાથની વાત છે. માતૃપદ જેવું પરમસ્થાન દિપાવવાની સંપૂર્ણ લાયકાત કેવળ સ્ત્રીઓમાં જ છે. જો સ્ત્રીઓ પોતાની આ શક્તિનો ઉપયોગ ન કરે, તો દેશને પારાવાર નુકશાન થાય એ દેખીતી વાત છે. વળી માતા તરીકે સ્ત્રીઓ જગતની જેટલી ઉત્તમ સેવા કરી શકે છે તેટલી ઉપયોગી સેવા કરવાને જાહેરમાં તેમના માટે અવકાશ નથી. આ સત્ય સમજી લઇ, જાહેરના ઝગમગાટનો મોહ છોડીને માતાઓ પોતાનું પરમ કર્તવ્ય પિછાની, બાલકમાંથી જગતના મહાનુભાવ મનુષ્યો ઘડવાનાં અને હૈયાંના અમૃત પાઇ પાઇ મનુષ્યના સર્જનનાં મહાકાર્યમાં લાગી જશે, તે દિવસે સ્ત્રીઓની પ્રતિષ્ઠા અનેકગણી વધી ગઈ હશે. અને મુક્તિનાં દ્વારો આપોઆપ ખુલી ગયાં હશે.

પરંતુ દુઃખની વાત છે કે સ્ત્રીઓ આજે પોતાનું એ પરમ કર્તવ્ય છોડી અન્ય દિશાઓ તરફ દોડતી દેખાય છે. વ્યક્તિ સ્વાતંત્ર્યને નામે આજે આપણા અનેક સુખી કુટુંબોમાં કંકાસની આગ ભભુકી રહી છે. કેટલાકે કહ્યું કે તમે પરતંત્ર છો અને સ્ત્રીઓએ તે માની લીધું. પરિણામે પૂર્વે કદી નહોતો એવો ગૃહકલેશ ઠેર ઠેર જોવામાં આવે છે. આથી હું એમ કહેવા નથી માગતો કે સ્ત્રીઓનું બંડ ખોટું છે; પરંતુ આપણા સમાજમાં સ્ત્રી સ્વાતંત્ર્ય જેવું કંઇ જ નથી અને સ્ત્રીઓ તો ચુલા પાણીઆરા વચ્ચેની દાસીઓ છે એવું એવું સમજાવી હિંદુ સમાજની ઉચ્ચ સમાજ વ્યવસ્થાને તોડી પાડવાના જે મૂર્ખાઈ ભરેલા પ્રયત્નો થઈ રહ્યા છે, તેનાથી નથી સ્ત્રીઓને લાભ થવાનો કે નથી સમાજને લાભ થવાનો. સ્વચ્છંદે કદી કોઇને લાભ થયો જ નથી. આજે પણ આપણા કેટલાંએ કુટુંબોમાં સ્ત્રીઓ સામ્રાજ્ઞી તરીકે ગૃહકારભાર ચલાવી રહી છે.

અલબત્ત પુરૂષોએ સ્ત્રીઓ ઉપર અમાનુષી જુલમ વરતાવ્યો છે. તેના હક્કો ઝુંટવી લીધા છે; અને પુરૂષો કેવળ સ્ત્રીઓના આપખુદ માલીકો થઈ બેઠા છે. આ વસ્તુસ્થિતિ સામે બંડ ઉઠાવવાનો સ્ત્રીઓને સંપૂર્ણ હક્ક છે; પરંતુ એ બંડ એવું ન હોવું જોઈએ કે પરિણામે કોઈને લાભ ન થતાં સૌને નુકશાન થાય. સ્ત્રીઓ પોતાનું કર્તવ્યક્ષેત્ર છોડી પુરૂષોની હરિફાઈ કરવા પુરુષક્ષેત્ર તરફ દોડી રહી છે. તેથી નથી સ્ત્રીઓને લાભ થવાનો કે નથી સમાજને લાભ થવાનો. કુદરતી રીતે જ સ્ત્રી પુરૂષો એક બીજાની હરિફાઈ કરી શકે તેમ નથી; પુરૂષ સ્ત્રીક્ષેત્રમાં સફળતા પ્રાપ્ત કરી શકે નહિ, તેમ સ્ત્રીઓ પણ પુરૂષ ક્ષેત્રમાં સફળતા પ્રાપ્ત કરી શકે નહિ. એકાદ બે સ્ત્રીઓ સફળ થાય; તેથી આખો સ્ત્રીસમાજ સફળ થઇ શકે એમ માની શકાય નહિ. ઘણા વર્ષોના અનુભવ પછી રશિઆ, જર્મની અને ઇટાલીને ખાત્રી થઈ છે કે સ્ત્રીઓને પુરૂષ સમાજમાં ઘુસાડવાથી હાની થાય છે. સ્ત્રી અને પુરૂષ એક બીજાનાં હરિફ નહિ પણ ન્યૂનતા પૂરક છે. એ સત્ય બરાબર સમજાઈ જાય તો ઘણાં અનિષ્ટો દૂર થઈ શકે તેમ છે.

આપણા દેશમાં સ્ત્રીઓનો મોટો ભાગ અજ્ઞાન છે. તેઓ અમુક પ્રણાલિકા પ્રમાણે જ પોતાનું જીવન વિતાવ્યે જાય છે. તેમનામાં જ્ઞાનનો પ્રકાશ ફેલાવ્યા સિવાય આપણે તેમની પાસેથી બહુ આશા રાખી શકીએ તેમ નથી. પરંતુ જે બહેનો જાગૃત થઈ છે, જેમને દેશોદ્ધારના કાર્યમાં મહાન ફાળો મળવાની આશા રાખી શકીએ, તેવી સમજુ બ્હેનો પણ પોતાના આકરા સેવાકાર્યથી કંટાળીને અર્ધદગ્ધોના વચનોથી ભ્રમણામાં પડીને કે જાહેર કાર્યના ઝગમગાટથી અંજાઈને પોતાનું પરમ કર્તવ્ય છોડી દે, એ શું ઓછા દુઃખની વાત છે?

જ્યારે અભણ અને અજ્ઞ આયાઓના હાથમાં પોતાના બાળકોને સોંપીને ભણેલી માતાઓને નોવેલ વાંચતી કે સભાઓમાં જતી આપણે જોઈએ છીએ ત્યારે અંતરમાં ઉંડી વેદના થયા વિના રહેતી નથી. દુઃખની વાત તો એ છે કે કેટલીક માતાઓ પોતાના બાળકોને ધવરાવવામાં પણ તરતી માને છે. માતૃત્વનું આથી અધિક પતન બીજું શું હોઇ શકે ?

કહે નેપોલીઅન દેશને કરવા આબાદાન,
સરસ રીત તો એજ છે દો માતાને જ્ઞાન.

આ સાદી અને બહુ ગવાએલી ઉક્તિને આપણે બરાબર સમજી લઇએ તો આપણા દુઃખની ચાવી આપણને તેમાંથી સાંપડે તેમ છે. આજે આપણા દેશની ઉંચી એડીના બૂટ અને ફ્રાક પહેરી ટેનિસ રમતી મડમોની જરૂર નથી, રેશમી સાડી પહેરી વાળમાં ભાતભાતનાં ફુલ ખોસી, છત્રી લઈ ચાલતી વનિતાની જરૂર નથી. દેશને સાચું માતૃત્વ જોઈએ છીએ. વીરમાતાઓની દેશને આજે જરૂર છે.

આજે ભારતને અંજનીની જરૂર છે, કે જેણે હનુમાન જેવો બળવીર સરજી ભારતમાંથી રાવણ રાજ્યનો નાશ કર્યો. આજે જરૂર છે. કુંતા માતાની કે જેણે વિધવા અવસ્થામાં પણ પાંચ પાંચ સિંહોને શૌર્યનાં ધાવણ પાઈ પાઈ દુર્યોધન દુઃશાસનનો નાશ કર્યો; આજે જરૂર છે જીજીબાઈની કે જેણે પતિથી તજાએલી સ્થિતિમાં પણ પુત્ર શિવાજી જેવા નરશાર્દૂલને રામાયણ મહાભારતના શૌર્ય પાઈ ને ભારતના હણાતા હિંદુત્વને અણીને વખતે ઉગારી લીધું. જ્યાં સુધી આવી વીર પ્રસતાઓ આપણા દેશમાં ન પાકે ત્યાં સુધી આપણો ઉદ્ધાર અસંભવિત છે.

બાળકને બચીઓ ભરવી, સારૂં સારૂં ખવડાવવું, સારાં સારાં કપડાં પહેરાવવાં અને મોટું થતાં પરણાવવાના કોડ સેવવા એ ખરૂં વાત્સલ્ય નથી. એ માતૃહૃદયના સાચા ભાવો નથી, એતો છે અજ્ઞાનજન્ય મોહ. સાચી માતાઓ તો સિંહસંતાનો જ ઇચ્છે. એને કુરકુરીઆં ન ખપે. પોતાનો બાળક હનુમાન જેવો બળવીર થાય, પ્રતાપ અને શિવાજી જેવો શુરવીર થાય, એ જ હોઇ શકે સાચા માતૃહૃદયની ઝંખના.

જનની જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શૂર,
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવે નૂર.

સાચી માતાઓ પોતાની કૂખ લજાવે એવા સંતાનો કરતાં વાંઝીઆ રહેવાનું પસંદ કરે. આભને થોભ દે એવા સંતાનોજ સાચા માતૃહૃદયને સંતોષી શકે.

આપણા દેશની માતાઓ પોતાના આ પરમ કર્તવ્યનો મહિમા સમજીને બીજાં પ્રલોભનો છોડી, પોતાનું સોંપાએલું ધાર્મિક સેવાકાર્ય કાળજીપૂર્વક બજાવવા મંડી જશે તો આપણા આગે કદમને રોકવાની કોઇ હિંમત પણ નહિ કરી શકે

# શંકિત હૃદય

બ્હેન કીર્તિદાબ્હેન દિવાનજી

અમદાવાદની ગુજરાત કૉલેજના પાછલા ભાગમાં નાના બેઠા ઘાટના બંગલામાં પ્રોફેસર દિનકરલાલ પોતાની પત્ની કંચન સાથે રહેતા હતા પતિ પત્ની બંને જણાં સુશીક્ષિત અને માયાળુ હતાં. દિનકરલાલની ઉમ્મર તે વખતે ત્રીસ અને કંચનની આશરે ત્રેવિસેક વર્ષની હતી. તેમને સંતતિમાં એક છોકરી જ થઇ હતી અને તે પણ દોઢેક વરસની થઇ થોડાક મહીના ઉપરજ ગુજરી ગઇ હતી.

*

બપોરનો વખત હોવાથી કંચન ઘરમાં એકલી જ હતી. તેને પોતાની માને કાગળ લખવો હતો, તેથી કાગળ લેવા માટે તેણે પોતાના પતિના ટેબલના જે ખાનામાં નોટપેપર, કવર, કાર્ડ, અને લખવાનો સામાન રહેતો હતો તે ઉઘાડયું અને નોટપેપર ખેંચ્યો. પણ તે કોરા નોટપેપર સાથે તેના પતિના અક્ષરવાળો બીજો નોટપેપર ખેંચાઇ આવ્યો અને પતિના અક્ષર જોઈને સ્ત્રીસુલભ જીજ્ઞાસાથી તેણે વાંચ્યો અને તે વાંચતાં તેને ઘણી જ નવાઈ લાગી. કેમકે તે નીચે પ્રમાણે કોઈ સ્ત્રી ઉપર લખેલો પત્ર હતો.

અમદાવાદ તા. ૧૨-૨-૧૯૦૦

પ્રિય કમળા,

તારો ખુશી સમાચારનો કાગળ અને તારો સુન્દર ફોટો મને મળ્યાં છે અને તેથી હું ઘણોજ ખુશી થયો છું. હંમેશાં એવી રીતે લખતી રહેજે. તારો આનંદી અને રમતીઆળ સ્વભાવ મને ઘણોજ યાદ આવે છે. ઈશ્વર તને સુખી રાખે. હાલ એજ સી.

દિનકરના આશિષ

કાગળ વાંચતાં તેનું હૃદય શંકિત થયું અને જેમ જેમ વધારે વખત વાંચતી ગઈ તેમ તેમ શંકા વધવા લાગી. અને છેવટે એ વિચાર દૃઢ થયો કે મારા પતિનો મારા સિવાય બીજી કોઈ સ્ત્રી ઉપર પ્રેમ છે, અને તેની ઉપર લખેલો કાગળ ભૂલમાં રહી ગયેલો આજ મારા હાથમાં આવી ગયો છે. અતિશય શોકાતુર થઈ તેણે કાગળ પાછો ઠેકાણે મૂકી દીધો અને દીલગીર થઇ કોચ ઉપર સુઇ રહી. ચાર વાગે પ્રોફેસરને ઘેર આવવાનો વખત થયો એટલે ના છુટકે ઊઠી, પાનસોપારી તૈયાર કરી ટેબલ ઉપર મૂકયાં. મોઢું ધોવા પાણી, સાબુ ને ટુવાલ મોરી આગળ મુકીને રસોડામાં જઈ સગડી સળગાવી ચહા મુકવા લાગી. ચહા મુકી દરરોજના નિયમ પ્રમાણે બારણામાં ઉભાં રહી રાહ જોવાને બદલે રસોડામાં જ પાથરેલી સાદડી ઉપર તે સુઇ રહી. સવાચાર વાગે દિનકર આવ્યો. પણ બારણામાં કે આગલા ઓરડામાં કંચનને ના જોવાથી ચિંતાતુર મને કપડાં પણ ઉતાર્યા વિનાજ તે સીધો રસોડામાં ગયો અને ત્યાં કંચનને સુઇ રહેલી જોઇ, પ્રેમાળ અવાજે પૂછયું. "કંચન કેમ સુઈ રહી છે? શરીરે ઠીક નથી કે શું?"

પતિનો પ્રેમભર્યો સ્વર સાંભળી શંકિત હૃદયની પણ પ્રેમાળ કંચન ઉઠીને બેઠી થઇ, અને બોલી. "ના, ના. કાંઇ થયું નથી. એ તો જરાક સુસ્તી લાગવાથી સુઈ રહી હતી.

પત્નીનું નિરોગી વદન જોઇ અને સરળ જવાબ સાંભળી, દિનકર નિશ્ચિંત મને આગલા ઓરડામાં ગયો અને કપડાં ઉતારી, હાથ મોઢું ધોઇ ખુરશીમાં બેઠો. બેઠા પછી પાછો વિચાર આવ્યો કે કંચનને કાંઇ થયું છે તો ખરું જ.

તે ઘણી ઉદાસ લાગે છે. પણ પાછો વિચાર આવ્યો કે કદાચ છોકરી યાદ આવવાથી દીલગીર દેખાતી હશે. એટલામાં કંચન ચહા લઇને આવી અને તે પતિ પત્નીએ સાથે બેસીને પીધી. પછી પાનસોપારી આપી કંચન પાછી રસોડા તરફ જવા લાગી.

પણ દિનકરે હાથ પકડી લઇ જતાં અટકાવી ને કહ્યું "પણ કંચન, તું ક્યાં જાય છે? જરા દરરોજ પ્રમાણે બેસીને વાતો તો કર. એટલામાં પાછી ક્યાં ચાલી? તું ના કહે છે પણ તારા મુખ ઉપર દીલગીરી સાફ દેખાઇ આવે છે. તને શું થયું છે? કાંઇ અણગમો આવ્યો છે કે શરીર બગડયું છે? તું મને કહે તો ખરી, મારી મંજુલ! શું મારાથી કાંઇ છાનું છે?"

હમેશની માફક ઉત્સાહી જવાબ દેવાને બદલે ધીમા અવાજે કંચન બોલી "નારે, કાંઇએ નથી. અણગમો એ શાનો થાય ને શોકાતુર પણ શા બાબત થાય? એતો તમને અમથું એમ લાગે છે. હું તો રસોડામાં સાંજની રસોઈની તૈયારી વાસ્તે જાઉં છું.

રસોડામાં જઈ ધીમે ધીમે કંચને રસોઇ કરી ને હમેશાં હસીખુશીને વાત કરનારાં તે આનંદી દંપતી તે દીવસે મુંગા મુંગા જમીને ઉઠી ગયાં. જમી રહ્યા પછી પાન ખાઈ રોજની માફક પત્નીનો હાથ પકડી દિનકર આગાસીમાં ચાંદનીમાં જવા લાગ્યો; એટલે તેના હાથમાંથી પોતાનો હાથ છોડાવતાં જરાક કંટાળાભર્યા અવાજે કંચન બોલી. "ના આજે મારાથી આગાશીમાં નહી અવાય. મારૂં માથું દુખે છે માટે સુઈ જવું છે."

દિનકરે તેનો હાથ છોડી દીધો અને થોડી વાર તેના સામું જોઇ રહ્યો. પછી બોલ્યો "હું નથી કહેતો કે તું દીલગીર છે! છતાં તું મને કહેતી નથી. હશે જેવી તારી મરજી. માથું દુઃખતું હોય તો સુઈ જા. હું મારે થોડુંક લખવાનું છે તે પુરૂં કરી હમણાં પાછો આવું છું." આટલું કહી તે તરત આગાશીમાં જવાને બદલે આગલા ઓરડામાં ચાલ્યો ગયો, અને કંચન દીલગીરીભરી પોતાની પથારીમાં જઈને પડી. પોતાના પતિનો પોતાના ઉપરથી પ્રેમ તદ્દન જતો રહેલો ધારીને રોવા લાગી. તે રડની રડની સુતી હતી ત્યાં પાછળથી ધીમે પગલે દિનકર આવ્યો અને તેને રડતી જોઈ પાસે બેસી તેનું માથું ખોળામાં લઈ, હેતથી વાળ ઉપર હાથ ફેરવતાં તે બોલ્યો. "શું છે.? તને શું થાય છે? મારી મંજુલ! તું શા વાસ્તે રડે છે? આજે સાંજે હું આવ્યો ત્યારથી તને દીલગીર દેખું છું. જે હોય તે મને નહી કહે, તો તું કોને કહેશે? કાંઈ કહે તો ખબર પડે. કાંઇ દરદ થતું હોય તો ડાકટરને બોલાવીએ. જે હોય તે કહે તો તેનો ઉપાય થાય, પણ આમ કહે નહી ને રડયાં કરે ત્યારે શું કરવું? આવી હઠીલી તને મેં કોઇ દીવસ ધારી નહોતી."

પતિને બોલતાં સાંભળી કંચનનું દુઃખ વધારે ઉભરાયું. તે બેઠી થઇને ગળગળા સાદે બોલી. "હા દરદ થયું હશે તેનો તમે ઉપાય કરશો, પણ જતો રહેલો પ્રેમ તમે ક્યાંથી પાછો લાવવાના છો? તમારો મારી ઉપર પહેલાંના જેવો પ્રેમ છે જ નહીં."

"તારા ઉપર પ્રેમ નથી? આ તું શું બોલે છે, તેનું તને ભાન પણ છે? મંજુલ! તારે વાસ્તે જરૂર પડે તો હું મારો પ્રાણ આપવા તૈયાર છું અને તું મને પ્રેમ વિનાનો કહે છે કે ક્યાંનો ન્યાય?" દિનકરે કહ્યું.

"ત્યારે તમારો મારા ઉપર એટલો બધો પ્રેમ હોય તો તમે બીજી કોઇ સ્ત્રી ઉપર કાગળ લખો ખરા કે? તમારા ટેબલમાં નોટ-પેપર લેવા જતાં મેં આજેજ કોઇ કમળા ઉપર તમે લખેલો કાગળ દીઠો. તે કાંઈ તમારા મારા ઉપરના પ્રેમની નીશાની તો નહીજ

ગણાય. હું તમને કશોજ દોષ આપતી નથી, પણ મારા નસીબનોજ વાંક છે. નહી તો તમે એકદમ આટલા બધા બદલાઇ જાવ જ નહી" રડતાં રડતાં કંચન બોલી.

દિનકર પહેલો જવાબ સાંભળી જરાક ગુસ્સે થયો હતો તે આ જવાબ સાંભળી હસવા લાગ્યો ને બોલ્યો "જરાક મને કાગળ બતાવી, એ કમળા કોણ છે તે પુછ્યું હોત તો આટલાં દુઃખી થઇ ને રોવું પડત નહી. કમળા તો મારા જુના મિત્ર પ્રાણલાલની આઠ વરસની છોકરી છે અને તેનો કાગળ ને ફોટો મારા ઉપર આવ્યાં હતાં. જો આ રહ્યો તે કાગળ અને આ રહ્યો તે ફોટો" આટલું કહી ગજવામાંથી બાળકના વાંકાચુંકા મોટા અક્ષરે લખેલો એક ન્હાનો કાગળ અને એક સુંદર બાળકીનો ફોટો કંચનના હાથમાં મુકયાં. કંચન છાની રહી ને શરમથી આંખ લુછતાં લુછતાં તે પ્રફુલ્લ કમળ જેવી સુંદર બાળકીની છબી જોવા લાગી અને પોતાની છોકરી યાદ આવવાથી તેની આંખમાં શોક અને શરમ બંનેના ઝળઝળીઆં ભરાઈ આવ્યાં.

તે જોઇ હસીને દિનકર તેને પાસે ખેંચી આંસુ લુછતાં બોલ્યો. "હશે, એમાં હવે આટલી બધી શરમાતી ના, ને પાછી રડતી ના; એ તો તમારો સ્ત્રીઓના પ્રેમાળ હૃદય હમેશાં જરાક શંકિત તો રહેવાનાંજ. એ વાંક તમારો નહી પણ પરમેશ્વરનો છે. પણ મારી મધુર મંજુલ! ફરીથી એવી કોઈ શંકા મારી ઉપર લાવશો ના; અને કદાચ આવે તો મનમાં રાખી મુકવાને બદલે સીધાં આવીને મને જ પૂછજો કે મનમાં મુંઝાઇને આમ રડવું પડે નહીં."

કંચન શરમથી ભીની આંખે છાતીમાં મોઢું સંતાડતાં બોલી "હવે એ બાબત વધારે બોલી મને વધારે શરમાવશો નહિ. હવે હું કોઇ પણ દીવસ તમારા જેવા હેતાળ ને પવિત્ર પતિ ઉપર વહેમ લાવી શકીશ જ નહીં, અને આજની એ ભુલ માટે ખરા મનથી માફી માગું છું. હું આ પાંચ કલાકમાં તમારો મારા ઉપરથી પ્રેમ જતો રહેલો ધારીને જેટલી દુઃખી થઇ છું તેટલી આખા જીવનમાં થઈ નથી ને થવાની પણ નથી."

"હશે, એમાં વળી તારે માફી શેની માગવાની હોય? તને તો હમેશાં મારા તરફની બધી વાતમાં માફી મળેલી જ છે એમ સમજજે. હવે એ બાબત વિચાર નાં કરતાં તું શાન્ત થઈને સુઇજા, કે તારા મનને શાન્તિ વળે."

કંચનના ગોરા કપાળપરના વાળ ખસેડી તેને સુવાડતાં દિનકરે ચુમી લઈ લીધી.

# સ્નેહાવશેષ

શ્રી. છગનભાઈ છ. અમીન

માનવીએ જગતની સપાટી ઉપર જ્યારથી પગરણ માંડયાં ત્યારથી વર્તમાન યુગ સુધીના તેના જીવનમાં અનેક પ્રસંગ એક યા બીજા સ્વરૂપે ગુંથાયા છે. ભૂતપૂર્વ ઇતિહાસ, દંતકથાઓ, પુરાણો વિગેરે જેમાં માનવ જીવનની કથાઓનાં સિંચન થાય છે તે વસ્તુને સાક્ષીભૂત ગણી શકાય.

ગુંથાએલા કોયડાનું પ્રથક્કરણ કરનાર કે માનસશાસ્ત્રીઓને સામાન્ય ગુણધર્મ વિભૂષિત ફુલડાંની એક એક એવી અનેક માળાઓ સ્વપ્રકૃતિથી જુદી જુદી તરવરતી મળી આવશે. એ દરેકને એ અનોખી રાખી, તેના સ્વરૂપનું નીરીક્ષણ કરે તો એકજ માળાનાં જુદા રંગનાં પુષ્પમાં ગુણધર્મની સામાન્યતા એને જડી આવશે. દરેક માળા માનવીની લાગણી, માનવીનો સ્વભાવ વિગેરે પ્રદર્શિત કરશે. સ્નેહમાળા માનવીના હૃદયની નાજુક ભાવનાને પ્રદર્શિત કરતી એક, અનેક બીજીમાંની એક છે. ભલે એનાં કુસુમ રંગે વિકૃત દેખાતા હોય પરન્તુ એ દરેક પુષ્પના ગુણધર્મ તો એક જ ભાવનામાં પરીણમે છે. એ ભાવનાને માનવીએ નામાવિધાન દીધું. એના પર્યાયરૂપે અનેક શબ્દો શબ્દકોષના વાંચકને જડી આવશે. સ્નેહની ભાવના અતિ નાજુક છે. એનાં રૂપાન્તર અનેક છે. દરેક સ્વરૂપ સ્નેહ દર્શાવતી વ્યક્તિને પરત્વે અનોખું છે અને એમાં રહેલી લાગણી પણ દરેક વ્યક્તિને અનુલક્ષીને જુદી જ હોય છે.

જ્યારથી માનવીએ કુટુમ્બ કહેવાતા વર્તુળમાં પ્રવેશ કર્યો ત્યારથી એના અંતરમાં રહેલી સ્નેહની લાગણી અનેક વિભાગમાં વહેંચાઇ જાય છે. જેને એ માતા કહે છે તેને માટે માતૃભક્તિ–માતૃપ્રેમઃ એ નામની સ્નેહની શાળા એના હૃદયમાં ઉદ્‌ભવે છે. જેને એ પિતા કહે છે તેને યોગ્ય પિતૃભક્તિ–પિતૃપ્રેમ એ નામની ભિન્નશાળા એના અંતરના સ્નેહ સાગરમાં વહે છે. જેને એ પત્ની કહે છે તેને એ પોતાના હૃદયમાં માતા, પિતા, બ્હેન, ભાઈ વીગેરેથી અનોખું સ્થાન દે છે, તેને કાજે એના અંતરમાં જે રસ વહે છે, તેના કાજે માનવી અથવા બહોળા અર્થમાં માનવ સમુહ જરા ઘેલછામાં આવી જાય છે. એ રસભરી શાળાને ઓળખવા, ઓળખાવવા માનવી અનેક અનેક ભિન્ન શબ્દો યોજે છે. છેલ્લી નિર્દેશાએલી શાળાનો ઈતિહાસ આપણે ઉકેલીએ.

સ્નેહીઓની ઘેલછા અનેરી હોય છે. હજારો વર્ષ પહેલાંની એ દેખાતી મૂર્ખતા એના મૌલીક સ્વરૂપમાં નહિ તો એના સ્વરૂપાંતરમાં તો હયાત જ છે. શીરીન–ફરહાદ, લયલા મજનુ એતો સુજન જુનાં પાત્રો કહેવાય. છતાં એ પાત્રોમાં રહેલી જે ભાવના માટે આજે પણ તેઓ અમરતાને વર્યા છે, તે તે ભાવનાઓ આજના કે કદાચ બે ત્રણ સૈકા પહેલાના માનવ સમુહમાં છે કે હતી. શીરીન મેળવવા જીવન દેનારો ફરહાદ કે લયલા પાછળ દેહગામી મરનારો મજનુ અત્યારે આપણને દંતકથા જેવાં પાત્રો લાગે. પરંતુ આપણી સમક્ષ ત્રણેક સદીઓ પહેલાં તવારિખોએ અમર કરેલા અને આપણી જ દ્રષ્ટિએ નિહાળતા પાત્રો અને તેમનાં રૂપાંત્તર અવશેષ આપણને કાલ્પનીક મનાતા, એ સુજન જુનાં પાત્રોના અસ્તિત્વની દ્રઢતા સાબીત કરવા પુરતાં છે. દ્રષ્ટાંત આપણે દુર શોધવાનું નથી. મુગલ શહેનશાહોની આખીએ તવારિખ અનેક મહત્ત્વના બનાવોથી ભરપુર છે. વીર, કરુણા, બીભત્સ, શૃંગાર, ભક્તિ વિગેરે અનેક રસ

સાગરના જળમિશ્રણુ આપણી સમક્ષ ઇતિહાસ મુકે છે. શૃંગારરસના અધિષ્ઠાતા જહાંગીર અને શાહજહાન એ ઇતિહાસની જડતા ધોવાને બસ છે. નૂરજહાં–જહાંગીરની કથાઓ જગજાહેર છે. તાજ–શાહની કરુણામિશ્રિત પ્રેમકથાઓ કદાચ ભાષામાં નહિ તો કાર્યમાં તો જરૂર જહાંગીર કરતાંએ વધુ પ્રચલિત છે. જગતને શણગારનાર એ તાજ–શાહની બેલડીનો સ્નેહાવશેષ તાજમહેલ આજેય દુનિયાની દષ્ટિમાં અનેરા ચિત્ર દોરી રહ્યો છે. શાહજહાંનો મુમતાજ પ્રત્યેનો અવિચળ પ્રેમ તાજનો બાદશાહ પ્રત્યે એટલો જ કે એથીએ વધુ હૃદયની લાગણી ને શબ્દોમાં વર્ણવી અશક્ય છે. તાજમહેલ જોનારને હૃદયમાં જે ગડમથલતા કરી મુકે છે, તેની સ્પષ્ટતા અશક્ય છે. માનસ શાસ્ત્રીઓ પણ એને વિભાગવા સમર્થ નથી. તો તાજમહેલના અધિષ્ઠાતાના હૃદયને શબ્દોમાં તો કેમ આલેખાય ? સ્નેહની કોમળ ભાવનાનાં ચિત્ર દોરવાં એ જગવિખ્યાત ચિતારાઓનેય ઘડીભર વિચાર કરવા જેવું કાર્ય છે. તાજ–શાહનાં હૃદયને ઓળખવાં એ વિશ્વવિખ્યાત લેખકોનેય અસંભવિત જણાતું કાર્ય છે.

શાહ મુમુતાજની જોડી હૃદયમાં ઝણઝણાટી પેદા કરે છે. મુમુતાજ મહાલનો શહાજહાન પરનો પ્રેમ હૃદયમાં ઝણઝણાટી પેદા કરે છે. મુમુતાજ મહાલનો શહાજહાન પરનો પ્રેમ કેટલો નાજુક હશે એ નક્કી કરી શકાય તેમ નથી; પરંતુ એનું આખું રેખાચિત્ર આપણને હૃદયચાવી નાખવા બસ છે. જ્યારે કલ્પનાનો રથ એ રસબેલડીના રથ તરફ દોડી જાય છે ત્યારે અનેક ચિત્રો પાસેથી એ પસાર થાય છે. અને જાણે આપણુને દરેક ચિત્રમાં રહેલ અવનવી ભાવનાનું ભાન કરાવતો હશે એમ લાગે છે. એ બધામાંયે વધુ હૃદયસ્પર્શી ચિત્ર મુમુતાજની મરણ પથારી પાસે બેઠેલો શાહ એ સ્નેહ નીતરતું ચિત્ર છે. જીવનમાં જેને જુદાઈ જોઈ નથી, અનુભવી નથી, એવાં એ સ્નેહના છોડને પોષીને યુવાન વૃક્ષની સ્થિતિએ પહોંચાડનાર સિંચકો જ્યારે એને અકાળે મરતું જુએ ત્યારે એમના હૃદયની લાગણી કયા માનવીની આંખમાંથી આંસુ ન લાવી શકે ? તાજને આધાર આપતો, એનાથી પોષાતો, એ એ વેલનાં કુમળાં પુષ્પોની પરિમલમાં વિરહતો શાહ, અને શાહને ટેકે ટેકાયેલી, શાહના ખોળામાં એકદા પોતાનું મસ્તક મૂકી ચાંદનીમાં વિહરતી એ મુમુતાજ; આમ જ્યારે હજુ તો તેમનાં સ્નેહજળને ચાખ્યાં ન ચાખ્યાં ત્યાં તો એ એ સરિતાની સુકવણી નિરખે ત્યારે એ બંન્ને હૃદયને મરણુ–ઘા કેમ ન લાગે ? પરંતુ મરનાર તો મરીને એ ઘાની વેદનામાંથી છુટશે. પણ જીવન્તને તો મરણાંતના એ ઘાના દુઃખો સહન કરવાનાં. જ્યારે જ્યારે મરેલાની યાદ આવે, જ્યારે જ્યારે ભૂતકાળના સુખી જીવનની ઝાંખી સ્મૃતિ જીવંતની દૃષ્ટિએ નિરખાય ત્યારે ત્યારે જીવંતના જીવન ઉપર જાણે કો ક્રુર હસ્ત કાતીલ કટારથી કાપતો ન હોય ! તેથી બલ્કે તેથી એ વિશેષ વેદના એ અનુભવે છે. બિચારો શાહ ! તાજ તો મરીને છૂટી, પણ શાહ ! એના જીવનમાંતો તો દુઃખ જ રહ્યું. દુઃખ શબ્દ કહેથી દુઃખનો ખ્યાલ આવવો અશક્ય છે. જીવનમાં અણુએ અણુ પ્રસરેલી તાજને પોતાની દૃષ્ટિ સમક્ષ જતી કરી, એના વિના આખુંએ જીવન નીભાવવું એ દુઃખ, એ કારી ઘાને રણુના તલવાર ભાલાના ઘા ઝીલનાર શાહની છાતી ન ઝીલી શકી. શાહનું પશ્ચાત જીવન એ શાહજહાંનું જીવન નહોતું. શાહની જહાં તો ચાલી ગઈ હતી. એ હતું એક બાદશાહ કહેવાતા કો ઘાયલ–જીગરનું બળતું જીવન–નાવ.

શાહ ઘણુંએ રડયો હશે. જીવનને જે જે પ્રસંગે એણે તાજને ગંભારી હશે તે તે પ્રસંગે એ જગતવિજયી બાદશાહની આંખમાંથી બોર

–ઓર જેવડાં આંસુ ખરી પડયાં હશે, ત્યારે શાહ અંતરની અસહ્યવેદનાને કેવી રીતે સહન કરી રહ્યો હશે, એ કયા માનસશાસ્ત્રને આધારે ભણી શકાય ? શાહનો જીવ મુમુતાજની કબરમાં હતો. સારા સામ્રાજ્યની દોલત એણે તો કબરને દીધી અને પછી તો પોતે પણ સારોયે કબરને ચરણે ગયો. એ શાહ ! એ શહેનશાહ ! એ શાહજહાં ! જે કહો તે, એનો આત્મા કબરમાં સમાયો, દેહરાજ્યના સિંહાસને બિરાજતો એ કબરને એણે અમર કરી, પોતાના સ્નેહને પણ અમર કર્યો. એ સ્નેહમાં રહેલી નીર્મળતાથી એણે જગતના જડ પત્થરને ધોયા. એ પત્થરને પવિત્ર કરી એણે મુમુતાજના મરેલા આત્માને સજીવ કરવા મુમુતાજના દેહે દેખાતી જડતામાં પરંતુ એની દૃષ્ટિએ તો ચેતનતાનો એવો એક ભવ્ય મકબરો બંધાવ્યો. મરેલી મુમુતાજને એ મકરબામાં શહાજહાંનાં જગતપરના જીવનને ટકાવવા પોતે રૂહ થઇને શાહે જહાંને દર્શન દેવાં શરૂ કર્યાં. શાહે રૂહ સાથે હૃદય મેળવ્યાં, અને આમ માનવીઓથી પર, એવી બીજી સૃષ્ટિ સાથે, શાહે સંબંધ, બાંધ્યો. જગતના કોઈ પણ ઇતિહાસમાં છે આવી નિર્મળ પ્રેમની જ્યોતી કે જે માનવીને પૃથ્વી ઉપરથી ઉઠાવી દેવી યોનીમાં મૂકે છે ?

એ શાહ–જહાં અમર રહો.



# પાદરમાં

રાતડી ને ચાંદો રમતાં રાસ કે
ચાંદો બહુ રીસામણો રે લોલ.
રૂડી એવી રાતલડી ને છોડે કે
ઓઢે ઓલી વાદળી રે લોલ.

રાતડી રેડતી કાળાં આંસુ કે
ચાંદો ઝટ માની જતો રે લોલ.
આભનાં પુતળાં આભે નાચે ને
મારે જગ સુના સુના રે લોલ.

આભે ઝાંઝર ઘુઘરી ઝમકે ને
દીલ મારૂં થૈ થૈ કુદે રે લોલ.
નેણુના મોઢાં આભે તાકે ને
અમીરસ ઝીલી રહ્યાં રે લોલ.

હળવો હળવો ચાંદા હાલ્ય કે
સુખે લઉં વારણા રે લોલ.

રસિક ઓઝા.



# વિધવાનો પત્ર

શ્રી. છોટુભાઇ ખુશાલભાઇ પટેલ.

વ્હાલા જગત્

હું મારૂં દુઃખ કોની આગળ રડું ? તને જ ઉદ્દેશી મારો પત્ર છપાય ને વાંચેલો કંઇક એ વાત ઉપર ધ્યાન દે એ હેતુથી લખી રહી છું.

અસ્ત્રશસ્ત્રના ઘા રૂઝાયા પણ પતિનો વિયોગ, પતિના મૃત્યુનો ઘા કદિય ન રૂઝાય. વૈધવ્યના કારી ઘા-જખમ રૂઝાવવા સંસારમાં વૈદો નથી, ડૉકટરો નથી, તેમ સ્વર્ગના અશ્વિનીકુમારોય હજી આલોકમાં જન્મવાના બાકી છે.

વિધવા એટલે ભારે અપશુકન. શુભકાર્યે શળીરૂપ, ઉત્સવે ઉચ્છેદક ! અરે રે ! આ તે શું દુઃખ ?. પતિ સ્વર્ગપ્રયાણ કરતાં અંગ ઉપરના આભૂષણો ઉતાર્યાં; વિધવિધ રંગની રેશમી સાડીઓ અને સાળુઓ ત્યજી, માત્ર શ્યામ વસ્ત્ર મેં ધારણ કર્યાં; મિષ્ટાન ત્યજી માત્ર સુકા રોટલા જ ખાવામાં ઇન્દ્રિયોની લાલસાઓને કચરી નાખી. ભોગતૃષ્ણાને તરછોડી સુખે ફરવાનું ત્યજ્યું; વૈધવ્યના અસહ્ય તાપમાં કાયા પ્રજ્વલિત રાખી, છતાંય અખિલ સંસારમાં મારી કોઈ દયા ખાનાર નહિં ! સમાજ કહે છે કે ' વિધવાઓને દૂર રાખો. સંસારમાં તેમજ તેની પ્રગતિમાં તેમનો કશો જ ભાગ ન હોય.' અરેરે ! આવી નિષ્ઠુરતા, આટલી નિષ્કરૂણતા ! સમાજમાં કહેવાતા મોટેરાઓ આટલા ભૂંડા શાને થાઓ છો ? વિધવાઓએ પાતિવ્રત્ય નથી ખોયાં; સ્વધર્મથી રજમાત્ર નથી ચળી; વ્યવહારને યથાશક્તિ સાચવ્યો છે: સમાજના પ્રત્યેક કાર્યમાં ફાળો આપ્યો છે; આમ છતાં શાને તરછોડો છો ?

અમે તમારૂં શું બગાડીએ છીએ ? તમારા કાર્યમાં અમે કયારે બાધરૂપ નીવડીએ છીએ ? અમે સમાજનાં અંગ છીએ. સંસાર આખો મનુષ્યોથી ચાલે છે. અમેય હજી મનુષ્યની કોટીમાં છીએ. કરોળીયાના આઠ પગમાંથી એક ભાંગતાં તેને કશી ઇજા થતી નથી, એવા ઘેલા વિચારોથી તમે અમને શાને ત્યજી દો છો ! કિરતારે સરજેલો આ સંસારઃ એ સંસારમાં આપણા સમાજો અને એ જ સમાજમાં અમે અંગભૂત છીએ. અમારા વૈધવ્યથી અમને સમાજનું અંગ હોવાનું ન ગણી શકાય ? તમે સુખીનો સમાજ બનાવવા ઇચ્છતા હો તો શું સુખીઓનો ધર્મ નથી કે દુઃખીને, નિઃસહાયને, નિરાધારને આશ્રય આપવો ? પણ એવી વૃત્તિ તમારામાં ક્યાં જણાય છે ! તમે અમને ત્યજી દીધી, અમારા દુઃખમાં ઝુરીને મરવાને તરછોડી મુકી છે, તો તમે સમાજમાં સમજુ મોટા શાના ? ઓ સમાજ સુધારકો ! સમાજ સુધારનાર દુઃખીને દુઃખના ભાર નીચે કચડના કેમ સાંખી શકો છો ? સુખીઓને સુધારવા ઘણા સહેલા છે. નિરાશ્રીતને આશ્રય આપી અસંખ્ય દુઃખોમાંથી ઉગારવા એજ સાચા સુધારકોનો ધર્મ છે. અરે રે ! આવા ઉપદેશ આપતાં વેણ મારાથી કેમ ઉચ્ચારી શકાય. શું સમાજ સડેલો છે ? સમાજના સંચાલકો નિરક્ષર અક્કલહીન છે !

ના, ના તેમ ન હોઈ શકે, છતાંય હું તેમાંથી ત્યજાએલી છું. તેમણે મને સમાજમાંથી બરતરફ કરેલી છે. હવે સમાજમાં ક્યાંય સુખે શોભવાનો મને હક નથી.

હું દુઃખ દરિયામાં ડુબતીનો હાથ ઝાલી બહાર કાઢવાનો શું હાલના સુધારકોનોય ધર્મ નથી ? પ્રભો ! દુઃખના આભ ફાટ્યાં ત્યાં સુખનું ચિન્હ ક્યાંથી જણાય ? હે કૃપાળુ પરમેશ્વર ! હું સંસારમાં ત્યજાએલીનો હવે ક્યાં અને કોનો આશરો મેળવું. સ્વામીએ મને રખડતી મૂકી, હવે મને કોની સહાય ? ખરેખર બચપણના સુખોને અને અત્યારના અગમ્ય દુઃખોનો ખ્યાલ મને કવિઓની કવિતામાં જ જણાશે.

"અબળાનું પતિરત્ન જો એક વાર ખોવાય.
તો તેનાથી નહિ અહીં બીજું શોધી શકાય,
પણ ખોવાયા રત્નને, સંભારી દિન રાત;
પ્રતિ નિઃશ્વાસથી મૃદુ હૃદય દેતું હિંદુને શાપ."

પણ વ્હાલા જગત ! હું શાપ આપીને પાપમાં નહિ પડું. મારા જેવી કેટલીય બિચારી વિધવા બેનો દુઃખમાં દિવસો કાઢતી હશે. તેનો તાગ તમે કાઢજો ને વિચારજો ને થાય તે કરજો.

લિ૦ તમારી દુઃખી ભગિની......

......બેનના પ્રણામ.

# આજનું સ્ત્રી-શિક્ષણ

ડૉ. દેવેન્દ્રકાર

[ આપણી શિક્ષણપ્રથા અનેક જાતના સુધારાઓ માગી રહી છે. આજની કેળવણીમાંથી માનવ સરજાતા નથી એમ સહુ કોઈને સ્પષ્ટ જણાય છે. એ કેળવણીમાં પરિવર્તનની જરૂર છે. એ પરિવર્તન ક્યારે થશે, તેની કલ્પના પણ આજે તો આપણાથી થઈ શકે તેમ નથી; પરન્તુ સ્ત્રી શિક્ષણ તો જરૂર ક્રાન્તિ માગે છે; એને અપાતી કેળવણીમાંથી ગૃહિણીઓ નથી સરજાતી; એના જીવનમાં પ્રેમ નથી ઉભરાતું; આદર્શ ઘરરખુ પત્નીઓ—અને પ્રેમાળ માતાઓ નથી સાંપડતી.

ડૉ. દેવેન્દ્રકાર વર્તમાન સ્ત્રી કેળવણીની સમસ્યા છણે છે. વિલાયતની એક ખાનગીશાળાનો પરિચય રજુ કરી, સ્ત્રી કેળવણીના પરિવર્તનની અનિવાર્ય જરૂર પોકારે છે. ]

સામાન્ય શિક્ષણથી સ્ત્રીકેળવણીને એક અલગ વિષય કરવાની જરૂર શી છે ? કંઈ નહીં તો, કેળવણીના મૂળ સિદ્ધાન્તો તો છોકરા તેમજ છોકરીને માટે એક જ છે. વળી માનસશાસ્ત્રીઓ કહે છે કે છોકરા ને છોકરીની બુદ્ધિમાં કોઈ ફરક છે એમ પણ નથી, અને બન્ને જાતિઓને એક જાતની જ વૃત્તિઓ મળેલી છે. હા; આ વૃત્તિઓમાંની કેટલીક, પુરૂષમાં બળવાન છે, તો કેટલીક સ્ત્રીઓમાં બળવાન છે. ત્યારે, આજના જમાનામાં આપણે સ્ત્રી શિક્ષણને એક અલગ વિભાગ કરવા જેટલા જરીપુરાણા કેમ છીએ ! છોકરા અને છોકરીઓ માટે અલગ અલગ નિશાળો રાખીએ તેના કરતાં બન્ને માટે એક જ નિશાળ રાખીએ એ આર્થિક દૃષ્ટિએ વધુ ફાયદાવાળું નથી ? નીતિની દલીલ કહીને આમ જુદી જુદી નિશાળો રાખવી એ તો પાંગળી વાત કહેવાય. સાચું કારણ તો એ છે કે આપણે જાણ્યેઅજાણ્યે સમજી બેઠા છીએ કે છોકરા અને છોકરી વચ્ચે મુળથી જ ભેદ છે. કમનસીબે, આ ભેદ ઊંચ નીચની લાગણી સુધી પહોંચે છે. બે વસ્તુઓ જુદી હોઈ શકે, એક સરખી ભવ્ય હોઈ શકે, એક સરખી સુંદર હોઈ શકે અને એકસરખી સરસ, અદ્ભુત ને ઉપયોગી પણ હોઈ શકે. હુ જુદો શબ્દ વાપરૂં છું; ત્યારે તેનો અર્થ અલગ એટલો જ છે; નહીં કે એક બીજી કરતાં ઉચ કે નીચ છે; અથવા એક બીજી કરતાં ચડીયાતી કે ઉતરતી છે. નિષ્ણાતો કહે છે: 'બેઉની બુદ્ધિમાં કંઈ ફરક નથી અને બેઉની વૃત્તિઓ પ્રમાણમાં ઓછીવત્તી હોવા છતાં બન્નેને વૃત્તિ તો સરખી જ છે.' આ કથન આપણે માની લેશું અને વાત અહીંથી પડતી મુકીશું.

## વ્યક્તિત્વનો વિકાસ

શિક્ષણશાસ્ત્રી માટે આખો સવાલ સમસ્ત વ્યક્તિત્વના વિકાસમાં રહ્યો છે. એકલી બુદ્ધિથી બધું સરતું નથી. કેવળ વિદ્યાદાનની સફળતાનો જ સવાલ હોય તો પણ તે એકલી બુદ્ધિથી સાધી શકાય એમ નથી. કોઈ માણસ અસ્થિર હોય, છતાં તે અત્યંત બુદ્ધિશાળી હોય તો બીજો સ્થિર છતાં સાધારણ બુદ્ધિવાળો માણસ તેને સહેજે દબાવી દઈ શકે. આમ ભાવનાનો વેગ એક અગત્યનો ભાગ ભજવે છે. કન્યાઓમાં બુદ્ધિ કરતાં ભાવનાનો વેગ વિશેષ હોય છે. આજે બુદ્ધિની ખીલવણીમાં જ કેળવણીની ક્રાન્તિ આવી જતી હોવાનું માનવામાં આવે છે. પરંતુ કેળવણી એટલે એકલો બુદ્ધિનો વિકાસ જ થતું નથી. એમાં તો ભાવનાનું

બંધારણ પણ સમાયું છે. એ ભાવનાના બંધારણને સામાન્ય રીતે ચારિત્ર્યનું બંધારણ કહેવામાં આવે છે. આમ છોકરીનું વ્યક્તિત્વ છોકરાના વ્યક્તિત્વથી નોખું પડે છે, અને તે વ્યક્તિત્વની ખીલવણી જીવનના ધંધાને પરિણામે અસર કરે એવી નોખી રીતો ઉપર જ થાય છે. આથી છોકરા ને છોકરીઓની જુદી જુદી શાળાઓ રાખવામાં સંગીન સિદ્ધાન્તો રહ્યા છે. આજે એ સંગીન સિદ્ધાન્તો નજર બહાર કરાયા છે, પણ એ પ્રણાલિકાના રક્ષણને માટે એને નીતિની મહોર મળી છે. જે કોઈ રીતરિવાજને નૈતિક કે ધાર્મિક સંમતિ મળી છે, તે સ્થિર પાયા ઉપર છે.

નિશાળો જુદી છે એટલે તેમના માનસિક વિકાસને અનુકુળ આવે એવો જ એમાં અભ્યાસ ક્રમ હોય એ યોગ્ય છે. આમ હોવાથી જીવનના કામધંધા સાથે એને સબંધ હોય જ; ત્યારે છોકરા ને છોકરીની શાળાઓ વચ્ચેનાં અભ્યાસ ક્રમોમાં કંઈ ફરક છે ખરો ? મૂળ જોઈએ તો કશું જ નહિ. બધી નિશાળોમાં એક સરખી જ ચોપડીઓ ચાલે છે; અને લગભગ એક સરખી જ રીતે શીખવવામાં આવે છે. અભ્યાસ-ક્રમને સંપૂર્ણ કરવા સારૂ મિડલ ડિપાર્ટમેન્ટની પરીક્ષા માટે રાંધણ તથા શિવણ અને મેટ્રિકનાં વિજ્ઞાનની સાથે ઘરતું અર્થશાસ્ત્ર અને વિષયો દાખલ કરવાના પ્રયત્નો થયા છે. પણ આ વિષયો એટલી હળવાશથી શીખવવામાં આવે છે કે તેથી નિશાળના રોજિંદા ક્રમનો કાંઈ ખાસ ફેર પડતો નથી.

## વિલાયતની એક ખાનગીશાળા

વિલાયતની એક ખાનગી કન્યાશાળામાં મેં થોડાક દિવસો ગાળ્યા હતા. આ શાળામાં સામાન્ય નિશાળો જેવો રગશિયો ક્રમ નહોતો. રોજ બે કલાક નિશાળના સામાન્ય વિષયોના શિક્ષણ પાછળ અપાતા હતા. બાકીનો વખત છોકરીઓ પોતાની મેળે કામ લેતી. રેખાંકના, ચિત્રકળા, સ્થાપત્ય, કાંતણ, વણાટ, શીવણ, ધોબીકામ, રાંધણ, રમતગમતો, અને નિશાળના પશુસંગ્રહની માવજત, એ તેમની મુખ્ય પ્રવૃત્તિઓ હતી. ત્યાં કડક શિસ્ત નહોતી; બળજબળાઈ નહોતી. છોકરીઓને થથરાવી મૂકવા કે કોઈ તેની પાસે તેની મરજી વિરૂદ્ધ કામ કરાવવા કોઈ પણ મહેતી હાથમાં સોટી લઈ દારોગાનું કામ કરતી નહોતી ત્યાં પ્રવૃત્તિઓને લીધે ધમાલ ને ગરબડ ન હતી. પરંતુ તેઓ હળીમળીને અને એકમેકને સહકાર આપીને બધું કરતાં હતાં. અને એમ, ચોપડીઓમાંથી કેમ જીવવું એ તેઓ શીખી શકે નહિ તે તેઓ શીખતા હતા. મેં શાળાની મુખ્ય શિક્ષિકાને પૂછ્યું હતું કે 'આ છોકરીઓના વાલીઓ એમને મેટ્રિકમાં બેસાડવા ઇંતેજાર નથી ?' તેમણે કહ્યું હતું કે 'તેમને ઇંતેજારી તો છે જ; અને પરીક્ષામાં બેસવાની કેટલાકને માટે ખાનગી ગોઠવણ પણ છે.' મેં વિશેષમાં પૂછ્યું કે 'આવી છોકરીઓ માટે અલાયદી ગોઠવણ રાખવામાં આવે છે ?' તેમણે કહ્યું કે 'એમ નહોતું પણ આવાઓને પરીક્ષા પહેલાં થોડા મહિના અગાઉ શિક્ષણમાં ખાસ મદદ અપાય છે ખરી.'

હેતુ અને સામાજિક સહવાસની ઊણપ હોય છે ત્યારે નિશાળના ખંડોમાં આ વિષયો શીખવવામાં આવે છે. અને એ ભણવાની રીત પણ આવી રીતે પણ સાવ સુકી હોય છે. દાખલા તરીકે, પુલાવ બનવવા માટે રીત પ્રમાણે શીખવાનું તો તે રેશમી સાડી ઉપરના ડાઘા કાઢવાનું લો. આ બધું થાય છે તે કેવળ પરીક્ષામાં માર્ક મેળવવા પુરતું. દરેક છોકરી બીજી કરતાં ઊપલે નંબરે આવવા મથે છે. કોઈને પણ બીજીને મદદ કરવાનું સ્વપ્નું સરખુંયે આવતું નથી. જાણે રખેને તે બીજી કરતાં પાછળ રહી જાય. આ જાતના ભણતરમાં એક બીજાને મદદ કરવાનો આખો મુદ્દો જ

વિસરાઈ જાય છે. નિશાળ એટલે નાની સરખી સમાજ. એનો હેતુ જીવનનું શિક્ષણ આપવાનો છે, અને તે જીવન ભવિષ્યમાં જીવવાનું નહિ પણ આજે તે એ જ જગ્યાએ જીવવાનું છે. આમ કરીએ તો જ આપણે કંઇ શીખી શકીએ. પુસ્તકિયા જ્ઞાનનાં ગાડાં ભર્યેથી વ્યવહારની તો રજ પણ સંધાતી નથી.

### ધોંધાટિયું રસોડું

હવે આપણે ધોંધાટિયા રસોડાના લાભો જોઈએ. સમાન ભાવે ને સમાન રીતે છોકરીઓની એક ટુકડી કામ કરી રહી છે. અતડાપણામાં કંઇ શીખવાનું મળતું નથી. એમાં સમભાવ, એકએકને મદદ કરવાનું, સહકાર અને જવાબદારીનું ભાન નથી. તેમ કામ કરતાં કરતાં શીખવાનું પણ એમાં નથી. પ્રવૃત્તિ તો જીવન સાથે જડેલી છે એટલે અહીં કામ કરીએ તે ટેવરૂપ બની જાય. પાછલી જિન્દગીમાં આ ટેવ જ આપણી મદદે રહે છે. ચોપડીઓમાંથી આપણે ખબરોની ફાવે તેટલી ખાંડીઓ ભેગી કરી હશે. તો પછી એ તરત ભુલાઇ જવાની. જો એમ ન હોત તો આજે દુનિયાની સિકલ તદ્દન જુદી જ હોત.

ભણેલાં બાઇરાંનાં ઘરો, રસોડાં અને સફાઇની ટેવો બીજાઓ કરતાં સારાંજ છે એમ નથી. મેટ્રિક પસાર કરી તેઓ તેમની જુની આદતોને એકદમ ખંખેરી નાખી શકે, અને તેઓ મોંઘા મૂલે મેળવેલા પોતાના પ્રમાણપત્રના ધોરણે જીવન જીવવા લાગે, એ બને એમ નથી.

### પુસ્તકોનો ભાર બોજ

આપણે એકાદ વસ્તુ જાણી તો શકીએ પણ જ્યાં સુધી આપણને તે કરવાની ટેવ પડે નહી, ત્યાં સુધી આપણને તેની આવડત બેસે નહી. આજની શિક્ષણ પદ્ધતિમાં ખામી એ છે એમાં પુસ્તક ઉપર બધો ભારબોજ નાંખવામાં આવે છે. સાદી નજરથી કે સાદા શારીરિક કામથી જે હકીકતો મેળવી શકાય એમ છે તે પણ ચોપડીઓમાંથી મેળવવામાં આવે છે. જ્યાં સુધી આ વસ્તુઓ ધોળા કાગળ ઉપર કાળી શાહીમાં છપાયેલ વાંચી શકાય નહી, ત્યાં સુધી એની કશી કિંમત મુલવાય નહી! પછી પરિણામ આટલાં કંગાલ આવે તેમાં નવાઇ શી?

### શાળાને ઘર બનાવો.

આનો ઉપાય શો? નિશાળને ઘર જેવું બનાવો અને છોકરીઓ ત્યાં માત્ર પાટલી ઉપર બેસી સાંભળે છે એમ નહિ પરન્તુ કામ કરતાં કરતાં ને શીખે પણ ખરી. નિશાળનાં પહેલાં પાંચ વર્ષોમાં બાળકને જેટલી ટેવ પાડવાની છે તેટલું શીખવાતું નથી. આજે તો ઘરકામથી થાકી ગયેલી, કામના બોજાથી વળી ગયેલી અને અરધી ભાનમાં ને અરધી મુર્છામાં એવી કોઈ મહેતી ૩૦–૪૦ છોકરીઓના એક વર્ગને લખવા, વાંચવા તેમ જ ગણવાના પાઠ ભણાવે છે. આમ પાંચ ૭ કલાક સુધી તે બાળકોને કામમાં ગોંધી રાખે છે. બાળકોનાં મગજમાં ભુસું જ ભરાયું જાય છે, અને શીક્ષિકા બાપડીનો હવે ગજ ચાલે એમ નથી. જરા પ્રાથમીક શાળાનાં ધોરણ પસાર કર્યા અને જરા વાંચતાં લખતાં આવડયું એટલે પ્રાથમીક શાળામાં ભણાવવાની એની લાયકાત પૂરી થઈ ગઈ! આવતી કાલના શહેરીઓને આવું ભણતર મળે છે! આમ ને આમ પુરાં દશ વર્ષ ચાલે છે, અને બાળક પરીક્ષા પસાર કરે છે. પછી એ છોકરીઓ પરણે એટલે તેઓ વફાદાર પત્નીઓ થાય, આજ્ઞાધીન પુત્રવધુઓ થાય, કુશળ રસોયણ થાય, ચતુર શીવનારી થાય, કાબેલ ઘરરખુ થાય, પ્રેમાળ માતા થાય અને સુસંસ્કૃત શહેરી થાય એવી એવી એમને વિશે ધારણાઓ રાખવામાં આવે છે. ભલા, જીવનને માટે એમને શી તાલિમ મળી છે? તેઓ કંઈક અક્ષરો ઉકેલતાં શીખી છે, તેમાંથી

કંઈક અર્થ કાઢતાં તેમને આવડયું છે; પણ આથી તેમનું શું ભલું થશે? હજી તેઓ સાહિત્ય સમજી શકે એમ નથી. તેઓ કંઈક મૌલિક સર્જન કરીને જગતની પ્રગતિમાં ફાળો આપી શકે એમ નથી. તેમને કંઈ કામ આવડે એવું હોય, તો તે થોડા પઈસા કમાવાનો સવાલ છે. તેઓ પોતાનાં બાળકોને ઘરડી દાદીમા પાસે અથવા અજ્ઞાન અભણ આયા પાસે મુકીને નિશાળોમાં ભણાવવા જશે. તે કાંઈ તેમને શિક્ષણ ઉપર પ્રેમ ઉભરાય છે તેથી નહિ, પરંતુ તેથી તેમને થોડા કલદાર મળે છે એ કારણે—આમાં આ તાલિમ કારકુનિયા છે. ઘરની સ્થિતિ સુધારવા માટે આ સિવાય બીજો કોઈ રસ્તો તેમના વિચારમાં આવતો નથી. આ વાત ભયંકર છે; અને દહાડે દહાડે એ સામાન્ય રૂપ પકડતી જાય છે.

**પ્રાથમિક શાળાના શિક્ષકો.**

પ્રાથમિક શાળાના શિક્ષકો સહુથી વિશેષ શક્તિશાળી હોવા જોઈએ. તેમને બાળકોની પહોંચ હોવી જોઈએ, તેઓ બાળકોને વાળી શકે અને દોરી શકે એવા હોવા જોઈએ. જાણે બાળકના મગજમાં જ્ઞાન ઠાંસોઠાંસ જ ભર્યા કરવું એ અત્યાર સુધી પળાયેલી પદ્ધતિ છે. પણ એથી તેજસ્વી પરિણામો આવ્યાં નથી. હવે બાળકોની કુદરતી ખિલવણી થાય એવી પદ્ધતિનો આશરો લેવો જોઈએ; એટલે બાળકને મદદ કરવાની, તેને દોરવાની અને તેને અજ-માયશ લેવા દેવાની પદ્ધતિ લેવી જોઈએ. આ પદ્ધતિને લીધે ગોખણપટ્ટીનો ઘણો બોજો ઓછો થઇ જશે. વળી, મોટે ભાગે હસતા રમતાં શીખવી શકાય એમ પણ બને. કેટલીક શાળાઓ બીજો નવો ચીલો પાડી શકે એમ છે, તે નવી પદ્ધતિએ શીખવવા બાબતમાં છે. સરકારી નિયમો ને હુકમો પ્રમાણે અંગ્રેજીનું શિક્ષણ હવે છઠ્ઠા ધોરણથી શરૂ થશે. આ ભણાવનારા શિક્ષકો પોતે પણ ભાગ્યે જ અંગ્રેજી જાણતા હોય છે. પછી વિદ્યાર્થીઓ ઉપાધીઓ મેળવ્યા બાદ પણ પોતાના વિચારો દર્શાવી શકે નહી એમાં નવાઇ પામવા જેવું નથી. જીભ જરા છુટતી જાય અને તેને યોગ્ય રીતે વાળી શકાય એટલે કુશળ શીક્ષકો મારફત આ ભાષા શરૂઆતથી જ શીખવાય એમ છે. નિશાળનાં અધિકારીઓને ઈન્સ્પેક્ટરની ટીકાઓથી ઘણો ભય રહે છે. પણ સરેરાશ કરતાંય ધોરણ ઉતરતું હોય તો જ વિરૂદ્ધ ટીકાઓ આવવાનો સંભવ છે. ધોરણ સામાન્ય કરતાં ઉંચું હશે, તો બીક રાખવા જેવું કશું જ નથી.

આવી નીશાળો પાછળ કરેલો ખર્ચ ઉગી આવે છે. આજે બાળકો માટે અનેક પ્રાથમિક શાળાઓ છે તેના કરતાં આવી એક જ નિશાળ હોય તે વધારે બહેતર છે. જીવન, ધર્મ અને બીજી બધી બાબતોમાંથી શ્રદ્ધા ખોઈ બેઠેલા અને ખોટું ભણેલા અનેક એદી માણસો કરતાં થોડી સંખ્યાના સારા ભણેલા ને જવાબદાર માણસોને બહાર લાવવા એ વધારે સારૂં છે.×



× મરાઠીમાંથી.



# સ્ત્રી

શ્રી. જ્યોતિ

## પાત્રો

સૌદામિની. જયંત. તરંગિણી. ગોમતી.

### પ્રવેશ ૧ લો.

[ મુંબાઈના માળાનું એક શણગારેલું દિવાનખાનું દેખાય છે. અંદર જવાના બારણા પર સુંદર તોરણ લટકાવેલું છે. અંદર નજર પડતાં, કોઇ સુખી કુટુંબ વસતું હોય એવો ભાસ થાય છે. સારા કાચવાળો એક સુંદર કબાટ દેખાય છે. એક બાજુ મખમલની ગાદીવાળો સુંદર કોચ પડયો છે. વચ્ચે આરસનું એક સુંદર ટેબલ છે અને તેની આસપાસ ચાર ભપકાદાર ખુરસીઓ પણ દેખાય છે. બીજી તરફની ભીંતપર સુંદર નવી ડીઝાઈનનું ઘડીઆલ છે; ૭ વાગેલા છે. ટેબલની બીજી તરફ ખાલી જગ્યા ઉપર સુંદર સાદડી બીછાવેલ છે.

ડાબી બાજુની બારી પાસેના ખુરશી પર તરંગિણી વિચારમાં ગરકાવ થઈ બેઠી છે. એની ઉમર જોતા વેંત જ વીસેક વર્ષની હોય એમ અનુમાન થાય છે. કપડાં અને દેખાવ સુધરેલા જેવો જણાય છે.

પડદો ઉઘડતાં, વહી જતી સાંજની સુરેખ રોશની બારી વાટે પ્રવેશ કરે છે. એક માસિકનાં પાનાં ફેરવી પોતાનો કંટાળો દૂર કરવા તરંગિણી યત્ન કરતી દેખાય છે.

તેની પાસે નોકર બાઈ ગોમતી સાદડી પર બેઠેલી છે. તેની ઉમર તરંગિણી કરતાં થોડી મોટી હોય એમ જણાય છે. દેખાવમાં અને કાઠમાં કોઈ ગામડીઆ બાઈ કરતાં વધારે આગળ વધેલી જણાય છે. ]

તરંગિણી

આજે તો ૭ વાગી ગયા છતાંયે જયંત કેમ આવ્યા નહિ; રોજ તો ૭ વાગ્યા પહેલાં આવી જાય છે. ( અધીરાઈ દૂર કરવા ઓરડામાં આંટા મારે છે ) આજે જરૂર રસ્તામાં કોઈ મળી ગયું હશે. આટલું મોડું પોતે તો કરે જ નહિ. ( જરા બારી પાસે ઉભતાં ) એ કેટલા ભલા છે! મને દરેક રીતે સુખી રાખે છે. (મોં પર ન્તાશ છવાય છે) પણ કોઈ કોઈ વાર આનંદથી વાતચિત કરતાં કાંઈ યાદ આવતું હોય તેમ વિચારમાં ગરકાવ થઈ જાય છે, તેનું કારણ સમજાતું નથી. માટે એમની એ ચિંતા જાણવી જોઇએ–જાણીને તેનો ઉપાય અજમાવવો જોઇએ. (વળી કાંઈ વિચાર આવતાં) પણ તેમનો એવો જ પ્રેમ મારા ઉપર હમેશ રહેશે કે કેમ ! કે જ્યાં સુધી ઉછળતું યૌવન છે ત્યાં સુધી ? ( નિરાંતે શ્વાસ ખેંચી ટેબલ પર માથું નાખી બેસી રહે છે) આ સંસારમાં છેવટ સુધી ચાહનાર દંપતીનાં કેટલાં જોડલાં હશે ! ( તેને વધારે વિચારમાં ગરકાવ થયેલી જોઈ ગોમતી બહાર આવી ચાલી જાય છે) પેલી કલકત્તાની આંગુરબાલાની રેકર્ડ સાંભળવી મને બહુ મીઠી લાગે છે. ચાલ તે વગાડું, એટલે વખત પણ પસાર થાય અને મન પણ શાન્ત થાય. (ગ્રામોફોનને ચાવી આપી ચાલુ કરે છે. બાદ ખુરશી પાસે ખેંચી તેના ઉપર બેસી એક ચિત્તે સાંભળે છે. )

" મત કરો કિસીસે પ્યાર,
સમ જતલબકે હય યાર:

રૂપ જોબન હય જબ તક તેરા,
હોગે સભી ખરિદા—
તેરા હોંગે સબિ ખરિદા—".

( ગોમતી પ્રવેશ કરી બત્તી પ્રગટાવે છે. રોશની આખા ઓરડામાં પથરાઇ જાય છે. )

ગોમતી

તમને આ ગાયન સાંભળવું બહુ ગમે છે, નહિ ? એના ધ્યાનમાં તો અંધારું થયું છતાંયે બત્તી પ્રગટાવવાનું યાદ ન રહ્યું.

તરંગિણી

( તેની વાત ઉપર ધ્યાન ન આપતાં ) ગોમતી, આમાં ગવાતી વાત ખરી હશે ?

ગોમતી

બા, તમને આવા વિચાર શા માટે આવતા હશે. હમણાં શેઠ આવશે એટલે બધું બરાબર થઇ જશે, બાકી...તમારા જેટલું સુખી તો કોઇ નહિ હોય.

તરંગિણી

પણ એ સુખ લાંબો વખત ટકશે કે નહિ તેની જ ચિંતા મને આવે વખતે હેરાન કરી મૂકે છે.

ગોમતી

(શ્રદ્ધાથી) હું તો મારા શેઠ વિષે એવું ધારી ન જ શકું.

તરંગિણી

ગોમતી, પુરુષની જાત જ એવી. જ્યાંસુધી યૌવન હોય ત્યાંસુધી પ્રેમ......( રેકર્ડને તેમની વાત ન ગમતી હોય તેમ વિરોધ બતાવવા બંધ થઇ જાય છે ) વાતોમાં આપણને ગાયન ગવાઇ રહ્યું તેનું યે ભાન ન રહ્યું. ( તે ફરીથી તે જ ગાયન વગાડવા જાય છે ત્યાં તો બારણા પર ટકોરા પડે છે. ) ગોમતી, જો તો તારા તારા શેઠ આવ્યા.

[ દરવાજો ઉઘાડતાં ગોમતી આગળ અને પાછળ એક યુવતી પ્રવેશ કરે છે. તે તરંગિણી જેવડી દેખાય છે. તેના કપડાં તેના કરતાં વધારે સફાઈદાર જણાય છે. તેના હલનની સાથે તેના કાનની નાજુક બુટ્ટીઓ હાલતાં તેના તેજસ્વી મુખડામાં આકર્ષક તેજ ચમકે છે. તેના સર્વાંગ સુંદર શરીરમાંથી રસફોરમ વહેતી હોય છે. છતાં યે તરંગિણીને જોતાં તેના મુખકમળપર શોકની છાયા પથરાયલી જણાય છે. ]

તરંગિણી

આવો બહેન, તમારે કોનું કામ છે ?

યુવતી

મી. જયંત વકીલ અહીં રહે છે ને ?

તરંગિણી

(જરા વિચારમાં પડી) હા, આ જ એમનું ઘર. તમને શું કામ છે ?

યુવતી

કામ તો ખાસ કાંઈ નહિ. (અટકી) તેમને મળવુ હતું.

તરંગિણી

રોજ તો તેઓ આ વખત પહેલાં આવી જાય છે; પણ આજે કોઈ ખાસ કારણ સર મોડું થયું હોય એમ જણાય છે. (તેના મુખ તરફ તાકીને) બેસોને, હમણાં આવશે.

યુવતી

ના, હવે હું બેસીશ નહિ. એમને કહેજો કે કાલે આ વખતે આવીશ.

તરંગિણી

(જરા હસીને) પણ તમારું નામ તો કહેતાં જાઓ. તેના વગર કેમ ખબર પડશે ?

યુવતી

(તેની વર્તણુકથી મુંઝાઇ) તેમને કહેજોને, સૌદામિની આવી હતી.

(સૌદામિની જવા માંડે છે. તેના ગયા પછી ગોમતી બારણું વાસી તરંગિણી પાસે સાદડી પર આવી બેસે છે. )

તરંગિણી

( વિચાર નિદ્રામાંથી અચાનક ઝબકીને જાગી હોય તેમ) ગોમતી, આ કોણ હતી ? એને તેં કોઈ વાર જોઈ છે ?

ગોમતી

ના બા, મને તો એવું મોડું યે ધ્યાનમાં નથી આવતું.

તરંગિણી

તો પછી આમ ઘર પૂછતાં અહીં આવવાનું શું કારણ હશે?

ગોમતી

બા, તમે સમજુ થઇને આવા વિચાર શા માટે કરતા હશો? હશે કોઈ દૂરની સગી, કે કોઈ અસીલની બ્હેન, કે કૉલેજમાં તેમની સાથે ભણેલ છોકરી. તમે ભણેલાગણેલા થઈ આવી વાતમાં ગભરાઈને શંકા લાવો એ શું કહેવાય?

તરંગિણી

. ગોમતી, આજે મને જરાયે નથી ગમતું. એવો તો કંટાળો આવ્યા કરે છે! મન પણ એટલું અશાંત છે, મારા હૃદયના ધબકારા તને નથી સંભળાતા?

(વ્યાકૂળતાથી ટેબલ પર માથું મૂકી રડી પડે છે.)

## પ્રવેશ ૨ જો.

**સ્થળ:** એ જ.

**સમય:** દોઢ કલાક પછી.

[ કોચપર માથું ટેકવી તરંગિણી પડેલી છે. તેનું મોઢું ફીકકું પડી ગયેલું છે. વાળ બધા અવ્યવસ્થિત થઈ તેના કપાળ પર ઉડી રહેલા છે. દિવાનખાનામાં વધારે કાંઈ ફેરફાર જણાતો નથી. ફક્ત ગોમતી ત્યાં દેખાતી નથી.

દરવાજો ખોલી હસતાં હસતાં જયંત પ્રવેશ કરે છે. પચીશેક વર્ષનો દેખાવડા જેવો દેખાય છે. પ્રતિભાશીલ અને ગૌરવભર્યું તેનું મોઢું છે. ]

જયંત

( એકદમ તેની પાસે જઈ, વહાલથી તેનું ગોરું મુખડું ઉંચું કરી લાગણીથી) તરુ, જરા મોડું થયું તેમાં આટલો શોક? પણ એમાં મારો જરા યે વાંક નથી. તેમાં યે તું આટલી બધી ગાભરી કેમ બની ગઈ છે?

તરંગિણી

( અર્ધગંભીર કટાક્ષથી ) નવ તો વાગ્યા અને હજુ તમોને જરા મોડું થયું છે, નહિ? (ભ્રૂકુટિ ચઢાવતાં) જાઓ, હવે હું તમારી સાથે બોલવાની જ નથી. રાહ જોવડાવીને હેરાન તો કરી નાખી.

જયંત

(તેના વાળ બરાબર ગોઠવતો) પણ એમાં મારો જરા યે વાંક નથી. ૭ વાગે અહીં આવવા નીકળ્યો, ત્યાં બેચાર મિત્રો જોરજુલમથી સીનેમા જોવા લઈ ગયા, તેમાં મોડું થઈ ગયું. (તેની પાસે બેસી મનાવતો) મિત્રો બિચારા પરણેલા નહિ એટલે મારી કે તારી સ્થિતિ કેમ સમજી શકે? (તેના કાન પાસે મોઢું લઈ ધીરેથી ) મેં તેમને એક વખત કહ્યું પણ ખરું કે 'ઘેર તરુ મારી રાહ જોતી હશે!'

તરંગિણી

(ચાલાક પતિના નિર્દોષ આનંદનું વર્ણન સાંભળી કેળવાએલી પત્ની હસી પડતાં) વાતો ઘણી મીઠી મીઠી આવડે છે. ( ગંભીરતાથી ) અમારી સહનશીલતાની પરીક્ષા લેતાં લેતાં અમને કેટલું દુઃખ થાય છે તેનો ખ્યાલ તમોને ક્યાંથી આવે?

જયંત

(પોતાની પત્નીના આવા હેતાળભર્યા ઠપકાની દૃષ્ટિથી બેઘડી મુંઝાતાં) તરુ, હજુ યે તને મારી ભૂલ જણાય છે! આટલા દિવસો થયા કોઈ વખત મોડો આવ્યો છું? (તેના કોમળ કરને રમાડતાં) તને સાથે લીધા વિના કોઈ પણ સ્થળે ફર્યો છું?

તરંગિણી

(પોતાના પતિનું મન દુભાવ્યાની જાણ થતાં, ઢીલી બનતાં વહાલથી) આટલું બધું મોઢું લગાડવાનું કારણ?

[ જયંત શાન્ત રહે છે. ]

તરંગિણી

(નિર્જન શાન્તિમાં જયંતનું ઉદાસ વદન ચમકાવે છે. વહાલથી તેના બેઉ હાથ પકડી રમતીયાળ મુખડે) ના, ના, હું તો જરા ગમત કરતી હતી. ચાલો. હવે, જમી લો, ભૂખ લાગી હશે.

જયંત

(રસિક બનતાં) હું મોડો થયો તેનો બદલો વાળ્યો, એમને?

[ જયંત ઉભો થઈ કપડાં કાઢી ખીલી પર લટકાવે છે. એટલીવારમાં તરંગિણી ગોમતીને બોલાવે છે. બે થાળી પીરસી ગોમતી ચાલી જાય છે. ]

તરંગિણી

(તેની પાસે જ બેસી) તમે સૌદામિની નામે કોઈ યુવતીને ઓળખો છો?

જયંત

(તેની સામે તાકીને) તરુ, આજે તને શું થયું છે. તારા મનમાં કોઈ પણ પ્રકારની ગડમથલ ચાલી રહી હોય એમ જણાય છે. (ફીક્કું હસીને) મને તો કોઈ સૌદામિની યાદ આવતી નથી.

તરંગિણી

(વિજયી પ્રભાવથી) બરાબર યાદ કરો તો ધ્યાનમાં આવશે.

જયંત

(ગંભીર બની) સગાંઓમાં તો કોઇ નથી. (થોડીવાર સુધી કાંઇ મંથન કરતો હોય એમ જણાય છે પછી એકદમ નરમ બની) મારી સાથે એક સૌદામિની ત્રણ ચાર વર્ષ ભણી હતી ખરી.

તરંગિણી

(અર્ધ ગંભીર કટાક્ષથી) તે તમારી મિત્ર હતી, ખરું ને?

જયંત

(દિલગીર બની) હા, અમારે સારું બનતું.

તરંગિણી

(જરા લાડથી) આમ મુંઝાઓ છો શા, માટે? તમે તેને ચાહતા હતા, ખરું ને? કાંઇ વાંધો પડવાથી મારી સાથે પરણ્યા, ખરું ને?

જયંત

(નિરાશાથી) તરુ, તું સ્ત્રી હોવાથી મારા હૃદયમાં કેટલું દુઃખ થતું હશે તે સમજતી હોઇશ. તું મારી જીવનસખી બની છો એટલે તારાથી હું કાંઇ છુપાવીશ નહિ. (જરા થોભી) અમોએ પરણવાનું નક્કી કર્યું હતું, પણ એક દિવસ અચાનક તેની માતા સાથે સૌદામિની કલકત્તા ઉપડી ગઇ. (નિશ્વાસ નાખી) મેં ત્રણ વર્ષ સુધી રાહ જોઇ. પછી તેનું દુઃખ ભૂલવા તને પરણ્યો. તે યાદ આવી, મને અને તને દુઃખી ન કરે તે માટે હું તારામાં વધુને વધુ મારું મન પરોવતો ગયો, અને તેં પણ મને સુખી કરવામાં કાંઈ પણ બાકી રાખ્યું નથી.

[ ભિનાશવાળા નેત્રે તરંગિણી તરફ તાકી રહે છે. થોડીવાર શાન્તિ પથરાય છે. ]

તરંગિણી

(તેનું દુઃખ જોઇ લાગણીથી તેની સાથે વાત કરતી હોય તેમ) આજ સુધી આપણે સુખી હતાં એમાં સૌદામિનો શો વાંક? એ બિચારી તેના વચન મુજબ તમારી પાસે પાસે આવી. તમારે એની રાહ જોવી હતી.

[ તેઓ જમી રહ્યાં હશે એમ સમજી વખત થતાં ગોમતી આવે છે. કોઇ દિવસ નહિ ને આજે તેમને ચિંતાતુર જોઇ નવાઇ પામે છે. થાળીમાં ઘણું ખરું પડેલું જોઇ જમી રહેવાને વાર હશે એમ સમજી બહાર જવા માંડે છે. એટલામાં જયંત અને તરંગિણી બેઉ ઉઠી જાય છે. ]

જયંત

(કોચ પાસે તરંગિણીને બેસાડી, હસવાનો ડોળ કરી) તને ને સૌદામિનીને વળી બહેનપણાં ક્યારથી થયાં?

તરંગિણી

(ખરેખર હસીને) અમારી ઓળખાણ તો થઈ; પણ ખરેખરી મૈત્રિ તો હવે જામશે. કાલે ૭ વાગ્યા બાદ સૌદામિની અહીં તમને મળવા આવવાની છે.

(જયંત ફાટેલે ડોળે તેની તરફ જોઈ રહે છે.)

## પ્રવેશ ૩ જો.

**સ્થળ:** એ જ દિવાનખાનું.

**સમય:** બીજા દિવસનો ૭ વાગ્યાનો.

[ એક ખુરશી ઉપર તરંગિણી બેઠેલી જણાય છે. તેના કપડાં પહેરવાની ઢબથી તે વધારે સુંદર દેખાય છે. ગઇ કાલ જેવી તે દુઃખી કે ચીડાયલી જણાતી નથી. પણ ઉલટું તેણે કાંઈ નક્કી કર્યું હોય એવો—ન સમજાય તેવો આનંદ તેના મુખ પર છવાઇ રહેલો છે.

તેની પાસે નીચે ગોમતી બેઠેલી છે. પોતાની શેઠાણીમાં થોડે થોડે વખતે થતા ફેરફારો ન સમજી શકવાથી તે મુંઝાયલી દેખાય છે. એકલા રહેવાથી કદાચ મક્કમ કરેલા વિચારો જયંત તરફના પ્રેમને લઇને ફરી જાય એ બીકે તે ગોમતીને બહાર જવા દેવા ઇચ્છતી નથી. ]

તરંગિણી

(હસીને) ગોમતી, તને મારાં કરતાં સારો બાપ મલે તો ગમે કે નહિ? હું તો તારી પાસે ઘણું કામ કરાવું છું. એટલે ન ગમતી હોમશ જોને અત્યારે યે તને બહાર જવાની રજા નથી આપતી.

ગોમતી

(તેનું કહેવું ન સમજી શકવાથી એબાકળી બની) બા, આમ તે શું મશ્કરી કરતા હશો. મેં એકએ ઠેકાણે કામ કર્યું છે, પણ તમારા જેટલું સુખ ક્યાંયે નથી મળ્યું. શું તમે મને કાઢી મૂકશો? (આંખમાં ખરેખરા આંસુ લાવી) રજા આપશો તોપણ હું જઈશ નહિ. ભલે પગાર બે રૂપીઆ ઓછો આપજો પણ મને કાઢી ન મૂકશો.

તરંગિણી

(તેને રડતી જોઈ જોસથી હસી પડતાં) અરે ગાંડી, એમાં રડવા શું બેઠી. તને કોઈ રજા આપવાનું નથી. પણ તું મારી કામવાળી નથી; ઘરની છે અને જ્યાં છે ત્યાં જ રહીશ.

ગોમતી

બા, તમને તો અમારા ગરીબની મશ્કરી કરવાનું જ સૂઝે છે.

[ દરવાજો ખુલ્લે છે અને ધીમે પગલે સૌદામિની દાખલ થાય છે. ગઈ કાલ કરતાં તે વધારે સુંદર દેખાય છે. પણ તેના તેજસ્વી મુખ પર આછી શોકની છાયા અનુભવીને સ્પષ્ટ જણાઇ આવે તેમ છે. ગઈ કાલ જેવી ઉત્સાહી તે અત્યારે જણાતી નથી. ]

તરંગિણી

આવો સૌદામિની બહેન, (એક ખુરશી પોતાની વધારે પાસે ખેંચીને) બેસો; તમે તો બરાબર વખત પ્રમાણે આવ્યાં છો. એ એ હમણાં જ આવશે. (પોતાની દૃષ્ટિથી ભાવ માપવા મથતી હોય તેમ) મેં તમારા આવવાના ખબર એમને આપ્યાં હતા.

સૌદામિની

(ખંચાઈને) મારો વિચાર તો આવવાનો ન હતો. (નીચી દૃષ્ટિ રાખીને) પણ મન રહ્યું નહિ.

તરંગિણી

(તેની મુંઝવણ કળી જઇને) તમે આવ્યા તે સારું થયું. આવ્યાથી મોઢામોઢ ખુલાસો થઈ જતાં, કોઈના મનમાં કશું દુઃખ રહે નહિ. (તેનું મન દુભાઈ જવાની જાણ થતાં એક સ્ત્રીને શોભે એવા ભાવથી) બહેન, તમારે એમને મળી ખુલાસો મેળવવો જરુરી છે. આવો, બેસો. એઓ તો હમણાં જ આવશે. (ગોમતીને) ગોમતી ત્રણ ચાર કપ કોફી બનાવી આપને.

સૌદામિની

( ખુરશી પર બેસતાં ) ના, એટલી તસ્દી લેવાની જરુર નથી.

[ તેના કહેવા ઉપર ધ્યાન ન આપતાં તરંગિણી નિશાની, કરે છે એટલે ગોમતી જાય છે. ]

( બંધ પડેલી વાત ચાલુ કરતાં ) હવે ખુલાસો મેળવવો નકામો......

[ એટલામાં જયંત દાખલ થાય છે એટલે વાક્ય પુરું થતું નથી. જયંતના મોઢા ઉપરથી તે વધુ ગંભીર બન્યો હોય એમ જણાય છે. દાખલ થતાં જ સૌદામિનીને ત્યાં જોઇ તે ખંચાય છે. સૌદામિનીની સુંદર આંખો તેના તરફ વળે છે. તે આંખોમાં જયંતના મુખપરની દુઃખની છાયાનું પ્રતિબિંબ પડે છે. એક જ ક્ષણમાં જયંતના નેત્રો સૌદામિની ઉપરથી તરંગિણી ઉપર વળે છે. તેના મનના ભાવ વાંચવા યત્ન કરે છે, પણ તેમાં ફળીભૂત થતો નથી. પણ તરંગિણી આજે તેને વધારે સુંદર દેખાય છે. તેનામાં તનમનાટ દેખાય છે. સંસ્કાર અને શિષ્ટ શિક્ષણની છાપ તેના સુંદર મુખ પર તરવતી તે જોઇ શકે છે. ]

તરંગિણી

આ સૌદામિની બહેન તમારી જ રાહ જોઇ રહ્યાં છે. ( ત્રીજી ખુરશી પાસે ખેંચી ) આવો, બેસો અહીં.

[ જયંત ધીમે પગલે આગળ વધે છે અને ખુરશી પર પડે છે. તેની નજર સૌદામિની ઉપર ઠરી છે; પણ તે તો નીચું જોઈ બેઠેલી છે. ]

સૌદામિની બહેન, એમ શરમાવાની જરુર નથી. તમારે જે કહેવાનું હોય તે જણાવી ખુલાસો મેળવી લો. તમારી મુંઝવણ હું સમજી શકું છું ( જાણે સાંભળ્યું ન હોય એવી સ્થિતિમાં જ સૌદામિનીને બેઠેલી જોઇ ) જો તમોને અડચણ હોય તો હું ચાલી જાઉં. ( તે ઉભી થઈ, જવા પ્રયત્ન કરે છે. )

સૌદામિની

( તેનો હાથ પકડી ) તરંગિણી બહેન, તમે એમ તે શું બોલતા હશો. તમોને બધી વાત સાંભળવાનો હક્ક છે. ( તેને ખુરશી પર બેસાડે છે પછી જયંત તરફ ફરીને ) જયંત, ઓળખાણ પડે છે કે ભૂલી ગયા ?

[ બે યુવતીઓ વચ્ચે સપડાયલો જયંત બે ઘડી મુંઝાય છે, અપરાધીની માફક વારાફરતી તરંગિણી તથા સૌદામિનીના મુખ તરફ જુએ છે. ]

એમ મુંઝાવાની જરુર નથી. હું કાલે જ કલકત્તાથી આવી. અને તરત તમોને મલવા માટે સાંજે જ અહીં આવી.

[ આગળ બોલવા વિચાર કરે છે પણ તેમ કરી શકતી નથી. ]

જયંત

ત્રણ વર્ષ સુધી તારા...તમારા કાંઇ સમાચાર મળ્યા નહિ એટલે મેં ધાર્યું કે તમે ત્યાં જ ઘર કરીને રહેવાનો વિચાર કર્યો હશે.

તરંગિણી

તમારી પુરુષોની જાત જ એવી હોય છે. ત્રણ વર્ષ રાહ જોઈ, એમને થોડા વખત માટે સમાચાર ન મળ્યા એટલે એકને તદ્દન ભૂલી જઈ, બીજી સાથે એવી જ રીતે પ્રણયલીલા આદરવી.

સૌદામિની

( નિરાશાથી ) બહેન, હવે ઉશ્કેરાઈ જવાની જરુર નથીઃ મારી જ ભૂલ કે જાણ્યા છતાંયે અહીં ફરીથી તમારા વચ્ચે મતભેદ કરાવવા આવી.

[ તેની આંખમાં આંસુ દેખાય છે. પોતે ગંભીર ભૂલ કરેલ છે એમ જયંતને જાણ થાય છે. તેના હાથ સૌદામિનીના આંસુ લુછવા તરફ વળે છે, પણ બીજી જ પળે પોતાની સ્ત્રીની હાજરી જોઇ તે ખંચાય છે. તરંગિણી સૌદામિનીનું દુઃખ સમજી ગયેલી હોય, એમ

તેના મુખપરથી સમજાય છે. તે ઉઠીને છેટેની બારી પાસે ચાલી જાય છે. દુઃખમાં ડુબેલી સૌદામિનીને તરંગિણીના ચાલ્યા ગયાની ખબર પડતી નથી. જયંત પોતાનો રુમાલ કાઢી તેના આંસુ લુછે છે; અને નરમાશથી તેના કપાળપર હાથ ફેરવે છે. સૌદામિનીના મુખપર સંતોષની છાયા છવાઇ તે તરંગિણી દૂર છતાં સ્પષ્ટ રીતે જોઇ શકે છે. અને બીજી તરફ જયંત પણ પોતાની આંખમાં આવેલાં આંસુ સંતાડવા પ્રયત્ન કરી રહ્યો હોય છે ને પણ જોઇ શકે છે.

બેઉને સંતોષ થયેલો જોતાં તેમને ખબર ન પડે એવી રીતે દરવાજો ઉઘાડી તરંગિણી બહાર નીકળી જાય છે.]

સૌદામિની

( થોડીવારે પોતાની લાગણીઓને કાબુમાં લાવી સ્વસ્થ થતાં ) જયંત, ( ચમકીને ) અરે પણ તરંગિણી બહેન ક્યાં જતા રહ્યા? ( ઊઠીને ) બસ, હવે હું જઇશ. મારી અહીં હાજરી પુરાવી તમારા સ્નેહની વચ્ચે અંતરાય નાખવા હું ઇચ્છતી નથી.

[ જયંત ગુંચવાયલો દેખાય છે. શું કરવું તે સુઝતું નહોય એમ તેના મુખપરથી જણાય છે. સૌદામિની તેનો હાથ પકડી તેને બારણા તરફ ઘસડી જાય છે. બહાર નીકળતાં તરંગિણી ત્યાં જણાતી નથી. પણ ગોમતી હાથમાં એક કાગળ પકડી, બેબાકળી દેખાતી, કોઇના કપ ભરી ખેડેલી જણાય છે ]

જયંત

ગોમતી, તારી શેઠાણી ક્યાં ગયા?

ગોમતી

લગભગ રડતે અવાજે બા, ગયાં, ક્યાંક ચાલ્યા ગયાં. ( કાગળ આપતી ) જતી વખતે આ કાગળ તમોને આપવાનું કહી ગયાં છે. ( જયંત ધ્રુજતે હાથે પત્ર લે છે. )

જયંત

( પત્ર ઉઘાડી ઉપર નજર ફેરવતાં ) આતો તારે નામે લખેલ છે. સાંભળ. ( વાંચે છે ).

બહેન સૌદામિની,

કાલે તું આવી ત્યારે જ હું તારું દુઃખ સમજી ગઈ; એટલે એમની પાસેથી ખુલાસો મેળવી જોયો. આખી રાત ઉંઘ ન આવતાં આ બાબત ઉપર વિચાર કરી, નક્કી કરી નાખ્યું કે તારો હક્ક તને સોંપવો જોઇએ. જો હું એમ ન કરું તો આખી પુરુષજાત તરફ તને તિરસ્કાર ઉત્પન્ન થાય. હું એક સ્ત્રી હોવાથી તારા હૃદયનું દર્દ બરાબર સમજી શકું એમ છું. વળી એક પત્ની તરીકે હું તેમને ચાહું છું, એટલે મારી ફરજ છે કે તેમને સાચે રસ્તે દોરવા. જો તારી હાજરી અહીં હોય તો ધાર્યું પાર ઉતરે નહિ. આથી મારી ફરજ છે કે મારે ખસી જઇને તારા માટે રસ્તો સાફ કરી આપવો જોઇએ. તારી બહેન તરુ.

સૌદામિની

( આંખો ફાડી ) તરુ બહેન ગયાં? ઓ પ્રભુ! તેમને આવું કેમ સુઝ્યું?

[ તે ધબ દઇને નીચે બેસી જાય છે. જયંત ભીંતને અઢેલાઇને પોતાનું સમતોલપણું જાળવે છે, ગોમતી કાષ્ઠના પુતળા જેવી બની જાય છે. ]

# " ળ "નું કાંઈ નહિ.

શ્રી. હરિકૃષ્ણ વ્યાસ.

" ચકલીનો ચ ય, બાનો બ ય, બાપાનું કાંઈ નહિ. ચકલીનો..." અલકે મોપાટ લેવી શરૂ કરી.

સુધીરે તેની ભૂલ કાઢી, " તને બોલતાં નથી આવડતું. "

" ભલે ન આવડે. ચકલીનો..." અલકે ચાલુ રાખ્યું

" પણ એમ ન કહેવાય. બાપાનો પણ બ કહેવો જોઇએ. " સુધીથી પોતાની ઉચ્ચતર શક્તિનો પરિચય આપ્યા વિના રહેવાયું.

" બાનો પણ બ ને બાપાનો પણ બ! એવું તે કાંઇ હોય ! " અલકને આશ્ચર્ય થયું.

" હા. "

" પણ અમારે 'બાપાનું કાંઈ નહિ' એમ કહેવું હોય તો ? મને બાપા બજારમાં સાથે ન તેડી ગયા એટલે મારે એમ કહેવું છે. "

" પણ તોય એમ ન કહેવાય. 'બ ને કાંઇ નહિ' એમ કહેવું જોઇએ.

" તે અમારે તારી સાથે નથી રમવું લે. " કહેતી અલક રીસાઇને એકલી રમવા ઓશરીની બીજી બાજુ તરફ ચાલી ગઈ.

જગદીશે ઘરમાં પેસતાં જ આ વાર્તાલાપ સાંભળ્યો. તેને આવેલો જોઇ અલક શરમાઇ ગઈ. સુધીરે ચાડી ખાધી, 'બાપા, અલક 'બાપાનું કાંઇ નહિ' એમ બોલતી હતી "

" હેં અલક ? મારૂં કાંઈ નહિ, કેમ ? મારી આવી મજાની દીકરી છે ને ! મારી અલક, ખરૂં ભાઈ ? " કહેતાં જગદીશે નાની અલકને તેડી લીધી. અને એ પિતૃપ્રેમમાં અલકનો રોષ ઓગળી ગયો.

" પણ તો મને કેમ સાથે તેડી ન ગયા ? " એના કુમળા દિલે રોષનું કારણ સરળતાથી રજુ કર્યું.

" બેટા, કામે જતા હોઇએ ત્યારે સાથે અવાય ? હું ફરવા જાઉં છું ત્યારે તને સાથે તેડી જાઉં છું ને ? "

" હા. "

" તો બસ. જો હું તારે માટે મુસંબી લેવા ગયો હતો. " કહી જગદીશે થેલીમાંથી બે મુસંબી કાઢી બન્ને છોકરાંને એકેકું આપ્યું.

અલકનું મગજ તર્કની કાંઈક આંટીઘુંટીમાં ગુંચવાઈ પડયું હતું તેમાંથી તેને રસ્તો સાફ થતો દેખાયો. તેણે પૂછ્યું. " ગામમાં જાઓ ત્યારે સાથે ન અવાયને, બાપા ! "

" ના, "

" ને ફરવા જાઓ ત્યારે તો અવાય ને, બાપા ! "

" હા. "

" તો હવે તમે ફરવા જશો તો જ આવીશ. ને ગામમાં જશો તો ય કજીઓ નહિ કરૂં. ખરૂં ને બાપા ? "

" હા. "

" અને પછી તમે ભાગ લઈ આવશો તે ભાઈને નહિ આપીએ, ખરૂં બાપા ! "

" બેટા, એમ ન કહેવાય પોતાના ભાઇને પણ ભાગ આપવો જોઈએ. "

" અને પછી ભાઈ તોફાન નહિ કરે તો ભાઈને પણ ફરવા તેડી જશું. કેમ ને બાપા ? "

" હા. "

અલકના મનનું હવે બરાબર સમાધાન થઈ ગયું. મુસંબી ખાતાં ખાતાં તેણે પાછી મોપાટ લેવી શરૂ કરી.

" ચકલીનો ચ ય, બાનો બ ય, બાપાનો પણ બ ય, હેં સુધીર આગળ શીખવ તો ! "

સુધીરે શીખવવા માંડયું, " નગારાનો ન ય "

"નાગારાનો ન ય. હેં સુધીર, ઈ નગારૂં કેવું હોય ?"

"જો ને આપણે દર્શને ગયાં હતાં ત્યાં નો'તું જોયું ?"

"એલા હા. ઢં ઢં વાગે ખરૂં તે ?"

"હા. મરચા નો મ ય"

"ઈ તો તીખું લાગે ખરૂં !"

"હા. તરવારનો ત ય."

"હેં સુધીર. ઈ તરવાર કેવી હોય ?"

"આમ લાંબી લાંબી."

"અને શું કામ લાગે ?"

"માણસને કાપી નાખે."

"અરરર એવું શું બોલે છે !"

"હા. તારા સમ. તરવાર તો મારવામાં કામ લાગે."

અલકને જગતની આ કાંઈ વિચિત્રતા લાગી. તેણે જગદીશને પૂછ્યું. "હેં બાપા, ભાઈ સાચું કહે છે ! તરવાર..."

"હા."

"અને ઓહ્યું કાંઈ નહિ, ઈ શું સુધીર ?"

"ળ નું કાંઈ નહિ."

"ઈ ળ કેવું હોય ?"

"એની તો મને ખબર નથી. લે બાપાને પૂછીએ. હેં બાપા, આ ળ નું કાંઇ નહિ, ઈ ળ કેવું હોય ?"

"કાંઇ નહિ એટલે એનો શબ્દ કાંઈ નહિ."

"હા. પણ ઈ હોય કેવું !"

જગદીશે પાસે પડેલી સ્લેટમાં ળ લખી બતાવ્યો. પણ બાળકોનું એથી સમાધાન ન થયું. સમજમાં કાંઇ અપૂર્ણ રહેતું. હતું પણ તે શું, તે અલક સમજી શકી નહિ. સુધીર તે સમજ્યો પણ સમજાવી શકતો ન હતો. છેવટે તેણે વિચાર કર્યા પછી વળી કહ્યું. "ચકલી નો ચ ય, તરવારનો ત ય, એમ ળ કેવું હોય ?"

જગદીશે માથું ખંજવાળતાં કહ્યું. "એવું કાંઈ ન હોય."

પિતાના શબ્દોને વેદવાક્ય માની બાળકોએ સમાધાન મેળવ્યું. તેઓની બુદ્ધિ કરતાં લાગણી વધુ જોરદાર હતી અને પિતાના શબ્દો બુદ્ધિને મંતોષી ન શકયા, છતાં લાગણીઓના પરમાં તે શબ્દોએ કાંઈક ચિત્ર ખડું કર્યું અને એ અગમ્ય પ્રશ્નના જવાબરૂપ એ અસ્ફૂટ ચિત્ર બસ થઈ પડે તેમ હતું; પણ રસોડામાં બેઠેલી અભણ લલિતા જે આ બધો વાર્તાલાપ રસ પૂર્વક સાંભળી રહી હતી; તેને આ છેલ્લી વાતમાં કાંઇક વિસંવાદ લાગ્યો. તુરત તેણે રોટલી વણવી પડતી મૂકી, વેલણા સહિત જ બહાર આવીને ધડાકો કર્યો. "એમ તમે સાવ છોકરાંને બનાવી જાઓ એ કામ ન લાગે. મારે પણ જાણવું છે કે ળ કેવું હોય."

"પણ એ કોઈ ચીજનું નામ જ નથી, ત્યાં હું તને શું કહું ?"

"તો પછી ઈ ળ આવ્યું ક્યાંથી ?" વિજયનું સ્મિત કરતાં લલિતાએ કહ્યું.

"પણ તું ભણી નથી એટલે હું તને શી રીતે સમજાવું ?"

"ભલેને ન ભણી હોઉં. એટલું તો માણસ સમજે તે કાંઈ ન હોય તો પછી ળ પણ ક્યાંથી હોય ?"

"પણ તું એ ન સમજી શકે."

"તું એ ન સમજી શકે" ચાળા પાડતાં લલિતા બોલી. "પોતાને જ ખબર નથી એમ નથી કહેતા. તમે તો પુરા ભણો પછી બીજાંને ભણવાની સલાહ આપજો."

જગદીશ જરા વિચારમાં પડી ગયો. તેણે કહ્યું "આ ગંધ શું આવે છે ?"

"અરરર મારી રોટલી બળી જાય છે." લલિતાએ કાંઈક અસ્વસ્થતાથી કહ્યું. વળી તેણે સ્વસ્થતા મેળવી, કેમકે તેને રોટલી બળી જાય તેના કરતાં પોતાના ભાષણની વધુ કિંમત હતી. પછી કોઇ મહાન શ્રોતા હવામાં હાથ વીંઝે એમ વેલણનો અભિનય કરી તેણે કહ્યું, "કાં તો દુનિયામાંથી ળ કાઢી નાખવું જોઇએ, ને કાં તો તેનું કાંઈક કરવું જોઇએ."

અને આ સંદેશો આપી, બળતી રોટલીને ફેરવવા તે ચાલી ગઈ. જગદીશ વિચાર કરતાં ઉઠ્યો, "આ અભણ સ્ત્રી !"

# હિન્દી લોકગીત

**શ્રી. રમણિકલાલ. ડી. મહેતા**

પંડિત શ્રી રામનરેશ ત્રિપાઠી હિન્દના સુપ્રસિદ્ધ કવિ અને લેખક છે. આ ઉપરાંત તેઓ હિન્દી ભાષાના લોકસાહિત્યના પ્રખર અભ્યાસી અને સંશોધક પણ છે. તેઓ હિન્દી ગ્રામગીત–લોકગીતોના પ્રથમ ઉદ્ધારક છે. તેમણે અખિલ હિન્દના ભિન્ન ભિન્ન પ્રાન્તોમાં બે ત્રણ વર્ષ સુધી ફરીને, પ્રવાસ કરીને, ગ્રામ-જનતાના પરીચયમાં આવીને, એમનાં હૃદયમાં પ્રવેશીને, અનેક મુશ્કેલીઓ અને પરિશ્રમ વેઠીને હિન્દીભાષાનાં અને અન્ય પ્રાન્તીય લોકગીતોનો એક વિશાળ સંગ્રહ કર્યો છે. એ સંગ્રહમાં ભિન્ન ભિન્ન પ્રાન્તોનાં મળી ૧૦થી૧૨ હજાર ગીતોનો સમાવેશ થાય છે. એ ગીતોમાંથી હિન્દી ગીતોનો લગભગ ૩૫૦ ગીતોનો એક સંગ્રહ કવિતા–કૌમુદીના પાંચમા ભાગ તરીકે પ્રકટ કર્યો છે. ગુજરાતના લોકગીતોના રસિક અભ્યાસીઓને આન્તર્પ્રાન્તીય લોકસાહિત્યના તુલનાત્મક અભ્યાસને માટે એ સંગ્રહ અતિ ઉપયોગી નીવડશે.

શ્રી. પંડિતજીએ હિન્દીમાં ‘ મિલન ’, ‘ પથિક ’ અને ‘ સ્વપ્ન ’ નામનાં ત્રણ ઉચ્ચકોટિનાં ખંડકાવ્યો લખ્યાં છે. “ પથિક ” એ એમની સર્વોત્તમ કૃતિ ગણાય છે અને કેટલીયે સ્કૂલો અને રાષ્ટ્રીય વિદ્યાલયોમાં પાઠ્ય પુસ્તક તરીકે ચાલે છે.

“ સ્વપ્ન ” ખંડ કાવ્ય એમણે કાશ્મીરમાં રચેલું, અને એ પ્રકટ થયું એ અરસાની કાવ્યકૃતિઓમાં સર્વ શ્રેષ્ઠ નીવડતાં યુક્ત પ્રાન્તની “ હિન્દુસ્થાની એકેડેમી ” તરફથી રૂા. ૫૦૦)નું પારિતોષિક મળ્યું હતું.

*આઠ નવ વર્ષથી એમણે “ હિન્દી મન્દિર ” નામની એક પ્રકાશન સંસ્થા સ્થાપી છે અને* એ રીતે તેઓ હિન્દી સાહિત્યની અમૂલ્ય સેવા કરી રહ્યા છે. દસેક વર્ષ થયાં તેઓ કવિતાકૌમુદી નામક ગ્રન્થમાળાનુ સંપાદન કરી રહ્યા છે અને અત્યાર સુધીમાં એના છ ખંડ પ્રકટ થઈ ચૂક્યા છે. આ ગ્રન્થમાળામાં કુલ ૧૬ ખંડ થશે.

હમણાં તાજેતરમા જ એમનાં “ જયન્ત અને પ્રેમલોક ” નામક બે નાટકો પ્રકટ થયાં છે. આ ઉપરાંત તેમની બીજી કૃતિઓ અનેક છે.

---

## સોહર.

પુત્ર જન્મ વખતે ગવાતાં ગીતોને [illegible]હર કહેવાય છે: અને કોઇ કોઈ સ્થળે એ ‘ સોહિલો ’ના નામથી પણ ઓળખાય [illegible] ગીતોમાં એ નામ પણ ગવાય છે. જેમકે:

> બાજૈ લાગી આનઁદ બ[illegible] ગાવૈં સખિ સોહર.

પણ એનું મુખ્ય નામ મંગળગા[illegible] છે. પ્રત્યેક સોહરના અન્તમાં એનું એ જ નામ આવે છે. જેમકે:

> જો યહ ‘ મંગલ ’ ગાવઈ સુનાવઈ:
> સો બૈકુંઠે જાઈ સુનઈયા ફલ પાવઇ.

*તુલસીદાસે રામચરિત માનસમાં જન્મ અને લગ્ન સમયે સ્ત્રીઓ પાસે મંગળ અથવા* તો મંગળગીત ગવડાવ્યાં છે. જેમકે:

ગાવહિં મંગલ મંજુલ બાની:
સુનિ કલરવ કલકંઠ લજાની.

લગ્નમાં જે ગીત ગવાય છે તે જો કે સોહર છંદમાં હોય;છે; પરન્તુ એનો લય જૂદો હોય છે. જન્મ અને લગ્ન: બન્ને પ્રસંગો મંગળસૂચક છે. આથી એ અવસરોનાં ગીતોનું નામ પણ મંગળગીત રાખવામાં આવ્યું છે.

સોહર લગભગ સૌ સ્ત્રીઓનાં જ રચેલાં છે. સ્ત્રીઓ પિંગળનાં બન્ધનમાં નથી ફસાઇ; એટલે ગીતોમાં ચરણોની માત્રાઓ કે પ્રાસ એક સરખાં નથી. ગાતી વખતે સ્ત્રીઓ ન્હાનાં મ્હોટાં પદને લંબાવી ટુંકાવીને બરાબર મેળવી લે છે.

*

કોઈ હિન્દુને ત્યાં પુત્ર જન્મ થતી વખતે મહોલ્લાની સ્ત્રીઓ એને ત્યાં એકત્ર થઇને સોહર ગાય છે. પુત્રજન્મના દિવસથી માંડીને ક્યાંક ક્યાંક ૭ ૭ દિવસ સુધી અને ક્યાંક ક્યાંક બાર બાર દિવસ સુધી સોહર ગવાય છે. પુત્રીના જન્મ વખતે સોહર ગવાતાં નથી. કન્યાને લોકો લક્ષ્મીસ્વરૂપ માને છે; પરન્તુ એના લગ્નની ધાધલ લોકોએ એટલી વધારી મૂકી છે, કે હવે કોઈ કન્યાના જન્મથી પ્રસન્ન થતું નથી; અને હર્ષપૂર્વક ઉત્સવ પણ નથી મનાવવામાં આવતો.

સોહરમાં શૃંગાર અને હાસ્યરસ તો પ્રધાન છે જ; પરન્તુ સાથે સાથે કરુણરસની માત્રા પણ કાંઈ ઓછી નથી. સોહર જેવા જન્મોત્સવ સંબંધી ગીતોમાં પણ સ્ત્રીઓએ એવો કરુણરસ ભરી મૂક્યો છે કે એ સાંભળતાં જ હૃદયમાં કરુણા ઉભરાઇ આવે છે: અને આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગે છે.

યુક્તપ્રાન્તના પૂર્વી જીલ્લાઓમાં અને બિહારમાં જે સોહર ગવાય છે એમાં બહુ જ ઓછો તફાવત છે. યુક્તપ્રાન્તનાં પશ્ચિમી જીલ્લાઓનાં સોહરમાં પૂર્વી જીલ્લાઓમાંનાં સોહર જેટલો રસ નથી. અહિં કેટલાક સોહરના નમૂના આપ્યા છે:

૧

ગંગા જમુનવાં કે બિચવાં તેવઇયા એક તપુ કરઇ હો:
ગંગા ! અપની લહર હમૈં દેતિઉ મૈં મૌઝાધાર ડુબિત હો.
કી તોહિં સાસુ-સસુર દુખ કિ નૈહર દૂરિ બસૈ:
તેવઈ ! કી તોરે હરિ પરદેસ કવન દુખ ડૂબઉ હો.
ગંગા ! ના મોરે સાસુ-સસુર દુખ નાહીં નૈહર દૂરિ બસૈ:
ગંગા ! ના મોરે હરિ પરદેસ કોખિ દુખ ડૂબબ હો.
જાહુ તેવઇયા ઘર અપને હમ ન લહર દેબઈ હો:
તેવઈ ! આજુ કે નવએં મહિનવાં હોરિલ તોરે હોઇહૈં હો.
ગંગા ! ગદબરિ પિઅરિ ચઢ઼ઉબૈ હોરિલ જબ હોઇહૈં હો:
ગંગા ! દેહુ ભગીરથ પૂત જગત જસ ગાવઈ. હો.

ભાવાર્થ:

ગંગા–જમુનાની વચ્ચે એક સ્ત્રી તપ કરી રહી છે. તે કહે છે કે "હે ગંગા ! ત્હમે ત્હમારી એક લહરી આપો તો હું એમાં ડુબી મરૂં."

ગંગાજીએ પૂછ્યુંઃ હે સ્ત્રી ! શું ત્હારે સાસુ–સસરાનું દુઃખ છે ? કે ત્હારૂં પિયર દૂર છે ? કે ત્હારો પતિ પરદેશમાં છે ? કયા દુઃખના કારણે તું ડુબી મરવા ઇચ્છે છે ?

સ્ત્રીએ કહ્યું; મ્હારે સાસુ–સસરાનું દુઃખ નથીઃ મ્હારૂં પિયર પણ દૂર નથીઃ તેમ જ મ્હારા સ્વામી પણ પરદેશમાં નથી. હું સન્તાનવિહોણી હોવાના દુઃખે ડુબી મરવા ઇચ્છું છું.

ગંગાજીએ કહ્યુંઃ હે સ્ત્રી ! તું ત્હારે ઘેર પાછી જાઃ હું ત્હને લહરી નહિ આપું. જા, આજથી નવમે માસે ત્હને પુત્ર થશે.

સ્ત્રીએ કહ્યુંઃ હે ગંગાજી ! મ્હને પુત્ર આપો તો ભગીરથ જેવો આપજો; કે જેની કીર્તિ સકળ સંસાર ગાયા કરે.

*

સન્તાનની લાલસા સ્ત્રીઓને અત્યંત પ્રબળ હોય છે. આ ગીતમાં એક સ્ત્રી સન્તાન કાજે ગંગાજીને પ્રાર્થના કરે છે. ગંગાજીએ એના પર પ્રસન્ન થઇને એને વરદાન આપ્યું. સ્ત્રી કૃતજ્ઞતા પ્રકટ કરતી ગંગાજીને પીળી સાડી ઓઢાડવવાની માનતા રાખે છે. સન્તાન પ્રાપ્ત થવાનું વરદાન મળે છે ત્યારે ત્હેને ભગીરથ જેવો પુત્ર–જેની કીર્તિ આખું જગત ગાય, એવા પુત્રની માગણી કરે છે. કેવી મનોહર અભિલાષા છે ! હિન્દુ સ્ત્રીનું લક્ષ્ય કેટલું ઉચ્ચ છે ! સ્ત્રીઓમાં માતા થવાની ઇચ્છા તો સ્વાભાવિક રીતે હોય છે; પરન્તુ તે કેવા પુત્રની માતા થવાની ઇચ્છા રાખે છે એ વાત મહત્વની છે. પુત્રનો જન્મ થતાં પહેલાં જ એનો આદર્શ નક્કી કરી રાખવો એ હિન્દુઓના ઉત્તમ ગૃહસ્થ–જીવનની એક સુન્દર છટા છે. ભગીરથ જેવા પુત્રાને જન્મ દેનારી માતાઓ આ દેશમાં હતી, ત્યારે ભારતવર્ષ કેટલો સુખી હતો !

૨

ચલહુ ન સખિયા સહેલરિ જમુનહિ જાઇય હો.
જમુના કે નિર્મલ નીર કલસ ભરિ લાઇય હો.
કેઊ સખી જલ ભરૈં કેઊ મુખ ધોવહૂઁ હોઃ
કેઊ સખી ઠાઢી નહાહૂઁ ત્રિયા એક રોવઈ હો.
કી તુહેં સાસુ–સસુર દુખ કી નૈહર દૂરિ બસૈઃ
બહિની ! કી તુમરા કન્ત બિદેસ કવન દુખ રોવઉ હો.
ના મોહેં સાસુ–સસુર દુખ ના નૈહર દૂરિ બસૈઃ
બહિની ! ના મોરા પિયા પરદેસ કોખિ દુખ રોવઉં હો.

ભાવાર્થ:

હે સખિયો ! ચાલો આપણે જમનાજી જઇએ. જમનાજીનું જળ અત્યંત સ્વચ્છ છે. ચાલો, ઘડો ભરી લાવીએ.

કોઈ સખી જળ ભરે છે, કોઈ મ્હોં ધૂએ છે અને કોઇ ઉભી ઉભી સ્નાન કરી રહી છે, એક સખી રુદન કરી રહી છે.

એક સખીએ એને પૂછ્યું, હે સખી ! શું ત્હારે સાસુ સસરાનું દુઃખ છે ? કે ત્હારૂં પિયર દૂર છે ? કે ત્હારો પતિ પરદેશમાં છે ? તું કયા દુઃખના કારણે રુદન કરી રહી છે ?

સ્ત્રીએ કહ્યું—હે બ્હેન! મ્હારે નથી સાસુ સસરાનું દુઃખ કે નથી મારું પિયર દૂરઃ મ્હારા પતિ પણ પરદેશમાં નથીઃ હું તો કુખના-દુઃખે રુદન કરી રહી છું: અર્થાત્ મ્હારે સન્તાન નથી.

*

સન્તાનની લાલસા સ્ત્રીઓમાં એટલી પ્રબલ હોય છે કે સન્તાન વિહોણી સ્ત્રીનું મન કોઇ પણ આનન્દ કાર્યમાં કે મનોરંજનમાં ચોંટતું નથી.

૩

ખિડકી હી બૈઠલી રાની ત રાજા પુકાર ઇ હોઃ
રાની! એક સંતતિ બિના કુલહીન, હમ હોબૈ જોગી હો.
જો તુહૂઁ એ રાજા જોગી હોબ હમહૂઁ જોગિન હોબૈઃ
રાજા નગર પઇઠિ ભીખ મૅંગબૈ દુનઊ જને ખાઇબ હોઃ
એકલ પેડ કદમ કઈ મોતિયન ફર લઇ હોઃ
અબે તેહી તર ઠાઢ ભગવાન ત બાલક ઉરેહઈ હો.
રામ- હી રામ પુકારીલા રામ નાહીં બોલઇ હોઃ
રામ હમરી કવન તકસિરિયા ન મુખવઉ ન બોલઉ હો.
કોઊ કે દિયે રામ દુઈ ચાર કોઊ કે દસ પાઁચ હોઃ
રામ હમરી નગરિયા કાહે ભૂલલ ત હમરી કવન ગતિ.
રજવા તો હઉઅૈં બહેલિયા ત રનિયૌં બહેલિન હોઃ
રાજા કેતનેક જિયરા બઝવલૈ સંતતિ નાહીં પઇહઈ હો.
સાસ સસુર નાહીં મનલૂ ત નનદા તુકરલેઉ હોઃ
રાની જેઠ કે પરછાહીં ન બરવલૂ ત ભુલલૈ નરાયન.
સાસ સસુર હમ માનબ નનદા દુલારબ હોઃ
રામ જેઠ ક પરછહિયૌં બરઇબૈ સમુઝૈ પરમેસર.
મોરે પિછવરવૌં બઢઇયા બેગિ હી ચલિ આવઉ હોઃ
બઢઇ ગઢિ દેહુ કાઠે ક બલકવા મૈં જિયરા બુઝાવઉ—
મન સમુઝાવઉં હો.
કાઠે કે બલક ગઢિ દિહલૈ અઁગને ધરી દિહલઇ હોઃ
બાબુલ મેરે અઁગને રોઇ ન સુનાવઉ મૈં બઝિનિ કહાવઉ હો.
દૈવ ગઢલ જો મૈં હોતેઉં તો રોઇ સુનઉતેઉં હોઃ
રાની બઢઇ કે ગઢલ હોરિલવા રોવન નાહીં જાન ઇ હો.

ભાવાર્થઃ

રાણી બ્હારી પર બેઠી હતી. રાજાએ બૂમ પાડી કહ્યું: હે રાણી! આપણે સંતતિ વિનાના કુલહીન છીએ. હું જોગી થવા ઇચ્છું છું.

રાણીએ કહ્યું: હે રાજા! તમે જોગી થશો તો હું જોગણ બનીશ. આપણે બન્ને ગામમાંથી ભીખ માગી લાવીશું અને ખાઇશું.

કદમ્બનું એક વૃક્ષ છે. જેમાં મોતી ફળી રહ્યાં છે. ભગવાન એની નીચે ઉભા રહીને બાળક રચી રહ્યા છે.

રાજાએ રામ, રામ, કહીને બૂમ પાડીઃ પરન્તુ રામ બોલ્યા નહિ. રાજાએ કહ્યું: હે રામ! મ્હારો એવો તે કયો અપરાધ છે કે ત્હમે મુખેથી બોલતા નથી?

હે રાજા! ત્હમે કોઈ કોઈને તો બબ્બે ચચ્ચાર બાળક આપ્યાં છે: તો કોઈને પાંચ-દસ. ભલા, ત્હમે મ્હારા ગામને કેમ વિસરી ગયા? મ્હારી શી દશા થશે?

રામે કહ્યું: હે રાજા! તું તો પૂર્વ જન્મમાં વધિક કસાઇ હતો. ત્હારી રાણી ત્હારી સ્ત્રી હતી. ત્હેં કેટલાયે જીવને કસાવ્યા હતા. ત્હને સંતતિ નહિ મળે.

હે રાણી! ત્હેં સાસુ સસરાની લાજ નથી રાખી. નણંદને તું "તું" કહીને બોલાવતી હતી. જેઠના પડછાયાથી દૂર નથી રહી, એથી ભગવાન પણ ત્હને ભૂલી ગયા. અને તેથી ત્હને સન્તાન નહિ થાય.

રાણીએ કહ્યું: હે રામ! હું હવે સાસુ સસરાને માનીશ. નણંદને લાડ લડાવીશ: જેઠના પડછાયાથી દૂર રહીશ. ત્હમે મ્હારા હૃદયની વ્યથાનો વિચાર કરો.

રાણી કહે છે: મ્હારી પછવાડે સુતાર રહે છે: હે સુતાર! જલ્દી આવ. મ્હારે સારૂ એક લાકડાનો પુત્ર ઘડી આપ. એનાથી હું જીવને આનન્દમાં રાખીશ.

સુતારે લાકડાનો પુત્ર ઘડી આપ્યો અને આંગણામાં લાવીને મૂક્યો. રાણીએ કહ્યું, હે પુત્ર! મ્હારા આંગણામાં રુદન કરીને મ્હને સંભળાવ, હું વાંઝણી કહેવાઉં છું. મ્હારૂં એ કલંક તો મટશે.

લાકડાના બાળકે કહ્યું: હું જો ઇશ્વરનો બનાવેલો હોત તો રુદન કરી સંભળાવત પણ ખરો. હે રાણી! સુતારનો બનાવેલો બાળક રોવાનું નથી જાણતો.'

*

આ ગીતમાં પુત્રહીન માતાપિતાનો કેવો કરુણાજનક પરિહાસ છે! આખું યે ગીત કોઈ સુન્દર નાટકના વસ્તુની માફક મનોહર છે. પુત્ર સારૂ રાજા રાણીનું તપ કરવા જવું, વનમાં ભગવાન મળવા, પ્રશ્નોત્તર થવા, પુત્રહીન હોવાનું કારણ જાણવું, ભવિષ્યમાં સત્કર્મ કરવાની પ્રતિજ્ઞા લેવી: ઘેર પાછા આવવું: ઘરમાં મનને બહેલાવવા સારૂ કાષ્ટનો બાળક બનાવરાવવો, અને એ નિર્જીવ બાળકથી પણ સંતોષ ન મળવો; એક એકથી ચ્હડિયાતાં રોચક દ્રશ્ય આ ગીતરુપી નાટકમાં છે. પુત્રહીન દમ્પતીની અતિવિચિત્ર આન્તર્પીડા આ ગીતમાં છુપાયેલી છે.

૪

સોરહો સિંગાર સીતા કઇલીં અટરિયાઁ ચઢિ ગઇલિનિ:
રઘુનન્દન ક ડાસલ સેજ સિરહાને ઠાઢી ભઇલિનિ.
પલક ઉઘારિ રામ ચિતવઈ અભરન દેખિ ભરમઇ:
સીતા કવન જરૂર તોહરે લાગલ એતની રાતિ અઇલિઉ.,
કહિં લાગી કઇલૂ સિંગાઁર કાહેં રે લાગી અભરન:
સીતા કાહેં લાગી ચઢલિઉ અટરિયા દેખત ડર લાગઇ.
આપ લાગી કઇલીં સિંગાઁર આપ લાગન અભરન:
રાજા રૌરે તીન લોક ક ઠાકુર ભેંટ કરૈ આઇઉ.

તુહૂઁ તઉ તીન લોક કે ઠાકુર તોહેં દેખ જગ ડરૈ:
રાજા તિરિયા અલપ સુકુમાર સેજરિયા દેખિ ભરમઇ.
નઇહરૈ ન બાટૈં બીરન ભૈયા સસુરે ન દેવર:
રાજા મોરે ગોદિયોં ન જન્મલ બલકવા અહક કૈસે પુજિહઇ.
લાલ પિયર ન પહિરલી ચઉક ના બૈઠલિઉં:
સીતા કે ઢુરલા નયનવન આઁસુ પટુકા રામ પોંછઈ.
લાલ પિયર પહિરબઇ ચઉકન બઇઠઇબઇ:
રાની તોહઈં રખબઇ પગડિયા કે પેંચ નયનવોં કે ભીતર.

ભાવાર્થ:

સીતા સોળે શૃંગાર સજીને અટારીએ ચ્હડી ગઇ. ત્યાં રામચન્દ્રજીની શય્યા બિછાવેલી હતી. સીતા ઓશિકા આગળ ઉભી રહી.

રામે આંખ ઉઘાડી જોયું અને અલંકાર જોઇને ચકિત થયા. એમણે પૂછ્યું હે સીતા ! એવી તે શી જરુર પડી કે તું આટલી મોડી રાત્રિએ અહિં આવી છે ?

શા માટે ત્હેં આ શૃંગાર કર્યો છે; અને શા માટે આ આભૂષણો પહેર્યાં છે ?, હે સીતા ! તું શા માટે અટારી પર આવી છે ? ત્હને જોઇને મ્હને શંકા થાય છે.

સીતાએ કહ્યું: હે નાથ ! આપને કાજે મ્હેં શૃંગાર કર્યો છે અને આપને માટે જ આ અલંકાર ધારણ કર્યા છે. આપ ત્રિલોકના સ્વામી છો: હું તો તમારી મુલાકાતે આવી છું.

ત્હમે તો ત્રણે લોકના ઠાકુર છો. આપને જોઇને સકળ સંસાર ડરે છે. હું તો એક નાદાન, અલ્પવયની સુકુમાર સ્ત્રી છું. સેજ જોઇને હું ચકિત થાઉં છું.

નથી મ્હારે પિયરમાં કોઈ ભાઈ કે નથી સાસરિયામાં કોઇ દિયર: હે રાજા ! મ્હારી ગોદમાં કોઇ બાળક પણ નથી. મ્હારી લાલસા કેવી રીતે પૂર્ણ થાય ?

નથી મ્હેં કોઇ દિવસ લાલપીળી સાડી પહેરી કે નથી કોઇ દિવસ વેદી પર બેઠી. આટલું બોલતાં બોલતાં તો સીતાનાં નયનોમાંથી આંસૂ વહેવા લાગ્યાં. રામ દુપટ્ટાથી એ લૂછવા લાગ્યા.

રામે કહ્યું: હે રાણી ! હું ત્હને લાલપીળાં વસ્ત્રો પહેરાવીશ; વેદી પર બેસાડીશ. સીતા ! હું ત્હને મ્હારી પાઘડીમાં શિરપેચની માફક ઉચ્ચસ્થાન આપીશ અને નયનોમાં રાખીશ.

વિષયસુખ કરતાં સ્ત્રીઓમાં માતા થવાની લાલસા અધિક પ્રબળ હોય છે. પૂર્વકાળમાં, જે સમયનાં આ ગીત છે, તે સમયમાં સ્ત્રીપુરુષ વિષયવાસનાની તૃપ્તિને અર્થે લગ્ન નહોતાં કરતાં; પરન્તુ સન્તાન અને સેવાને સારૂ તેઓ ધર્મના અટૂટ બંધને બંધાતાં હતાં. એથી આ ગીતનાં રામ અને સીતા અલગ અલગ સૂતાં હતાં. એકાએક શયનાગારમાં સીતાનું આગમન રાજાને આનન્દવર્ધક નહિ; પરન્તુ આશ્ચર્ય અને ભયજનક લાગતું હતું.

આજની સ્થિતિ એનાથી તદ્દન વિપરિત છે: કારણ કે સ્ત્રી અને પુરુષ બન્ને આર્યોના પ્રાચીન આદર્શથી વિમુખ થયા છે. અત્યારે તો સ્ત્રીએ પુરુષથી જૂદાં રહેવાનું જ આશ્ચર્ય અને ભય ભરેલું સમજવામાં આવે છે.

(ચાલુ)

# વડોદરા રાજ્યમાં નવા સામાજીક કાયદાઓ.

## સ્ત્રીઓના મીલકતને લગતા તથા વારસાઈ હક્કો.

હિન્દુ કાયદાની બે મુખ્ય શાળાઓ છે. એક 'મીતાક્ષરા' જે હિન્દનાં બધે લાગુ પડે છે અને બીજી 'દાયભાગ'–જે બંગાલમાં માન્ય છે. મીતાક્ષરાની શાળા ચાર વિભાગમાં વહેચાયલી હોઈ–જુદા જુદા પ્રાંતો તે જુદી જુદી ટીકાઓને માને છે, અને તે પ્રમાણે મુંબઈ ઇલાકામાં, ગુજરાતમાં 'મીતાક્ષરા' કરતાં વ્યવહારને મુખ્ય અને વધારે પસંદગી આપે છે. વડોદરા રાજ્યમાં હિન્દુધર્મને લગતા નિબંધોનું એકીકરણ કરવામાં આવ્યું છે. અવિભક્ત કુટુંબ, વારસાઇ હક્ક, મીલકતની વ્યવસ્થા, દત્તક, માબાપ અને બાળકો, લગ્ન, છુટા છેડા વગેરે બાબતોને લગતા જુદા જુદા કાયદાઓ કરેલા છે. તે મીતાક્ષરના આધારે વ્યવહારને મુખ્ય પ્રાધાન્ય આપીને કરેલા છે. તેથી અત્યાર સુધી વડોદરા રાજ્ય અને બ્રીટીશ રાજ્યના હિન્દુઓ માટેના કાયદાઓમાં કંઇ મહત્વનો મતભેદ ન હતો. આ કાયદાઓમાં સ્ત્રીઓને તેમના કાયદેસર હક્કોમાંથી અત્યાર સુધી બાતલ રાખવામાં આવ્યાં હતાં.

સ્ત્રીઓના અધિકાર સંબંધમાં વિચાર કરવા શ્રી મહારાજા સાહેબે ૧૯૨૯ માં રા. બ. ગોવિંદભાઇ હાથીભાઈના પ્રમુખપણા નીચે સમિતિ નીમી હતી. તેણે સુધારા માટે કરેલી ભલામણો ઇ. સ.૧૯૩૩ના જાન્યુઆરીની ધારાસભામાં રજુ થઈ હતી અને તે પછી સુધારાની દરખાસ્તોને શ્રી. મહારાજા સાહેબે મંજુરી આપતાં તે અનુસાર સુધારા વધારા સાથે કાયદો થઈ તેનો અમલ ૧૯૩૩ ના નવેમ્બરથી થયો છે. એથી વડોદરા રાજ્યમાં સ્ત્રીઓની સ્થિતિમાં મુખ્ય ફેરફાર નીચે પ્રમાણે થાય છે.

### અવિભક્ત કુટુંબ–વિધવાનો હક્ક.

હિન્દુ અવિભક્ત કુટુંબ પુરુષઅંગભુતોનું જ બનેલું હોય છે. વિધવા માતા, વિધવા પુત્રવધુ અથવા વિધવા ભાભીને સંયુક્ત કુટુંબમાં ભાગીદાર તરીકે સ્થાન નથી; તેને માત્ર ભરણ–પોષણ–ખોરાકી પોષાકી ફક્ત મળી શકે; તે સિવાય તેને મીલકતમાં બીજો હક્ક હિસ્સો હોતો નથી. હવે આ રાજ્યમાં નવા કાયદાથી સ્થિતિ બદલાઈ છે, તે મુજબ સંયુક્ત કુટુંબના ભાગીદારની વિધવા પોતે ભાગીદાર બનશે; એટલે કે અવિભક્ત કુટુંબના પુરૂષ અંગભુતને મીલકતના હક છે તે પ્રમાણે વિધવાને પણ મળશે. અને બીજા અંગભુતોની સાથે સંયુક્ત મીલકત ઉપર તેની પણ હલમાલકી થશે અને હાલ જેમ એક પુરુષ મેમ્બર પોતાનો ભાગ સંયુક્ત મીલકતમાંથી જુદો નક્કી કરાવી અને માગી શકે છે, તેવી રીતે હવેથી નવા કાયદા પ્રમાણે સંયુક્ત કુટુંબની વિધવાને પણ તેનો ભાગ જુદો પડાવવા, નક્કી કરાવવા અને મેળવવાનો હક્ક પ્રાપ્ત થાય છે. અને તે મુજબ તે પોતાના છોકરાના જેટલો હિસ્સો અને છોકરો ન હોય તો તેના મૃત ધણીને ભાગની વહેંચણી વખતે, તે જીવતો હોય અને જે હિસ્સો મળત, તે હિસ્સો મેળવી શકશે.

### ધણીની સ્વપાર્જીત મીલકત.

સ્ત્રીનો ધણી મરી જાય ત્યારે તેની સ્વપાર્જીત મીલકતના વારસ તેના પુત્રો, પૌત્રો, અને પ્રપૌત્રો થાય છે. અને પુત્રપૌત્રાદિના

અભાવે વિધવાને વારસો પ્રાપ્ત થઈ શકે છે. પરંતુ નવા કાયદા પ્રમાણે હવેથી વિધવાને દીકરાના જેટલો હિસ્સો મળી શકશે, દીકરાની વિધવાને વારસાના ક્રમમાં બીલકુલ સ્થાન ન હતું તેને બદલે નવા કાયદામાં તેને માતાની પછીનું સ્થાન આપવામાં આવ્યું છે, એટલે વિધવા પુત્રવધુની સ્થિતી પણ હવે સુધરી છે.

## દીકરીના હક્કો.

મરનારને પુત્ર-પૌત્ર-પ્રપૌત્ર અને વિધવા ન હોય તો જ તેની દીકરીને વારસો મળી શકતો. હાલ નવા કાયદાથી એ સ્થિતિમાં ફેરફાર કર્યો નથી; પણ દીકરીને તેના બાપના કુટુંબમાં વધારે હક્કો આપવામાં આવ્યા છે. સાસરાની તરફથી સાધન ન હોય તો પણ વિધવા દીકરીને બાપની મીલકતમાંથી કંઈ પણ ભરણપોષણ મેળવવાનો હક્ક નહોતો. તેને બદલે હવે એવું ઠરાવ્યું છે કે ધણી ગૂજરી જાય ત્યારથી બાપની સાથે રહે, સાસરાનાં કુટુંબમાં ગુજરાનનું સાધન ન હોય અને તેનું ગુજરાન કરવાની બાપની શક્તિ હોય તો તે વિધવા દીકરીને તેના બાપના કુટુંબમાં ભરણ પોષણનો હક્ક આપવામાં આવ્યો છે. અવિવાહિત છોકરીને બાપની મીલકતમાંથી ખોરાકી પોષાકી, અને લગનનો ખર્ચ મેળવવાનો અધિકાર હતો અને જ્યારે ભાગ પાડવામાં આવે ત્યારે ખોરાકી પોષાકી અને લગન ખર્ચને બદલે તેના ભાઇને જે મળે તેનો ચોથો ભાગ મેળવવાનો હક્ક હતો. હવે નવા કાયદાથી પોતાના ચોથા ભાગનો હિસ્સો જુદો કરાવવા અને મેળવવાનો અધિકાર આપવામાં આવ્યો છે. આથી અવિવાહીત છોકરી વધારે સ્વતંત્ર દરજ્જો ભોગવી શકશે અને કુટુંબથી જુદી રહીને પોતાનું ભાવી જીવન ઇચ્છાનુરૂપ ઘડી શકશે.

## મૈયત દીકરી અને બ્હેનનો હક્ક.

પ્રથમ એવું હતું કે બાપનો વારસો દીકરીઓને મળે ત્યારે જે દિકરી પહેલાં ગુજરી ગઇ હોય તેના દીકરાને કંઇપણ હિસ્સો મળતો નહીં. નવા કાયદામાં એ અન્યાય દુર કર્યો છે અને મૈયત દીકરીના છોકરાઓને હયાત દીકરીઓના જેટલો હિસ્સો આપવા ઠરાવ્યું છે. મરનારની બ્હેનોને વારસો મળતો હોય ત્યારે પહેલાં ગુજરી ગએલી બ્હેનના દીકરાને પણ બીજી હયાત બ્હેનોની સાથે વારસાનો હક્ક આપેલો છે.

## વારસાના કાયદામાં સુધારો.

જુના વારસાના કાયદામાં કેટલીક બાબતમાં ગુંચવાડો થતો હતો. જ્યારે છોકરીઓને વારસો મળતો ત્યારે અવિવાહીત છોકરીને વધારે લાભ મળતો અને વિવાહિત છોકરીઓ પૈકી ગરીબ સ્થિતિ હોય તેને વધારે મળતો. આ ભેદભાવ કાઢી નાખી બધી દીકરીઓને સરખો હિસ્સો મળે એમ ઠરાવ્યું છે. સ્ત્રીધનના વારસાનો કાયદામાં પણ સુધારો કરી સ્ત્રીધનના યૌતક, અયૌતક અને શુલ્ક-એ ગુંચવાડાભર્યા ભેદો કાઢી નાખી, હવે વારસા માટે એક સરખું ધોરણ ઠરાવેલું છે.

## સ્ત્રીની મીલકત.

સ્ત્રીધન સિવાયની બીજી પ્રાપ્ત થએલી બધી મીલકતમાં સ્ત્રીનો હિતસબંધ મર્યાદિત હતો, એટલે તેની મીલકતનો ઉપયોગ કરી શકે પણ તેની વ્યવસ્થા કરી શકે નહીં. અને તેના મરણબાદ એ મીલકત તેના વારસને નહીં પણ છેલ્લા પુરૂષ માલીકના વારસોને જતી. તેમાં સુધારો કરી, નવા કાયદાથી એવું કર્યું છે કે સ્ત્રીને ભાગમાં અગર વારસામાં મીલકત મળી હોય તો રૂ. બાર હજારની અંદર માટે તેને પુર્ણ હક્ક રહેશે અને તે સિવાય મીલકત ઉપર મર્યાદિત હક્ક રહેશે.

## આ સુધારાનું પરિણામ.

હિન્દુ ધર્મશાસ્ત્રને લગતા કાયદામાં આ ફેરફારો ઉપરાંત લગ્ન વિચ્છેદનો કાયદો ૧૯૩૧

માં થયો છે, તેના પરિણામે ભવિષ્યમાં વડોદરા રાજ્યની સ્ત્રીઓની સ્થિતિ અને દરજ્જો હિન્દના બીજા ભાગોની બહેનો કરતાં વધારે લાભકારક અને સ્પૃહણીય થશે. બ્રીટીશ હિન્દમાં આ સુધારો જેમ વહેલો થાય તેમ સારૂં થશે.

### હિન્દુ કાયદામાં બીજા સુધારા

હિન્દુ લૉમાં બીજા પણ કેટલાક સુધારા સમિતિની ભલામણ પ્રમાણે કરવામાં આવ્યા છે. શુદ્ર સિવાયની ત્રણ ઉચ્ચ વર્ણની કોમોમાં દાસીપુત્રોને માત્ર ભરણપોષણ મેળવવાનો હક્ક છે. તેવું જ ધોરણ નવા કાયદામાં શુદ્ર કોમ માટે પણ લાગુ કરવામાં આવ્યું છે. એટલે હવે એ કોમમાં પણ દાસીપુત્રોને વારસાઇ હક્ક મળશે નહિ.

### મૃતના કરજની જવાબદારી.

કુટુંબનો એક સહભાગી તેનો હિસ્સો નક્કી થયા પહેલાં અવિભક્ત સ્થિતિમાં ગુજરી જાય તો તેના કરજની જવાબદારી બીજા હયાત સહભાગીઓ ઉપર નહોતી. તે હવે નવા કાયદાથી રાખવામાં આવી છે. અવિભક્ત મીલકતમાંથી પોતાના હિસ્સાની વ્યવસ્થા વીલથી કરવા માટે હક્ક નહોતો તે પણ નવા કાયદાથી આપવામાં આવ્યો છે.

### હિન્દુ હિન્દુમાં પરણી શકે.

લગ્નના કાયદામાં એક ઘણો ક્રાંતિકારક સુધારો કરેલો છે, અત્યાર સુધી સુવર્ણ લગ્ન કાયદેસર સ્વીકારાતાં અને જ્યાં રીવાજ છુટ આપતો હોય ત્યાં અનુલોમ અને પ્રતિલોમ લગ્ન પણ સ્વીકારાતાં હતાં. વર્ણાંતર લગ્ન કરવાં હોય તો ઐચ્છિક લગ્નના કાયદાનો આશ્રય લેવો પડતો. નવા કાયદાથી વર્ણનીયત્તા હવે કાઢી નાખવામાં આવી છે. અને કોઇપણ જ્ઞાતિના હિન્દુ અને હિન્દુ વચ્ચે કાયદેસર લગ્ન થઇ શકે તેવી છુટ આપી છે. નિષ્ણાત ડાકટરો અને સુપ્રજનન શાસ્ત્રીઓના અભિપ્રાય મેળવી તે પ્રમાણે ત્રણ પેઢી ઉપર અને ત્રણ પેઢી નીચેનાં લગ્ન માટે પ્રતિબંધ રાખ્યો છે. સમાન ગોત્રમાં લગ્ન ન થાય તે પ્રતિબંધ પણ દુર કર્યો છે.

### દત્તકનો કાયદો.

દત્તકના કાયદામાં પણ ફેરફાર કરી ઠરાવ્યું છે કે દત્તક લેનાર માતાપિતા એક જ વર્ણનાં હોય તો દત્તક એ જ વર્ણમાંથી લઇ શકાશે, અને મા–બાપ જુદા જુદા વર્ણના હોય તો દત્તક લેનાર બાપ જે વર્ણનો હોય, તે વર્ણમાંથી દત્તક લઇ શકશે.

### સંન્યાસ–દીક્ષા.

બીજા કાયદાઓમાં સન્યાસ–દીક્ષાનો કાયદો તા. ૯–૧૧–૩૩ થી અમલમાં આવ્યો છે. તે અન્વયે ૧૮ વર્ષની અંદરના સગીર બાળકોને દીક્ષા આપવાની મના કરી, તેવી દીક્ષા રદ ઠરાવી છે. અને તેનો ભંગ કરવા માટે રૂ. ૫૦૦ સુધીના દંડની અને એક વર્ષ સુધીની કેદની સજા રાખી છે.

### જ્ઞાતિત્રાસનિવારણ.

હાલમાં શ્રી. મહારાજાસાહેબે ગોળ અને એકડા બંધ થઇ, લગ્ન વ્યવહારનું ક્ષેત્ર મોટું થાય તે હેતુથી જ્ઞાતિત્રાસનિવારણ નિબંધ મંજુર કરેલો છે, અને તેમાં ત્રાસદાયક રિવાજ એટલે શું, તેની વ્યાખ્યા સ્પષ્ટ કરી ઠરાવ્યું છે. તેવા રિવાજના ભંગ માટે કોઇ પણ ન્યાત બહાર, દંડ કે બીજી શીક્ષા કરી શકાશે નહીં; છતાં કોઇ તેવું કરશે તેવા જ્ઞાતિના મુખી અગર આગેવાન સામે ફરીયાદ થઇ, છ મહીના સુધીની સાદી સજા અને રૂ. બાર હજાર સુધીના દંડની સજાને પાત્ર થશે. આ કાયદો ગઇ તા. ૧૪મી ડીસેમ્બરથી અમલમાં આવ્યો છે.

# ઝુંપડાની માયા.

શ્રી. વિજયશંકર મંછારામ ભટ્ટ.

અમે...ગામમાં ઘણી ગરીબ અવસ્થામાંથી રહેતાં હતાં. અમારા કુટુંબમાં મારી બા, દાદીમા અને મોટી બેન હતાં. દાદીમા એક જરી પૂરાણો સાડલો અને ઘેર કાંતેલા સુતરનાં દોરા ધાગા વાળું કાપડું પહેરતાં અને મારી બાના કરતાં દાદીમા મારી સંભાળ વધારે રાખતાં. મારા બાપા લશ્કરમાં સૈનિક હતા. બધાં કહતાં કે એ દારૂ ઘણો પીતા હતા એટલે એમને સૈનિક તરીકે જવું પડયું હતું. એક વાર એ રજા ઉપર ઘેર આવેલા એમ મને ઝાંખું ઝાંખું યાદ આવે છે.

અમારૂં ઝુંપડું નાનું હતું અને વચ્ચોવચના એક વાંકા વાંસ ઉપર છાપરાનો આધાર હતો. મને યાદ આવે છે કે આ વાંસ ઉપર હું ચડેલો અને હાથ છૂટી જવાથી નીચે પડેલો અને ડોલ સાથે અથડાવાથી માથામાં વાગેલું.

અમારા ઝુંપડાને બે નાની બારીઓ હતી. આમાની એકમાં કાણું હતું કે એક લુગડાથી બંધ કરેલું હતું. અમારૂં આંગણું નાનું હતું અને ખુલ્લું હતું. આંગણાની વચમાં કપડાં ધોવાની સગવડ હતી. અમારી પાસે એક ઘોડો હતો. અમારી પાસે ગાય નહોતી, પણ બે નમાલાં ઘેટાં અને એક નાનું બચ્ચું હતાં. આ બચ્ચું અને હું હમેશાં સાથે સૂતાં. અમે રોટલી અને પાણી ઉપર દિવસ ગુજારતાં. અમારે માટે મહેનત કરી કમાનાર કોઇ ન હતું. મારી બાને શરીરમાં કળતર રહેતું અને અને દાદીમાને માથાનું દરદ હતું. દાદીમા ફળીમાં ઝાડ નીચે બેસી રહેતાં. માત્ર મારી બેન મજૂરી કરતી, પણ તે અમાર માટે નહિ. એ એની કમાણી સ્વતંત્ર હતી. એણે એમાંથી કપડાં કરાવ્યાં અને માએ એને પરણાવવાની તૈયારી કરી.

મને યાદ આવે છે કે બા વધારે માંદી પડી અને પછી મારે એક ભાઇ આવ્યો. બાને આંગણાં અને ઝુંપડાં વચ્ચેની ઓસરીમાં સુવાડી હતી. દાદીમાએ થોડું ' અનાજ ઉછીનું આણ્યું અને બેન આડોશી પાડોશીને બોલાવવા ગઇ.

બધાંયે આવી પહોંચ્યા અને સાથે ત્રણ રોટલી લેતાં આવ્યાં. અમારાં ઘરનાં માણસોએ બાજઠ ગોડથી એના ઉપર ચાદરો પાથરી દીધી. પછી ડોલ બહાર આણી ર એક પાણીની કોઠી પણ આણી. બધાંયે બેસી ગયાં. મારાં માશી તેમની પાછળ બાળક લઇ ઉભાં. પછી તેઓ પ્રાર્થના કરવા લાગ્યાં. બાળકને હાથમાં લીધું અને બાળકને પાણીમાં બોળ્યું. હું તો ગભરાયો અને બોલ્યો; "બાળકને પાછું આપો!" દાદીમા ગુસ્સે થઇ બોલ્યાંઃ 'ચૂપ રહે, નહિ તો માર ખાઇશ!'

દાયણે બાળકને ત્રણ વાર પાણીમાં બોળ્યું અને પછી માશીને સોંપ્યું. માશીએ બાળકને કપડામાં વિંટાળ્યું અને ઓશરીમાં બા પાસે મૂકી આવ્યાં.

પછી બધાં બાજઠ આગળ બેઠાં અને અને દાદીમાએ બે લોટા દૂધના ભર્યા અને બધાંને આપવાં મંડયાં. બધાંએ પી લીધા પછી ઉઠયાં અને દાદીમાનો આભાર માની વિદાય થયાં.

હું બા પાસે ગયો અને પૂછ્યુંઃ "બા એનું નામ શું રાખ્યું?"

બા બોલીઃ 'તારા નામે નામ.'

બાળક ખૂબ નાનું હતું, એના હાથપગ પાતળા હતા અને તે રડયા કરતું. રાત્રે જ્યારે જ્યારે હું જાગી ઉઠતો ત્યારે બાળકની ચીસો સાંભળતો. બા એને શાન્ત પાડવા મથતી. બા નિસાસા નાખતી પણ તોયે હાલરડાં ગાતી. એ બોલતી 'હે પ્રભુ, આ તાવ ક્યારે દૂર થશે!'

એક રાતે હું જાગી ઉઠયો ત્યારે બાને રડતી જોઇ.

દાદીમા ઉઠયાં અને બોલ્યાં: "ભગવાન બધાંને સુખી રાખે! શું થાય છે?"

બા બોલી: "મારો દીકરો મરી ગયો છે."

દાદીમાએ દીવો સળગાવ્યો અને બાળકને નવરાવ્યું અને એક ચોખ્ખું ઝભલું પહેરાવી કેડે કંદોરો બાંધી, ઘીના દીવા આગળ મૂક્યું. પરોઢ થતાં દાદીમા બહાર જઇને કાકાને બોલાવી લાવ્યાં, અને બધાં ચાલ્યાં ત્યારે બા ઊંચે સાદે રડવા લાગી અને ડુસકાં ખાવા લાગી. કાકા ભાઇને હાથમાં તેડી ચાલ્યા ગયા.

*

અમારા આનંદના દિવસો બેનના લગ્ન વખતે આવ્યા. એક દિવસ કેટલાક માણસો આવ્યા, તેમને બાએ જમાડયા. પછી મેં મારી બાનું માથું ખેંચી કાનમાં કાંઇક કહ્યું. બા હસી. કાકા કહેઃ "શું છે? એને શું જોઇએ છે?" બાયે મને મોટો લાડવો આપ્યો. એ લઇને હું બહાર ઝાડના છાંયડા તળે ગયો. મોટી બ્હેન ત્યાં હતી. એણે મને પૂછ્યુંઃ "બધા શું કરે છે?" મેં જવાબ વાળ્યોઃ "એ બધા હોકા પીએ છે." તે હસીને બોલીઃ "તે મારો વિવાહ ગોઠવે છે"

ત્યાર પછી અમે લગ્નની તૈયારીઓ કરવા માંડી. અમે બધાંયે પરોઢમાં વહેલા ઉઠયા. દાદીએ ચુલો ચેતાવ્યો, મારી બાએ લોટ બાંધવા માંડયો અને માશી ચોખા ધોવા લાગ્યાં.

બ્હેને નવા જોડા પહેર્યા, રાતો ચણીઓ પહેર્યો, લીલી સાડી ઓઢી અને કાંઇ પણ કામ

ન કરતાં નીરાંતે બેઠી. ચુલો ચેતાવ્યા પછી બાએ પણ કપડાં બદલ્યાં અને ઘણા બૈરાં ઝુંપડામાં આવીને બેઠાં અને ગીત ગાવા લાગ્યાં.

એટલામાં ત્રણ ગાડાં ઘૂઘરાના અવાજ કરતાં આવી પહોંચ્યાં. છેલ્લા ગાડામાં વરરાજા પાઘડી પહેરીને બેઠો હતો. તે નીચે ઉતરી ઝુંપડીમાં દાખલ થયો. બેનને સાડી પહેરાવી વરરાજા પાસે લાવવામાં આવી, વરકન્યાને એક બાજઠ ઉપર બેસાડવામાં આવ્યાં અને વીધી કરી રહ્યા પછી બધા બહાર આંગણામાં આવ્યા. બેનને એક ગાડામાં બેસાડી અને વર બાજુમાં બેઠો. ગાડામાં બધાએ પોતપોતાની જગા લીધી અને પ્રભુનું સ્મરણ કરી ચાલ્યાં. હું ઝુંપડામાં પાછો ગયો અને બેનની રાહ જોઇને બેઠો. બાએ મને રોટલીનો ટુકડો આપ્યો તે ખાતાં ખાતાં હું ઉંઘી ગયો. બધાં પોત-પોતાને ઘેર ગયા. વરરાજા બેનને પોતાને ઘેર લઇ ગયો અને મારી બા બોલીઃ "હવે આપણે બીલકૂલ તારાજ થઇ ગયાં!"

આ પછી અમારી ગરીબાઇ વધી પડી. એક ઘોડો અને ઘેટું એ અમારી છેવટની પુંજી હતી તે પણ વેચી નાખી અને કેટલીકવાર અમારે ખાધા વિના ચલાવી લેવું પડતું. બા અમારાં બીજાં સગાં પાસેથી ઉછીનું લાવતી. થોડા વખતમાં દાદીમા પણ મરી ગયાં. મારી બા રડતી અને ડુસકાં ખાતી, તે મને યાદ આવે છે.

"ઓ મારી મા, તેં મને નિરાધાર અને રડતી કયાં મૂકી? મારો અભાગીયણનો ત્યાગ તેં શીદ કર્યો? હવે મને બુદ્ધિ અને ડહાપણની વાત કોણ કહેશે? મારી જીંદગી હવે કેમ જશે?........." આમ મારી બા કેટલોક વખત રડયા કરતી.

એક વેળા મારા ભાઇબંધો સાથે હું ઘોડા ચરાવવા ગયો, ત્યાં મેં એક સૈનિકને એના થેલા સાથે જોયો. એ અમારી પાસે આવીને

બોલ્યો: "છોકરાઓ, તમે કયા ગામના છો?" અને અમે કહ્યું કે "........ગામના." એણે વળી પૂછ્યું: "અને........સૈનિકની વહુ જીવે છે કે?" "હા, એ તો મારી બા થાય." સૈનિક સામે જોઇ રહ્યો અને બોલ્યો: "તેં તારા બાપને જોયા છે?" મેં જવાબ આપ્યો: "એ લશ્કરમાં સૈનિક છે અને મેં એમને જોયા નથી" સૈનિક કહેઃ "સારૂ, ત્યારે મને હવે તેની પાસે લઇજા તારા બાપાનો કાગળ હું લેતો આવ્યો છું." મેં પૂછ્યું: "કયો કાગળ?" એ કહેઃ "ચાલ તને બતાવું છું"

"બહુ સારૂ, ચાલો ત્યારે!"

સૈનિક મારી સાથે એટલી ઝડપથી ચાલવા લાગ્યો કે મારે તો એની પડખે દોડવું પડતું. આમ અમે અમારા ઘરમાં આવી પહોંચ્યા. સૈનિકે ઘરમાં આવીને કપડાં કાઢી નાખ્યાં અને સાદડી ઉપર બેઠો. ઝુંપડામાં ચારે બાજુ નજર નાખી કહેઃ "બસ, તારા કુટુંબનાં બધાંયે આ જ?"

બાને શક પડયો હતો અને જવાબ દીધા વિના સૈનિક તરફ જોયાં કરતી.

"માજી કયાં છે?" એમ કહી એ રડવા લાગ્યો. પછી બા એમની કને જઈ વાતો કરવા લાગી. હું પણ એમની પાસે જઈ ઢીંચણ ઉપર ચઢી ગયો અને આખે શરીરે હાથ ફેરવવા લાગ્યો. એ રડતા રહી ગયા અને હસ્યા.

પછી તો પાડોશી આવ્યા અને મારા બાપે બધાને આવકાર આપ્યો અને એમની નોકરીની મુદત પૂરી થઇ એટલે હમેશને માટે ઘેર આવ્યા છે એમ જણાવ્યું.

સાંજરે જ્યારે બધાં ઢોર ચારીને પાછા ફર્યાં, ત્યારે બેન આવી અને બાપાને બાઝી પડી, અને હસવા લાગી. બાપા પૂછેઃ "આ જુવાન બાઇ કોણ છે?" બા હસી પડી અને બોલી, "પોતાની દીકરીને પણ ઓળખી શકતા નથી!" બાપાએ એને બોલાવીને પાસે બેસાડી અને એને વિષે બધું પૂછવા લાગ્યા. બા ખાવાનું બનાવવા ગઇ અને બેનને દૂધ લેવા મોકલી. એ બોલ્યાઃ "ઉહ્યાં પાંચ વરસથી મેં દારૂ પીધો નથી... પણ થોડું દુધ તો પીઇશ." પ્રભુની પ્રાર્થના કરીને બધાં જમવા બેઠાં હું એમની સાથે બેઠો અને બેન ચોકડી ઉપર બેઠી બા બાપા સામું જોઇ રહી અને બોલીઃ "વાહ, તમે તો પાછા જુવાન બની ગયા લાગો છો! તમને દાઢીયે ઉગી નથી!" અમે બધાંયે હસી પડયાં.

અમે જમી લીધા પછી બેન પોતાને ઘેર ગઇ. પછી બાપાએ પોતાનો થેલો કાઢયો અને અંદરથી ચીજો કાઢવા લાગ્યા. બાએ અંદર એક ચોપડી જોઈ પૂછ્યું: "તમે વાંચતાં શીખ્યા છો?" બાપા બોલ્યાઃ "હા" પછી એક પડીકું કાઢી બાને આપ્યું. બા પૂછેઃ "એ શું છે?" બાપા કહેઃ 'પૈસા' બા રાજીરાજી થઇ ગઇ અને પડીકાને ઠેકાણે મૂકવા ચાલી ગઈ. વળી પાછા આવીને પૂછ્યું: "આ પૈસા તમે કયાંથી મેળવ્યા?" બાપાએ જવાબ આપ્યો: "મને પગાર મળતો તેમાંથી થોડા પડી રહેલા." બા તો ગાંડીઘેલી થઇ ફરવા લાગી.

દિવસ પૂરો થયો અને સાંજ પડી. દીવો સળગાવવામાં આવ્યો અને બાપા ચોપડી કાઢી વાંચવા લાગ્યા. હું એમની પાસે સાંભળવા બેઠો. બાપાએ લાંબો વખત વાંચ્યું અને પછી અમે સુવાની તૈયારી કરી. ઝુંપડાને છેડે બાપા અને હું એક ખાટલા ઉપર સૂતા, અને બા અમારી પાંગતે નીચે સૂતી. મધ્યરાત સુધી બા અને બાપા વાતો કરતાં હતાં. હું તો ઉંઘી ગયો.

સવારમાં બા ઉઠી અને બોલી, "ચુલો સળગાવવાના લાકડાં નથી. બાપા પૂછે, "કુહાડી છે? હોય તો લાવો."

"હા, છે તો ખરી પણ ભાંગલી અને જૂની છે.. એનાથી લાકડાં ફડાશે નહિ."

બાપાએ જોડા પહેર્યા, માથે પાઘડી ઘાલી, અને હાથમાં કુહાડી ઝાલી બહાર ગયા.

હું એમની પાછળ દોડયો.

બે હાથે કુહાડી જોરથી પકડી બાપાએ એક લાકડાના ટીમલાના કકડા કર્યા અને ઝુંપડીમાં લાવ્યા.

બા ચુલો પેટાવી રહી એટલામાં વહાણું વાયું. ઉજેસ થયા પછી બાપાએ બૂમ મારી. બા આવી અને પૂછયું, "શું જોઇએ?" બાપા બોલ્યા, "એમ થાય છે કે એક ગાય, પાંચ ઘેટાં, બે ઘોડા અને થોડુંક લાકડું ઝુંપડા માટે ખરીદીયે. આ તો પડુંપડું થઇ રહ્યું છે. બધા થઇને દોઢસો રૂપીઆ ખરચવા પડશે." બા વિચારમાં પડી, ઉભી રહી; પછી બોલી: "ત્યારે તો બધા પૈસા પૂરા થઇ જશે." બાપા કહે, "આપણે મહેનત મજૂરી કરશું!" બા બોલી, "બહુ સારૂં, આપણે ખરીદીશું, પણ લાકડ ક્યાંથી લાવશો?" બાપા વિચાર કરી કહે, "આપણે પડોશીની લાતીમાંથી ખરીદીશું." બા બોલી ઉઠી, "એમની પાસે નહિ હોય." પણ બાપા કહે, 'એની પાસે ન હોય એમ તે બને! એના જેવી લાતી કોની પાસે છે?' બા બોલી: "એને લાકડું ઘણું ખપે છે. એ કેવો પશુ જેવો છે એ તમે જાણો છો?" બાપ કહે, "હું એને બીડી પીવડાવીને રાગ પાડીશ......અને તું એક રીંગણું મારે ખાવા માટે રાખમાં શેકાવા મૂકી છાંડજે."

બાએ થોડીક ચીજો ઉછીની આણી, રસોઇ બનાવી. બાપા થોડી બીડીઓ લઇ લાતીના માલીક પાસે ગયા. અમે ઘણો વખત વાટ જોઇ બેસી રહ્યાં. બાપા વિના મને ઘરમાં સૂનું લાગવા માંડયું, અને બાપા પાસે જવાની બા પાસે રજા માગી. બા બોલી, "ના, રસ્તામાં ભૂલાં પડાય." હું રડવા લાગ્યો અને દોડીને બહાર નીકળ્યો. પણ બાએ મને પકડી પાડયો અને કોપરાપાક આપ્યો. ચુલા પાસે બેસી હું ખૂબ રડયો, એટલામાં બાપા આવી પહોંચ્યા અને પૂછયું: "કેમ રડે છે?" બા બોલી, "એ તો તમારી પાછળ આવવા કયારનોયે મંડયો છે અને મારે એને મારવો પડયો." મેં ફરિયાદ કરી. બાપા હસ્યા અને બા કને જઇ ખોટું ખોટું મારવાનો દેખાવ કરી બોલ્યા: "મારા લાડકડાને મારીશ નહિ." અને બાએ રડવાનો ડોળ કર્યો એટલે હું બાપાના ખોળામાં ચઢી બેઠો અને રાજીરાજી થઇ ગયો.

પછી બાપા જમવા બેઠા, મને પાસે બેસાડયો અને બૂમ મારી: "ચાલો ત્યારે છોકરાને અને મને ખાવાનું પીરસો......અમે ભૂખ્યા થયા છીએ!" બાએ પૂછયું: "કેમ, ઝુંપડા માટે લાકડાનું શું થયું?" બાપાએ જવાબ આપ્યો: "પચાસ રૂપીએ આપશે." બા બોલી: "તે કાંઇ બહુ કહેવાય નહિ." બાપા કહે, "લાકડમાં કોઇ દોષ કાઢી શકે તેમ નથી, ઘણુંજ સરસ છે!"

જલદી જલદી ઘર બંધાવ્યું; ગાયો અને ઘોડા આવ્યા અને આ પછી અમે કાંઇક રાહતથી રહેવા લાગ્યાં. બાપાને હવે તો આ ઝુંપડાની એવી માયા લાગી છે કે નોકરીએ જવાનું હવે નામ જ લેતા નથી. (સૂચિત)

## સુધારો

ગયા અંકમાં 'યુરોપનું બાળશિક્ષણ' વાળો લેખ છે તેમાં ભૂલથી મહુંમ મોન્ટેસોરી છપાયું છે. ત્યાં મેડમ મોન્ટેસોરી વાંચવું.

—તંત્રી




(૧)

દેવી! ત્હારા હૃદય મહિંની,
જ્વાળ ધીખતી શમી કે ?
જોને ત્હારી દેહ કલિકા,
મૃત્યુ આરે ઝૂલતી કે.

(૨)

ભૂલ્યો, ત્હારી મૃદુ સ્મૃતિને,
ને વળી ગુણ-દર્શનોને;
પાપી પૂરો, નગુણો બન્યો હું,
ક્ષમા કરજે, શીલ મૂર્તિ મને.

(૩)

પશ્ચાતાપે પવિત્ર થઇને,
સ્નેહ—ભિક્ષા માગતો;
મ્હારા અગણીત દોષો ભણી,
ઔદાર્ય વર્તન પેખતો.

(૪)

તેજે ભરેલી, સૌજન્ય-રેખા,
વિલસી રહી તુજ ચક્ષુ માંહિ;
દેવી! મ્હારાં અશ્રુ લુછી,
અપનાવશે શું નહિ મને?

પુરુષોત્તમ ચૌહાણ.

# ચાલુ બનાવોની માહિતી.

શ્રી. કેશવપ્રસાદ દેસાઈ.

**વાતાવરણ.**

જુન માસમાં રાજકીય વાતાવરણનું મધ્યબિંદુ મુંબઇ બન્યું હતું પટણામાં નક્કી થયું કે ધારાસભાઓની ઉમેદવારી સ્વરાજપક્ષ સ્વતંત્ર રીતે ના કરે, પણ કોંગ્રેસના કબજાની અંદર રહીને કરે. તે નીતિને અનુસરીને 'કોંગ્રેસ પાર્લામેન્ટ' સમિતિની નિમણુક થઇ હતી. આ પાર્લામેન્ટરી સમિતિ જુન માસમાં મુંબઇમાં મળી હતી અને પ્રાંતે પ્રાંતના આગેવાનો મુંબઇમાં ભેગા થયા હતા. તેઓએ મતદારો પ્રત્યે પોતાનું નિવેદન તૈયાર કર્યું છે; તેમજ જુદા જુદા પ્રાંતોમાં ઉમેદવારોની પસંદગી કોણ કરશે તે નક્કી કર્યું છે. હરિજન કાર્યને અંગે મહાત્મા ગાંધીજી પણ તે અરસામાં મુંબઈમાં હતા. એટલે આ સમિતિને તેમની સલાહનો લાભ પણ મળ્યો હતો. વળી જુન માસમાં સરકારી જાહેરનામાથી ગેરકાયદેસર બનેલી કૉંગ્રેસ સમિતિઓ કાયદેસર બની છે. એટલે જુદી જુદી સમિતિઓ સભાસદો નોંધવા મંડી પડી છે. તેમજ મુંબઇના કૉંગ્રેસ હાઉસનો કબજો પણ સરકારે તેના ટ્રસ્ટીઓને પાછો સોંપ્યો છે. તેને અંગે પણ ધ્વજારોપણ વગેરે ક્રિયાઓ થઈ હતી; આ બધાં કારણોને લીધે મુંબઇમાં જુન માસ ઘણો પ્રવૃત્તિમય દેખાતો હતો. આ સૌ પ્રવૃત્તિના મેરુ રૂપ ગાંધીજી હતા. પાંચ દિવસ ફક્ત તેઓ મુંબઇમાં રોકાયા, પણ તેટલા સમયમાં તો આખું શહેર હલમલી ગયું. ધોધમાર વરસાદ વરસતો હતો, પણ તે કોઇને નડ્યો નહોતો. વરસાદ છતાંયે આઝાદ મેદાનમાં મોટી સભા મળી. ઑપેરા હાઉસમાં સ્ત્રીઓની સભા ભેગી થઇ અને પરાંમાં પણ સાંતાક્રુઝમાં સભા ભરાઇ. આમ મુંબઈનું વાતાવરણ પ્રવૃત્તિમય હતું

*

**હરિજન**

ગાંધીજી તો હમણાં કેવળ હરિજન માટે જ કાર્ય કરે છે. તે માટે તેઓએ આખા હિંદની મુસાફરી આદરી છે. હરિજનોના પ્રશ્ન પ્રત્યે સૌનું ધ્યાન દોરે છે; હરિજનોના વાસ જુવે છે; તેમને પોતાના ઉત્કર્ષ માટે પ્રેરે છે અને તેમના હિત માટે ધન ભેગું કરે છે. મુંબઇમાં તેમનું આગમન પણ હરિજન કાર્ય માટેજ હતું. આ સંબંધમાં મુંબઇની હરિજન સમિતિ સામે કેટલીએક ટીકાઓ થઈ હતી. 'આ સમિતિમાં પૈસાવાળાઓ છે, તેઓ કેવળ શોભારૂપ છે; પણ કાંઇ કાર્ય કરતા નથી, તેમજ પૈસા પણ તેઓએ બરોબર ઉઘરાવ્યા નથી, અને ગાંધીજીને મુંબઇ બોલાવવા તેઓ માંગતા નથી.' ગાંધીજીએ પોતાના વ્યાખ્યાનમાં કહ્યું કે 'બહારથી તમાસો જોનારને ટીકા કરવાનો હક્ક નથી. અને અંદર કામ કરતા માણસોએ તો જે ઉણપો હોય તે પૂરી કરવાની છે, એટલે તેઓએ પણ નકામી ટીકાઓ ના કરવી જોઇએ.' આ સિદ્ધાંત સર્વાંગે સ્વીકારવા યોગ્ય નથી. પ્રમાણિક તેમજ કાર્યને લાભ થાય તેવી ટીકાઓ જરૂર ઇચ્છવા યોગ્ય છે. ટીકા ખંડનાત્મક ના જોઇયે પણ તે શુદ્ધ બુદ્ધિથી થયેલી હોવી જોઇયે.

આવી ટીકાઓ તો કાર્યસાધક જ નિવડે છે. ગાંધીજીએ હરિજન પ્રવૃત્તિ આરંભ્યા પછી, તે કાર્ય માટે તો મુંબઇ, ગુજરાત, અને કાઠીયાવાડની આ મુલાકાત પ્રથમ જ લીધી છે. તેમની આ મુલાકાતથી હરિજન પ્રશ્નને જરૂર લાભ થશે જ. અસ્પૃશ્યતા ટાળવા માટે મુંબઇમાં ગાંધીજીએ સ્ત્રીઓને જણાવ્યું કે 'તમે ઘરકામ કરવા માટે અસ્પર્શ્ય વર્ગના માણસને જ રાખો. એને કામ ના આવડતું હોય તો શીખવો, પણ એને જ રાખો.' મકાનના માલીકોને તેમણે કહ્યું કે 'ભાડવાત તરીકે તમે અસ્પૃશ્યોને પસંદ કરો.' આ બન્ને સૂચનાઓ સરસ છે. જો તે વ્યવહારમાં મૂકાય તો મુંબઇ જેવાં શહેરમાંથી આભડછેટના વિચાર ખુલ્લી રીતે જાય. જો કે છુપી રીતે તો મુંબઇમાં આભડછેટ બહુ ઓછી છે. હરિજન વાસ બહુ ગંદા હોય છે, પણ સામાન્ય મકાનોમાં તેમને રાખવામાં આવે તો ગંદા વાસનો નાશ થાય.

*

**હરિજનના દુઃખ**

દેશાવરમાં હરિજનના દુઃખ વિશેષ છે મુંબઇમાં તેમને કમાણી છે, પણ ગુજરાત કાઠીયાવાડમાં તે બહુ ઓછી છે. વળી અસ્પૃશ્યતાનું જોર ત્યાં વધારે છે અને તેથી જીવનની જરૂરીયાત મેળવવા માટે પણ તેમણે ત્રાસ બહુ વેઠવો પડે છે. સામાન્ય કુવામાંથી તેમને પાણી ના મળે, ઇસ્પીતાલનો દાક્તર તેમને અડકે નહિ, ભાડુતી મોટરબસમાં પૈસા આપતા પણ તેમને બેસવા દે નહિ અને નિશાળોમાં ભણવા પણ જવાય નહિ આ દુઃખ કાંઇ જેવાં તેવાં ના કહેવાય. આ દુઃખ દૂર કરવા માટે તો પૈસાની પણ જરૂર નથી. ફક્ત માણસોના મન બદલવાની જરૂર છે. તેમને માટે જુદા કુવા કે જુદી નિશાળો કાંઇ થઇ શકે નહિ અને તેમ થઇ શકે તેવું હોય તોપણ તેથી તેમનું કલંક કે દુઃખ દૂર થઇ શકે નહિ જ. મંદિર પ્રવેશ કરતાં શાળા પ્રવેશ, ઇસ્પીતાલ પ્રવેશ કે જલાશય પ્રવેશ વધારે ઉપયોગી છે. અસ્પૃશ્યો હિંદુ હોવાથી, હિંદુ મંદિરો તેમને માટે ખુલ્લાં હોય તે હિંદુધર્મને શોભારૂપ છે ખરૂં પરંતુ મંદિરો એટલે મૂર્તિઓ, અને ઘણાંયે હિંદુઓ મૂર્તિપૂજક નથી. એટલે હું જાને તો મંદિરોની દરકાર ના કરૂં, પણ તેમની જીવનની જરૂરીયાતો મેળવી આપવા, તે માટે તેમને શહેરીપણાના પૂર્ણ હક્ક આપવા પુરતો પ્રયત્ન કરૂં. અને તે માટે કાયદાઓની મદદ પણ લઉં. જે શાળામાં અસ્પૃશ્યને દાખલ ન કરે તે શાળાને સરકાર કે વિદ્યાપીઠે સ્વીકારવી જોઈયે નહિ. જે મોટરબસમાં અસ્પૃશ્યને બેસવા દે નહિ, તેનું લાઇસન્સ ચાલુ રાખવું જોઈયે નહિ. વળી અન્ય વર્ગોમાં ફરજીઆત શિક્ષણ હોય કે ના હોય તોપણ અસ્પૃશ્ય ગણાતા વર્ગ માટે મ્યુનસિપાલિટીએ મફત અને ફરજીયાત શિક્ષણ કરવું જોઇયે. આમ થતાં તેમનામાં શિક્ષણ ફેલાશે અને તેઓ પોતેજ શહેરીપણાના હક્ક મેળવશે.

*

ખેડૂતો સમાજના પ્રાણરૂપ છે. ખેતી ઉપર જીવતા આપણા દેશમાં ખેડૂતોની મહેનતનો પાર નથી. તેઓ અભણ છે, અજ્ઞાન છે, અને ચારે તરફથી ચૂસાય છે. આવી પરિસ્થિતિમાં ભાવનગર રાજ્યે લીધેલાં પગલાં ઘણાં આવકાર આપવા જેવાં છે.

**ખેડૂતો.**

ખેડૂતો હંમેશાં દેવામાં ડુબેલા હોય છે. ખરાબ વરસ અને ખોટી મોટાઇના સામાજીક ખર્ચો તેમની પાસે કરજ કરાવે છે અને શાહુકારો જુલમ જેવું વ્યાજ લઇને, કોઇવાર ખોટા હિસાબો કરીને તેમના કરજમાં

અતિઘણો વધારો કરે છે. આમ એકવાર કરજમાં ડૂબેલો માણસ તેમાં ઉંડોને ઉંડો ઉતરે છે અને કદી બહાર નીકળી શકતો નથી. ભાવનગર રાજ્યે ખેડૂતોના દેવાની તપાસ કરી, તેમના શાહુકારોના ચોપડા તથા હિસાબ તપાસ્યા અને તેમની સાથે વાટાઘાટ કરી. આ સર્વના પરિણામે ખેડૂતોનું એકંદર દેવું ઘટીને પચીસ ટકા જેટલું થયું. આ દેવું રાજ્યે શાહુકારોને ચુકવી આપ્યું અને પોતે જ ખેડૂતોને ધીર્યું. સાધારણ વ્યાજે અને ટુંકા હપ્તાથી આ કરજ રાજ્ય તરફથી વસુલ થશે. આ પગલાથી ખેડૂતોને ઘણી જ રાહત મળશે અને પૈસા સંબંધી તેમની સ્થિતિ જરૂર સુધરશે. માથે દેવું હોય તેનું ભારે વ્યાજ ભરવું પડતું હોય, એટલે હાથ ભીડમાં રહે અને મન ચિંતામાં રહે, છોકરાં ભણાવાય નહિ, કે ખેતી સુધારાય નહિ, માંદગી આવતાં દવા પણ કરવાના પૈસા રહે નહિ; એટલે આ દેવું જતાં ખેડૂતની સામાન્ય સ્થિતિ પણ સુધરી જ જશે. આવી રાહત દરેક રાજ્યમાં ખેડૂતને મળવી જોઇયે. અંગ્રેજી હકુમતમાં પણ જીલ્લાવાર આવી રાહત તેમને અપાય તો રાજ્યને જ લાભ થાય. સમાજસેવા મંડળ સાથે મળીને સરકારે ખેડૂતોના દેવાની તપાસ કરવી જોઇયે અને તેમને રાહત મેળવી આપવી જોઇયે. પઠાણ, મારવાડી અને તેવા પ્રકારના નાણા ધીરનારને સદંતર નાબૂદ કરવા જોઇયે. મુંબઈ ઇલાકા માટે 'ખેડૂતોને ઋણમુક્ત કરવા શું થઈ શકે' તેની તપાસ સમિતિ નિમાઇ હતી, તેનો હેવાલ બહાર પડયો નથી.

* .

**ગુજરાતી સંસ્કૃતિ આગળ વધે છે?**

કરાંચીની મહાગુજરાત સમિતિ તરફથી એક આકર્ષક ચર્ચા ગોઠવાઇ હતી. તેનો હેવાલ વર્તમાનપત્રોમાં આવ્યો છે. ગુજરાતી સંસ્કૃતિ આગળ વધે છે કે પાછળ હઠે છે એ ચર્ચાનો વિષય હતો. બંને પક્ષ તરફથી બોલનારા સારા હતા પરંતુ આવી ચર્ચા સ્વાભાવિક રીતે જ અસ્પષ્ટ રહે. કારણકે ઘણા શબ્દોનો અર્થ ચોક્કસ નથી હોતો. સંસ્કૃતિ એટલે શું, તે પણ દરેક બોલનાર જુદું જુદું ધારે. આગળ વધવું કોને કહેવું તે પણ નક્કી ના હોય. સ્ત્રીઓ ઘર બહાર કાર્યક્ષેત્રમાં માથું મારે તે આગળ વધવું કહેવાય કે નહિ? ત્યારબાદ હકીકત શી છે અને શી હતી તે બાબત પણ સૌ સૌનો મત જુદો હોય. કોઇ કહે અત્યારે સ્ત્રીઓ નબળી થઈ છે. ખરૂં જોતાં તેમ છે નહિ, કેવી રીતે કહેવાય. છતાં યે હેવાલ ઉપરથી લાગે છે કે ચર્ચા રસમય તો ઘણી જ થઇ હશે. ચર્ચાને અંતે મત લેવાતાં એમ ઠર્યું કે ગુજરાત સંસ્કૃતિમાં પાછળ હઠે છે. આ વિષય દરેક ગુજરાતીએ સ્વતંત્ર રીતે જરૂર વિચારવા જેવો છે. અને આપણે જો આગળ ના જ વધતા હોઇયે તો આગળ વધવા માટે શા પગલાં લેવાં જોઇયે તે પણ વિચારવું જોઇયે. મારૂં માનવું એમ છે કે સરખામણી કરવી રહેવા દઇને આપણું ધ્યેય નક્કી કરવું જોઇયે અને તે તરફ જવા માટે માર્ગ ધારણ કરવા જોઈયે. શારીરિક અને આર્થિક ઉન્નતિ, સામાજિક સ્વાતંત્ર્ય, વ્યક્તિનો વિકાસ, આ સર્વને અનુસરતું શિક્ષણ આપવાની ગોઠવણ; આટલી બાબતો તરફ ગુજરાત લક્ષ આપે તો જરૂર લાભ થાય. રાજ્યની મદદ વિના પણ આમાંની ઘણી બાબતો સાધી શકાય તેમ છે.

મુંબઇમાં એક ભીખારણે નાની છોકરીના હાથ ઉપરથી કીમતી બંગડી કહાડી લીધાનો બનાવ બન્યો છે. આવા બનાવો કાંઇ થોડા નથી બનતા. છોકરાંને ઘરેણાં પહેરાવનારાંઓએ

**ભીખારી અને ઘરેણાં.**

આ ઉપરથી ધડો લેવાનો છે. તેમાંથી કોઇવાર બાળકના જીવની હાની થવાનો સંભવ પણ રહે છે. વળી ભીખરીઓના પ્રશ્નનો પણ વિચાર થવો ઘટે છે. છુટક ભીખને ઉત્તેજન આપવું જોઇયે નહિ. ભીખ માગવાની જેમને ફરજ પડે તેમને માટે કામ ઉભુ કરી આપીને મજુરી આપવી જોઇયે. અને અપંગો માટે આશ્રમો જોઇએ.

*

થોડા સમય ઉપર એક જૈન સુધારક ભાઇયે પોતાની જ્ઞાતિમાંથી રાજીનામું આપ્યું હતું અને તે સાથેના કાગળમા લખ્યું હતું કે 'જ્ઞાતિ સંસ્થાથી લાભ કરતા હાની વિશેષ

**જ્ઞાતિ.**

છે.' વધુમાં જણાવ્યું હતું કે 'મારી પુત્રી જ્ઞાતિ બહાર લગ્ન કરવાની તેની પસંદગી કરવામાં હું અંતરાય નાંખવા ઇચ્છતો નથી. મારી પૂર્ણ સંમતિથી આ લગ્ન થશે.' આ બનાવથી એક ખાસ પ્રશ્ન આગળ તરી આવે છે. જ્ઞાતિ વ્યવસ્થા છે તે સમાજને લાભ કારક છે? જો તેમ ના હોય તો તે સુધારી શકાય તેમ છે? જ્ઞાતિમાં અંદરથી સુધારા કરવા ઇષ્ટ છે કે તાબડતોબ સુધારકોએ જ્ઞાતિમાંથી રાજીનામા આપીને પોતે કોઇ પણ જ્ઞાતિમાં નથી એમ જાહેર કરવું ઇષ્ટ છે? આ પ્રશ્ન વિચારવાનો સમય હવે આવી પહોંચ્યો છે. જ્ઞાતિઓ હાલની સ્થિતિમાં સમજમાં કોઈ પણ રીત લાભકારક નથી એમ તો ઘણે સ્થળે સ્વીકારવામાં આવે છે. વળી અત્યારની નાતો, પેટાનાતો, વગેરેની સંખ્યા તો એટલી મોટી છે કે દરેક પેટાનાત પોતાના માં સુધારા કરે તો પણ મુખ્ય હરકત–લગ્નનાં ક્ષેત્રોની હરકત તો રહેજ. એટલે પેટાનાતો દૂર કરવાની હિમાયત તો થાય છે, ત્યારે મુખ્ય નાતો કોને ગણવી? ચાર વર્ણ તરફ જવું શકય છે? નાગરોને બ્રાહ્મણ વર્ગમાં વ્યવહારૂપણે મુકી શકાય? ચોર્યાશી નાતના બ્રાહ્મણો વચ્ચે કન્યા વ્યવહાર બાંધી શકાશે? આ બધું કરવું તે શકય હોય તોપણ તે સાધતા કેટલો સમય થશે? કવિ દલપતરામે લગભગ ચાળીસ વર્ષ ઉપર રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર કરવાનો, પોકાર ઉપાડયો હતો. આજે ચાળીસ વર્ષે જ્ઞાતિ સુધારવાનો, જ્ઞાતિ વિશાળ કરવાનો પ્રશ્ન જેવોને તેવોજ છે. જ્ઞાતિમાં નહિ માનનારાંઓએ ત્યારે શું વર્ષો સુધી માન્યતા વિરૂદ્ધ, મરજી વિરૂદ્ધ, જ્ઞાતિઓમાં જકડાઇ રહેવું? એ પ્રશ્ન પણ વિચારવા જેવો છે. અલબત્ત એક પક્ષ એવો પણ છે કે જેઓ કહે છે કે 'અમારે જ્ઞાતિની દરકાર નથી. જ્ઞાતિ તેને રસ્તે, અમે અમારે રસ્તે. જરૂર પડતાં વ્યવહાર જ્ઞાતિ બહાર કરીશું. જ્ઞાતિ બહિષ્કાર કરશે તે અમને દુઃખ નથી. અમે તેનો હુકમ માનવા બંધાયલા નથી.' સુધારકો લગભગ બધા જ આવૃતિ સેવે છે. પરંતુ હંમેશને માટે આવી આ વૃતિ સેવવી ઇષ્ટ નથી. જ્ઞાતિ ત્યાગનો પ્રશ્ન વધુ ગંભિરતાથી ઉપાડી લેવો જોઈયે. જ્ઞાતિની દરકાર નહિ કરનારા છુટા છવાયા દાખલાઓ વધતા જાય છે. પરંતુ જ્ઞાતિ ત્યાગની સમૂહાત્મક ચળવળ ઉપાડવાનો સમય હવે આવી પહોંચ્યો છે.

---

# પુસ્તક પરિચય

શ્રી કેશવપ્રસાદ દેશાઇ.

હાલતાં ચાલતાં

લેખકઃ શ્રી. ગિજુભાઇ. પાનાં ૧૮૦. પાકું પૂંઠું કીં ૦–૧૦ ૦

શા માટે

લેખકઃ શ્રી. હરભાઇ. પાનાં ૧૨૪. પાકું પૂંઠું કીં ૦–૮–૦
બન્નેના પ્રકાશકઃ દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર. ભાવનગર.

બાળશિક્ષણ માટે નવીન માનસશાસ્ત્રના અભ્યાસની બહુજ જરૂર છે. પરંતુ આ માનસશાસ્ત્રનો શાસ્ત્રીય અભ્યાસ કરવા જેટલી શક્તિ અને ધગશ બહુજ ઓછા માતપિતામાં છે. અને બન્ને પુસ્તકોનો હેતુ નિત્ય નજરે પડતા દાખલાઓની મદદથી નવીન માનસશાસ્ત્રનું વ્યવહારૂ જ્ઞાન આપવાનો છે. જીવંત માણસના દરેક કાર્ય પાછળ કંઇને કંઇ હેતુ હોય છે. આ હેતુઓનો અભ્યાસ એ માનવ માનસના અભ્યાસનું મહત્વનુ પ્રકરણ છે. શ્રી ગિજુભાઇએ હાલતાં ચાલતાં નિર્ખેલા દષ્ટાંતો લઇને જુદા જુદા હેતુઓનુ પૃથક્કરણ કર્યું છે. તે ઉપરથી આપણે પણ આપણાં કાર્યોનો અંદરનો હેતુ પારખી શકીયે. શ્રી હરભાઇ કહે છે કે માણસનું મન અગાધ છે. જે જાગ્રતમનને આપણે ઓળખીયે છીયે એ મન તો સમગ્ર મનનો અતિ અલ્પ ભાગ માત્ર છે. અજ્ઞાત છૂપું પડેલું મન તો કેટલુંએ વિશાળ, કેટલુંએ ગહન છે." શા માટે ? પુસ્તકમાં હરભાઇયે પોતાની આસપાસનાં માણસોએ કરેલાં કામનું પૃથક્કરણ કરીને આ છૂપાં મનનાં હેતુઓ તપાસતા આપણને શીખવ્યું છે. અજ્ઞાત મનનો અને તેમાં પડેલાં બળોનો અલ્પ પરિચય કરાવવામાં એ મદદગાર થશે માબાપો આ બન્ને પુસ્તકોનો લાભ લઇ શકશે.

ગૃહપતિને

લેખકઃ શ્રી નાનાભાઇ. પ્રકાશકઃ દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર ભાવનગર.
પાકું પૂઠું. પાનાં ૨૩૭ કી. ૦–૧૨–૦

છાત્રાલયો વધતાં જાય છે અને હજી વધશે. પરંતુ તેનાથી થનાર લાભનો આધાર ગૃહપતિ ઉપર છે. આ પુસ્તક ગૃહપતિને ઉદ્દેશીને લખાયું છે. પરંતુ છાત્રાલયના વ્યવસ્થાપકો પણ તે વાંચે તો સારૂં, કેળવણીમાં પછાત જ્ઞાતિઓ સાધારણ રીતે જ્ઞાતિ છાત્રાલયો સ્થાપવા પ્રેરાય છે. તેના દાતાઓ અને વ્યવસ્થાપકો ઘણીવાર સમજે છે કે વિદ્યાર્થીઓને આશ્રમ અને ખોરાક મળે એટલે છાત્રાલયનું કામ પૂરૂં થયું પરંતુ છાત્રાલયનું કર્તવ્ય તેમ જ તેની જોખમદારી વધારે છે, ઉત્તમ ગૃહપતિ તે છાત્રાલયનો આત્મા છે. આત્મા વિનાનું શરીર નકામું છે, દરેક છાત્રાલયના દાતાઓએ ઉત્તમ ગૃહપતિ મેળવવા માટે યોગ્ય દાન જુદું રાખવું જોઇયે. એ સમજવા માટે આ પુસ્તક ગૃહપતિ ઉપરાંત છાત્રાલયના કર્તાકારવતાઓએ વાંચવાનું છે.

નવી કેળવણી

{ લેખકઃ શ્રી હરભાઈ પ્રકાશકઃ દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર.
પાકું પૂઠું પાનાં ૨૬૧ કીં. ૦-૧૨-૦

નવી કેળવણી કયા સિદ્ધાંતો ઉપર રચાય છે તે આ પુસ્તકમાં સરળતાથી દર્શાવ્યું છે. લેખકે લખેલા દશ નિબંધોનો આ સંગ્રહ છે. પણ તેમાં સંકલના આવે છે, અને આખું પુસ્તક નવી કેળવણીના પાયા દર્શાવે છે. નવી કેલવણીના ચાર તત્ત્વો આ પ્રમાણે છે (૧) વિદ્યાર્થીનું વ્યક્તિત્વ. (૨) સ્વાતંત્ર્ય. (૩) સર્જનાત્મક ક્રિયાઓ. (૪) સામાજિકતા. પહેલા અને છેલ્લા પ્રકરણથી આ બાબતો વાંચકને સ્પષ્ટ થશે. ધર્મનું શિક્ષણ, નીતિનું શિક્ષણ અને સ્ત્રીશિક્ષણ એ ત્રણ પ્રકરણો બહુ જ વિચારવા જેવા છે.

ફુલદાની–નાની, મોટી

{ લેખકઃ શ્રી. વસંત નાયક. પ્રકાશકઃ દીવેટીઆ એન્ડ સન્સ, પાનકોર નાકા, અમદાવાદ.
બન્ને સચિત્ર, કીં. અનુક્રમે ત્રણ અને ચાર આના.

શ્રી. વસંત નાયક પોતે બાળશિક્ષણના વ્યવહારૂ કાર્યકર્તા છે. અને બાળસાહિત્ય રચવામાં તેઓ સફળ થયા છે. વાંચતાં શીખતાં બાળકો નાની ફુલદાનીથી શરૂ કરી, હોંશથી મોટી ફુલદાનીનો લાભ લેશે.

બત્રીસ-લખ્ખણ.

{ લેખકઃ શ્રી. જદુરાય ખંધડીયા. મુંબઈ પાકું પુંઠું પાનાં ૨૪૪
કીં. રૂ. ૨-૦-૦.

શ્રી. ખંધડીયા હાસ્યરસના લેખક તરીકે જાણીતા છે; પણ આ પુસ્તકમાં તેમણે હાસ્યરસ સિવાયના બીજા સોળ લેખો દાખલ કર્યા છે. તેમના કથન મુજબ પ્રથમ સોળ લેખો રમુજી છે અને બીજા ભાગના સોળ લેખ ઉપયોગી છે. એટલે શું, રમુજી તે ઉપયોગી નથી ? હું તો માનું છું કે સામાન્ય રીતે રમુજ-હાસ્યરસ-ઉપયોગીજ છે. તે વિના જીવન અકારૂં થઇ પડે. તેઓના ઉપયોગી લેખોમાં પણ રમુજ તરવરે છે. છતાંયે બત્રીસ લક્ષણોનું આ પુસ્તક એકંદરે બહુ લોકપ્રિય નહિ થઇ પડે તેવો ભય રહે છે.

પુસ્તકાલય પ્રવૃત્તિ–ભાષણો અને લેખો

} પ્રકાશકઃ શ્રી. પુસ્તકાલય સ. સહકારી મંડળ, રાવપુરા, વડોદરા.
પાનાં ૫૨૦ કીં. રૂ. ૧-૮-૦.

પુસ્તકાલય પરિષદના પ્રમુખો અને સ્વાગત પ્રમુખોના ભાષણો તથા પુસ્તકાલય સંબંધીના નિબંધો અને યોજનાઓનો આ ઉપયોગી સંગ્રહ છે. પરિષદ્ વખતનો ઉત્સાહ પરિષદ પછી જતો રહે છે; પરંતુ આવા સંગ્રહને લીધે તેમાનાં ઉપયોગી તત્વો જળવાઇ રહેશે અને સૌ કોઈ તેનો લાભ લઇ શકશે.

——x——

---




સહાયક તંત્રી : શ્રી જમુભાઈ દાણી

| પુ. ૭૮ :: | જુલાઇ : ૧૯૩૪ | :: અંક ૭ |
|---|---|---|

## અનુક્રમ


| | | |
|---|---|---|
| ૧ ગંગ–નાવલી ... ... ... | શ્રી. જમુભાઈ દાણી ... ... | ૧૯૦ |
| ૨ મહાદેવને ફૂલ ... ... ... | શ્રી. છોટુભાઈ પટેલ ... ... | ૧૯૧ |
| ૩ શું કરીએ ? ... ... ... | શ્રી ગિજુભાઈ ... ... | ૧૯૨ |
| ૪ જીવો કમાઈ આવ્યો ! .. ... | શ્રી. રમણલાલ સોની ... ... | ૧૯૩ |
| ૫ બંચલી ... ... ... | શ્રી. મોહિનીચંદ્ર ... ... | ૧૯૬ |
| ૬ જમાદાર સલાબતખાં ... ... | શ્રી. ઉમિયાશંકર જોષી ... | ૧૯૭ |
| ૭ મોંઘીની ભેટ ... ... ... | શ્રી. વિઠ્ઠલરાવ આવસત્થી ... | ૧૯૮ |
| ૮ ભગવાનનું સુખ ... ... ... | શ્રી. ભોળાશંકર વ્યાસ ... | ૨૦૦ |
| ૯ અલકમલકની વાતો ... ... | સંપાદકઃ એક બ્હેન ... | ૨૦૩ |
| ૧૦ બાળકોની મુસાફરી ... ... | ... ... ... | ૨૦૪ |
| ૧૧ યુરોપના દેશોમાં ... ... | શ્રી વરધભાઇ પટેલ ... ... | ૨૦૬ |
| ૧૨ ગામડીઆ ગામમાં ... ... | શ્રી છગનલાલ ગંગાદાસ ... | ૨૦૮ |
| ૧૩ હિંદી વિભાગ ... ... | શ્રી હ્હેરીબાવા. ... | ૨૧૦ |
| ૧૪ બાળકોના લેખો ... ... | ... ... ... | ૨૧૧ |

# ગંગ–નાવલી

( શ્રી. મેઘાણીના ‘ ઉભા રહો ! રંગ વાદળી ’નો રાહ )

ઝુકયા આંબા ને ઝુકી વાડિયું રે,
એક વાર આવો રે, ગંગ નાવલી !
મીઠાં નિરમળ એનાં નીરરે; એકવાર૦ ૧

ટહૂકે કોયલ, ટહૂકે મોરલા રે,
દિલનાં મોંઘા એ અવકાર રે; એકવાર૦ ૨

ખોબા સમાણાં મીઠાં વીરડાં રે,
રૂમઝુમતાં ઝીણાં એવાં વ્હેણ રે; એકવાર૦ ૩

નાચે, કૂદે ને રમે બાલુડાં રે,
ગરબે ઘૂમંત નાની બાળ રે; એકવાર૦ ૪

ભોળાં પંખીડાં, ભોળાં માનવી રે,
ભોળાં, હેતાળ એનાં ભાવ રે; એકવાર૦ ૫

ઉંચે આકાશ રૂડા તારલા રે,
નીચે ટમકે એનાં તેજ રે; એકવાર૦ ૬

પિયુ વિજોગી ઝરે નાવલી રે,
સૂકયાં આંસુનાં એનાં નીર રે; એકવાર૦ ૭

આવો, પધારો દેવ બાપુડાં રે,
દીયો અંતરથી આશિષ દાન રે; એકવાર૦ ૮×

જમુભાઇ દાણી.

---

× કુંડલા ગામને પાદર એક નદી વહે છે; એનું નામ નવલગંગા–નાવલી. લોકકથા એમ છે કે એનો પ્રવાહ ઉપરથી આવી, આધે જઈ, જમીનમાં સમાઇ જાય છે. એ નદીને કાંઠે બેઠાં બેઠાં આ જોડકણું લખાયું છે.



# મહાદેવને ફુલ

શ્રી. છોટુભાઇ ખુશાલભાઇ પટેલ



એક હતી બેન, તેનું નામ વિનુ. વિનુબેનને ફુલ બહુ ગમે. ઘણી વખત મહાદેવને ફુલ ચઢાવે. મહાદેવને ફુલ ખૂબ ગમતાં.

બેસતા વર્ષનો દિવસ હતો. તે દિવસે વિનુનું હૃદય ખૂબ ઉલ્લાસમાં આનંદ કરતું હતું. 'આજ તો હું ઘણા ફુલ લાવીશ ને મહાદેવજી ધરાઇ જાય એટલા ફુલ ચઢાવીશ. મારા ઉપર મહાદેવજી પ્રસન્ન થશે. આખું વર્ષ આજના જેટલો મને આનંદ આપશે.'

ગામને પાદરે સાર્વજનિક બગીચો હતો. વિનુ વહેલી ઉઠી, ફુલો તોડી લાવવા નીકળી પડી. 'આમ કેમ મારૂં મન પાછું પડે છે? મારા પગ કેમ નથી ઉપડતા? આજે શું મહાદેવજીની મરજી નથી?' આમ છતાં વિનુ કઠણ હૃદય કરી ઠેઠ બગીચામાં પહોંચી.

બગીચામાં ગુલાબ, મોગરો, ચંપો, ચંપેલી, વેલ, જુઇ વગેરે જુદી જુદી જાતનાં ફુલઝાડ હતાં. વિનુ પહેલી સીધી ગુલાબના છોડ પાસે ગઇ. જેવી ફુલ તોડવાં જાય છે ત્યાં અંદરથી એક અવાજ આવ્યો. એટલે તે બીની ને દૂર ખસી ગઇ. દૂર ઉભી ઉભી ગુલાબના છોડને વિનંતી કરીને બોલી 'ભાઇ! આજે નવીન વર્ષે મારા દેવને ફુલ ચઢાવવા ન આપે?' ફરી તોડવા જાય છે ત્યાં પાછો ફૂંફાડો સંભળાયો, એટલે દૂર હઠી ગઇ. ત્યાંથી મોગરાના છોડ પાસે ગઇ. ત્યાં પણ આ પ્રમાણે જ થયું. એમ દરેક છોડ પાસે જઇને પાછી આવી. 'હું પાપી છું, અપવિત્ર છું' સૂર્ય ઉગશે એટલે સ્નાન કર્યા પછી જ આવીશ. એમ માની તે પાછી ગઇ.

દાતણપાણી, સ્નાન કરી વિનુ બાગમાં ગઇ. હવે વિનુ સાવ નિષ્ઠુર કે અણસમજુ ન હતી, કે ઝટ ઝટ જઇને ફુલ તોડવા લાગી જાય. પહેલી ગુલાબના છોડ પાસે જ ગઇ. ગુલાબનું ફુલ તેને ખૂબ ગમતું. પ્રથમ માગણી કરી 'ભાઇ! હવે ફુલ તોડું? હું નાહી ધોઇ પવિત્ર થઇને આવી છું.' જેવી આસ્તે રહીને ફુલની પાંખડીઓ પાસે હાથ લંબાવે છે તેવી આખી ડાળી હાલી ઉઠી. વિનુ એકદમ ચમકી, ને હાથ પાછો ખેંચી લીધો. 'ભાઇ! તમારી અનુમતી લીધા વિના એકેય ફુલ નહિ તોડું, તમારી નામરજી છે તો નહિ તોડું.' પછી વિનુ મોગરાના છોડ પાસે ગઇ ને ત્યાં પણ તેજ પ્રમાણે વિનંતી કરીને બોલીઃ છતાં

ફુલ તોડી શકી નહિં. એમ બધા જ છોડ પાસે ગઈ, છતાં એક પણ ફુલ લીધા વિના વિનુ ઘરે પાછી ગઈ. આ વખતે વિનુ ખૂબ નીરાશ થઈ હતી. તેને કંઇ કંઇ વિચાર આવતા હતા. 'અરે! સાર્વજનિક બાગમાંથી હું એક પણ ફુલ કેવી રીતે તોડી શકું? મારી જેમ બધા જ ફુલ તોડવાને આવે તો આ રીતે એક પણ ફુલ રહે ખરૂં કે? મેં એકેય છોડ ઉછેર્યો નથી. પાણી પણ પાયું નથી. પછી મને લેવાને શું હક્ક હતો? ઠીક, પણ આજે તો મહાદેવને ફુલ ચઢાવવું જ જોઈએ. ના ચઢાવું તો અપ્રસન્ન થાય ને આખું વર્ષ મારૂં એળે જાય.'

પાછી વિનુ ઉઠી. એક હાથમાં કોદાળી ને ડોલમાં પાણી લઇ બાગ તરફ ગઈ. ગુલાબના છોડ પાસે જ ગઈ. તેનો ક્યારો ખૂબ ગંદો હતા. અંદર ખડ પણ ખૂબ જામી ગયું હતું. તે બધું ખોદીને સાફ કરી, વિનુએ ડોલ પાણી પાયું. પછી તરતજ ગુલાબના છોડે વિનુને નમન કર્યું. હવે તે સમજી કે મને ફુલ તોડવા દેશે. વિનુને ફૂલ તોડવા દીધું. તે એક જ ફુલ લઈને આનંદમાં ને આનંદમાં ઘરે આવી મહાદેવને ચઢાવ્યું. મહાદેવ વિનુ ઉપર પ્રસન્ન થયા. હજીય વિનુ ઉપર પ્રસન્ન જ છે. વિનુ એટલે વિનોદિની. તેનો વિનોદી સ્વભાવજ કહી આપે છે કે તેની ઉપર મહાદેવજી પ્રસન્ન છે જ.

## શું કરીએ ?

તમે નાનાં બાળકો આજથી પણ ઘણાં નાનાં કામો કરી શકો છો.

પુસ્તકાલયમાં જઈને આખો દહાડો વાંચ્યા કરો તો જાણવાનું ઘણું મળશે. પણ તેમાંથી કંઇને કંઈ રોજ કરો ત્યારેજ તમે સાચા વાંચનારા.

તમે બધાં ભેળાં થઇ, નાનાં નાનાં દૈનિકો કાઢી શકો. એ દૈનિકોમાં તમે તમારી શેરીમાં, લત્તામાં અને ઘરમાં જે બાળકો બીજાને હેરાન કરતાં હોય તેનાં નામો બહાર પાડો.

એમાં જ તમે તમને જેઓ મારતાં હોય, લડતાં હોય, તેનાં નામો પણ બહાર પાડી શકો.

એમાં તમે શેરીમાં ગંદકી કોણ કરે છે, તેનાં ચિત્રો કાઢીને મૂકી શકો

એમાં તમે ગાળો દેનાર છોકરાંને, મારામારી કરનારાને ચેતવણી આપી શકો.

આ દૈનિક તમે શેરીની દિવાલે ચોડી શકો. રોજ એક દૈનિક કાઢો તો રોજને રોજ નવું નવું થાય.

ગિજુભાઈ

# જીવો કમાઇ આવ્યો !

શ્રી. રમણલાલ સોની

બાર વર્ષે જીવાની માનો કાગળ આવ્યો.

"જીવા ! હવે તો ઘેર આવે તો ઠીક. બાર વર્ષ તેં શેઠની નોકરી કરી. હવે તો બહુ કમાયો હોઈશ. હું ય હવે ઘરડી થઇ."

જીવાએ ઘેર જવાનો વિચાર કર્યો. તે શેઠની પાસે ગયો અને ઘેર જવાની રજા માગી. શેઠે એના પગારના ચડેલા રૂપિઆ ગણી આપ્યા. બસો રૂપિયાની પોટલી માથે ચડાવી, જીવો ઘેર જવા નીકળ્યો.

ઉનાળાનો વખત છે. માથે સૂરજ તપે છે. ધરતી પર જાણે જ્વાળા વરસી રહી છે. તાપથી આખે શરીરે પરસેવાના રેલેરેલા નીતરે છે. માથે બસો રૂપિયા–પાંચશેરની પોટલી છે. જીવો તાપથી કાયર કાયર થઇ ગયો હતો, માથા પરની પોટલીનો ભાર હવે તેનાથી ઉંચકાતો નહોતો.

એટલામાં એક ઘોડેસ્વાર ત્યાં થઇને નીકળ્યો. જીવો કહે, "અરે ભાઇ ! તમને તાપ નથી લાગતો ? મારાથી તો આ તાપ ને આ ભાર, બેય નથી ખમાતાં."

ઘોડેસ્વાર કહે, "અમે તો આ ઘોડે ચડીને નીકળ્યાઃ હમણાં ઘેર પહોંચી જઇશું."

જીવો કહે, "અરે ભાઇ ! મારાથી તો આ તાપ નથી ખમાતો"

ઘોડેસ્વાર કહે. "એવો શો ભાર છે!"

જીવો કહે, "બાર વરસનો પગાર છે. બસો રૂપિયા છે–બસો. હાં, પણ ત્યારે તમે એટલું ન કરો ! મને તમારો ઘોડો ના આપો ? મારો આ ભાર તમે લો,ને તમારો ઘોડો મને આપો."

ઘોડ સ્વાર કહે, "ઠીક, તો લે આ ઘોડો."

જીવાએ રૂપિયાની પોટલી પેલા ઘોડસ્વારના હાથમાં મૂકી. ઘોડેસ્વારે ઘોડાની લગામ જીવાના હાથમાં સોંપી.

જીવો કુદકો મારી ઘોડા પર ચઢી બેઠો ને ખડ્ડક ખડ્ડક હાંકવા માંડયું.

થોડેક દૂર ગયા પછી જીવાને થયું કે ઘોડો આમ ધીમે ધીમે ચાલે એ તો ઠીક નહિ. ઘોડો ઘોડાની રીતે ન ચાલે તો પછી એ ઘોડો શાનો ? એણે લગામ ખેંચી, એડી મારી–ઘોડો પુરપાટ ઉપડયો. એવો દોડયો, એવો દોડયો કે જીવાભાઇ ઘોડાની પીઠ પર ઉંચા નીચા ઠબકારા ભરવા લાગ્યા. એટલામાં સામું એક ઝાડ આવ્યું. ઘોડો એકદમ ઉભો રહી ગયો ને આગલા પગ ઉંચા કરી ઝાડ થયો. જીવાભાઈ ઘોડા પરથી સીધા ભોંય પર ગબડી પડયા !

એટલામાં ત્યાં થઇને ઊંટવાળો જતો હતો. એણે દોડી આવી ઘોડાની લગામ પકડી લીધી અને ઘોડાને ઠેકાણે આણ્યો. જીવો ઊભો થઇ કહે, અરે, "કેવો ખરાબ ઘોડો છે! આવા ઘોડા પર બેસવા કરતાં તો આ ઊંટ શું ખોટું!"

ઊંટ વાળો કહે, "ઉંટ જોઇએ તો લઈ જાઓ. ઘોડો મારે ચાલશે."

જીવો કહે, "હં! હં! એવું કરો. તમે મારો ઘોડો લઈને મને તમારૂં ઊંટ આપો."

ઊંટવાળાએ જીવાને ઊંટ પર બેસાડયો. દોરી તેના હાથમાં આપી; અને ઊંટને ચાલતું કરી, પોતે પેલા ઘોડા પર સ્વાર થઈ રસ્તે પડયો.

જીવો કહે, "હાશ! કેવી મજા આવે છે! ઊંચા આસને બેસવાનું મળ્યું! લખવાનાં ટેબલ પેઠે આગળ ઊંટનો ઢેકો કેવો સરસ છે!"

થોડેક ચાલ્યા ત્યાં જીવાભાઈની કમર દુઃખવા લાગી. એવામાં એક લીમડો આવ્યો. લીમડો જોઇ ઊંટ ભાઈની દાઢ સળકી. એ તો મંડયું લીમડાનાં પાન ખાવા. જીવાભાઈ બહુયે કરે, દોરી આમ ખેંચે, તેમ ખેંચે, પણ ઊંટ તો ખસે જ નહિ. જીવો કહે "આવા હરામી ઊંટ કરતાં તો ગધેડું શું ખોટું?"

એટલામાં ત્યાં થઇને એક કુંભાર ગધેડું લઇને જતો હતો. જીવો કહે. "અરે કુંભારભાઇ! જરા અહીં આવોને. જુઓને આ ઊંટ આંહીંથી ખસતું નથી"

કુંભાર કહે, "દોરી આમ ખેંચો....હં ....આમ ડચકારો કરો."

જીવો દોરી ખેંચવા ગયો, ત્યાં ઊંટ વાંકું મોં કરી એકદમ ચકરી ફરી ગયું. જીવાએ ફરી દોરી ખેંચી. ઊંટ ફરી જોસથી ખરાડી, જીવાના પગને બચકું ભરવા મોં પહોળું કરી, બે ત્રણ કુંડાળાં ફરી ગયું. જીવો તો બી ગયો. એનાંથી ચીસ નંખાઇ ગઈ. "આ કરતાં તો ગધેડું શું ખોટું!"

કુંભાર કહે, "ભાઈ! ગધેડું જોઇએ તો મારું ગધેડું લો."

જીવો ખુશ થઇ કહે, "હં હં! એવું કરો. મારે તો આ બલા નથી જોઇતી."

કુંભારે ઊંટને બેસાડયું. જીવાને હેઠે ઉતાર્યો અને ગધેડું સોંપ્યું. પછી પોતે ઊંટને દોરી ચાલતો થયો.

જીવાભાઇ ગધેડા પર એક તરફ બે પગ રહે તેમ બેસી, ગાતા ગાતા આગળ ચાલ્યા.

જતાં જતાં નદી આવી. ગધેડું નદીમાં ઉતરવા જાય છે ત્યાં ઠોકર લાગી. જીવાભાઈ પાણીમાં પડયા! કપડાં બધાં પાણીમાં તરબોળ થઇ ગયાં!

જીવાભાઈ કહે, 'હત્તારીની! આવા ગધેડા પર બેસવા કરતાં ન બેસવું શું ખોટું! મરવા દે ગધેડાને."

જીવાભાઇ તો ગધેડાને છુટું મૂકી દઇ, ભીને કપડે આગળ ચાલ્યા. જતાં જતાં વણઝારાની પોઠ સામી મળી. વણઝારા કહે, "અરે, આ શું? તને કોરાં કપડાં ય નહિ મળ્યાં?"

જીવો કહે, "તો આપોને."

જીવાએ ભીનાં કપડાં ઉતારી નાખી, વણઝારાએ આપેલાં ગંદાં ચીંથરીઆ કપડાં પહેરી લીધાં. વણઝારા જીવાનાં સારાં પણ ભીનાં કપડાં લઈ રસ્તે પડયા.

જીવાભાઇ આવા રૂડા વેશે આગળ ચાલ્યા. સાંજ પડવા આવી હતી, એટલે વાટમાંથી એક ઝાળામાંથી લાકડી કાપી લીધી.

જીવાનું ગામ આવ્યું. ગામમાં પેસતાં એમનો વેશ જોઈ કુતરાં ભસવા લાગ્યાં. જીવો લાકડી ઉગામી કુતરાં હાંકતો ગામમાં પેઠો. છેવટે ઘેર આવી ઉભો.

મા કહે, "આવ્યો ભાઇ, જીવા!"

જીવો કહે, "હા મા, આવ્યો."

"શું કમાઈ લાવ્યો?"

"બસો રૂપૈયા–બસો–રોકડા કલદાર. બસો રૂપીયા."

ડોશી કહે, "હેં! બસો રૂપીયા! એટલા બધા? કયાં છે?"

જીવો હસીને કહે, "એ રૂપિયા આપી મેં એક ઘોડો લીધો. બહુ ભાર હતો મા, એટલે મેં આપી દીધા."

મા કહે, "કયાં છે એ ઘોડો?"

જીવો કહે, "એ ઘોડાનું મેં ઊંટ લીધું. ઘોડો તોફાની હતો ને, માં, એટલે આપી દીધો."

મા કહે, "એ ઊંટ કયાં છે?"

જીવો કહે, "એ ઊંટ આપી મેં ગધેડું લીધું. બહુ ખરાબ હતું મા, એટલે આપી દીધું."

મા કહે, "અને, એ ગધેડું કયાં છે?"

જીવો હસી પડયો, "અરે! એ તો એવું કમજાત નીકળ્યું કે મને નદીમાં ફેંકી દીધો!"

"લુગડાં બધાં બગડી ગયાં હશે!"

જીવો ખડખડ હસી કહે, "અરે! મા, હું કાંઇ કાચો છું. એવાં ભીનાં લુગડાં હું તે કંઈ પહેરું! એ તો મેં વણઝારાને આપી દીધાં, ને આ એનાં કોરાં લુગડાં પહેરીને આવ્યો!"

"શરીરે તો સાજેતાજો છે ને!"

"એ તો મા, મેં વાટમાંથી આ લાકડી કાપી લીધેલી, એટલે કુતરાં તો હાઉવાઉ કરતાં આવ્યાં, પણ બધાયને હાંકી કહાડયાં."

મા કહે, "ત્યારે એટલી લાકડી કમાઈ લાવ્યો ખરો! બાકી તો બાર વરસ પહેલાં જેવા ગએલો, એવો જ પાછો આવ્યો છે!"

જીવો કહે, "લાકડી પણ કમાઈ લાવ્યો તો ખરો ને!"

જીવાભાઈ ને એમની માએ ખાધું પીધું ને લહેર કરી.

# બચલી

: હિંચ :

(૧)

ચંપાકળી જેવી એક મારી બચલી,
ઉગતાં ઉગતાં ખીલી ઉઠી;
પાંખડીએ પાંખડી ફેરી રહીને,
અંતરમાં માધુરી ભરતી મીઠી

( ૨ )

તારાકણી જેવી એક મારી બચલી,
રમતાં રમતાં હસી ઉઠી;
કુમળી આંખોના પોપચે નાચતી,
આશા ને સ્ફૂર્તિની વેલડી દીઠી.

( ૩ )

ચાંદાની પાંખ જેવી એક મારી બચલી,
કેવી ગગનમાં ઘુમી રહી!
રૂપલાવર્ણી દોરી નાખીને,
અમને નીચેથી ખેંચી રહી.

( ૪ )

સોનાની રેખ જેવી એક મારી બચલી,
સાગરમાં સહસા વ્યાપી રહી;
ઊષાને સોણુલે મીટ એક માંડતી,
કંચનને માંડવે મલકી રહી.

( ૫ )

નીલમની દોર જેવી એક મારી બચલી,
સન્ધ્યાના તેજશું ભૂલી પડી!
ઈન્દ્રધનુષ્યપર પગલીઓ માંડતી,
કુમકુમ તણી શું વરસે ઝડી!

( ૬ )

હૈયાના હીર જેવી એક મારી બચલી,
પાતાળ ફોડીને ઉમટી રહી;
નવરંગી સ્વપ્નને ગુંથતી ગુંથતી,
અવની અનન્તની સર્જી રહી*

મોહિનીચન્દ્ર.

* નાનકી ભત્રીજી ચિ. અન્નપૂર્ણાને જોઇને.



# જમાદાર સલાબતખાં

**શ્રી. ઉમીયાશંકર જોષી.**

અમારા ગામમાં સલાબતખાંભાઈ પ્રખ્યાત અને જાણીતી વ્યક્તિ છે. ધોળી ધોળી દાઢી ને મોટી એમની આંખો, વાણીના છટા અને બીજા માણસ સાથે સ્હેજે ભળી શકે એવા મળતાવડા અને આનંદી છે.

વીરબાઈના દરવાજે નાની એવી હાટડીમાં, ખાંડ ગોળ, ઘી, દરેક જાતનું સીધું સામાન, બટન, અગરબત્તી અને સુગંધી તેલ અને દવાઓનો વેપાર કરે છે. જીવનની જરૂરીઆતના તમામ વસ્તુઓના એ વેપારી છે.

ધંધામાં બોરની મોસમમાં બોર, કેરીની મોસમમાં કેરી, રાયણની મોસમમાં રાયણ, કોઠી, કારેલાં, બીજોરાં, પપૈયાં, જાંબુ વગેરે ગુજરાત અને ઉત્તર હિંદુસ્તાન તરફ કોથળે કોથળા ભરી બહારગામ મોકલે છે. ગામના વાણીઆ એમના ઉપર બહુ ખીજે છે અને કહે છે કે આ જમાદાર સલાબતખાં આપણો સસ્તો મેવો બહાર ગામ મોકલી મોંઘો કરે છે, નહિતો કેરી પૈસાની બશેર વેચાત અને બોર તો ધોકલે કુટાત.

જમાદાર સલાબતખાં વનસ્પતિનો પણ વેપાર કરે છે. ઝંડુ ફાર્મસી અને આયુર્વેદીક કોલેજોના ઓર્ડરો એમને જ મળ્યા કરે છે. પાલણપુરની આસપાસના જંગલોમાં થતી વનસ્પતિ, બ્રાહ્મી, .ગળો, આંબળાં, મેંદીઆવળ, પીંપરામુળ, ગંઠોડા, ગોખરૂ, આંબાહળદર, મજીઠ વગેરે બહાર ગામ મોકલે છે.

જમાદાર હાથ કારીગરી પણ સુંદર કરી શકે છે. મહોરમમાં ( તાબુત ) તાજીયાની જાળીઓ, કાગળનાં ગુલાબ અને મોગરાનાં ફુલો બનાવી તાબુતને સુંદર શણગારે છે. વાતવાતમાં કાતર અને કાગળના પ્રયોગથી સુંદર જાળીઓ બનાવી આપે છે.

લગ્ન અને સાજનના રંગમંડપોને સુશોભન કરવા આકૃતિઓથી મંડપને શણગારવા એમને ખાસ આમંત્રણ મળે છે. સોનેરી કાગળના અક્ષરો સહેલાઇથી વાંચી શકાય તેવા મરોડદાર કાપી અને છુટા અક્ષરોથી મંડપ અને તોરણદ્વારને શોભાયમાન કરે છે.

હંમેશાં એક પૈસાનું સંદેશ અથવા નવભારત ખરીદી, નાની એમની હાટડી બહાર પાણી છંટાવી, છાપું વાંચતા બેસે અને રસ્તે જતા આવતા લોકો સાથે અલકમલકની વાતો કરે. જમાદાર સાહેબ પાલણપુરમાં મશહુર છે.

# મોંઘીની

( દોહરા. )

બજાર કેરી ભીડમાં વળોટતો હું વાટ,
પાછળથી પાસે થતો સુણું કંઇ સુસવાટ.

ખસું ખસું ત્યાં ખૂંદતી સાઇકલ ઝપટે જાય,
ભાંગી મારી લાકડી ચગદીને મુજ પાય.

આગળ ચાલ્યો જાઉં ત્યાં દીઠી બાળા એક,
હૈયાફાટ રડયા કરે, છાની ન રહે છેક.

પૂછ્યું–"બાપુ! કાં રડે? શું છે તારે દુ:ખ?"
પણ એ રડતી ના રહે, હિબકે ઉછળે કૂખ.

ધીમે પંપાળી જરી છાની રાખી બાળ,
બાજુએ બેસારતાં સમારતી નિજ વાળ.

"બોલ બ્હેન! શું નામ? ને શું છે તારે કામ?
પડી જવાયું શા થકી? ડેબાણી કો ઠામ?"

"મા મુજને મોંઘી કહે, મેલી લેવા દૂધ,
ભાઈ પડયો છે તાવમાં, તેને નહિ કંઇ શુધ.

ઝપટે પાડી સાઇકલે, છોલ્યું સર્વ શરીર,
પીડા નહિ તેની ગણું, પણ ઢોળ્યું મુજ ખીર."

લાગી એ રડવા વળી, હિબકાં હૈયું ખાય,
લોટો ખાલી દેખતાં અતિશય રોતી જાય.

"છાની બાપુ! છેક થા, લોટો લઇને ચાલ,
દૂધ ફરી લઇએ વળી, મળશે તાજો માલ."

# ભેટ

" માયે માંડ દળી દળી કરેલ પૈસા ચાર,
દૂધ દુકાનેથી હવે કેમ મળે ફરી વાર ?

ખસૂસ વૈદે છે કહ્યું કરવા ખૂબ જતન,
દૂધ વગર દેવું નહિ અણુપૂછ્યું કંઈ અન્ન."

એમ કહી હિબકાં ભરી રડી પડી ફરીવાર,
છાની તેને રાખવા કર્યા સ્નેહ ઉપચાર.

છેલાણી ને છાકટા સાઇકલના અસવાર,
હડફેટે પીડા થતી ગણે નહિં ગમાર.

ધસમસતા જાયે ધસ્યા લુટાઇ જાણે જાય,
પલાણ કેરી પીઠમાં છાક વસ્યો વરતાય !

મોંઘી મોંઘા મૂલનું રત્ન જ રગદોળાય,
ગમારને ગણના કશી ? કચરી કોમળ કાય !

" ચાલ ઉઠ લોટો લઇ, દૂધ અપાવું બ્હેન !
પાજે જઇને ભાઇને, વળશે એને ચેન."

એમ કહી ઉભી કરી જઇ અપાવ્યું દૂધ,
ખુશી ખુશી બાળા બની, ભૂલી ગઇ સૌ દુઃખ.

રૂપિઓ ઉપર રોકડો આપ્યો તેને હાથ,
દૂધ રોજ લેવા અને પાવાને નિજ ભ્રાત.

ચમકયાં એનાં નેણ શાં ! તોયે હરખ ન માય !
ઉર આનંદે ઊછળ્યું, સાજો ભાઇ જણાય !

વિ. ચ. આવસત્થી

# ભગવાનનું મુખ

શ્રી. ભોળાશંકર પ્રેમજી વ્યાસ.

લાલપુર નામનું ગામ હતું. તેમાં બ્રાહ્મણ, પાટીદાર, ભરવાડ અને થોડી વાણીઆની વસ્તી મુખ્ય હતી. આખા દિવસનાં કામકાજથી થાકીને, સાંજે ભોજન પછી, શેરીનાં લોકો એકઠાં થઇ નવા જુનાં ગપ્પાં ચલાવે. એવામાં એક વખતે બહાર ગામથી કોઇ સારા મહારાજ આવ્યા. તે કથા કરી પોતાનું ગુજરાન ચલાવતા હતા. ગામનાં માણુસો ભાવિક અને પ્રભુભક્તિ ને ચરિત્રોની કથા વાર્તા કહેનાર તરફ શ્રદ્ધાવાળાં હોવાથી, મહારાજને ગામના સુથારને ત્યાં ઉતારો આપ્યો, ને યોગ્ય રીતે સત્કાર કર્યો.

આખો દિવસ જ્યારે ગામના લોકો કામ ધંધે જાય, ત્યારે આ કથાકાર મહારાજ ગામ બહાર દૂરની વાડીઓમાં જઈ, સ્નાન સંધ્યા પૂજન કરી ઉતારે આવે, પછી પોતાની સાથેના એકાદ સોબતીયાએ તૈયારી કરેલી રસોઇને ઇન્સાફ આપી બપોરે નિરાંતે નિદ્રાદેવીને ખોળે આરામ લે. ગામનાં લોકને ધાર્મિક આખ્યાનો ને બોધક અને ગમ્મત આપતી વાતો સાંભળીને દિવસે દિવસે મહારાજ અને એની મંડળી તરફ વધારે વધારે પ્રીતિ બંધાતી ગઇ, તેથી રોજ એકજ વખત ભોજન લેનાર મહારાજને સારૂ પાકી રસોઇ થતી, ને તેમાં લોકો વારા પ્રમાણે પોતાને ઘેરથી સીધું આપવાનું હોવાથી અને વરસાદ પાણી સારાં થએલાં હોવાથી લોકો આગ્રહ પૂર્વક બ્રહ્મભોજન કરાવી, પોતાને ભાગ્યશાળી માનતા.

રાત્રે કથા શરૂ થાય ત્યારે મહારાજ આનંદથી મંગળાચરણ કરી રામાયણ કે મહાભારતની વાત શરૂ કરે, ને લોકોને પોતાની છટાથી આંજી દે. આ સાથે રસની જમાવટ પણ એવી થાય, કે કરૂણ પ્રસંગે શ્રોતાઓમાંનાં ઘણાં ખરાં લોકોની આંખોમાંથી આંસુની ધારાઓ ચલાવે. ને વચ્ચે વચ્ચે ક્યારેક હાસ્યરસ અને વીરરસ પણ જમાવે. દિવસે દિવસે શ્રોતાઓની સંખ્યા વધતી ગઈ. મહારાજનાં વખાણ સાંભળી કથામાં કોઈ દિવસ રસ નહિ લેનાર માણુસો પણ ધીમે ધીમે આવવા લાગ્યાં.

એક દિવસ મહારાજ મહાભારતનો એક પ્રસંગ લઇ, તે પર પોતાની અજબ છટાથી લોકોને લીન કરી રહ્યા હતા. તેવામાં તે જ ગામનો દેવશી નામનો કોળી તે રસ્તેથી પસાર થતો હતો. તેણે મહારાજની વાતમાંથી ફક્ત એટલું સાંભળ્યું કે "આપણે સવારમાં ઉઠી ભગવાનનું દર્શન કરીએ, તો આખા દિવસમાં આપણાં દરેક કામમાં ખૂબ આનંદ રહે છે."

આટલાં વચન દેવશીને કાને પડયાં. તેને આવી કથાવાર્તા તરફ જરાયે પ્રેમ નહોતો. તે તો આખો દહાડો જેવી તેવી

મજુરી કરી, જો લાગ મળે તો રાત્રે જેના તેના ખેતરમાં કે વાડીમાં જઇ, જે હાથ આવે તે ચોરી લાવે, કે ગામમાં ક્યાંઇ બાતમી મળે તો ઘર પણ ફાડે. આવી વર્તણુકવાળાના દિલમાં કથા કે ધાર્મિક વાતો તરફ પ્રેમ ક્યાંથી હોય.? છતાંયે મહારાજનાં વખાણ ખુબ સાંભળેલાં, અને તેમાં એક પાઇનું પણ ખર્ચ નથી, એમ ધારી આજથી મહારાજે કરેલી શિખામણ પ્રમાણે કામ કરવાનો નિશ્ચય કર્યો. ને બીજે દિવસેથી જ સવારમાં પોતાના પાડોશી ભગવાન પટેલનું દર્શન કરી, તેનું મોં જોયા પછી બીજું કામ કરવાનો ઠરાવ કર્યો.

. રોજ સવારમાં ઉઠી, ભગવાન કાકાને ત્યાં જઇ તેનું મોં જોઈ આવે. ભગવાન પટેલ ખેતી કરવા જતા, તેથી સવારમાં વહેલા ઉઠે. તે કારણથી આપણા દેવશી ભાઈ તેના કરતાં યે વહેલા ઉઠી તેનું મોં જોઈ આવે. ત્યારે જ તો નિરાંત વળતી.

એવામાં એક દહાડો દેવશીને ત્યાં મેમાન આવ્યા. રાત્રે વાતો કરતાં કરતાં મધરાત થઈ ગઇ, છતાં સુવાનો જોગ થયો નહિ તેથી વાતચીત બંધ કરીને ભાઈ સુઈ રહ્યા. સવારમાં વહેલું ઉઠાયું નહિ. રોજના નિયમ પ્રમાણે ભગવાન પટેલ તો વહેલા ઉઠી પોતાને કામે ગયા. ને ગામથી એકાદ બે માઇલ દૂરના ખેતરમાં જઇ કામ કરવા મંડી પડયા.

દેવશી તો ઉઠીને ભગવાન કાકાને ઘેર ગયો. પણ ભગવાન પટેલ મળ્યા નહિ, તેથી તુરત તેના ખેતર તરફ ચાલ્યો.

આજે ભગવાન પટેલ ખેતરમાં આવી એક જગાએ કોદાળી વડે ખાડો ખોદવા જાય છે, ત્યાં જમીનની અંદર કંઈ તાંબાના ચરૂ જેવી વસ્તુ જણાઇ. તુરત જ ધીમે રહીને આસપાસની જગા ખોદી; તપાસ કરતા અંદરથી એક સોના રૂપાના દાગીના અને કીંમતી જવાહીરો ભરેલો ચરૂ નીકળ્યો; ગામમાં સુખી કે બીજા કોઇને ખબર પડશે તો રાજા માલીક થશે, ને તે ઉપરાંત આવા ખરા કામના વખતમાં કોર્ટ-કચેરીમાં ટહ્વા ખવરાવે તે જૂદું. આ ભયથી તે ચરૂ જેમ તેમ કરી સંતાડવાનો પ્રયત્ન કરતો હતો, તેવામાં ભગવાન ભાઇનું મોં જોવા દૂરથી દોડતો આવતો દેવશી જણાયો. દેવશીએ તો ખેતરમાં પેસતાંજ 'મેં દીઠું, મેં દીઠું " બોલીને તુરતજ પાછો ઘર તરફ ચાલતો થયો.

ભગવાન પટેલને ફાળ પડી, કે અરે ! આ ચરૂની વાત મેં કોઇને ન કહેવાનું ધાર્યું છે, પણ આ દેવશી તે જોઇ ગયો છે. તે ઘેર જઇને જરૂર બીજાને આ છાની વાત કરશે, તેમ ધારી તેને તેમ કરતો અટકાવવા સારૂ પટેલ તો દોડતા દોડતા ગામમાં ગયા. દેવશીને ઘેર જઈ તપાસ કરી તો તે બિચારો પોતાને ઘેર મેમાન સાથે બેસી સવારનું ભોજન-શિરામણ કરી રહ્યો હતો. તેને ભગવાન પટેલે પોતાની પાસે બોલાવ્યો, ને દૂર લઇ જઇ કાનમાં કહ્યું કે, "ભાઇ સા'બ, તું આજ સવારે મારે ખેતરે આવી જે તાંબાનો ચરૂ જોઇ ગયો છે,

તેની વાત કોઇને ન કહેતો. હું તને તેમાંથી બે હજાર રૂપીઆ જરૂર આપીશ. અને જો તેટલેથી ખાત્રી ન થાય તો લે, આ હાર." એમ કહી પટેલે એક કિંમતી સોનાનો હાર દેવશીને આપ્યો. આ જોઇ દેવશી તો અચંબો પામ્યો, અને ગુપચુપ રહી પટેલની ભેટ લઈ ખીસ્સામાં મૂકી. અને આ માટે જરા પણ ફીકર ન કરવા પટેલને સમજાવ્યું, એટલે પટેલ ઘેર ગયા.

દેવશીએ વિચાર્યું કે "અરે ! હું કોઈ દિવસ કથા વાર્તા સાંભળતો નહોતો ભગવાનની ભક્તિ કેવી છે, તે પણ મને ખબર નહોતી; છતાં એક કથા કરનાર મહારાજની રસ્તે ચાલ્યા જતાં જતાં પણ ફક્ત સવારમાં ભગવાનનું મોં જોવાની શિખામણ સાંભળીને પરમેશ્વરને બદલે ભગવાન પટેલનાં દર્શન કરવાથી આટલો ફાયદો થયો તો પછી ઈશ્વરના ગુણો ને વાતો વધારે સાંભળીશ, તો જરૂર મારૂં ભલું થશે." એમ માની તે દિવસે મહારાજ પાસે જઇ તેણે સો રૂપીઆની ભેટ ધરી, ને તેનો શિષ્ય બન્યો. અને ચોરી, અસત્ય, અનીતિ જેવા ધંધા છોડી નીતિને રસ્તે ચાલી સુખી થયો.

## માવડી મલકે છે

[ વીજ ચમકે મેહુલીઓ ગાજે છે—એ લય ]

સૂરજ ઉગે ને સો દાઈ રાચે છે,
કરે બાલુડાં તો કલ્લોલ;
માવડી મલકે છે.

વીર બોલે ને બેનડી રાચે છે,
ઘોષ ઉમટે અંતરના અમોલ;
માવડી મલકે છે.

માડી મળતાં બાલુડાં રાચે છે,
એ તો બોલે અમી ઝરતાં બોલ;
માવડી મલકે છે.

બાપુ દેખે ને દિકરો રાચે છે,
એમાં ભાસે અંતરના કૉલ;
માવડી મલકે છે.

ઉમિયાશંકર ઠાકર.

# અલકમલકની વાતો

સંપાદિકા–એક બ્હેન

ગ્રાફ ઝેપલીન નામનું એક જરમન વિમાન ૧૫ મી ઓગસ્ટ ૧૯૨૯માં યુરોપ અને એશિયા થઈ જાપાન ગયું. ત્યાંથી અમેરિકા અને એટલાંટિક ઓળંગી પાછું પોતાની જગાએ ગયું. આ મુસાફરી માટે વીશ દિવસ લાગ્યા. ૩૦૦ કલાક એ હવામાં રહ્યું અને ૨૧૦૭૦ માઈલની મુસાફરી પૂરી કરી.

*

એક વિમાને આઠ દિવસ, પંદર કલાક અને એકાવન મિનિટમાં આખી દુનિયાની પ્રદક્ષિણા કરી. આનાથી ઓછા વખતમાં કોઇ ફરી આવી શક્યું નથી.

*

ઈ. સ. ૧૮૭૫માં અલેકઝાન્ડર બેલ નામના એક સ્કોચ માણસે પ્રથમ ટેલીફોન શોધી કાઢયો.

*

યુરોપમાં ૫૦૦,૦૦૦,૦૦૦ એશિયામાં ૧,૦૦૦,૦૦૦,૦૦૦, ઉત્તર અમેરિકામાં ૧૪૫,૦૦૦,૦૦૦, આફ્રિકામાં ૧૪૦,૦૦૦,૦૦૦ અને દક્ષિણ અમેરિકામાં ૬૧,૦૦૦,૦૦૦, માણસોની વસ્તી છે. આખી દુનિયાનીકુલ વસ્તી ૧,૮૫૦,૦૦૦,૦૦૦ ગણાય છે.

*

ઈટલીનો વિસુવીઅસ, સીસીલીનો એટના, આઇસલેંડના સ્ટ્રોમ્બોલી, હેકલા અને સ્કેપ્ટર મોટામાં મોટાજ્વાળામુખીઓ ગણાય છે.

*

દુનીયાના મોટા ધોધ ત્રણ છે. વિકટોરિયા, નિયાગ્રા અને ગેરસપ્પા— અનુક્રમે આફ્રિકા, અને હિન્દુસ્થાનમાં.

*

ઈ.સ. ૧૯૦૯માં રૉબર્ટ પીરી નામના એક અમેરિકન ઉત્તરધ્રુવ જવામાં અને ઇ. સ. ૧૯૧૧માં નોર્વેનો એક માણસ દક્ષિણ ધ્રુવ પહોંચવામાં પહેલાં હતાં.

*

થોડા વખતપર ચીનમાંથી જે હાડપિંજરો મળી આવ્યા છે એ જોતાં એમ લાગે છે કે એ હાડકાંને ૭૫૦,૦૦૦ વરસ થયાં હશે; એટલે કે પૃથ્વીપર માણસો લગભગ પાંચ લાખ વરસથી તો વસવા માંડયાજ હશે.

*

૧૮૦૦માં સૌથી પહેલાં અમેરિકામાંથી ટપાલની ટિકિટોની શરૂઆત થઈ; તે ટિકિટો લાંબા કાગળ પર છાપેલી હતી.

*

દુનિયાનું સૌથી મોટું પુતળું ન્યુયૉર્કમાં છે, તે પુતળાને 'મુક્તિ' એવું નામ આપેલું છે. તે પૂતળું લગભગ ૧૫૧ ફુટ ઉંચું છે. તે બનાવનાર એક ફ્રેંચ હતો.

*

ઈ. સ. ૧૮૪૦માં કે તેવાંજ વખતમાં એક લૂંટારાએ પ્રથમવાર સાઈકલ શોધી કાઢી હતી.

*

સૌથી વધુ કિંમતી ધાતુ રૅડિયમ ગણાય છે.



# બાળકોની મુસાફરી

## મુંબઇમાં.

મ્યુઝીયમ:

મારી બા સાથે હું મ્યુઝિયમ જોવા ગઇ હતી. તેમાં એક વાઘ હતો. તે વાઘ સાચો નહોતો પણ દવા ભરીને રાખેલો હતો. તે ઘાસમાં ઊભો હતો. પાસે એક ઝાડ હતું. તેના પર એક પંખી બેઠું હતું તે પણ જીવતું નહોતું. પાસે એક તળાવ હતું. તેમાં માછલી ને કાચબા હતા. મ્યુઝિયમમાં તે બધું જોવા માટે મૂકેલું હતું

ત્યાં જાત જાતનાં વાસણો હતાં, ચિત્રો હતાં. એક ઓરડામાં કોતરેલા પત્થર હતા. બીજા ઓરડામાં તરવાર ને બંદુકો ને ભાલા હતાં. એક જગાએ ભાતભાતનાં પતંગિયાં ગોઠવ્યાં હતાં.

કણુબાઈ
ઉં. વ. ૯

હેંગીંગ ગાર્ડન:

હું હેંગીંગ ગાર્ડનમાં ગઇ હતી. ત્યાં મેં ખૂબ હીંચકા ખાધા હતા. પછી અમે ખો ખો પણ રમ્યાં હતાં. રમીને થાકયાં એટલે અમે બાંકડા પર બેઠાં. પછી હું મારા બાપા સાથે બધે ફરવા મંડી. ઘણાં માણસો અમને સામાં મળતાં હતાં. ત્યાંથી દરિયો દેખાય છે. ત્યાંથી આખું મુંબઈ પણ દેખાય છે.

વસંત
ઉ. વ. ૭

ચોપાટી:

હું દરરોજ સાંજના ચોપાટી પર જાઉં છું. રાતના મોડા સુધી અમે બધાં રેતીમાં રમીએ છીએ. કંચન ને હું પલ્લવદા રમીએ ત્યારે કનુ ને ઠીનુ રેતીમાં ઘર ને મંદિર ને કિલ્લા બનાવે. રમતાં રમતાં રેતીનું ઘર ભાંગી જાય તો એ રડવા બેસે. પછી અમે ચણા લઇએ એટલે એ છાના રહે.

ત્યાં ઘણાં છોકરાં આવે છે. બધાં જુદું જુદું રમે છે. થોડા માણસો રેતીમાં સૂઈ જાય છે. ચંપીવાળા ત્યાં બહુ બૂમો પાડે છે.

હરસુખ
ઉ. વ. ૮

## પાલીતાણા

એક વખત અમે પાલીતાણા ગયા હતા. ત્યાં અમે ડુંગર પર ચઢયા હતા. પહેલાં તો પગે ચાલીને, પણ પછી હું ડોળીમાં બેઠો હતો. ત્યાં આદિનાથનું મંદિર છે. ત્યાંથી અમે બીજા મંદિરમાં ગયા. એમ કરતાં અમે છેલ્લી ટૂંક સુધી ગયા. ત્યાંથી બધું બહુ સુંદર દેખાતું હતું.

નીચે ઉતરી અમે નદીએ ન્હાવા ગયા. ત્યાં પાણી બહુ થોડું હતું, પણ કાંકરા બહુ હતા. મારા ભાઇ તો નદીમાં ઘણે દૂર સુધી ગયા હતા.

થોડા દિવસ પાલીતાણામાં રહી અમે જુનાગઢ ગયા. ત્યાં ગિરનાર પર્વત ઉપર પણ ચઢયા હતા. પર્વત પર ચઢવા ત્યાં પગથિયાં બાંધેલાં છે એટલે અમને બહુ મજા પડી.

ચન્દ્રકાન્ત શાહ.
ઉ. વ. ૧૧

## વરસોવા

રજાઓમાં અમે વરસોવા રહેવા ગયાં હતાં. ત્યાં અમે બંગલો રાખ્યો હતો. તે બંગલામાં બીજા લોકો પણ રહેતા હતા. એક છોકરાનું નામ ગોપાળ હતું. તેની પાસે સાઇકલ હતી.

સાઇકલ પર બેસી, હું ને ગોપાળ દરિયા કિનારે જતાં હતાં. કોઈ કોઈ વખત અમે દરિયામાં ન્હાતાં હતાં. પછી અમે દોડતાં ને દોડતાં થાકીએ ત્યારે છીપો વીણતાં.

છીપોલીઓને ઘરે લાવી અમે તેનાં તોરણ બનાવતાં હતાં. એમ અમે બે તોરણ બનાવ્યાં હતાં. એક ગોપાળનું અને બીજું મારૂં.

બીજાં છોકરાં સાથે પણ અમે રમતાં હતાં એમ કરતાં રજાઓ પૂરી થઇ ગઇ અને અમે મુંબઇ આવ્યાં.

સરલા મોદી.
ઉ. વ. ૧૦

## હરિફાઈ

બાળદોસ્તો !

ગયા વેકેશનમાં તમારામાંના ઘણાં બાળક-બાળિકાઓએ મુસાફરી કરી હશે. એવા પ્રવાસનું સુંદર વર્ણન લખી મોકલવાનું ચુકશો નહિ. સહુથી સરસ પ્રવાસવર્ણન લખી મોકલનાર બે બાળમિત્રોને એક સરસ ' પ્રવાસ વાર્તા 'ની બુક ભેટ મળશે.

તમારા પ્રવાસની હકીકત તમારી ઉમર સાથે તા. ૩૧ મી જુલાઇ પહેલાં 'શ્રીઓફ' ઓફીસમાં અમદાવાદ મોકલી આપજો.  મંત્રી.

# યુરોપના દેશોમાં

## શ્રી. વરધભાઇ પટેલ

પોર્ટુગલ—

બાળકોને કેડે બેસાડી કે નાની ગાડીમાં બેસાડીને ફરવા લઈ જતાં ઘણી વખત આપણે જોઈએ છીએ. પોર્ટુગાલના રહેવાસીઓની બાળકોને ફરવા લઇ જવાની રીત તદ્દન જુદી છે. તેઓ બચ્ચાંઓને ગાડીમાં ન બેસાડે કે ન કેડે લે; પરંતુ એક મોટી ડાલીમાં બેસાડે છે અને એ ડાલી માથા પર મૂકી, મા, બેન કે નોકર છોકરાંઓને બહાર લઈ જાય છે. પેલા ડાલામાં બેઠાં બેઠાં મઝા કરતાં જતાં બાળકોને જોતાં આપણને પણ મઝા પડે છે.

સ્પેન—

અભિમાન અને આળસુપણાને માટે સ્પેનવાસીઓ મશહુર છે. એ લોકોને Bull Fights એટલે કે સાંઢની સાથે કરવામાં આવતી મર્દોની મર્દાનગી ભરી કુસ્તી જોવી બહુ ગમે. એ કુસ્તીનો જ્યારે દિવસ હોય ત્યારે અગ્ગડની ગેલેરીઓ માણસોથી ઉભરાઇ જાય. છેવટે મરતા સાંઢને જોઇ આનંદ થતો હશે કે આંસુ આવતાં હશે ?

એ સ્પેનવાસીઓનાં નામ કોઇ સાધુ કે સંતના નામ પરથી પાડેલાં હોય છે. દેશ દેશાવરમાં જ્યારે લોકો પોતાનો જન્મ દિવસ ઉજવે ત્યારે આ લોકો પેલા સંત કે સાધુનો જન્મ દિવસ ઉજવી પોતાનો જન્મ દિવસ ઉજવાયો હોય એમ માને છે. કેવો વિચિત્ર રિવાજ !

ફ્રાન્સ—

નેપોલીઅનના સ્વદેશ તરીકે સર્વેને ફ્રાન્સ યાદ આવે છે. ફ્રેન્ચો એ ફ્રાન્સના રહીશો. સુરતી લાલાઓની માફક એ સ્વભાવે રંગીલા અને મોજીલા. એમની જબાન પણ મીઠી અને મોહક.

એ ફ્રાન્સની પશ્ચિમે એક પ્રાન્ત છે. પુષ્કળ વરસાદને લીધે એ પ્રાન્તમાં ઘણીએ વખત જ્યાં જુઓ ત્યાં છબછબીઆં પાણી વહેતાં હોય. આવા ભેજવાળા પ્રદેશમાં ફ્રેન્ચ ભરવાડો રહે છે. એ ભરવાડોને હર હંમેશાં ઘેટાં ચરાવવા જવાનું તો હોય જ. આખો દિવસ જમીન પર પાણીમાં ચાલે તો શરદી થાય એટલે એ ભરવાડો વાંસ વાંસ જેટલી ઉંચી લાકડાની બે ઘોડિઓ બે હાથમાં રાખે છે અને એની વડે જ ફરે છે. સાથે બેસણીવાળી ત્રીજી ઘોડી પણ રાખે છે. બેસણીવાળી ઘોડી પર બેસી હાથમાંની ઘોડીઓ પર પગ ટેકવી એ ભરવાડો આરામ લે છે. ઘોડીઓની મદદ વડે ઘોડાઓના કરતાં પણ વધારે ઝડપે એ ભરવાડો દોડી શકે છે. કુદરતને મહાત કરવાની કેવી સરસ યુક્તિ ?

ઇટલી—

યુરોપની દક્ષિણે પગના આકારે આવેલો દેશ તે ઇટલી. વેનિસ એ ઇટલીનું એક શહેર છે. સો કરતાં વધારે ટાપુઓ પર એ બાંધેલું છે. આપણાં શહેરો માફક વેનિસમાં હરવા ફરવા બાંધેલા રસ્તાઓ નથી પણ પાણીની નહેરો છે. વેનિસના વતનીઓ હોડીઓમાં બેસી શહેરમાં હરે ફરે છે. આ હોડીઓને એ લોકો " ગૉન્ડોલા " કહે છે.

રસ્તાને બદલે નહેરો, નહેરોમાં વહેતાં ઘેરાં સાગરનાં નીર, એ નહેરોની બન્ને બાજુએ હારબંધ આવેલા વેનિસવાસીઓનાં સુશોભિત મકાનો અને એ સર્વની ઉપર રેલાએલી પૂર્ણિમાની ચાંદનીમાં પેલી ગૉન્ડોલાઓમાં બેસી સંગીતને જલસે નીકળેલા વેનિસના શહેરીઓ: આ સઘળું જોઇ કોને આનંદ ન ઉપજે? આપણા હિન્દમાં શ્રીનગર અને ઉદેપુર પાણીના રસ્તાઓ માટે પ્રસિદ્ધ છે અને એથી જ એ શહેરો " હિન્દના વેનિસ " તરીકે ઓળખાય છે.

સ્વીટ્ઝર્લૅન્ડ—

સ્વીટ્ઝર્લૅન્ડ એટલે યુરોપનો બગીચો. યુરોપના સહેલાણીઓને વિહાર કરવાનું સૌંદર્ય સ્થાન. એમાં આવ્યાં સુંદર સરોવરો, ઉંચા આલ્પ્સનાં હિમમય શિખરો અને લીલીછમ ખીણો દુનિયાના મુસાફરો આ પ્રદેશની સુંદરતાનાં મુક્તકંઠે વખાણ કરે છે.

આ રળિયામણા પ્રદેશમાં વસતા સ્વીસ લોકો એમના કળા કૌશલ્ય માટે જાણીતા છે. એમની અક્કલ હોશિયારીનો અજોડ નમુનો એમની Rope Railway રોપ રેલ્વે છે. રોપ રેલ્વે એટલે દોરડા પર લટકી ચાલી જતી રેલગાડી. ઉંચા ઉંચા પહાડો ચઢવા અને ઉંડી ઉંડી ખીણો ઓળંગવા એ બાંધેલી છે. એ ટ્રેઇન એટલે એક જ ડબ્બો. એની ઉપર જોઇએ તો અદ્ધર લટકતું તારનું મજબુત દોરડું જણાય એ દોરડા પર પેલો ડબ્બો મોટી પૈડા જેવી લાગતી ગરગડીએ લટકી રહે છે. વીજળીની મદદથી તે ચાલે છે. કરામત એવી છે કે એ ગાડી એક દિશામાં જાય તે જ વખતે બીજી ગાડી સામેની દિશામાંથી આવે.

જર્મની—

વિજ્ઞાન અને ઇજનેરી કામનું ધામ જર્મની ગણાય છે. એ જર્મનીની રાજ્યધાની બર્લિન. બર્લિનમાં એક ગંજાવર કારખાનું છે. ક્રુપના કારખાના તરીકે જગત્ ભરમાં એ જાણીતું છે. એંસી હજાર માણસો એ કારખાનામાં કામ કરે છે. દર માસે આસરે બે કરોડ શિલિંગ એ કારખાનામાં કામ કરતા કામદારોના પગાર તરીકે ચૂકવવામાં આવે છે. કોઇ પણ વસ્તુ નકામી જવા ન દેવી એવો એ કારખાનાવાળાઓનો સિદ્ધાંત છે. એટલે કારખાનાની ચીમનીઓમાંથી નીકળી જતા ધુમાડામાંથી પણ ગૅસ બનાવી ઉપયોગમાં લેવામાં આવે છે. મોટા પાયા પર કામ લેવાની કેવી અદ્ભુત શક્તિ! અને સાથે સાથે કેટલી કરકસર! આવા સદ્ગુણોને લઇને જ એકવાર મરવા પડેલું જર્મની પગભર થયું છે.

( ચાલુ )

---



## ગામડીઆ-ગામમાં

બહેરાં, બહેરાં કયાં છે? બહેરાં તો છે આંઇ. બહેરાં બીજાં હોય, પણ આવાં નહિ હોય કયાંય.

પાત્રો-ભીમો પટેલ, તેનો પુત્ર ખીમો અને રાણો, તેની પુત્રી ઉજી, તેની દાદી અવલ, , ભીમાની વહુ કડવી અને ભવાનીશંકર બ્રાહ્મણ (તોતડા) અને લુકમાજી વહોરા.

(ભીમા પટેલને ઘેર ભવાનીશંકર રૂપીયા ઉછીના આપ્યા હતા તે લેવા આવે છે.)

× × ×

**ભવાનીશંકર** (પ્રવેશતાં)-કડવી ભાભી, મારા ભીમાભાઇ પટેલ કયાંસે?

**કડવી**-(ઘોડી લેવા આવ્યા જાણી) ઘોડી તો બે દિવસથી આપણા ભાણુભા દરબાર લઇ ગયા છે.

**ભવાનીશંકર**-અરે પણ ભીમો પટેલ કયાં ગ્યા?

**અવલ**-(મુસાફર જાણી)-માડી મને હુજતું નથી, ઘરમાં પૂછો.

**ભવાનીશંકર**-અરે, ભીમો પટેલ ઘરમાં બરમાં છે કે નહિ?

**ઉજી**-(આંધળી) આતા, આતા, મારી મા હારૂ કંઇ દવા આણી? (એમ બોલતાં લપસવાથી ઢોરની કોઢમાં ગબડી પડે છે.)

**ભવાનીશંકર**-ઉજીબેન! તમારા આતા સીમમાં નથી ગ્યા?

**રાણો**-(બહાર આવી) અરે મારાજ! ઘરમાં કોઇ નવરૂં નથી. મોડેથી આવી લોટ લઇ જજે. અટાણુમાં હાલી મળ્યો છે તે.

**ભવાનીશંકર**-(ઉજીના કહેવાથી કડવી પાસે જઇ) કાં કડવી ભાભી! હજી સુવાણુ થઈ નહિં?

**કડવી**-માડી, મને તાવ આવે છે. ખીમો બાર હશે, જુઓ તપાસ કરો.

**ભવાનીશંકર**-(અવલ પાસે જઇ) અરે અવલમા, ભીમોભાઇ કયાં છે?

**અવલ**-માડી, એંશીને બે થયાં, હવે તો ઓછાં એટલાં પૂરા.

**ભવાનીશંકર**-(ખીમાને આવતો જોઇ) ખીમા, તારા આતા, ભીમા પટેલ કયાં ગ્યાં છે?

**ખીમો**-અરે, ભવલા ભામણા, તારે આંખો છે કે નહિં? આ તારી સામે હું ખીમોજ ઉભો છું ને!

**ભવાનીશંકર**-અરે, ખીમલા! તારો આતો ભીમડો કયાં ગ્યો છે?

ખીમો-મારાજ, સીધું કેમ નથી બોલતા ! મારા આતા તો ઘરમાં દવા ઉની કરે છે.

ભવાનીશંકર-ખીમા, કઇ દવા ઉની કરે છે ?

ઉજી-આતા, લંગોટાને નથી દવા આપવી. મારી માને હારૂં થયા પછી વધે તો દવા આપજો. લંગોટાને તો 'જે હોય તે મને આપો ને આપો.' બીજી વાતજ નહિં.

ભવાનીશંકર-ખીમા, ભીમો પટેલ કોની સારૂ અને કઇ દવા ઉની કરે છે ?

ખીમો-મારી મા હારૂ 'આવળ' ના પાંદડા તાવડીમાં શેકે છે.

ભવાનીશંકર-ભીમા, તને કયારનો બરકું છું, કેમ હોંકારો નથી દેતો ? મારા બાપલા, તારે હવે મારા રૂપૈયા કેદી દેવા સે ?

ભીમો-અરે લંગોટકા, તું મારા જુવાનીયાને ગાળો દઇને જઇશ કયાં ? ઉભો રે, ( લાકડી લઈ દોડયો )

ખીમો-આતા, મને મારતા નહિ, મેં કાંઇ ગુન્હો નથી કર્યો.

( ભીમાએ ભવાનીશંકરને એક લાકડી લગાવી. )

ખીમો-બાપા, એને મારો, અટાણુમાં લોટ માગવા આવ્યો છે.

ઉજી-મારો એને, અટાણે એને દવા જોઇએ છીએ તે !

( 'મારો, મારો' થવા લાગ્યું )

ભીમો-કાં ભવલા, કોઇ દિ' હવે ગાળ દઇશ ? બોલ !

ખીમો-બાપા, દવા બળી ગઇ; દોડો.

ભીમો-હત્...તારીના; દવા પાડી નાખીને ? હવે કહે છે કે-દવા પડી ગઇ.

( ભવાનીશંકરભાઇ તો ભીમાને અને ખીમાને વાતો કરતા જાણી રૂપિયાનું નામ મુકી જીવ લઇને નાઠા.)

ભવાની-મારો સાળો ભીમડો, કણબો, ઉલટો મને મારવા દોડયો, સાળાને મારી જ નખાવું.

*

સ્થળ ગામનું પાદર.

( ભવાનીશંકર અને લુકમાનજી વહોરા )

ભવાનીશંકર-અરે લુકમાનજી ભાઈ,ભીમડો મારા રૂપૈયા નથી દેતો અને ઉલટો મને મારવા દોડે છે.

લુકમાનજી-જારે, ભવલા બામનીયા મારી પાસે તે રૂપિયા શેનો માગ છ ? જા તારે ઘેર, નહિં તો જોડે જોડે ટાલ પાડી નાખીશ. જોયો મોટો શાહુકાર, રૂપૈયા લેવા નીકળ્યો છે તે !

( એમ કહી પગમાંથી જોડો કાઢયો )

લુકમાનજીને જોડો બહાર કાઢતા જોઇ ભવાનીશંકર ભામણ તો પલાયન જ થઇ ગયા.

છગનલાલ ગંગાદાસ ધંધુકીઆ

# હિન્દી વિભાગ

## —क्रोध+—

एक साधु थे। वे एक दिन नदीमें स्नान कर जप कर रहे थे। तब एक धोबी वहां आ पहुंचा। उसने कपडों को पानी में डुबाया। तुरन्त साधुने कहा—' हे छोकरे! जा. वहाँ जा।' पर धोबीने नहीं सुना। यह देखकर सन्यासीको क्रोध आयो। उन्हेंाने उसको मारा। धोबी कुछ वखतके बाद उस नदीमें स्नान करने के लिये उतरा। वहां दुसरा धोबी भी आया। उसने पूछा कि तुम क्यों स्नान कर रहे हो? धोबीने उत्तर दिया कि मुजपर चांडाल की छूत लगी है। इसलिये मैं स्नान करता हूं। साधुने कहा—' रे क्या मैं चांडाल हूं? यह कहकर उन्हेंाने फिर उस धोबीको मारा। धोबीने उत्तर दिया कि नहीं जी, मैं तुमको चांडाल नहीं कहूंगा। जो क्रोधसे अपना हाल भूल गये हैं वे ही चांडाल कहलाते हैं। यह सुनकर साधु अपना हाल समझ गया। फिर उसने क्रोध को छोड दिया। क्रोध एक चांडाल है।

## —ક્રોધ—

એક હતો સાધુ. તે એક દિવસ નદીમાં સ્નાન કરીને જપ કરી રહ્યા હતા. ત્યાં એક ધોબી આવી પહોંચ્યો. એણે કપડાંને પાણીમાં બોળ્યાં. તરત સાધુએ કહ્યું "એ છોકરા, જા, ત્યાં જા," પણ ધોબીએ કાંઇ આ સાંભળ્યું નહિ. આ જોઇને સંન્યાસીને ક્રોધ ચઢયો. એણે એને માર્યો. થોડીવાર પછી ધોબી એ નદીમાં ન્હાવા ઉતર્યો. ત્યાં એક બીજો ધોબી પણ આવ્યો. એણે પૂછયું કે તમે નાહો છો શા માટે? ધોબીએ કીધું કે મ્હને ચાંડાળે અભડાવ્યો છે, એટલે હું નાહું છું. ત્યાં તો સાધુએ કીધું "શું હું ચંડાળ છું?" એમ કહીને એણે ફરી એ ધોબીને માર્યો. ધોબીએ ઉત્તર આપ્યો કે ના, જી; હું તમને ચંડાળ નહિ કહું. જે ક્રોધમાં પોતાની જાતને ભૂલી જાય છે એ ચંડાળ કહેવાય છે. આ સાંભળતાં સાધુ પોતાની દશા સમજી ગયા. ત્યારથી એણે ક્રોધ છોડી દીધો. ક્રોધ એ એક ચંડાળ છે.

---

+ હિન્દી 'વાનર'માંથી.

# બાળકોના લેખો



## કુતરી

એક ટેકરીમાં ગુફા છે. તે ગુફામાં કુતરી વિયાણી છે. તે કુતરીનું નામ મોતી છે. તેને ત્રણ ગલુડીયાં છે. બે કાળાં છે અને એક નારંગી છે. કુતરી પણ નારંગી છે. તેને અમે લાવ્યા હતાં.

તે બહુ સરસ હતું. તે સુંવાળું હતું. તેના માથા પર એક ધોળું ચાઠું હતું. તે બહુ સરસ હતું. તેને અમે આજે લાવ્યાં હતાં. તેને ટીકુ તો છોડતીજ ન હતી. ગલુડીયું પણ ટીકુથી છુટું જ પડતું નહતું. પછી અમે એને મૂકવા ગયા.

તે ટેકરી ઉપર એક બાવાજી છે. બાવાજી પાસે તે તરત ગયું. એણે કહ્યું કે બધા બચ્ચાં લઈ જાવને. અમારી કાંઈ ના નથી."

બાવાજીએ ફરી કહ્યું કે 'પણ ત્રણ શેર દૂધ પીવડાવવું પડશે.' પછી અમે ગલુડીયાંને મૂકીને પાછાં આવ્યાં.

પછી બપોર થઇ. પછી અમે ખાધું પછી બાળમંદિરમાં ગયાં. ત્યાં સંગીત કર્યું. પછી તખ્તેશ્વર ફરવા ગયા.

પછી ખાધું ને રાજ કર્યું.

સુશીલા

## બે ભાઈ

એક હતો રાજા. તેને બે રાણી. બેયને એક એક કુંવર. કુંવર તો એક વાર શિકાર કરવા ગયા મોટોભાઈ કહે, "આજ તો કાંઇ શિકાર ન મળ્યો." નાનોભાઇ કહે, "પણે કાંઇક કાળું કાળું દેખાય છે. મોટોભાઇ કહે. "ચાલો આપણે જોવા જઈએ."

નાનો ભાઈ કહે, "પણ મારો ઘોડો તરસ્યો છે. ચાલી નહિ શકે."
મોટોભાઇ કહે, "મારો ઘોડો પણ તરસ્યો થયો છે."
નાનો ભાઈ કહે, "હું તો નથી આવતો."

મોટો ભાઈ કહે, "નથી આવતો કરીને બેસીશ તો કાંઇ તારા ઘોડાના મોંઢામાં પાણી નહિ આવે. હું તો આ ચાલ્યો."

એમ કહીને મોટોભાઇ તો ચાલવા લાગ્યો.

નાનોભાઇ કહે, "હું તો એકલો રહ્યો. હવે શું કરૂં?" તે તો રાજધાની ...

તરફ ચાલવા લાગ્યો, અને રાજ્યમાં પહોંચી ગયો. તેને વિચાર થયો કે મારા મોટા ભાઈનું શું થયું હશે? પણ તેનો મોટોભાઇ તો તેના પહેલાં આવી ગયો હતો. પછી તો બેય ભાઇ ભેટયા ને ખાધુંપીધું ને રાજ્ય કર્યું.

નનામાભાઇ

## હું નાની હતી ત્યારે

મારી મા કહે છે કે હું નાની હતી ત્યારે બહુ ડાહી હતી. કોઈ પણ દિવસ તોફાન નહોતી કરતી. મારી માને હું કોઇ દિવસ સતાવતી પણ નહોતી.

મને પીળાં ફુલ બહુજ ગમતાં બીજા કોઇપણ ફૂલ મને ન જ ગમતા. મને આખો દિવસ ચિતર્યા કરવાનું ને ગાયાં કરવાનું ગમતું

મારે ઘણી બેનપણી હતી. એ બધી જ્યારે મારે ત્યાં આવતી ત્યારે અમે બધા ઘર ઘર રમતાં. કોઇકવાર રાંધતા પણ ખરાં. અમને ત્યારે બહુજ મઝા પડતી. કયારેક હું તેમના ત્યાં જતી અને ત્યાં એટલીજ મઝા કરતી.

હું નાની હતી ત્યારે મને એમ થતું કે મને કોઈ ચાંદા પાસે લઇ જાય તો કેવી મઝા પડે? વળી મને પાંખો હોય તો કેવી ઉડીને ચાંદા સુરજ અને તારા સાથે વાતો કરૂં? પણ મારાથી એવું કંઇ ન થયું. હું તો મોટી થઇ ગઇ.

ઈન્દુ દીવેચા.
ઉ. વ. ૧૦

## પોપટની વાર્તા

એક હતો પોપટ. તે સોનાનો હતો. તે ભણવા ગયો. રસ્તામાં એક બાવો મળ્યો. બાવો કહે, "કેમ પોપટભાઈ. કેમ છો ?"



પોપટ કહે, "સારૂં છે."

બાવાએ કહ્યું "તમે ક્યાં જાઓ છો?'

પોપટ કહે, "ભણવા."

બાવો કહે "ત્યારે મારી જ સાથે આવો ને."

પોપટ કહે, "હા, ચાલો ત્યારે."

પોપટ તો ગયો

પોપટને એક સુંદર ઘર બતાવ્યું. પોપટ ત્યાં ગયો.

પોપટે જોયું તો એની જ જેવાં ઘણાં જ પક્ષીઓ હતાં. તે બધાં દાણા ખાતાં હતાં; પાણી પીતાં હતાં, ને મજા કરતાં હતાં.

પોપટે ત્યાં જઈ ખાધું, પીધું ને રાજ્ય કર્યું.

સુશીલા.
ઉ. વ. ૧૨.

---

વર્ષ ૭૮ : અંક ૮

ઑગસ્ટ ૧૯૩૪



ચિત્રકાર ] મંજરી [ શ્રી. રવિશંકર રાવળ

તંત્રીઓ:
શ્રી. પુતળીબાઈ કાબરાજી
શ્રી. કેશવપ્રસાદ દેસાઈ

મંત્રી:
છગનલાલ અમરશી
મહેતા
સ્ત્રીબોધ ઑફિસ
અમદાવાદ અને મુંબઈ—

# સ્ત્રીબોધ

**બાળક સાથે**

વાર્ષિક લવાજમ રૂ. ૩-૧૨-૦ છુટક નકલ છ આના




પુસ્તક ૭૮ :: ઑગસ્ટ : ૧૯૩૪ :: અંક ૮

# વર્ષાની વાદળી

આથમણા આભમાં ઉગી એક આભલી,
બાલા જોબનથી સુહાય રે:
વાદળી વરસી રહી રે! ટેક—

રૂપેરી કોરનો પ્હેર્યો શ્યામ સાળુ,
જુવાનીનાં જોમ જણાય રે:
વાદળી વરસી રહી રે!

આભમાં અનન્તને આરે સાહેલી,
ગીતો નિસ્સીમનાં ગવાય રે:
વાદળી વરસી રહી રે!

ગેબી ગર્જન પછી થાય મેઘધારા,
પૃથ્વી આ રસવતી થાય રે:
વાદળી વરસી રહી રે!

મેઘલી એ રાતના વીજ-ચમકારા,
જોઈ અન્તર કંઈ થાય રે:
વાદળી વરસી રહી રે!

માઝમ એ રાતે મને કોના સથવારા?
એકલડી કેમ રહેવાય રે:
પિયુને તલસી રહી રે!

જનાર્દન પ્રભાસ્કર.

# માનવતા

શ્રી. જીવનલાલ જાની

જ્યારે સૂર્ય અસ્ત થયો અને સંધ્યાના ગેરુઆ રંગે આકાશ અને પૃથ્વી રંગાવા લાગ્યાં ત્યારે રોહિતાશ્વ દુર્ગના ચોકમાં એક યુવતી પોતાની નાજુક હનુવટને કમળદંડશા હસ્ત ઉપર ટેકવી સંધ્યાના રંગને જોતી બેઠી હતી.

આ રોહિતાશ્વ દુર્ગ શોણ નદીના તીરપ્રાંત ઉપર પોતાની તોતીંગ ઈમારત ખડકીને ઉભો હતો અને એ ઈમારતની દિવાલ સાથે અથડાઈને શોણના પાણી ખળખળ નાદે વહી રહ્યાં હતાં.

યુવતી જે ચોકમાં બેઠી હતી તેની સામે જ શોણ નદી વહી રહી હતી. સંધ્યાના જામતા રંગો શોણના જળમાં નૃત્ય કરી રહ્યાં હતાં અને એ નૃત્ય સ્થિર દૃષ્ટિએ તે નીરખતી હતી.

તેના માથા ઉપરનો સાળુ ખભા ઉપર સરકીને હવામાં લહેરાતો હતો અને સાળુના બંધનથી મુક્ત બનેલા કાળા ભમ્મર વાળ પવન સાથે સ્વચ્છંદ માણી રહ્યા હતા. ગૌર વદન, નમણું મ્હોં અને તેની નીચે આવેલી ગુલછડીશી દેહલતા પહેલી જ નજરે કોઈ અનેરી મહોબ્બત જગાવે તેવી હતી. વિધીની તે સંપૂર્ણ કલાકૃતિ હતી.

યુવતીની દૃષ્ટિ જળ તરંગમાં નૃત્ય કરતી સંધ્યા ઉપર હતી, પણ તેના સુકોમળ ચ્હેરા ઉપર ભાવનાની જે રેખાઓ તરતી હતી તેમાં હૃદયના ઉંડાણમાં જલતી કોઈ અકથ્ય વેદનાના ઘેરા રંગોની ઝાંખ છવાએલી, સંધ્યાના ઝાંખા પ્રકાશમાં પણ દેખાઈ આવતી હતી.

આ યુવતીનું નામ મમતા. રોહિતાશ્વ દુર્ગપતિના બ્રાહ્મણમંત્રી ચુડામણિની એ પુત્રી થાય.

પિતાની આ લાડકવાઈ પુત્રીને કશી કમીના ન હતી.

પરંતુ તે વિધવા હતી. બ્રાહ્મણ વિધવા હિન્દુ સંસારભરનું સર્વથી તુચ્છ, નિરાશ્રય, એકલવાયું પ્રાણી. એની વિટંબણાનો કોઈ અંત ખરો ! કે તેનું ફાટ ફાટ થતું યૌવન, અંતરમાં વેદના, મસ્તકમાં આંધી અને આંખોથી વહેતા જળમાં જ વિલિન થવાનું ?

મનુષ્ય જીવનમાં એકલતા કેટલી દુઃસહ છે એ અનુભવે બરાબર સમજાય તેવું છે. ત્યારે શું મમતા અત્યારે એ ભયંકર એકલતાનો જ વિચાર કરતી હતી ? કોઈ અધીરી ઉતાવળે સમુદ્રને ભેટવા અને પોતાના અહોળા જળ તેના હૃદયમાં ઠલવવા તલસી રહેતી શોણની એ ઈર્ષા તો નથી કરતી ને ?

કરતી પણ હોય. કોઈ સમુદ્ર જેવો પોતાને હૃદયનાથ હોય અને કોઈ શોણ જેવી પોતે નદી હોય તો આમ જ, આટલી જ અધીરાઈએ પોતાના અશ્રુજળથી, પોતાના એ હૃદયનાથનું હૃદય ભરી દે, પણ, પણ...

એકાએક દુર્ગના ચોકમાં એક સાથે દસ-બાર માણસોનો પદસંચાર સાંભળીને મમતાની વિચારમાળા તૂટી. તેણે પાછળ જોયું.

અને તેણે શું જોયું ?

ચાંદીના મોટા ચકચકીત થાળોની અંદર કશુંક લઈને દસ સેવકો મમતાની નજીક

આવીને ઉભા હતા. સૌથી મોખરે ચુડામણિ-મમતાનો પિતા હતો.

મમતા આ જોઈ રહી.

ચુડામણિએ બધા થાળોને નીચે મૂક્યા. અનુચરોને સંકેત કર્યો એટલે થાળો નીચે મૂકી અનુચરો વિદાય થયા.

"આ શું છે પિતાજી?" મમતાએ પૂછ્યું.

પણ ચુડામણિએ કશું ન બોલતાં થાળો ઉપરનું આવરણ ઉપાડી લીધું. સંધ્યાના સોનેરી રંગ સાથે સુવર્ણનો રંગ ઝળહળી ઉઠ્યો.

એક ક્ષણ મમતા ચોંકી ઉઠી.

"આટલું બધું સુવર્ણ! પિતાજી! ક્યાંથી લાવ્યા?"

"તું ન બોલ બેટા, એ તારા માટે જ છે."

એક પળમાં આખી વસ્તુસ્થિતિ મમતાને સમજાઈ ગઈ. એ સમજણે એનો અંતરાત્મા કકળી ઉઠ્યો. તે બોલી.

"ત્યારે શું તમે સામંતરાજને બેવફા બન્યા? તમારા અન્નદાતા, તમારા માલીકનો તમે વિશ્વાસઘાત કર્યો? આટલા સુવર્ણ માટે પરદેશીઓ સાથે તમે ભળી ગયા? એ પાછું મોકલી આપો. પિતાજી! આ અર્થ નહિ પણ અનર્થ છે. આપણે બ્રાહ્મણ છીએ. આટલું બધું સુવર્ણ માલિકનો વિશ્વાસઘાત કરીને લેવું એ મહાપાપ છે."

"દિન પ્રતિદિન પતનના મુખમાં ધસતા આ પ્રાચિન સામંતવંશનો અંત નક્કી છે"

ચુડામણી બોલ્યો, "કોઈને કોઈ વખતે શેરશાહ પોતાની વિજય પતાકા રોહિતાશ્વ ઉપર ફરકાવશે ત્યારે આ મંત્રીત્વ નહિ હોય, પણ આ સુવર્ણ હશે."

"હે ભગવાન!" મમતાએ એક તીવ્રધાર નિશ્વાસ સાથે ઉચ્ચાર્યું અને તે બોલી: "એટલા માટે જ, વિપદ્ વખતે કામ લાગે એટલા માટે જ પરમ પિતાની ઇચ્છા વિરૂદ્ધ આટલું દુઃસાહસ! પિતાજી! શું ભિક્ષા પણ નહિ મળે? શું કોઈ હિન્દુ બ્રાહ્મણ ભૂપૃષ્ઠ ઉપર જીવિત નહિ હોય, કે જે બ્રાહ્મણને બે મૂઠી અન્ન આપી શકે? આ બધું અશક્ય છે, પિતાજી! આ સુવર્ણ પાછું મોકલી આપો. હું કંપી રહી છું. એની ચળક મારી આંખોને અંધ બનાવી રહી છે.

પુત્રીએ કરાવેલ વિશ્વાસઘાતના ભાને ચુડામણિ મૂઢ બની ગયો. એના દૃષ્ટિપડળ સામે વિશ્વાસઘાતનું ભૂત જાણે કે નાચવા લાગ્યું. આ સત્ય હકીકત સામે દલીલને સ્થાન નહોતું અને તે ત્યાંથી નાઠો.

બાજી એના હાથમાં રહી નહોતી. નિમક હલાલીના બદલામાં સુવર્ણ લેવાઈ જ ચૂક્યું હતું. હવે તે સામંતરાજને શું મોં બતાવે? લડી લેવા સિવાય બીજો ઉપાય હવે નહતો રહ્યો.

ને આખી રાત માત્ર આ એક વિચારે તે ન ઉંઘ્યો અને છેવટે જીવનનો આખરી સંગ્રામ ખેલી લેવાનો તેણે નિશ્ચય કર્યો.

卐

બીજે દિવસે યુદ્ધ જામ્યું ચંદ્રચૂડામણિ બહાદુરીથી લડતા લડતાં મરાયો. મમતા નાસી છૂટી. સામંતરાજ અને રાણી જીવતાં પકડાયાં. શેરશાહે કિલ્લો સર કરી, તેના ઉપર પોતાની વિજય પતાકા ફરકાવી.

૨

કાશીની ઉત્તરે મૌર્ય અને ગુપ્ત સમ્રાટોની કીર્તિ ફેલાવતા ધર્મચક્ર વિહારનાં ખંડેર આવેલાં છે. ખડ અને પાંદડાઓથી ઢંકાએલ એ પ્રાચિન ઈંટોના ઢગ નીચે છિન્નભિન્ન થએલી ભારતિય શિલ્પ વિભૂતિ પર ગ્રિષ્મ રજનીની શીતળ ચંદ્રિકા પોતાના રૂપેરી કિરણોથી અમૃત વરસાવી રહી હતી.

જ્યાં પંચવર્ગિય ભિક્ષુઓ મહાત્મા ગૌતમ બુદ્ધનો ઉપદેશ ગ્રહણ કરવા પહેલા વહેલા મળ્યાં હતા એ સ્તૂપના ભગ્નવશેષની છાયામાં આવેલી કુટિરની અંદર એક સ્ત્રી દિપકના

પ્રકાશે પાઠ કરી રહી હતી. " उपत्यागिच तायन्ते मां भोजनाः पर्युपासते तेषांनित्या ..." એકાએક પાઠ અટકી પડયો. એક ભીષણ અને હતાશ આકૃતિ દિપકના મંદ પ્રકાશમાં કૂટિર તરફ આવતી પેલી સ્ત્રીએ જોઇ અને અંદર પ્રવેશતી અટકાવતા પહેલાં જ તેણે અંદર આવી કહ્યું " માતા ! મને આશ્રય આપો"

વાચક ! આ સ્ત્રીને ઓળખી ? તે મમતા હતી.

" તમે કોણ છો ?" મમતાએ પૂછ્યું.

" હું એક મોગલ સૈનિક છું ચૌસાના યુદ્ધમાં શેરશાહે અમારા સૈન્યને શિકસ્ત આપી છે. હું નાસતો નાસતો અહીં આવ્યો છું. આજની રાત આપના આશ્રયે પડી રહેવા દેશો ? મારાથી અત્યારે એક ડગ પણ આગળ ભરી શકાય તેમ નથી. "

" શેરશાહ ! " મમતાએ હોઠ કરડયા.

" હા માતા ! "

"તું પણ એના જેવો જ ક્રુર હોઈશ. એજ ભીષણ રક્તના પ્યારી, એજ નિષ્ઠુર પ્રતિબિમ્બની છાયા તારા મુખ પર છે. નહીં, સૈનિક ! મારી કૂટિરમાં તારા માટે સ્થાન નથી. જાઓ, કોઈ બીજે આશ્રય શોધી લ્યો."

" ગળું સૂકાય છે, સાથીઓ છૂટા પડી ગયા છે, અશ્વ રસ્તામાં મૃત્યુ પામ્યો છે. એટલો થાકી ગયો છું. એટલો..." આમ બોલતાં તે સૈનિક નીચે પછડાઈ પડયો. એની સામે બ્રહ્માંડ ઘૂમવા લાગ્યું; તે બેશુદ્ધ થયો.

મમતા વિચારવા લાગી " આ આફત ક્યાંથી આવી ? " તેણે પડેલા સૈનિકના મુખમાં પાણી રેડયું અને પવન નાખવા લાગી સૈનિક સાવધ થવા લાગ્યો. મમતાની વિચારસરણી આગળ ચાલી " વિધર્મી ઉપર વળી દયા કેવી ? અને એમાંય મારા પિતાનો વધ કરનાર જાતિ ઉપર તો કદી જ નહીં. " ઘૃણાથી એનું મન વિરક્ત બન્યું.

સૈનિક બરાબર સ્વસ્થ બની બોલ્યો " માતા ! ત્યારે હું ચાલ્યો જાઉં ?"

મમતા હજી પણ વિચારતી હતી. " પણ હું બ્રાહ્મણી છું. મારે તો મારા ધર્માનુસાર અતિથિ સત્કાર કરવો જોઇએ. -પરંતુ...ના ના વિધર્મી દયાને પાત્ર નથીજ પ...ણ આ દયા કયાં છે ? કર્તવ્ય નહીં ? કર્તવ્યજ. ત્યારે ? "

સૈનિક તરવારને ટેકે ઉઠી ઉભો થયો. મમતાએ તેને પૂછયું " પણ તમે દગો નહીં કરો તેની શી ખાત્રી ! "

" દગો ! હું દગો કરૂં ! નહીં નહીં માતા, હું જાઉં છું. તૈમુરનો વંશધર એક સ્ત્રી સાથે દગો કરે ? ના, ના. હું જાઉં છું. ભાગ્યનો ખેલ છે."

મમતા વળી વિચારે ચડી " આ ક્યાં કિલ્લો છે ? ભાંગી તૂટી કૂટિર ભલેને લઈ લે. પણ હું શા માટે કર્તવ્ય વિમુખ થાઉં ? આશ્રમધર્મથી શાને ચલિત બનું ! તે કૂટિરની બહાર નીકળતા બોલી. " ભયભિત અને થાકેલા પથિક ! તમે ગમે તે હો. હું તમને આશ્રય આપું છું. હું બ્રાહ્મણ કુમારી છું. બધા ભલેને પોતાનો ધર્મ છોડે, હું નહીં છોડું "

સૈનિકે ચંદ્રના મંદ પ્રકાશમાં તે પ્રભાવશાળી મુખ મંડળ જોયું. એણે મનમાં ને મનમાં તેને નમસ્કાર કર્યા.

卐

પ્રાતઃકાળના મધુર પવનના સ્પર્શે ખંડેરમાં ઉગી નીકળેલા ખડ અને છોડના પાંદડાં કંપવા લાગ્યા; અને જ્યારે બાળસૂર્યના કિરણો ખંડેરો ઉપર પ્રકાશી ઉઠયા ત્યારે સેંકડો અશ્વારોહી સૈનિકોને એ પૂરાણા ખંડેરોમાં આમથી તેમ આથડતા મમતાએ જોયા. ઘડીભર તો પોતાની મૂર્ખતા પર તેને હસવું આવ્યું.

પણ ત્યાં તો કુટિરમાંથી બહાર આવી સૈનિક પથિકે બૂમ મારી. " મિરજા ! હું અહીંયાં છું. શબ્દ સાંભળતાજ હર્ષના ચિત્કારથી

આખો પ્રદેશ ગાજી ઉઠયો. મમતા ભયભિત બની. પેલો સૈનિક વળી આગળ બોલવા લાગ્યો. "પેલી સ્ત્રી કયાં છે? એને શોધી કાઢો!" મમતાએ આ સાંભળ્યું. ભયની મારી તે એક ખંડિએરમાં છૂપાઇ ગઇ. આખો દિવસ ત્યાંથી બહાર ન નીકળી અને જ્યારે સંધ્યા વખતે બધા સૈનિકો તૈયાર થયા ત્યારે પેલા પથિકને ઘોડેશ્વાર થતાં થતાં નીચેના શબ્દો બોલતો મમતાએ સાંભળ્યો.

"મિરજા! એ સ્ત્રીને હું કાંઇ ન આપી શક્યો. પણ હવે અહીં તેને માટે એક સારૂં ઘર બનાવી આપજો, કારણ કે વિપત્તિને વખતે મને ત્યાં આશ્રય મળ્યો હતો. આ સ્થાન ન ભૂલતો."

અને તેણે ઘોડો મારી મૂક્યો. પાછળ ધુળના ગોટે ગોટા ઉડાડતું એનું સૈન્ય પણ ત્વરિત્ ગતિથી આગળ વધવા લાગ્યું.

卐

ચૌસાના મુગલ–પઠાણ યુદ્ધને બહુ વર્ષો વીતી ગયાં હતાં. મમતા અત્યારે સીત્તેર વર્ષની વૃદ્ધ ડોશી હતી.

તે દિવસ ઠંડીનું જોર જરા વધારે હતું. જીર્ણ ખાંસીના રોગથી પીડાતી મમતા ઝુંપડામાં સુતી હતી. આસપાસના ગામની બે ચાર સ્ત્રીઓ તેની પથારી પાસે બેસી તેની સુશ્રુષા કરતી હતી. બીજાના સુખદુઃખમાં ભાગ લઈ, બનતા ઉપયોગી થવામાં મમતાએ સારૂંય જીવન વીતાવ્યું હતું અને આજ જીવનસંધ્યાએ તેને શાંતિ હતી.

મમતાએ પાણી માગ્યું. એક સ્ત્રીએ તેને પાણી પાયું; ત્યાં અચાનક એક અશ્વારોહી એ ઝૂંપડાના દ્વારે પર દેખાયો ને પોતાની ધૂનમાં ને ધૂનમાં કહેવા લાગ્યો. "મિરજાએ જે ચિત્ર બનાવીને આપ્યું હતું તે જગ્યા આજ હોવી જોઇએ. તે બુઢ્ઢી કદાચ મરી ગઇ હશે. અહીં કોને પૂછું કે એક દિવસ પાદશાહ હુમાયુએ આ ઝૂંપડા નીચે આશ્રય લીધો હતો! આ વાતને પણ સુડતાળીશ ઉપર વર્ષ થયાં?

મમતાએ આ સાંભળ્યું. પાસે બેઠેલી સ્ત્રીને પેલા માણસને અંદર બોલાવવા તેણે કહ્યું.

અશ્વારોહી મમતાની પાસે આવ્યો. મમતા ધીમા સાદે અચકાતા અચકાતા અશ્વરોહી પ્રત્યે કહેવા લાગી. "હું નહોતી જાણતી કે તે શહેનશાહ હતો કે સાધારણ મોગલ સૈનિક! પણ એક રાત એણે આ ઝૂંપડા નીચે આરામ લીધો હતો. મેં સાંભળ્યું હતું કે તે મારા માટે ઘર બનાવવાની આજ્ઞા આપી ચૂક્યો હતો. આખી જીંદગી મને આ મારી વહાલી ઝૂંપડી ખોદાવાનો ડર રહ્યો. પણ ભગવાને મારી અરજ સાંભળી. આજ હું આ ઝૂપડી છોડી જાઉં છું. હવે તમે ચાહો તો એના ઉપર સારૂં મકાન બાંધો કે મહેલ! હું તો મારા પરમ શાંતિના ચિર વિશ્રામગૃહમાં જાઉં છું."

અશ્વારોહી અવાક્ ઉભો રહ્યો. બુઢ્ઢી મમતાનો પ્રાણ પંખેરૂ અનંતમાં ઉડી ચાલ્યો.

卐

ત્યાં એક અષ્ટકોણ મંદિર બન્યું. એના ઉપર શિલાલેખ લખાયો હતો.

"સાત સાત દેશના નરેશ હુમાયુએ એક દિવસ અહીં વિશ્રામ કરેલો. એના પુત્ર અકબરે એના સ્મૃતિચિન્હ તરીકે આ ગગનચુંબી મંદિર બનાવ્યું છે."

પણ મમતાનું નામ આમાં ક્યાંય નહોતું.

---



# આશાન્વિતા

૧.

અબ્ધિ ઉરે નાવડી રમ્ય ઝુલે,
તૂટ્યા શઢો ને જળ જ્યાં ભરાયે;
ડુબ્યા મનુજો તરણાં ગ્રહે છે,
આશાન્વિતા તો જગતારિણી છે.

૨.

રેણું ભરેલી રણવાટ ઘેરે,
ને કો પથીકો જળસ્રોત શોધે;
ત્યાં દ્રષ્ટિ દૂરે જળ છાંય દેખે,
આશાન્વિતા તો અમીછાંયડી છે.

૩.

ગોરંભતી ઘોર નિશા ઘુમે છે,
અંધાર ઘેર્યું જગ શૂન્ય દીસે;
ત્યાં જો ઝબુકે દીપજ્યોત રેખા,
આશાન્વિતા તો ઉરની સુલેખા.

૪.

દુઃખે પીડાયાં દુખીયાં મનુજ,
ને જીવતાં એકલ–કાલ–આશે;
ત્યાં ઉતરે ઈશ્વરી પ્રેમપૂર્ણા,
આશાન્વિતા જીન્દગી શુભકર્ણા.

૫.

નિત્યે નવીનતા પ્રેરે, સુંદરી સર્વ મંગલા,
રંજનાંકુર સંસારે, ભદ્રબાલા આશાન્વિતા.

જગુભાઈ રાવળ.

# આજનું સ્ત્રીશિક્ષણ

મુનિશ્રી હિમાંશુવિજયજી ( ન્યાય કાવ્યતીર્થ )

મનુષ્ય જન્મે છે ત્યારે તેને ઘણી બાબતોનું અજ્ઞાન હોય છે. તેની ઘણી ખરી શક્તિઓ અવિકસિત દશામાં હોય છે. બ્રાહ્મણ કે ક્ષત્રિય, ભારતીય કે ઇતર દેશીય, જૈન કે જૈનેતર તમામ પ્રાણીઓના જન્મ વખતે એકજ સરખા પ્રાય હોય છે. પણ જેને ઉંચું શિક્ષણ મળે છે તે ક્રમે ક્રમે પ્રગતિ કરતો જાય છે. અક્ષરજ્ઞાન મેળવવું એટલું શિક્ષણ નથી; તેના અનેક પ્રકારો અને વિધવિધ ઉપાયો છે. પણ અહિં માત્ર અક્ષરજ્ઞાન શિક્ષણની વાત છે.

શિક્ષણથી ઘણી બાબતોનું અજ્ઞાન ટળે છે. આત્મામાં છુપાઈ રહેલી શક્તિઓ વિકસે છે, આ લોક અને પરલોકનો વિકાસ સધાય છે, યાવત્ ઈશ્વર સ્વરૂપી પણ શિક્ષણથીજ થવાય છે.

શિક્ષણનું ફળ ઘણું વિશાળ અને રમણીય છે. તેના પ્રકારો અનેક છે, તેના સ્વરૂપનો ઉકેલ આણવો ઘણો અઘરો છે.

## શિક્ષણનું લક્ષણ

મ્હારી નાનકડી મતિ પ્રમાણે તો શિક્ષણનું લક્ષણ ' કર્તવ્યનું જ્ઞાન અને પરતંત્રતાથી મુક્ત થવું છે ' હું ધારૂં છું કે આ લક્ષણમાં કોઇ વાંધો લઈ શકે તેમ નથી. પરતંત્રતાના ભેદો જુદી જુદી દૃષ્ટિએ અનેક પ્રકારના હોઇ શકે, તેમ તેના અનુકૂલ કે પ્રતિકૂલ કારણો પણ અનેકવિધ હોય; પરન્તુ શિક્ષણથી બંધન-મુક્ત થવાની લાયકાત તો આવવી જ જોઇએ. પછી ભલે કોઇ જાણી જોઇને પરતંત્રતાથી મુક્ત ન થાય, તે માટે ઉપાયો ન કરે, તે વાત જુદી છે. જે શિક્ષણથી કર્તવ્યજ્ઞાન અને બંધનથી છૂટવાની લાયકાત નથી આવતી તે શિક્ષણ શિક્ષણ નથી, તે જ્ઞાન જ્ઞાન નથી, તે તો ફક્ત શરીર, મન અને સમયને બરબાદ કરનારો, ધનનો નાશ કરનારો એક ભસ્મગ્રહ જ કહેવો જોઇએ. સૂર્ય ઉગ્યા પછી અંધારૂં ન મટે, અગ્નિથી ટાઢ ન ઓછી થાય અને શીતલ નીરથી શાંતિ ન મળે તો પછી ગજબ જ કહેવાય ને !

## પ્રાચીનકાળનું શિક્ષણ

શિક્ષણ સંબંધી ઉહાપોહ કરતાં આપણે પ્રાચીનકાળના શિક્ષણ તરફ દૃષ્ટિ તો જરૂર કરવી જોઇએ. દરેક વસ્તુમાં પૂર્વના કાળની થોડી ઘણી યોગ્ય મદદ જરૂર લેવી પડે છે, અથવા લેવી જોઇએ. જૂના અને નવા બન્ને કાળના ગુણદોષોનો વિચાર કર્યા પછી જે યોજના ઘડાય છે તેમાં સંગીનતા અને સુંદરતા વધુ હોય છે એમ મ્હારૂં માનવું છે.

જેટલો જૂનો સૃષ્ટિનો ઇતિહાસ છે તેટલો જ જૂનો લગભગ શિક્ષણનો પણ છે. દરેક દેશ કે કાળમાં થોડા ઘણા અંશે શિક્ષણની જરૂર અવશ્ય પડે છે. ભારતમાં શિક્ષણની ઉત્પત્તિ અને પૂર્ણવૃદ્ધિ ઘણા લાંબા કાળથી થએલી. હવે મોહેંજોડેરો અને હરપ્પાની શોધખોળોથી ઇતિહાસ પ્રમાણને જ સાચું માન-નારા લોકો પણ ૭ હજાર વર્ષના જૂના કાળ-ને ઇતિહાસકાળ ગણવા લાગ્યા છે. કારણકે તે બને શહેરોનો અસ્તિત્વકાળ ૭ હજાર વર્ષ પહેલાનો છે. તે બન્ને શહેરોમાં અનેક મુદ્રા, સિક્કા અને બીજી અનેક એવી વસ્તુઓ મળી આવી છે કે જેથી ૬૦૦૦ વર્ષ પહેલાનું હિંદ

શિક્ષણ અને કળામાં બીજા દેશો કરતાં મોખરે હતું એમ સિદ્ધ થાય છે.

જૂના કાળમાં શિક્ષણનું કાર્ય મુખ્યત્વે બે જણ કરતા હતા. એક ત્યાગીઓ અને બીજા રાજાઓ.

### ગુરુ શિષ્યનો સંબંધ

ત્યાગીઓમાં વૈદિક, જૈન અને બૌદ્ધોના ઋષિઓ, નિગ્રંથો ભિક્ષુઓ અને બ્રાહ્મણોનો સમાવેશ થાય છે. આ વર્ગ દેશકાળને લક્ષમાં લઇને શિક્ષણનો ક્રમ ગોઠવતો. જેથી પ્રજા પોતપોતાના ગુણકર્માનુસારે કર્તવ્ય, જ્ઞાન અને સ્વતંત્રતા મેળવી, મહાન્ વિજયી અને વિશ્રુત થતી. બહુ જુના સમયમાં જાતિભેદનું જોર ન હતું. દરેક જાતિના સભ્યો ભેગા કરી આ ત્યાગીઓ વિદ્યાર્થીઓને અનેક વિષયોનું ઉંડુ અને દીપતું જ્ઞાન આપતા. વિદ્યાર્થિઓ પણ હૃદયના ઉંડાણથી ઉત્પન્ન થએલી જિજ્ઞાસા અને સેવાવૃત્તિથી ગુરૂઓ પાસે જ્ઞાન મેળવી મનન અને નિદિધ્યાસન કરી આચરણમાં મૂકવા તરફ વધારે ચીવટ રાખતા. ગુરૂશિષ્ય બન્ને પોતપોતાની ફરજ ઉત્સાહપૂર્વક અદા કરતા. તે બન્ને વચ્ચે મીઠો સંબંધ જોડાતો.

### વિદ્યાપીઠોનો કાળ

બહુ જુના કાળ પછી એટલે કે ભગવાન્ મહાવીર અને બુદ્ધના પછીનો ઇતિહાસ વિદ્યાપીઠોના ઇતિહાસથી ભરેલો છે. આ જમાનામાં સાધારણ નાના મોટા આશ્રમો ઉપરાન્ત વ્યવસ્થિત અને મોટા પાયા ઉપર યોજાએલા મહાન્ વિશ્વવિદ્યાલયો હતાં. તેની યોજના ઘડનાર બહુશ્રુત અને વિચારક પુરુષો હતા. તેમાં એક એક વિદ્યાપીઠમાં દશ દશ હજાર સુધી છાત્રો અને પંદરસો સુધી અધ્યાપકો સરસ્વતી દેવીની પવિત્ર ઉપાસના કરતા. હિન્દના દૂર દૂર પ્રાંતોના જ નહિ, પણ ચીન, જાપાન, જાવા, અફગાનીસ્તાન અને કાબૂલ જેવા દેશોથી પણ અનેક વિદ્યાર્થીઓ ભારતના આ વિદ્યાપીઠોમાં અધ્યયન કરવા આવતા, અને ભણીને ગયા પછી પોતાનું મોટું ગૌરવ માનતા. ચીની યાત્રી હુએનત્સંગ અને ઇત્સંગ જેવા પણ આપણા આ વિદ્યાપીઠોમાં ભણવા રહ્યા હતા. આ વિદ્યાલયોની યોજના, તેની પદ્ધતિ, તેનો પાઠ્યક્રમ, તેના વિષયો અને ફળો, ઓક્સફર્ડ કે કેમ્બ્રીજ યુનિવર્સિટી કરતાં વધારે ઉન્નત અને સુંદર હતા એમ કહેવામાં હું અતિશયોક્તિ જરા પણ કરતો નથી. તેવા મહાન્ વિદ્યાપીઠોમાં નાલંદા, તક્ષશિલા, વિક્રમશિલા, ધનકટક, મથુરા, ઉજ્જન, કાશી, જગદ્દલ મહાવિહાર, ઉદંતપુરી અને નવદ્વીપના વિદ્યાપીઠો ખાસ ઉલ્લેખનીય છે, જે જુદા જુદા પ્રાંતોમાં હતાં. આ આશ્રમો અને વિદ્યાલયોનો ઘણો ખરો ખર્ચનો ભાર રાજાઓ અને બૌદ્ધ, જૈન અને વૈદિક ધનીક ગૃહસ્થો ઉપાડતા. શ્રીમાન્ ગૌરીશંકર ઓઝાજીએ એક વ્યાખ્યાનમાં કહ્યું છે કે "નાલંદા વિશ્વવિદ્યાલયના અધિકારમાં બસોથી વધારે ગામો હતાં, જે અનેક રાજાઓએ દાનમાં આપ્યા હતાં" ચીની યાત્રીઓના ઉલ્લેખોથી જણાય છે કે સાતમી સદીમાં પાંચ હજાર મઠો પણ ભારતમાં હતા. જેમાં ૨૧૨૧૩૦ વિદ્યાર્થીઓ અધ્યયન કરતા હતા. સત્તરમી સદી સુધી, એકલા બંગાલમાં એંસી હજાર નાની મોટી પાઠશાળાઓ હતી; પણ ગ્રામ પંચાયત યોજના તોડી પાડયા પછી તેમાં ઘટાડો અને વિકાર થતો ગયો.

આ રીતે હિતૈષી વિચારક ત્યાગીઓનાં હાથમાં જે વખતે શિક્ષણનું કાર્ય હતું. રાજાઓ અને ધનાઢયોની જ્યારે દરેક રીતની જોઇતી સહાયતા હતી, ત્યારે ભારતદેશ સાચો શિક્ષિત હતો. સુખી હતો અને બીજા દેશોમાં પંકાતો હતો. ત્યારે જ આપણે ત્યાં ઋષભ, રામ, કૃષ્ણ, મહાવીર, બુદ્ધ જેવા ધર્મોદ્ધારકો અવતરતા; ભીમ, અર્જુન, પ્રતાપ, શિવાજી, તેજપાલ

જેવા વીરો પાકતા; ગૌતમ, કર્ણાદ, સિદ્ધસેન, મલવાદિ, હરિભદ્ર, વિદ્યાનંદિવાદિ દેવસૂરિ, ગંગે શોપાધ્યાય, રઘુનાથ શિરોમણિ, પક્ષધર અને યશોવિજયજી જેવા ન્યાયના પારગામીઓ જન્મતા; કાલિદાસ, ભવભૂતિ, હેમચંદ્ર, શ્રીહર્ષ, જેવા કવિઓ; ભરત અને રામચંદ્ર જેવા નાટયજ્ઞો તથા ચાણાક્ય જેવા રાજનીતિજ્ઞો અસ્તિત્વમાં આવતા. જુદી જુદી વિદ્યા અને કળાઓના આવિષ્કારો થતા, રાજા અને પ્રજા તરફથી તેવા વિદ્વાનોને મોટી સહાયતા મળતી, પ્રોત્સાહન મળતું, તેમની કીર્તિગાથાઓ ગવાતી. તેનું નિયમન કે વિઘ્ન નહોતું થતું, તેમની બુદ્ધિ કે શક્તિ કુંઠિત નહોતી કરાતી, તેમના ઓઝારો અને હસ્તાદિ અવયવોનો નિર્દયતાપૂર્વક નાશ નહોતો કરાતો. જે દેશમાં તમોગુણવાળા સ્વાર્થી અને વ્યાપારીઓ હોય છે તે દેશનો ઉદ્ધાર કદી થાયજ નહિં. તે દેશમાં વિદ્યા, કળા અને હુન્નર ઉદ્યોગમાં પ્રગતિ થઇ શકેજ નહિ, એ લખી રાખવું જોઈએ.

### સ્ત્રી શિક્ષણ

પ્રાચીનકાળની શિક્ષા સંબંધી સર્વ સાધારણ લખ્યા છતાં સ્ત્રીશિક્ષણ સંબંધી કંઈક જુદું લખવું પણ જરૂરનું છે.

### પૂર્વકાલમાં શિક્ષિત સ્ત્રીઓ

જો કે વેદ મંત્રોમાં સ્ત્રી અને શૂદ્રોને ભણાવવાનો નિષેધ કરવામાં આવ્યો છે. પરન્તુ વેદોના કેટલાક મન્ત્રોથી જ જણાય છે કે વેદકાળમાં પણ કેટલીક સ્ત્રીઓ વિદુષી હતી. વૈદિકો સિવાય જૈનો અને બૌદ્ધો હમેશાં સ્ત્રી શિક્ષણના તરફેણમાં રહ્યા છે. બહુ જૂના કાળમાં પણ બ્રાહ્મી સુંદરી જેવી અનેક સ્ત્રીઓ અકંગ વિદુષીઓ હતી તેવા ઉલ્લેખો જૈન શાસ્ત્રોમાં મળે છે. શકુંતલા, સીતાદિને હિન્દુ નાટકો પણ એજ પ્રમાણે જણાવે છે.

વેદકાળ પછી એટલે કે અઢી હજાર વર્ષના વચલા ગાળાની અંદર વૈદિક જૈન અને બૌદ્ધોમાં અનેક સ્ત્રીઓ જુદા જુદા વિષયની પારંગત હતી તે વાત કાલિદાસ, ભવભૂતિ, બાણના ગ્રંથો–મંજરી, પાઇઅલચ્છી નામમાળા, પરિશિષ્ટ પર્વ, અંજણાસુંદરી, વરીયં જેવા અનેક પુસ્તકોથી પુરવાર થાય છે. છેલ્લા અઢી હજાર વર્ષના ઇતિહાસકાળમાં થએલી વિદુષીઓ પૈકી કેટલીક આ છેઃ—

### વિદુષી સ્ત્રીઓ

વિજ્જકા, સુભદ્રા, સુલસા, વિકટનિતંબા, યક્ષા, યાકિનીમહત્તરા, ગુણમહત્તરા, અવન્તિસુંદરી, તિલકમંજરી, સુંદરી, રાજેમતિ, મંડનમિશ્રની સ્ત્રી, લીલાવતી, ઇન્દુલેખા, મદાલસા, મારુલા, મોરિકા, શીલા, અનૂપા.

પહેલાં સ્ત્રીઓમાં સ્ત્રીઓને યોગ્ય શિક્ષણ અપાતું. કાવ્ય, સંગીત, શીલ, આરોગ્ય, પતિભક્તિ, વિગેરે ઉપર ખાસ ભાર મૂકાતો જેથી સ્ત્રીઓ દેવીઓ થતી. પોતાનાં સંતાનોને પણ સાચાં દેવદેવીઓ બનાવી ધર્મ અને દેશની સેવા કરતી.

### વર્તમાન શિક્ષા

વર્તમાન શિક્ષા કેવી છે ? તે વિષે વધુ લખવાની જરૂરજ નથી. આપણે બધા વર્તમાન શિક્ષા અને તેનાં ફળો નજરે જોઇએ છીએ. વર્તમાન શિક્ષણની દોરી અત્યારે રાજસત્તાના હાથમાં છે. રાજસત્તા જ રજો-તમોગુણવાળી હોય છે. લગભગ દોઢસો વર્ષમાં આપણે ફક્ત અક્ષર જ્ઞાન મેળવી આપણી બુદ્ધિ બગાડી છે, ધર્મને ખોયો છે, નીતિ અને સદાચાર ઓછાં કર્યાં છે. આરોગ્ય અને ધનમાં મોટી હાની પહોંચાડી છે એમ મને લાગે છે.

### વર્તમાન શિક્ષણનું ફળ

બીહાર દેશમાંથી નિકળતા ગંગા નામના હિન્દી માસિકમાં " शिक्षा और परीक्षा " નામના મ્હારા લેખમાં મેં એક ઠેકાણે લખ્યું છે કે " રાતદિવસ મહેનત અને શરીરને નષ્ટ

કરવા છતાં આંખો અને માનસિક શક્તિઓ કુંઠિત કરવા છતાં, મોટો ધન વ્યયથવા છતાં વિદ્યાર્થીઓને (વર્તમાનિક) શિક્ષણનું પરિણામ દુઃખ, દરિદ્રતા, રોગ અને અશાંતિમાં મળે છે."

અનેક વર્ષો ભણ્યા પછી અનેક પદવીઓ મેળવ્યા પછી પણ આપણને કર્તવ્ય જ્ઞાન અને સ્વતંત્રતાની પ્રાપ્તિ થતી નથી એ શિક્ષણ શિક્ષણ કહેવાય ખરૂં ?

આ પરિસ્થિતિમાં એકલો રાજ્યનો જ દોષ છે એમ પણ માનવા હું તૈયાર નથી. થોડો ઘણો પ્રજાનો પણ દોષ છે કે જે ભાન ભૂલીને વિપરીત શિક્ષા લે છે.

## સ્ત્રીઓની યોગ્યતા

સાચા શિક્ષણથી પુરૂષ દેવ બને છે, સ્ત્રી દેવી બને છે. સ્ત્રીઓનું હાર્દ કોમળ અને પવિત્ર હોવાથી પુરૂષો કરતાં પણ સ્ત્રીઓ ઉપર શિક્ષણની અસર ઘણી વધારે પડી શકે છે. સ્ત્રી-શિક્ષાનો સાચો ઉદ્દેશ તો તેઓમાં સાચું માતૃત્વ અને ગૃહિણીત્વ આવે એ જ હોવો જોઇએ. જગતના ઉદ્ધારની જવાબદારી સ્ત્રીઓ ઉપર વધુ છે. સ્ત્રીઓ સાચી શિક્ષિતા હોય તો જ જગતનો ઉદ્ધાર કરી શકે, પુરૂષોને પણ ઠેકાણે લાવી શકે. તેમને બીજા ઉપર કોમળતા, શિક્ષણતા વિગેરે દૈવિક ગુણો કુદરતી બક્ષીસથી મળ્યા છે. તે પતિને કે પુત્રને, પિતાને કે સસરાને, નોકરને કે રાજાને, ગુરૂને કે અવતારી પુરૂષને પણ પોતાના ગુણોથી સમજાવી શકે છે, કોમળ બનાવી શકે છે. પુરૂષ કરતાં સ્ત્રીના ઉપદેશની અસર ઘણી વધારે થાય છે. એટલે પુરૂષો કરતાં સ્ત્રીઓને વધારે સાવચેતીથી શિક્ષણ આપવાની જરૂર છે. સ્ત્રી શિક્ષિતા હોય તો આખું આલમ સહેલાઇથી સાચું શિક્ષણ મેળવી શકશે; એટલા માટે જ તો નેપોલીયન બોનોપાર્ટે કહ્યું છે કેઃ-દેશને આબાદ કરવા સહુ પહેલાં માતાઓને જ્ઞાન આપવું.

## વર્તમાન સ્ત્રીશિક્ષણ

ગમે તેવી સારી વસ્તુનો ઉલ્ટી રીતે ઉપયોગ કરવાથી તેનું પરિણામ પણ ઉલ્ટું જ આવે છે; એ હિસાબે શિક્ષણ ગમે તેવું સારૂં છે પણ તે ઉલ્ટી પદ્ધતિએ લેવાથી મહાન્ ભયંકર થાય છે. ધર્મ, દેશસમાજ અને આત્માની ઉન્નતિને અવનતિ કરનારૂં થાય છે. વિપરીત શિક્ષણ લેનાર કરતાં અશિક્ષિત વધારે સારો હોય છે. સરલ અને પવિત્ર હોય છે એમ મને લાગે છે.

વર્તમાનનું લગભગ ઘણું ખરૂં શિક્ષણ રાજસત્તાના હાથમાં છે. તેની દૃષ્ટિ હિન્દુસ્તાન માટે જુદા પ્રકારની છે. એટલે શિક્ષણદ્વારા પોતાની દૃષ્ટિએ વર્તમાન રચેલો અને કોલેજોમાં પોતાના ઉદ્દેશ્યની પૂર્તિ કરાય છે એમ વિચારક શિષ્ટ પુરૂષોને કેટલાક વર્ષોથી જણાયું છે. તેમાં સ્ત્રીઓના હૃદય કોમળ અને કમજોર હોવાથી પુરૂષો કરતાં તેઓ ઉપર વર્તમાન શિક્ષણની અસર વધારે ખરાબ થાય છે. તેમના ઉપર સંસ્કારો જલ્દી પડે છે.

આપણે છાપા દ્વારા કે બીજી રીતે જાણી ખુશી થઇએ છીએ કે "વર્તમાનમાં સ્ત્રીઓ ઉંચું (હાઇસ્કૂલો અને યુનિવર્સિટિઓનું) શિક્ષણ લેવા માંડી છે એટલે દેશનો ઉદ્ધાર જલ્દી થશે. ભારતમાં સાચી દેવીઓ થશે." પણ મને માફ કરવામાં આવે તો હું કહીશ કે આપણી આશા મૃગ તૃષ્ણિકા જેવી છે. આધુનિક શિક્ષણથી પુરૂષ કરતાં વધારે સ્ત્રીઓમાં અનારોગ્ય, દારિદ્ર્ય, વિલાસિપણું અને અશાન્તિ આવે છે. તેમના જીવન ઉપર જે સદાચારને ધાર્મિક ભાવનાની અસર પડવી જોઇએ તેના કરતાં ઉલ્ટી અનિષ્ટ અસર તેમનામાં પડે છે. તેમનામાં શિક્ષણથી માતૃત્વનો વિકાસ,

પતિભક્તિ, લજ્જાળુતા, અને બીજા સારા ગુણોના સંસ્કારો પડવા જોઇએ તે નથી પડતા.

આપણે જોઇએ છીએ કે મુંબઇ, સુરત, વડોદરા, અમદાવાદ જેવા અનેક ગામોમાં વર્તમાનિક ઉચ્ચ શિક્ષણથી સ્રીઓ ઉપર કેવી અસર પડે છે? આ શિક્ષણથી ઘણી ખરી સ્રીઓ વિલાસી, આળસુ અને અને અસહિષ્ણુ નથી થતી શું? તેમનામાં અનિચ્છનીય સ્વછંદતા નથી આવતી શું? તેમનો અના અનાવશ્યકીય ખર્ચનો ભાર દેશને માટે ગરીબાઇ વધારનાર નથી થતો તો શું? વર્તમાન શિક્ષણથી અમારી બહેનો પિતા કે પતિ માટે પણ ભારભૂત નથી થતી શું?

## પદ્ધતિ ફેરવવી જોઇએ

કૉલેજો અને હાઇસ્કૂલોમાં એમ. એ. સુધીનો કોર્સ પુરુષો અને સ્રીઓને માટે એક સરખો હોય છે તેમાં પરિવર્તન કરવાની જરૂર છે. અમારી ભારતીય સ્રીઓને માટે ભૂમિતિ, ભૂગોળ, ગણિત અને એવા બીજા નકામા વિષયો કરતાં સ્રીઓને માટે સંગીત કળા, સીવવા ગુંથવા ભરવાની કળા, સંતતિ શાસ્ત્ર, આરોગ્ય શાસ્ત્ર, પુત્રપાલન કળા વિગેરે વિષયો ઘણા જરૂરના અને હિતકારી વિષયો છે. આ વિષયોનું જ્ઞાન સ્રીઓને પહેલાં આપવાની આવશ્યકતા છે. હું પહેલાં લખી ગયો છું તેમ સ્રી શિક્ષાનો મુખ્ય ઉદ્દેશ માતૃત્વ અને ગૃહિણીનો વિકાસ હોવો જોઇએ. તેમનું મુખ્ય સ્થાન આ જ છે. તેમનામાં ભલે ફ્રાન્સની સ્રીઓ જેવી વિલાસિતા કે સ્વચ્છન્દતા ન આવે, પુરુષો સાથે ફુટબોલ કે હૉકી રમવાની શક્તિ ન આવે, પણ ઉપરના ગુણો આવે તો તેમની શિક્ષા ફળવતી થાય. જે સ્રી પતિની ભક્તા નથી, પુત્રની પ્રેમપૂર્વક પાલિકા નથી, સદાચારી નથી, વિનમ્રા નથી, ધર્મનિષ્ઠ નથી તે સાચી શિક્ષિતા કેમ કહેવાય?

વર્તમાન શિક્ષા દૂષિત હોવાથી આપણે કૌશલ્યા, મરૂદેવી, ત્રિશલા, માયાદેવી, લક્ષ્મી અને દુર્ગાદેવી જેવી સાચી સ્રીઓ જોઇ શકતા નથી, છતાં ખુશીની વાત એ છે કે આ દૂષિત શિક્ષામાં પણ પોતાની જવાબદારી સમજી કેટલીક સ્રીઓ ધર્મ, દેશ અને સમાજની મહાન્ સેવિકાઓ થઇ છે. પોતાના આચારને વધારે પવિત્ર બનાવનારી વિદુષી અને લેખિકાઓ નિકળી છે. પણ તે અપવાદ સમાન છે. કેમકે તેમની સંખ્યા બહુ જ ઓછી છે.

વર્તમાન શિક્ષાથી ઘણા થવાથી આર્યસમાજીઓ અને કેટલાક દક્ષિણીઓએ સ્રીઓને સાચી શિક્ષા મળે, તેમનામાં પવિત્રતા આવે તે માટે કેટલાક પ્રયત્નો આદર્યાં છે. પ્રાચીન અને નવીન સુધારાઓને એક સાથે મેળવી સ્રીઓ માટે આદર્શ ગુરૂકુલો, સ્કૂલો અને વિદ્યાપીઠોની યોજના થઇ છે એ એક સદ્ભાગ્યની નિશાની છે.

સરકારી સ્કૂલો અને યુનિવર્સિટીઓમાં સ્રીઓને માટે તેમને ઉપયોગી અભ્યાસક્રમ બને, સ્રીઓ માટે સ્વતંત્ર કૉલેજો ખુલે અને તેમના સ્વભાવ તથા ભારતીય રિવાજો પ્રમાણે બધો જુદો બંદોબસ્ત થાય એ માટે ભારતની સ્રીઓએ અને નેતાઓએ હિલચાલ જરૂર ચલાવવી જોઈએ.

કહેવાય છે કે "આપણો દેશ સ્રી–શિક્ષા તરફ હમેશાં બેદરકાર રહ્યો છે. પણ તે હવે ચાલે તેમ નથી." આપણે સ્રી શિક્ષા તરફ વધારે લક્ષ આપવું ઘટે. હું તો સ્રી શિક્ષાનો પક્ષપાતી છું. તેમનામાં સાચી શિક્ષાનું સારૂં જ ફળ આવવાનું. માટે આપણે સ્રીઓને યોગ્ય સાચી શિક્ષાનાં સાધનો ઉભાં કરવાં જ જોઇએ. રાજ્ય તેમાં પૂરો સહયોગ આપે તો ભારત દેશ કેટલો આગળ વધે? તે દિવસ જલ્દી આવો કે આપણા દેશના બધાં સ્રી પુરુષો શિક્ષિત બને. મનુષ્ય લોક સ્વર્ગલોક બને.

# કલ્પના

શ્રી. કે. હ. મીસ્ત્રી

લ્હેર આવે ને હૈયું લ્હેરાય;
ઘેન આવે ને ચિતડું ઘેરાય.

આંખની કીકીમાં લાગ્યાં છે કામણો,
નયણાના તેજ હરાય:—લ્હેર૦
સરિતાના વ્હેણમાં વાગે છે વાંસળી,
ઘેરાં ઘેરાં તે ઘેન ભરાય:—લ્હેર૦
બંધ પટારે જ્યોતિ છે સળગી,
તેજે ભૂમિકો દિવ્ય દેખાય:—લ્હેર૦

નયનોના ઉડયન લાગે એ ભૂમિમાં,
ચિતડાના ઉડયન લાગે એ ભૂમિમાં,
હઈડાના ઉડયન લાગે એ ભૂમિમાં,
કલ્પનાના શૃંગ રચાય:—લ્હેર૦

કલ્પનાની પાંખે કવિતાના શૃંગમાં,
નયણાની પાંખે કવિતાના શૃંગમાં,
હઈડાની પાંખે પ્રણયના શૃંગમાં,
રિદુ શું સ્ફુરતો સહાય:—લ્હેર૦

કલ્પનાના ડુંગરે બોલે છે મોરલા,
કેકામાં વિભુમંત્ર સૂણાય—લ્હેર૦
કલ્પનના સાગરે સૌન્દર્યના હોડલાં,
હોડલે હોડલે જીવન તરાય—લ્હેર૦
કલ્પનાની ડાળીએ પ્રભુનાં છે પારણાં,
પારણાંની હીંચમાં હીંચાય—લ્હેર૦

# સ્વજનના સુખ માટે

શ્રી. પુરુષોત્તમ ચૌહાણ

"મને બનાવી કે શું ? કેમ કોઈ બીજા મહેમાનો દેખાતા નથી ?" નિલમણી પોતાની મોટરમાંથી ઉતરી, બંગલામાં દાખલ થઈ; પણ કશી ખાસ ધમાલ જેવું જણાયું નહિ, એટલે સામે સુમધુરને મળતાં જ તેણીએ પૂછયું.

"ના, ના, બનાવવાપણું તો કંઈ જ નથી."

"મારી વર્ષ ગાંઠ આવે છે, મારી વર્ષગાંઠ આવે છે,' એમ અગાઉથી બરાડા તો ખૂબ પાડયા કરતા હતા. ક્યાં તમારા બીજા મિત્રો !" નિલમણીએ ડોક લંબાવી પૂછયું.

"તમે બેસો તો ખરાં" ઊભા ઊભા વાર્તાલાપ કરતી નિલમણીને સોફાપર બેસવા સુમધુરે સૂચના કરી.

આળસુ–લુચ્ચો નોકર પણ કેટલો બેદરકાર થઈ ગયો છે ? સોફાપર જુઓને કેટલી બધી રજ બાઝી ગઈ છે ? લાવો, હું સાફ કરી નાખું'" એમ કહી સુમધુર ઊઠયો, અને પોતાના સુગંધિત રૂમાલથી સોફાની રજ ઝાટકી નાખી. નિલમણીએ તે પર જગ્યા લીધી.

"જુઓ, નિલમણી !" સુમધુર તૂટેલી વાતના મણકાને સાંધતાં બોલ્યો, "ખરું પૂછો તો મારા નિકટનાં મિત્રો, તમારા બે સિવાય કોઈ નથી. જેને સ્વજન અને નિકટનાં સ્નેહાળ પ્રેમીઓ કહી શકાય તેવાં, જેને જોઈને હૃદયની ઊર્મિઓ હેલે ચઢે અને ચક્ષુને ટાઢક વળે એવાં સ્ત્રી–મિત્રોમાં તમે એક, અને પુરુષ મિત્રોમાં શરદ એક. અને એટલે જ આજ વર્ષગાંઠના દિવસે, માત્ર તમને બેને જ આમંત્રણ પાઠવ્યાં છે. બાકી પેલા નલિન, શ્રીકાંત અને સુચિન્દ્રની તમે વાત કરો છો ? તેઓ મિત્રો શાના ! એ તો માત્ર ઓળખીતાઓ. રસ્તામાં સામે મળે તો 'સાહેબજી' કરીએ, અને ખુશખબર પૂછીએ. બહુ બહુ તો સાથે નાટક સિનેમા જોઈ નાખીએ એટલું જ; બાકી મિત્ર કોટીમાં હું મૂકી શકું, એવાં તો માત્ર તમે એક અને બીજો મારો શરદ."

"અને સ્ત્રી–મિત્રોમાં પેલી સુવર્ણા નહિ!" નિલમણીએ મીઠી મજાકથી ઉદ્ભવતા આછાં હાસ્ય ને દબાવતાં ટકોર કરી.

"કેમ સુવર્ણા યાદ આવી ગઈ ? ઓ... હવે સમજ્યો. તમે પણ અજબ માણસ છો હં ! ગયા શનિવારે એ બિચારી રીસેસના ટાઇમમાં મારી પાસે પોતાનો નિબંધ સુધરાવવા આવી, એટલામાં એ મારી સ્ત્રી–મિત્ર પણ બની ગઈ ? મારી બુદ્ધિ પરત્વે માન હોય તો તેનો લાભ લેવા સહાધ્યાયીઓ આવે પણ ખરા, પછી ભલે એ સ્ત્રી હોય કે પુરુષ."

"ના, ના, હું તો મજાક કરું છું. પણ એમ હોય તોએ શું ? જેમ મિત્રો વધે, તેમાંએ સ્ત્રી–મિત્રો વધે એ સારું ને ?"

"ના, મારે સ્ત્રી–મિત્રો નથી વધારવા."

નિલમણીએ જીભ કરડી: "ખોટું લાગ્યું સુમધુર ! કોણ જાણે આજે મને તમારી મજાક ઉડાવવાનું મન થઈ જાય છે."

"ના રે ના, તમારા તરફથી મારે કશુંએ ખોટું લગાડવાપણું હોય જ નહિ......અને એ જૂઓ, શરદ આવ્યો, લ્યો, આપણી મેહફિલના સભ્યો પૂરા થયા. મહારાજને હવે પકવાન લાવવાનું કહી દઉં."

"આવો શરદ્કુમાર, બિરાજો." દિવાનખાનામાં દાખલ થતાં શરદ્‌ને નિલમણીએ આવકાર આપ્યો.

"કેમ જાણે તમે જ મને આમંત્રણ આપ્યું હોયને, એવો પાર્ટ ભજવો છો. આ 'નિલકુંજ' નહિ પણ સુમધુરના પિતા સારાભાઇનો બંગલો છે, એ કેમ ભૂલી જાઓ છો?" શરદે નિલમણીને લાક્ષણિક પ્રત્યુત્તર આપ્યો.

"'નિલકુંજ' અને આ બંગલો એક જ છે ને! ખરું ને સુમધુર! તમારું ઘર તે મારું ઘર." સુમધુર કંઈ પણ ન બોલતા મંદ મંદ હસ્યો. શરદ્ કંઇક ઝંખવાયો.

પણ શરદ્‌ના ઝંખવાવાનું કારણ જુદું જ હતું. નિલમણીને સુમધુર ચાહતો હતો; અને શરદ્‌પણ ચાહતો હતો. નિલમણી પોતાની બને, એ શરદ્‌ની ખાસ મહેચ્છા હતી. શરદ્, નિલમણી અને સુમધુર એ ત્રણે વિલ્સન કૉલેજમાં સહાધ્યાયી હતાં. શરદ્‌ની સ્થિતી મધ્યમ હતી. નિલમણી એક સુધારક એડવૉકેટની લાડકવાયી પુત્રી હતી. તેને તેના પિતા તરફથી, સ્વયં પસંદગીથી કોઈ પણ જ્ઞાતિમાં લગ્ન કરવાની છુટ મળી ગઈ હતી. સુમધુર લક્ષાધિપતી સારાભાઇનો એકલો વારસદાર પુત્ર હતો. તેના પિતાની એક સ્ટીમ નેવીગેશન કંપનીની વીસેક સ્ટીમરો, મુંબઈ કિનારે લાંગરેલી દ્રષ્ટિએ પડતી હતી.

સુમધુર અને શરદ્ બન્ને મિત્રો હતા. એમની મિત્રાચારીએ અત્યંત ગાઢ સ્વરૂપ પકડયું હતું. અભ્યાસ દરમ્યાન બન્નેને નિલમણી સાથે ઓળખાણ થઇ અને એ ઓળખાણ આગળ વધતી જ ચાલી.

સુમધુર લક્ષ્મીસંપન્ન હતો, એટલું જ નહિ, પણ તેની ચપળ બુદ્ધિ, સ્નેહાળ સ્વભાવ અને મૃદુસૌજન્ય ગમે તેમ તોએ શરદ્‌ને ટપી જતાં. નિલમણીના હૃદયમાં સુમધુરે ધીમે ધીમે પોતાનું આધિપત્યપણું જમાવવા માંડયું; જ્યારે નિલુનાં હૃદયમાં શરદ્‌ને માત્ર નિકટતા સ્નેહાળ પુરુષ-મિત્ર તરીકે સ્થાન મળ્યું; એમ છતાંએ શરદ્‌ની ઝંખના તો નિલમણી માટે વધતી જ જતી હતી.

નિલમણીને માત્ર બે જ યુવકો ગમેલા હતા-એક સુમધુર અને બીજો શરદ્. શરદ્‌નું સ્થાન તેના હૃદયમાં સુમધુર પછી હતું, એ શરદ્ પણ જાણતો હતો. સુમધુરે ખૂબખૂબ વિચાર કર્યો, અને તેની ખાત્રી થઇ હતી, કે, જ્યાં સુધી પોતે હયાત છે ત્યાં સુધી નિલમણી પોતાને જ પરણશે. પોતે મૃત્યુ પામે, અથવા અદ્રશ્ય થઇ જાય તો જ નિલુ શરદ્‌ને સ્વિકારે તો ભલે.

[ ૨ ]

"શરદ્, નીલુ સ્નેહાળ તો ખરી હં! એને ગઈ કાલે સિનેમાં ખલાસ થયાં પછી છુટાં પડવું પડતું હતું, તેમાં એ બિચારી ગળગળી થઈ ગઈ હતી." 'પ્લીમાઉથ' મોટરના સ્ટીયરીંગને આંગળીવતી ફેરવતાં સુમધુર બોલ્યો, બન્ને મિત્રો આગલી સીટમાં બેસી, મલબાર હિલ તરફ ફરવા જતા હતા.

"જાને પરણી લેને એને! તને કોણ અટકાવે છે?" શરદે સુમધુરને ટાણો માર્યો.

"ખરેખર, તું આ ત્હારા સાચ્ચા હૃદયથી બોલે છે? લુચ્ચો નહિ તો! સાચું બોલ, તને મારા સમ છે, તું નિલમણીને ચ્હાય છે?" સુમધુર કેમ જાણે શરદ્‌ની મજાક ઉડાવતો હોય તેમ બોલ્યો.

"હા જ તો વળી" ઘણે દહાડે આજે શરદે પોતે છુપાવેલી વાત સુમધુર પાસે ઠાલવી. શરદ્ ઉચ્ચારેલા 'હા જ તો વળી' શબ્દો સાંભળી સુમધુરને શરીરે એક કંપારી વછૂટી ગઇ. તેણે શરદ્ જાણી ન જાય, એ પ્રમાણે એક દીર્ઘ નિશ્વાસ લીધો, અને તેને અંતરમાં સમાવી દીધો.

બૉય, યહ કાર્ડ સ્મીથ સાહેબકું દો. હમ ઉસકુ મિલને ચાહતા હય." સ્મીથ સાહેબને મળવા માટે, સુમધુરે પોતાના નામનું કાર્ડ બહાર ઊભેલા બૉયને આપ્યું.

"અચ્છા સા'બ," કહી સુમધુરને સલામ કરી, બૉય તેના નામનું કાર્ડ રજૂ કરવા અંદર ગયો. સ્મીથ સાહેબ ગર્વમેન્ટ હોસ્પીટલમાં હેડ સર્જન હતા. એક ઉપયોગી કામ માટે તેમને મળવા અત્યારે સુમધુર આવ્યો હતો.

બે મિનિટ બાદ બૉય સુમધુરને, સ્મીથ સાહેબના રૂમમાં લઈ ગયો.

"Good morning!"

"Good morning to you."

સુમધુરે એક ખુરશી પર જગ્યા લીધી, અને તેણે અંગ્રેજીમાં વાતચીત શરૂ કરી.

"જુઓ સાહેબ, આ રૂપીઆ ચાર હજારની નોટ, હું આપને ભેટ આપું છું. તમારે એક મારું કામ કરવું પડશે. તમારી હોસ્પીટલમાં તો રોજ ૧૫-૨૦ મૃત્યુઓ થયા જ કરે છે. તેમાંનું મારી જ ઉંચાઈનું, જાડાઈનું, વર્ણનું અને ઉમ્મરનું એક શબ તમારે મને કોઈ પણ રીતે આપવાનું છે. ચહેરો મને મળતો ન હોય તો કાંઈ વાંધો નહિ. હું એ શબનો ઉપયોગ કરવા ઈચ્છું છું."

"શો ઉપયોગ કરશો?"

સુમધુરે ટૂંકમાં પોતાને શબનો જે ઉપયોગ કરવો હતો તે કહ્યો.

"તમે મને શબ આપોને એટલે થયું. કહો જોઈએ ક્યારે આવીને હું શબ લઈ જાઉં?"

"...પણ આ વાત બહાર આવી જાય તો?"

"એ બનવું અસંભવિત છે."

"...તો રાત્રિએ દસ વાગે આવીને લઈ જજો."

સુમધુર શબનું નક્કી કરીને ત્યાંથી ચાલ્યો ગયો. રાત્રિએ બરાબર દસ વાગે, એ પોતાની મોટરમાં એકલો બેસી, હોસ્પીટલમાં પહોંચ્યો. આ જ સ્હાંજે જ પ્રાણ-ત્યાગ કરેલ એક શબને સ્મીથ સાહેબ પોતાની ઑફીસના રૂમમાં રાખીને સુમધુરના આગમનની પ્રતિક્ષા કરતા બેઠા હતા.

સુમધુર સ્મીથ સાહેબને મળ્યો. એણે સાથે લાવેલ પોતાનાં રોજનાં વપરાશના કપડાં શબને પહેરાવ્યાં. પોતે વાપરતો હતો, તેનું અત્તર તેણે શબને પહેરાવેલાં કપડામાં છાંટયું. પોતે પહેરેલ "S" નામની મીનાકારી વીંટી, તથા પોતાનું ઘડીઆળ તેણે શબને પહેરાવ્યું. પોતાની 'ફાઉન્ટ પેન' પણ તેના ખીસ્સામાં બેસવી. તરત જ એ શબને પોતાની મોટરમાં નાખી, તે ત્યાંથી રવાના થઈ ગયો.

卐

"આ ઘર કોનું છે?" તે જ રાત્રિના પોણા અગિયાર વાગે, રેલ્વે યાર્ડની અંદર આવેલા, એક ન્હાનાશા ઘર સમક્ષ સુમધુર ઉપસ્થિત થયો, અને બહાર અર્ધનિદ્રાવસ્થામાં સૂતેલ, એંજીન-ફાયરમેન જેવા લાગતા, એક યુવાનને તેણે પૂછ્યું.

"અમારા ઉપરી, એંજીન-ડ્રાઇવર સાહેબનું." તેણે ઊંઘમાં જ જવાબ આપ્યો.

"એમ!" સુમધુર એકાએક હર્ષમાં આવી ગયો. "જા તો, ભાઈ એમને ઉઠાડ તો!"

આખા દિવસના શ્રમ પછી થાકી ગએલ એ યુવાન મને-કમને ઊઠયો. "હુસેનઅલી સા'બ! ઓ હુસેન સા'બ! ઊઠીને જરા બહાર બહાર આવો તો; કોઈ શેઠીઆ જેવા તમને મળવા આવેલા છે."

હુસેનઅલી તાજી જ નિદ્રામાંથી ઝબકીને ઊઠયો. તેને આવી રીતે કોઈ મળવા આવે, તે તેના જીવનમાં પહેલો જ પ્રસંગ હતો.

"આવો હુસેનઅલી." બીજો કોઈ વાત ન સાંભળે એ ખાતર સુમધુર હુસેનઅલીને એક બાજુ લઈ ગયો. "વાહ! પરોઢે સેન્ટ્રલ

સ્ટેશનથી ઉપડતા પંજાબ મેઇલમાં તમારું ઈંજીન જોડાય છે કે !"

"હા. સાહેબ."

"...તો આ બે હજાર રૂપીઆની નોટો ખીસ્સામાં સેરવી દો. વાત એમ છે કે, હું એક મુડદું રેલ્વે પાટા પર, તમારી ટ્રેઈન પસાર થવાની હશે ત્યારે રાખી જઇશ. તમે ટ્રેઇનને તે મુડદાં ઉપરથી ચલવી દેજો, એટલે થયું."

"ના, ના, એ મારાથી નહિ બને. મેં એક માણસને ચગદી નાખ્યું એ માટે, રેલ્વે સરકાર મારો જીવ લે." હુસેનઅલ્લીએ સુમધુરને નોટો પાછી આપતાં કહ્યું.

"ભૂલો છો, હુસેનઅલ્લી! તમને રેલ્વેના કાયદાની બરાબર ખબર નથી. એ માટે કદાચ મામલો ચાલે તો, બહુમાં બહુ તમને ચાર છ માસની જેલ આવે. બે હજાર મળતા હોય તો શા માટે ચાર છ માસ જેલનો થોડો ઘણોએ ભય ન વહોરવો? અને તમારા જ એન્જીને એ શબને ચગદયું છે, એમ સાબિત પણ થવું જોઇએ ને? તમારી ટ્રેઇન પછી તો કેટલીએ ટ્રેઇનો અને લોકલો એ શબ ઉપર પસાર થઈ જશે." સુમધુરે હુસેનઅલ્લીને સમજાવવા માંડયો. હુસેન પલળ્યો અને બે હજાર રૂપીઆ લઇ, તેણે એ મુર્દાના માથા પરથી ટ્રેઇન ચલાવી જવાનું કબુલ કર્યું. તરત જ સુમધુરે બે ચીઠ્ઠી લખી મુર્દાએ પહેરેલાં કોટનાં ખીસ્સામાં મૂકી દીધી. અને પરોઢના ચાર વાગે, પંજાબ મેઈલ ટ્રેઈનના નીચે, એ મુર્દાનું માથું ચગદાઇને છૂંદેછૂંદા થઈ ગયું.

ક

સ્હવાર પડી. રેલ્વેના પાટાપર પડી કોઇએ આપઘાત કર્યો છે, એ ખબર પોલીસને મળતાં એણે તરત જ આવીને મુર્દાને કબજામાં લીધું. તેનાં કપડાં તપાસતાં તેમાંથી બે ચીઠ્ઠીઓ મળી આવી. 'સુમધુર સારાભાઇ દેસાઈ' નામના છાપેલા ફોર્મમાં લખેલી, એ બે ચીઠ્ઠીઓમાં નીચે મુજબ લખેલું હતું.

પૂજ્ય પિતાશ્રી,

હું આજે આપઘાત કરૂં છું, તેનું કારણ જુગાર છે. જુગારની લત મને છેલ્લા ચાર માસથી લાગેલી, અને છૂપી રીતે દરરોજ રાત્રે એકલો જુગારના અડ્ડામાં હું રમવા જતો. એ પછી તો દારૂડીઓ બન્યો, અને હલકાં સ્ત્રી-પુરુષોના પરિચયમાં આવ્યો. મારા જીવનનું આમ પતન થયું. ગઈ કાલે હું સોળ હજાર રૂપીઆ જુગારમાં હારી ગયો, અને બે પંજાબીઓ આજે હું રૂપીઆ નહિ આપત તો, અવશ્ય મારું ભરબજારમાં અપમાન કરત, શિક્ષા કરત, અને ફજેત કરત, તે કરતાં હું આ પાપી સંસારથી કંટાળી આપઘાત કરું છું.

લિ...પાપી સુમધુરના
છેલ્લા પ્રણામ.

બીજી ચીઠ્ઠી નીચે પ્રમાણે હતી.

બ્હેન નિર્મળી,

હું મૃત્યુને આજે રાજી ખુશીથી ભેટું છું, તેનું કારણ મારું પાપ છે. હું દારૂડીઓ બન્યો, જુગારી બન્યો, વેશ્યાગામી બન્યો; અને એમ છતાંએ એ બધું છૂપાવી, તમને મેં ભોળવવા માંડયાં, તે એટલી હદ સુધી કે, તમે મને પરણવા લગી તૈયાર થઇ ગયાં હતાં. પણ મારો પ્રેમ તો માત્ર વિલાસમાં જ સમાઇ જતો હતો. તમને નકામા પરણીને દુઃખી કરું, તે પહેલાં તો હું દૂર દૂર, આપઘાત કરીને ક્યાંએ સંચર્યો હોઇશ. મારી પાસે એકે પૈસો ન રહ્યો અને જુગારમાં હું સોળ હજાર રૂપીઆ હારી ગયો. તે પૈસા આપવામાંથી છૂટવા, મારી પાસે આપઘાત સિવાય કોઈ રસ્તો ન હતો; અને તે સાથે પિતા સમક્ષ કાળું મોઢું બતાવવાની હિંમત પણ નહિ હતી. મારા ચારિત્ર્ય ઉપર તિરસ્કાર આવે તો, ભલે મને ફીટકારજો. શરદ તમને શુદ્ધ સ્નેહથી ચ્હાય છે, તેમને અપનાવજો અને સુખી થજો.

લિ...તમારી મારી ઇચ્છતો
પાપી સુમધુરના પ્રણામ

પોલીસે સુમધુરના કૃત્રિમ શબની જ્યુરી ભર્યા બાદ તેના કોટના ખીસ્સામાંથી નિકળેલ તેના પિતા પરની ચીઠ્ઠી, અને નિલમણી ઉપરની ચીઠ્ઠી, તે તે વ્યક્તિઓને હાથોહાથ પહોંચાડી દીધી.

સુમધુરના કૃત્રિમ શબનું માથું તથા ડોક તદ્દન છુંદાઈ ગયાં હતાં, એટલે એ શબનો ખરો ચ્હેરો કોઈ ઓળખી શકે એમ ન હતું. "S" નિશાની કિંમતી મીનાકારી વીંટી પહેરી હતી, સુમધુર વાપરતો એ જ કિમતી ઘડીઆળ તેના કાંડા પર હતું; ફાઉન્ટન પેન, કપડાં તથા રૂમાલ, સઘળું સુમધુરનું જ હતું. વળી સુમધુરના નામના છાપેલા ફોર્મમાં લખેલી, તેના જ હસ્તાક્ષરવાળી બે ચીઠ્ઠીઓ મળી; એટલે આખા મુંબઈમાં સુમધુરે આપઘાત કર્યો, એવા ખબરો દૈનિકપત્રો દ્વારા ચોતરફ પ્રસરી ગયા.

અને આ વખતે તો સુમધુર, મુંબઈથી ઉપડી કલકત્તા જઈ, રંગુન જતી સ્ટીમરમાં, રંગુન તરફ ઊપડી ચૂકયો હતો. તેણે હિંદનો કિનારો જ છોડી દીધો હતો. એ ભયે કે રખેને પોતાને કોઈ ઓળખી જાય તો?

卐

"નિલુ! સુમધુર છેક આટલી હદ સુધી પડી ગયો હશે, એ મને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હ." સુમધુરના મૃત્યુને એક માસ વીતિ ગયો હતો. દરિયા કિનારે હવા ખાવા માટે એક બેંચપર બેસી નિલમણી અને શરદ બન્ને અત્યારે વાતચીતમાં ગરકાવ થઈ ગએલાં હતાં.

"નવાઈ જેવું લાગે છે. કેટલો બધો વાચાળ હતો! કોણ જાણે તેની આંખો તો હજુએ મને યાદ આવ્યા કરે છે. કેમ જાણે તેમાંથી સ્નિગ્ધ સુધા-રસ વરસીને અંતરને ન પલાળી રહ્યો હોય! પણ અરેરે, એ આખરે પતિત થયો. અસંસ્કારી, જુગારી અને શરાબીઓના સંગમાં ભળ્યો. અને તેમાં જ તેનું કારમું મૃત્યુ થયું! કેટલો ભયંકર!"

"એ આવો ભયંકર માણસ હશે, તે તેની મીઠી ભાષાના સ્વાંગને અંગે આપણે કયાંથી જાણી શકીએ? આપણને તો પિત્તળ સોનું જણાતું હતું. તમે જો લોભાઈને તેને પરણ્યાં હોત, તો અવશ્ય દુઃખી થાત, ને હું એ દુઃખી થાત. વારુ! પણ સુમધુરે તમારાપરની ચિઠ્ઠીમાં જે ઇચ્છા દર્શાવી છે, તેને કયારે અમલમાં મૂકશો?"

"તમે કહો ત્યારે." એટલું કહી નિલમણી ઊઠી. શરદ પણ ઊઠયો, અને બન્ને નીચે જઈ રેતી પર બેઠાં. નિલમણી હવે સુમધુરને ભૂલી ગઈ હતી. સુમધુર તો અદૃશ્ય થયો હતો, એટલે એ હવે શરદમાં ઓતપ્રોત બનતી જતી હતી.

卐

એક સપ્તાહે શરદ અને નિલમણી પરણી ગયાં. એ ખબર સુમધુરે રંગુનમાં એક ગુજરાતી દૈનિક પત્રમાં વાંચ્યા. તેમાં નિલમણી અને શરદના જોડાંની લગ્ન વખતે લેવાએલી છબી પ્રસિદ્ધ થએલી હતી, કારણ કે એ આંતરજ્ઞાતિય લગ્ન હતાં.

રંગુનમાં સુમધુર તેના સારા અંગ્રેજી જ્ઞાનને લીધે એક યુરોપિયન પેઢીમાં 'હેડ કલાર્ક' તરીકે દોઢસોના પગારે નિયુક્ત થયો. પોતે એકલો અટુલો હતો. નતો કોઈ નિકટનું સ્વજન કે મિત્ર. લૉજમાં જમતો, અને અવિશ્રાંત નોકરી કરતો. તેના નસીબમાં નોકરી હોય જ શાની? તેના પિતાની તો લાખોનો વ્યાપાર ખેડતી સ્ટીમરો જગતના સમુદ્રોમાં દોડાદોડી કરી રહી હતી. લાખ્ખોની મિલ્કતને તેણે, તેના એક હૃદયના મિત્રના સુખ માટે લાત મારી હતી. એકલી મિલ્કત તજી હતી, એટલું જ નહિ, પણ વ્હાલસોયાં માબાપની મીઠી હુંફ પણ છોડી હતી. શરદના સુખ માટે તેણે ચારિત્ર્યહિનતાનો આરોપ ઓઢયો,

દફડીઓ જાહેર થયો, અને જુગારી ગણાઈ, પોતાના નામ ઉપર કાળી ટીલી ચોંટવા દીધી. સુમધુરને શરદ પ્રાણથીએ અધીક વ્હાલો હતો. તેણે જોયું કે શરદના સુખ માટે પોતાના ભોગની જરૂર છે. અને તે આપતાં, તે જરાએ ખંચકાયો નહિ.

શરદ અને નિલમણીના સુખી સંસારને એક વર્ષ વીતિ ગયું. શરદ બી. એ. માં ઉત્તિર્ણ થયો હતો; અને અત્યારે તે એક વેપારીની પેઢીમાં સેલીંગ મેનેજર તરીકે નિયુક્ત થયો હતો. પણ તરત જ શરદના શેઠે તેની રંગુનની પેઢીમાં વધતા પગારે ફેરબદલી કરી; એટલે શરદ અને નિલમણી બન્ને રંગુન ગયાં.

એક રવિવારે સ્હાંજે સુમધુર, દરિયામાં ફરવા માટે ટીકીટ લઈ સ્ટીમ–બોટમાં દૂરની ઉંચી પાટલી પર બેઠો હતો. ત્યાં એક ભપકાબંધ ગુજરાતી જોડું, ટિકીટો ખરીદી એ જ બોટમાં દાખલ થયું. શરદ અને નિલમણી બન્ને ફરવા નીકળી પડ્યાં હતાં. બન્ને જગ્યાની શોધ કરતાં, છેક છેલ્લી પાટલી પાસે આવી પહોંચ્યાં.

આ શું? છેલ્લી બેંચ પાસે આવતાં નિલમણી એકાએક અટકી પડી; તેના પગ થંભી ગયા; સુમધુર ચમક્યો; અને પાછળ જોયું તો દશ–વીશ દૂર, શરદ અને નિલમણી ઉભેલાં હતાં; કેટલાંએ વર્ષોના ગાળા પછી, દર્શન દેતા ઉભય સ્નેહિ–જોડલાંને ભેટી પડવાની તેની ઉર્મિને તેણે તરત જ દાબી દીધી. તેણે વિજળી વેગે એનો નિશ્ચય મનમાં કરી લીધો.

"......સુમધુર, સુમધુર!" શરદ અને નિલમણી, બન્ને સંગાથે બોલી ઊઠ્યાં.

"નહિ, મેરા નામ સુમધુર નહિ હય. મેરા નામ તો રામચરણસીંગ." સુમધુર એટલું જોરથી બોલી, તરત જ ત્યાંથી દોડીને બોટમાંથી ઉતરીપડી જાહેર રસ્તા પર અદ્રશ્ય થઈ ગયો.

શરદ અને નિલમણીને જોતાં જ, સુમધુરને ફાળ પડેલી કે; જો તેઓ જાણી જશે કે સુમધુર હજી જીવે છે; અને પેલી બદનામી, તથા મૃત્યુ તદ્દન ખોટાં હતાં, તો પરણી ચૂકેલાં શરદ અને નિલમણીના સંસારમાં અવશ્ય ઝેર ભળી જશે. એ બન્ને સુખી રહે. એ માટે મેં આટઆટલું સહન કર્યું; તો પછી હવે શા માટે તેના સુખી સંસારમાં ભંગ થવા દેવો? વળી હવે તો નિલમણી શરદની બની ચૂકી હતી, એટલે તેણે ઉપટનો વિચાર કરી, એ દોડીને નાશી ગયો. શરદ તેને પકડી પાડવા પાછળ દોડ્યો, પણ એ અફળ ગયો.

卐

પોતાના બંગલાની અગાશીમાં શરદ આરામ ખુરશીપર બેઠો હતો; સ્હામે બેસી નિલમણી 'દિલરૂબા' વગાડતી હતી. તે પોતે સાંભળી રહ્યો હતો.

"હવે હું નહિ વગાડું, આ વગાડું છું, અને મને સુમધુર યાદ આવે છે. કેમ જાણે, એ મારા અંતરના ઊંડાણમાં સંતાઈ ન ગયો હોય! અને ત્યાંથી કરૂણમય સંગિત ગાઈ, આ 'દિલરૂબા' ના સૂર સાથે પોતાનો મીઠો સરોદ પરોવી ન રહ્યો હોય! એવું મને લાગે છે. અને આ લુચ્ચો 'દિલરૂબા' પણ, એ આવતા કરૂણ ગાનમાં અજબ જેવો સૂર પરોવે છે ને!" જાણે 'દિલરૂબા' કોઈ જીવંત પ્રાણી હોય તેમ તેને 'ટપલી' મારતાં નીલુ બોલી.

શરદ એ દ્રશ્ય જોઈ રહ્યો. "ગાંડી થઈ કે શું?"

"કોણ જાણે આજે મને ગાંડું થવું ગમે છે. તમે ભલે કહ્યા કરો કે, એ રવિવારે બોટમાંથી નાશી ગયો એ સુમધુર નહિ હતો અને કોઈ ગાંડો માણસ હતો. પણ મને મારું અંતર સાક્ષી-પૂરી કહી રહ્યું છે કે, એ સુમધુરજ હતો, લાખ વાર સુમધુર હતો; એથી પણ વધારે વાર કહું કે એ સુમધુરજ હતો. ત્યારે

શું રેલ્વેના પાટા તળે ચગદાઇ ગયો, એ મૃત્યુને અને તેના પત્રો જૂઠ્ઠા હતા! સુમધુર–સુમધુર–સુમ–" નિલમણીની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં.

"—લે, તને આ શું થયું છે? જ્યારે સુમધુરનું જગતમાં નામ નિશાને નથી રહ્યું, ત્યારે નકામી 'સુમધુર' 'સુમધુર' શાને બકયા કરે છે?"

"ખરેખર તે દિવસે, આપણી સામેથી નાશી ગયો એ સુમધુર નહિ હતો! મારા સમ, સાચ્ચું કહો."

નિલમણીનાં અંતરમાંની 'સુમધુર'નું ભૂત નીકળી જાય, એ માટે શરદે જીવનમાં પહેલી જ વાર ખોટા સોગન ખાધા. "તારા સોગન, એ સુમધુર નહિ હતો." શરદને ખાત્રી હતી કે, તેણે જોયો એ સુમધુર જ હતો, એમ છતાંએ એ જૂઠ્ઠું બોલ્યો.

"ત્યારે મને, એ સુમધુર જેવો કેમ લાગેલો!"

"કોઈ કોઈ વખત એક ચ્હેરાને મળતાં, બે માણસો મળી આવે છે. બહાની, કો અકળ ગતિમાં પણ આવી જાતની ભૂલો રહી જવા પામે છે."

શરદના સોગનના અંગે નિલમણીને ખાત્રી થઈ કે એ સુમધુર નહિ હતો. 'ખરો સુમધુર તો ક્યારનોએ ચગદાઈને, અરે પોતાના દુષ્કૃત્યને અંગે આપઘાત કરીને સંસારમાંથી ચાલ્યો ગયો છે.' ઉપરના વિચારબળે, નિલમણીના અંતરને હવે શાંતિ વળી હતી.



# સીમંતિનીને !

પ્રિય, અગે નેન તુજ તેજ કે કાન્તિનાં
 કાન્તિ એ જીવનને કાન્તિ દેશે !
એક જે તું હતી, જગત એ નિરખશે
 ઉર્વિને દ્વાર તુજ બાળ ખેલશે;
સ્નેહ ને કામની જ્યોત ભેગી મળી
 દંપતિ અંગ જ્યોતે સમાઈ,
નૂતન રશ્મિ ઝગ્યાં આત્મને દીવડે
 સ્નેહ દાને હસે સૃજનશક્તિ.

—૨—

ભર્ગ એ તેજનાં સુખમુકુરને અડી
 નયન નેને જઇ તેજ અર્પે;
તેજમાં ડુગતી નયન પુતળી, અને
 કુતુહલે સર્વ તુને નિહાળે;
સ્નેહની વેલને કુસુમકળી સાંપડી
 જીવનદાતા તણી શુભ પ્રસાદી,
પૂણ્ય વેચી લીધી, પૂણ્ય વેચી લહી
 પુણ્ય જો હોય તો સફળ થાતી.

—૩—

પુનિત પિતરંગ રંગે ધર્યો શરીર પેં
 નયન કાજળ ધર્યું તેહ દીપે,
ભાલ ટીલડી ધરી, વસ્ત્ર શોભન ધરી
 દીપતી અંગના તેજ ઓઢયે,

વસ્ત્રના રંગ આગળ ધરો કાન્તીને
    વસ્ત્રકારો તણાં મુલ મૂલવે;
અંગઉપાંગ સૌ લચકતાં, નમી જતાં,
    સૃજનશક્તિ તણો અંશ લાધ્યે.

—૪—

સૃજન ને મરણ છે પક્ષ કો પંખીની
    સૃજન તે મરણનું રૂપ બીજું,
સૃજનને મરણ એ કાર્ય છે યંત્ર શું
    ભેદ વિચારથી કૈં ન પેખું;
સૃજન સ્થિતિણું થાય કો શકિતથી
    શક્તિ એ મરણનું કાર્ય કરતી,
સૃજનના દાવ તે મરણનું રણ રહી
    ખેલવા, ન્હોય એ રમત મસ્તી.

—૫—

હૃદય અમૃત ભર્યાં, કૂખ જીવનભરી
    અંગ આનંદ ને હાસ ખેલે,
પૃથિવી એ નીરખતી, આશ વીંટી બની
    'શું હશે ? શું હશે ?' એમ પૂછે;
ચન્દ્ર કે ટમકતો તારલો હો પછી
    કીટ શું મનુજમસ્તિષ્ક હો એ,
જે વિભુએ દીધું, તેહને સાચવી,
    પોષી, સેવી, પછી અહિં જ ધરવું.

પ્રિયવદન બક્ષી.

# કંકુડી

શ્રી. મંજુલ

" કંકુડી ! " જોડા મુકાદમનો અવાજ આવ્યો.

"કેમ શું છે ? "

"બપોરે બારથી એકની રજામાં જરા ઓફીસમાં આવજે."

" શું કામ છે ? "

" તારે કાયમનો સાંચો જોઇએ છે ને? બદલી ક્યાં સુધી ભરીશ ? "

" સાહેબે બોલાવી છે ! "

" હા. મેં તારે માટે સાહેબને ભલામણ કરી છે. "

" સારૂં. સાહેબ એ વખતે ઓફીસમાં હશે ને ? "

" હા. હું પણ ત્યાં આવીશ.

*

અમદાવાદની એક મિલમાં કંકુ બે મહિના પર જ કામે ચઢી હતી. એનો વર લાખો બીજી મિલમાં કામ કરતો હતો. પાડોશી દલુ જોબર મિલમાં કામ કરતો હતો. પાડોશી દલુ જોબર સાથે ઓળખાણ હોવાથી એને કંકુને આ મિલમાં રીલીંગ ખાતામાં કામે રખાવી હતી. ચબરાક કંકુ પંદર દિવસમાં જ કામ શીખીને પાવરધી બની હતી.

કંકુ કાઠીઆવાડના એક ગામડામાં ઉછરીને મોટી થઇ હતી. એનો ભાઇ ધુળો ઘણા વખતથી અમદાવાદમાં એક મિલમાં કામે ચઢેલો હતો. તે વરસમાં કોઇ કોઇ દિવસ એના ગામ આવતો ત્યારે અમદાવાદની મિલોની આકર્ષક વાતો કહેતો.

ત્યાંના રસ્તાપર દોડધામ કરતી મોટરો અને તેનાં બોં બોં અવાજ કરતાં ભુંગળાંની વાત જ્યારે જ્યારે એ કરતો ત્યારે નાનકડી કંકુને મોટરમાં બેસવાનો ઉમળકો થઈ આવતો અને એ ધુળાને પુછતી કે " ભાઇ ! મને અમદાવાદ લઇ જઇશ ? "

"તુ મોટી થા, પછી તને અમદાવાદમાં જ પરણાવીશું હોં ! " ધુળો જવાબ આપતો ને કંકુ મલકાતી.

કાઠીયાવાડનું સજોખડાનો થાંભલો સરજે એવું પાણી અને રજાઇનું ગદેલું બનાવે તેવી હવા, એમાંયે કંકુ જરાક દેખાવડી અને ઉજળે વાને હતી. એનાં માબાપ વણકર હતાં અને ત્યાંજ શાળ ચલાવી ગજી વણતાં ને એ ઉપર ગુજરાન નભાવતાં.

દિવસો જતાં રમતીયાળ કંકુ નાની બાળકી મટીને જુવાન બની. એનાં માબાપ એને ક્યાંક પરણાવી દેવાની ફીકરમાં જ પડયાં હતાં ત્યાં અમદાવાદથી એનો ભાઇ ધુળો એના એક જુવાન ભાઇબંધ લાખાને પરોણાગતે લઇ આવ્યો. લાખોયે આમ તો કાઠીઆવાડી, પણ એના નાનપણથી જ એનાં માબાપ અમદાવાદ ગદરવા આવેલાં. એનો બાપ મિલમાં સાંચો ચલાવતો અને મા ડોફરનું કામ કરતી.

અમદાવાદમાં જ લાખો મોટો થયેલો એટલે અમદાવાદી-ટાપટીપ અને બોલી એનામાં સહેજે આવેલાં. લાંબાલાંબા વાળમાં સુગંધીદાર તેલ નાંખી વાંકી સેંથી પાડવાનો એને શોખ હતો. કપડાં પણ સ્વચ્છ પહેરવાં એને ગમતાં. ધોબીનું ખર્ચ એને પોસાય એમ નહોતું એટલે ચાલીના નળ કપડાં પર હાથે ધોઇ જરાક ગળી નાખતો આથી કપડાંમાં સફેદી સહેજે રહેતી.

એણે કંકુને જોઇ. એના ખીલતા યૌવનને નીરખ્યું એ કંકુને જોઇ જ રહ્યો. એને આ ઉગતા પુષ્પની સુવાસ હીના અને કેવડાના અત્તર કરતાંયે વધુ આકર્ષક અને રસમય લાગી.

અને કંકુ ? એ બીચારીયે આવો ફાંકડો, શરીરે તો નહિ પણ ટાપટીપવાળો જુવાન ક્યે દિ' જોયો હોય ! અને વળી અમદાવાદ, ત્યાંની મોટી મોટી મિલો અને એમાંનાં રાક્ષસી યંત્રો વિગેરેનાં તો એ સ્વપ્નાં જ સેવી રહી હતી.

ધુળાએ લાખાની આંખ પારખી અને કંકુનું દીલ પણ છે એમ જાણી એના બાપને વાત કરી.

"ભાઇ ! મારી ફુલ જેવી દીકરી શહેરમાં કરમાઇ જશે હો !" ડોસાએ કહ્યું.

" બાપુ ! પણ લાખા જેવો જણ આપણી આખીયે નાતમાં શોધ્યો નહિ જડે."

" ઠીક દીકરા, તારી માને વાત કરજે."

*

છેવટે લાખા સાથે કંકુનાં લગ્ન થઇ ગયાં અને એને તેડીને એ અમદાવાદ આવ્યો. ગામડાની સુકી હવા અને શાંત વાતાવરણમાંથી મિલની અસહ્ય દુર્ગંધ મારતી ગંદકી અને હવા ઉજાસ સાથે દુશ્મનાવટ રાખતી ચાલીની એક ઓરડીમાં કંકુ આવી. પણ લાખાએ તુરત જ એક સારી ઓરડીમાં સામાન ફેરવી નાખ્યો.

લાખો કંકુને ફુલની જેમ રાખતો અને એનો ઘરસંસાર સુખમાં ઝુલેલો રહેતો. પણ બે વરસમાં એનાં માબાપ મરી પરવાર્યાં એટલે કમાણી ઓછી થઇ ગઇ. કંકુને રાજી રાખવા એણે ખર્ચ ખૂબ વધાર્યું હતું. એ ઓછું થાય એમ ના લાગ્યું અને આવક તો ઘટી ગઇ.

લાખો હમેશાં ઉદાસ રહેવા લાગ્યો કંકુએ લાખાની નાડ પારખી અને એક દિવસ લાખો જરા ખુશમીજાજમાં હતો ત્યારે કહ્યું:

" લાખા ! તું મિલમાં કામે જાય તે મને એકલીને ગમતું નથી; મનેયે તારી સાથે મિલમાં કામે લઇ જાને ?"

લાખાને એ વિચાર તો આવેલો પણ એની આંખોની કીકી સમી કંકુને એ કહી નહોતો શકતો. કંકુ મિલમાં કામે જાય તો આવક વધે તેમ હતી, એટલે એણે હા પાડી ને બીજે દિવસે એની મિલમાં જગ્યા ન હોવાથી બીજી મિલમાં દલુ જોબર સાથે એણે કંકુને મોકલી.

લાખાથી જુદી મિલમાં જવું કંકુને ગમ્યું તો નહિ, પણ એણે કોઇ પણ રીતે કમાણી કરી લાખાને ફિકર મુક્ત કરવાનો નિશ્ચય કર્યો હતો. પાડોશી દલુ જોબર ભગવાનનો માણસ હતો.

કંકુ પણ અમદાવાદના જીવનથી હવે ટેવાઇ ગઇ હતી. જાડાં કપડાંને બદલે અમદાવાદી મિલના ઝીણા સાળુ તેને વધુ ગમી ગયા હતા. અને એ બધા કરતાંયે વધુ તો લાખાની સ્નેહભરી આંખડીમાં એનું સ્વર્ગ વસ્યું હતું.

*

મહેક મહેક થતા યૌવનને લઇને જ્યારે કંકુ મિલમાં ગઇ ત્યારે મિલના તમામ કારીગરો બે ઘડી એને જોઇ રહ્યા. જેઠા મુકાદમની આંખ એને જોતાં જ જરાક ચમકી. એણે એના સાથી તેલવાળા કાદરને કહ્યું કે –

" દોસ્ત ! આવું ગુલગુલ હજુ સુધી કોઇ મિલમાં જોયું નથી."

" પણ તુયે ક્યાં કમ છે ! તારા હાથમાંથી કોઇ બચ્યું છે કે આ બચશે !"

" એમ તો બંદાએ કંઇક જોઇ નાખી."

" પણ મારૂંયે ધારજે હો !" કાદરે જરા ઝીણી આંખ કરી કહ્યું.

" જોઇશ" જેઠાએ ટુંકમાં પતાવ્યું.

*

બીજા દિવસથી જેઠા મુકાદમે કંકુને ઝપાટાબંધ કામ શીખવવાનું માથે લીધું અને પંદર દિવસમાં તો કંકુ સાંચા પર ભરતી ભરતી થઈ ગઈ. એ દરમીયાન જેઠાએ કંકુ સાથે બોલચાલની ઠીક છુટછાટ મેળવી લીધી હતી. અને આટલી ટુંકી મુદતમાં ખંતપૂર્વક બધું કામ પોતાને શીખવનાર જેઠા પર ભોળી બીચારી કંકુને માડીજાયા ભાઈ જેટલો સ્નેહ છૂટયો હતો.

લગભગ બે માસ પછી જેઠાએ ઉપર મુજબ એને સાહેબની ઓફીસમાં બોલાવી.

સાહેબ બાર વાગે બંગલે જતા. એમની ઓફીસ, ખાતાના મેડા પરના એક છેડા પર હતી. બારથી એકની રજામાં બધા કારીગરો બહાર જમવા બેઠા હોય ત્યારે અંદર ખાતામાં કોઈ હોય નહિ. અને ઓફીસ એટલે એકાન્ત સ્થળ. ત્યાંથી બુમ મારે તો કારીગરોના કાન સુધી પહોંચે નહિ. એટલે કંકુને લઈ જેઠાએ સાહેબની ઓફીસમાં જવું અને કાદર તેલવાળાએ બહાર ચોકી કરવી એમ ગોઠવણ થઈ હતી.

*

લગભગ સવાબારે જેઠો અને કંકુ સાહેબની ઓફીસમાં આવ્યાં. લપાતા લપાતો કાદર પણ ટાઈમસર બહાર ચોકી કરવા આવીને ઉભો રહી ગયો. એણે બહારથી ઓફીસના બારણાને અડાગરી ચડાવી.

"જેઠા !" કંકુએ સાહેબને ઓફીસમાં ન જોવાથી પુછ્યું. "સાહેબ તો અહિં નથી."

"સાહેબ ખાવા ગયા છે. તે એક વાગે આવશે."

"હેં !" કંકુના પેટમાં ફાળ પડી. "ત્યારે તું અહિં મને શું કામ લઈ આવ્યો !"

"સમજી જાને ?"

"એટલે ?" કંકુની આંખમાં જરાક લાલાશ આવી.

"એટલે......જોને કંકુ ! તું રૂપાળી છે. અને આ મિલમાં મારી હાક વાગે છે. વળી આટલા દિ'થી તને કંઈ પણ લીધા વિના મેં મફત કામ શીખવાડયું એ કાંઈ અમસ્તું ?"

"જેઠા !", કંકુનો સાદ ફાટયો. "તું જાણુછ ! હું કાઠીયાવાડી છું. પરણેલી છું. લાખો તો મારા હૈયાનો હાર છે. બીજા બધા ભાઈ બાપ. સમજ્યો ? વાણીઆ બ્રાહ્મણના કરતાં અમને અમારી ઈજ્જત ઓછી વ્હાલી નથી હોં!"

"પણ તારે તો કાયમી સાંચો જોઈએ છે ને ?"

"એટલે ? તું એની કિંમત માગછ ? શરમાતો નથી ? તને તો મેં માડીજાયો ભાઈ માન્યો છે હોં !"

"હવે મારે આડી અવળી વાત નથી સાંભળવી. બોલ માનછ કે નહિ ? અહિં કોઈ તારી રાડ સાંભળે એમ નથી."

"હેવાન ! મનેય તું શું શીવલી માનછ ? નહિ બને એ આ ભવે તો."

કંકુએ ઓફીસ બહાર નીકળવા પુઠ ફેરવી કે તુરતજ જેઠાએ એનો હાથ પકડયો. કંકુએ પોતાનો હાથ છોડાવવા મહેનત આદરી. જેઠાની મજબુત પકડને એક મહા પ્રયત્ને એણે છટકાવી દીધી. બરાબર એજ વખતે અંદર શું થાય છે એ જોવા બહાર ઉભેલા કાદરે અડાગરી ઉઘાડી નાંખી બારણું જરા અધખોલું કર્યું.

વીફરાયેલી વાઘણ સમી કંકુની એક લાતે બારણું ઉઘડી ગયું અને કાદર બારણાની અડફટ વાગવાથી જરાક દૂર જઈ પડયો.

હાંફતી હાંફતી કંકુ ત્યાંથી નાઠી. ખાતામાં જઈ જોબર દલુની તપાસ કરી તો જણાયું કે

એ તો માંદગીની રજા પર હતો. બીજે દિવસથી કામપર ન આવવાનો નિશ્ચય કરી એ મુંગી મુંગી કામે ચઢી.

*

બે કલાક પછી આસીસ્ટન્ટ માસ્તરે આવી કંકુને કહ્યું કે, "સાહેબ બોલાવે છે."

ધ્રુજતી ધ્રુજતી કંકુ સાહેબ પાસે ગઇ. એ પારસી રૂસ્તમજી એને આવતી જોઇ રહ્યો. એના ચહેરાપર ગભરાટની નીશાનીઓ સ્પષ્ટ હતી, એનું હૈયું ધબકારા લેતું હતું. બીકથી પણ એ ગભરાટ ભર્યા ચહેરામાં પણ રૂસ્તમજીએ સૌંદર્ય વાંચ્યું. કંકુના ફાટફાટ થતા યૌવનભર્યા વદનપર એની આંખની કીકી ઘડીક ઠરી રહી. એક ચમકારો મારીને ઉંચી થયેલી પાંપણનો ખૂણો જરાક દબાયો. પછી બંધા સ્પીનીંગ માસ્તરે ખૂબજ શાન્તિપૂર્વક કહ્યું.

"તારૂં નામ કંકુ કે?

"હા સાહેબ!" કંકુએ ગભરાતાં ગભરાતાં જવાબ આપ્યો.

"જેઠા મુકાદમે તારા માટે ફરીયાદ કરી છે કે તું બદચાલની છે. એટલે મારે તને રજા આપવી પડશે."

"સાહેબ!" કંકુ રડી પડી. "મારો કાંઇ વાંક નથી. એણે મને અહિ બોલાવીને સતાવી હતી, પણ હું નાઠી."

રૂસ્તમજીએ એક અર્થસૂચક દૃષ્ટી કંકુ પર ફેંકી અને પછી ધીરે રહીને પણ સ્પષ્ટ વાત કરી નાખી.

"બંગલે આવીશ! ગભરાઇ નહિ. ત્યાં તો ધણીયે આવી ગઇ કોઇનો વાળ વાંકો નહિ થાય. તને કાયમી સાંચો મળશે ને જેઠાને હું કાઢી મૂકીશ."

"મારાથી એ નહિ બને, સાહેબ." પારસીના ચહેરા પરની વાસના જોઇને કંકુએ મક્કમતાથી જવાબ આપ્યો. "અને યાદ રાખજો કે મારા લાખાને હું વાત કરીશ તો તમારૂં હાડકું એક આખું નહિ રહેવા દે," જરાક ધમકી પણ કંકુએ આપી.

*

તે દિવસે લાખાની મિલના માલીકનો જુવાન દિકરો ફાટી પડયો હતો. એટલે મિલ બંધ થવાથી લાખો જરા વહેલો ઘેર આવ્યો હતો. રસ્તામાંથી 'સ્ત્રીચરિત્ર'ની વાર્તાઓની એક ચોપડી એ લઇ આવેલો, તે વાંચવા બેસી ગયો હતો. સ્ત્રીઓ અનેક પ્રકારનાં ચરિત્રો કરી જાણે છે, અનેકને ઉંડાં ભણાવી શકે છે, ખોટું ખોટું રડી શકે છે અને એમના પતિઓને થાપ આપી અનેક પ્રકારના વિલાસો પરાયા પુરૂષ સાથે માણી શકે છે, અને છતાંયે પોતે પતિવ્રતા હોવાનો ડોળ કરી શકે છે. એ વસ્તુઓ ચર્ચતી રસભરી વાર્તાઓ આ પુસ્તકમાં હતી. "પોતાના સુથાર પતિને બનાવી પરપુરૂષ સાથે લહેર કરતી સુથારણ અમથીની વાર્તા વાંચી લાખાને મનમાં થયું કે "મારી કંકુએ આવી તો નહિ હોય?" પણ તુરતજ હસતું રમતું કંકુનું મુખારવિંદ એના સ્મૃતિપટપર તાદૃશ્ય થયું ને એ વિચારને હસી કાઢી એણે આગળ વાંચવા માંડયું.

ખરેખર, આવાં પુસ્તકોના વાંચને અનેક ઉદાર દિલના અને સહૃદય પતિઓને વહેમી અને સંકુચિત બનાવી દીધા છે. સુખી અને સ્વર્ગસમા દામ્પત્ય જીવનમાં વિષ રેડાવ્યાં છે.

*

તે દિવસે કંકુ ઘેર આવી પહોંચે તે પહેલાંજ મુકાદમ જેઠો આવી પહોંચ્યો. એણે લાખાના કાન પાસે મોં ધરી કહ્યું, "તારી કંકુડી તો ભારે બદચાલની છે. મિલમાં કેટલાયે......"

આ સાંભળતાં જ લાખો દીગ્મુઢ બની ગયો. એના કાનમાં "તારી કંકુડી ભારે બદચાલની છે."

એ શબ્દો ગુંજી રહ્યા. એ કાંઇ પણ બોલે કે પૂછે તે પહેલાં તો જેઠો રવાના થઇ ગયો.

"રાં .....દરરોજ. આ મુકાદમ આવી ગયો ને હજી એ આવી નથી. ક્યાંક રખડવા ગઈ હશે." લાખાએ મન સાથે વિચાર કર્યો. એનું હવે શું કરવું એ વિચારે તે પહેલાં તો તેલવાળો કાદર આવ્યો.

"લાખા!" કાદરે વિચારમાં પડેલા લાખાનું ધ્યાન ખેંચ્યું. "સાહેબે આ ચીઠ્ઠી મોકલાવી છે." ચીઠ્ઠી આપી તે ચાલ્યો ગયો. લાખાએ ચીઠ્ઠી ઉઘાડી વાંચી. વાંચતાં જ તેની આંખમાં તણખા ઝરવા માંડયા. 'આવું? આટલું બધું?" એ બબડયો. એના હાથની મુઠીઓ વળી ગઇ. ગુસ્સામાં એણે દાંત કચકચાવ્યા. હાથમાં હાથ મસળતો એ ઉભો થઈ ગયો. ચીઠ્ઠીમાં ફરી નજર કરી. એમાં લખ્યું હતું:-

"તારી બૈરી બદચાલની છે, માટે એને કાલથી મિલમાં મોકલીશ નહિ. પગાર તું લઈ જજે."

ચીઠ્ઠીમાંથી નજર ઉંચે કરી તો કંકુડીને વ્હીલે મોઢે આવતી જોઈ. ચાલીનાં પગથીયાં ચડતી કંકુને લાખો જોઇ રહ્યો. ઘડીક ઉભો ને એકદમ દોડયો.

"......નીકળ મારા ઘરમાંથી" કહી જોરથી એક લાત લગાવી. કંકુ પગથીયાં પરથી પછડાઈ નીચે પડી. "કમજાત! મારૂં ને તારા બાપનું નામ બોળ્યું."

"પણ મારી વાત તો સાંભળ!" રડતી ડુસકાં ભરતી કંકુ મહાપ્રયત્ને એટલું બોલી. એને સ્વપ્નેયે ખ્યાલ નહોતો કે આ નરપીશાચો આટલી હદે જશે. લાખાને આવું ઉંધું ભરાવશે એની એને કલ્પનાયે ન હતી.

અને આજ સુધી હથેલીમાં ફુલની જેમ રમાડેલી તે કંકુડી બદચાલની છે એ વાત લાખો ન જીરવી શકયો. એ આકળવિકળ થઇ ગયો. એને મન જગતમાંથી સારતત્વ ઉડી ગયું. અને મુંઝાયેલો, અકળાયેલો, કચડાયેલો, રોષભર્યો લાખો ઓરડીએ તાળું લગાવી કંકુને બે લાત ચોડી "રખડી ખાજે! જજે હવે તારા હોય એમને ત્યાં" કહી ચાલ્યો ગયો.

થોડે દૂર જેઠો મુકાદમ ઉભો હતો. બધું એની ધારણા પ્રમાણે બનતું હતું એ લાખાને જતો જોઈ રહ્યો. વિજય અને સંતોષના એક બે દમ એણે લઇ લીધા. ધીમે પગલે એ આવ્યો કંકુ પાસે.

કાદવમાં ખરડાયેલી કંકુનો હાથ પકડી એણે બેઠી કરી. માથે હાથ ફેરવતો એ બોલ્યો,

"કંકુ! તારે ગભરાવાની કાંઇજ જરૂર નથી. ચાલ મારે ઘેર. મારી ઘરવાળી મરી ગઈ છે એવા સમાચાર હમણાંજ દેશમાંથી આવ્યા છે. હું તને મારે ઘેર રાખીશ."

આ માનવરાક્ષસના શબ્દો કંકુએ સ્વસ્થતાથી સાંભળ્યા. અપાર્થિવ ચહેરે એણે જેઠાના ચહેરા પર પાર્થિવ દષ્ટી ફેંકી ઘડીક જોઈ રહી. અને પછી......પછી......ક્રોધવશ જોગમાયાની જેમ જેઠાની છાતીમાં જોરથી એક લાત મારી. જેઠો દૂર જઈ પડયો.

કાંઇપણ બોલ્યા વિના પાગલની જેમ એ દોડી મિલ તરફ. મિલના બંધ થતા ઝાંપે પહેરાવાળાએ એને રોકી. પણ એક ધક્કાથી પહેરાવાળાને દૂર હડસેલી એ મિલમાં ઘૂસી અને બોયલરમાંથી ખાલી થતા કડકડતા ગરમ પાણીના હોજમાં એણે ભૂસકો માર્યો.

એને દોડતી જોઇ એની પાછળ કેટલાયે લોકો કુતુહળ વૃત્તિથી આવેલા એ બધા જોઈજ રહ્યા. એમાં તેલવાળો કાદર પણ હતો.

બાજુના પીઠામાંથી પીવા આવેલા અર્ધા પીધેલા અને પુરા પીધેલાનું પણ એક ટોળું એ તરફ આવ્યું. લાખો નિરાશ થઈને ત્યાં બેઠો હતો. દારૂની પ્યાલી એના હાથમાં હતી. ગરીબ મજૂરોની આશ્વાસનદેવી એના હાથમાં હતી. દારૂ ગમે તેટલો વિનાશક હશે, પણ

મુંઝાયેલા, અકળાયેલા, રીબાયેલા, કચડાયેલા ગરીબ મજૂરોને ઘડીભર પોતાની અસહ્ય ઉપાધીઓ ભુલાવવાનું અને સાતમા સ્વર્ગમાં વિમાને ફેરવવાનું પુણ્યકાર્ય પણ એ કરે છે!

એણેયે આ કોલાહલ સાંભળ્યો. લોકોના ટોળાને દોડતું મિલમાં જતું જોયું. કંઇક દુઃખથી, કંઇક કુતુહલ વૃત્તિથી અને કંઇક અજાણ અને અગમ્ય અંતઃપ્રેરણાથી એ ઉઠયો. ને મિલમાં જામેલા ટોળાને વીંધતો ગરમ પાણીના હોજ પાસે આવ્યો.

"લાખા! ઓ લાખા" અંદરથી વેદનાની કારમી ચીસો પાડતી કંકુડી અંતિમ સમયે પણ લાખાને યાદ કરી રહી હતી.

બધા સુન્ન શુન્ય ઉભા હતા. એને કાઢવાની કોઇની હિંમત નહોતી, એની નીકળવાની ઇચ્છા પણ નહોતી.

લાખો કંપી ઉઠયો, ઘડીક તો થયું કે 'એજ દાવની હતી.' 'ત્યારે મરી શું કામ ગઈ?' તુરત જ બીજો પ્રશ્ન એના દિલમાં ઉઠયો. ત્યાં જ પાછળથી કાદરે લાખાનું કાંડું પકડયું. લાખાએ ચમકીને પાછળ જોયું.

"લાખા! કંકુડીનો વાંક નહોતો, જેઠા મુકાદમને અને સાહેબ રૂસ્તમજીને તાબે થવાની એણે ના પાડી એટલે જેઠાએ ને સાહેબે આ કારસ્તાન કર્યું હતું."

"હે!" લાખો બુમ પાડી ઉઠયો, "મારી કંકુનો વાંક નહોતો!" બીજીજ પળે શમેલી વેદનાથી શાંત થયેલા કંકુના દેહ પર એની નજર પડી, અને કોઇ અટકાવે એ પહેલાં તો એ હોજમાં કૂદી પડયો. હવસખોરીના ખપ્પરમાં બે બલિદાન અપાઇ ગયાં.

*

બીજે દિવસે જેઠાએ કાદર કહ્યું કે કાશ ગઇ.

ઓફીસમાં રૂસ્તમજી સાહેબે પણ છુટકારાનો દમ લઇ કહ્યું કે "ચાલો બલા ટળી, સાલ્લો જીવતો હતે તો હેરાન કરતે."

હાજરીવાળાએ તથા જોબર દલુએ કંકુનો પગાર વહેંચી લીધો.

# હડતાળ અને સહકાર

[ શ્રી. કેશવપ્રસાદ દેસાઇ. બી. એ.; એલ.એલ. બી. ]

જ્યારથી મજુરોમાં મનુષ્યત્વ વિકસ્યું છે, અથવા તો તે વિકસાવવાનો યત્ન થયો છે, ત્યારથી દુનિયામાં હડતાળો પડવા માંડી છે. આ હડતાળનું સાધન ગરીબ કામદારોના હાથમાં, તેમજ પ્રજાજનોના હાથમાં, ઉપરી અધિકારીઓ સામે પોતાનો અસંતોષ કે વિરોધ બતાવવાનું એક માત્ર અસરકારક સાધન છે. આપણા દેશમાં જુના કાળમાં હડતાળોનો ઉપયોગ થતો હતો. પરંતુ જુના કાળમાં કારખાનાં નહોતાં, એટલે મજુરવર્ગ પણ મોટો નહોતો. જુના કાળમાં તો વેપારીઓના મહાજન હતાં. જુની રહેણીકરણી એવી હતી કે નોકરીયાત વર્ગને અસંતોષ ઉત્પન્ન થયો નહોતો. જુના સમયના શેઠીયાઓ કામગાર લોકો સાથે ઘાડો ઘરોઓ રાખતા હતા. તેમને અવસરે મદદ કરતા હતા અને કઠણ કાળમાં તેમની સંભાળ લેતા હતા. એટલે એ કાળમાં તો કામદાર લોકો અને મહાજન્ સામસામાં પક્ષમાં નહોતા. :રાજ્ય રજવાડામાં જ્યારે અમલદાર કે કોઇ રાજ્વી લોકોને રંજાડતો ત્યારેજ હડતાળો પડતી અને જુના જમાનો પરથી જણાય છે કે મહાજનો આ હડતાળના સાધનથી અમલદારો અને રાજવીઓને સીધા દોર કરતા હતા.

ગઈ સદીમાં જગત ભરમાં મોટા મોટા કારખાના ઉભા થયાં. તેમાં હજારોની સંખ્યામાં મજુરો કામ કરવા લાગ્યા. આ કારખાનાં હિંદમાં પણ આવ્યાં. તેમાં જુના કાળ જેવો સંબંધ શેઠીયા અને મજુરો વચ્ચે રહેવાનો સંભવ ઓછો હતો. વળી મજુરોમાં એક નવી માન્યતા પ્રસરી. કોઈ પણ કારખાનામાં મજુરો વિના ચાલે નહિ એ તો દેખીતું છે. એટલે એવી માન્યતા અસ્તિત્વમાં આવી કે કારખાના માટે મૂડી જોઇયે તેમ મજુરો પણ જોઇયે. એટલે મુડી અને મજુરો બન્ને સરખાં મહત્વના છે. અને તેથી બન્નેને સરખા હક્ક અને સરખા લાભ હોવા જોઇયે. મૂડીવાળો કાંઈ શેઠ ન હોવો જોઈયે અને અંગમહેનત કરનાર કોઈ ગુલામ ના ગણાવો જોઈ યે. આમ એક અંગમાં બે પક્ષો થયા. બે વચ્ચે મતભેદ વધ્યા અને પરિણામે મજુરોનું એક માત્ર સાધન વારંવાર વપરાવા લાગ્યું. રશીયામાં થયેલી ક્રાંતિ પછી તો મજુરવર્ગનો આત્મ વિશ્વાસ વધ્યો અને તેમની અભિલાષાઓ પણ વધી. રાજ્ય તરફથી પણ તેમને રાહત આપનાર કાયદાઓ જુદા જુદા દેશોમાં થયા. હિંદમાં પણ આવા થોડા ઘણા કાયદાઓ થયા છે. કામ કરવાના કલાકો, રવીવારની રજા, નોકરી ઉપર હોય ત્યારે અકસ્માત થાય તેનો બદલો આપવાનો કાયદો, 'વગેરે કાયદાઓ હિંદમાં થયા છે.

આ સંબંધમાં એક બીજો પણ અટપટો પ્રશ્ન ઉભો થયો છે. રશીયાએ જગતના કામદારોનો સંઘ યોજ્યો છે. તેના પડઘા હિંદમાં પણ પડયા છે. જે કામદાર વર્ગ આમાં માને તેને મન હિંદ પ્રત્યે સ્વદેશાભિમાનની લાગણી રહે નહી. એને મન પૃથ્વીના વિભાગ ભૌગોલિક દેશોથી નહિ—રાજ્ય કારભારના પરિણામ રૂપ નહિ—પણ ફક્ત બે વિભાગમાં જ થયા છે. મૂડીદાર અને મજુરવર્ગ. પોતાની હડતાળથી દેશના વેપાર ઉપર શી અસર થશે તે જુવે,

તેઓ તો કોઈપણ ઉપાયે મુડીદારોને પજવવાથી સંતોષ માને.

મુડી અને મજુરો વચ્ચે સુમેળ થાય તેવી યોજના સહકારી તત્વના સિદ્ધાંતોમાંથી રચી શકાય તેમ છે. જગતના કામદારો અને જગતનું તંત્ર પોતાના હાથમાં લઇ શકે તે અસ્વાભાવિક લાગે છે. મનુષ્ય સ્વભાવમાં ભાવના મોટો ભાગ ભજવે છે. સ્વદેશાભિમાન તીવ્ર ભાવના ઉપર રચાયું છે. કોઈ પણ દેશના મજુરો સ્વદેશાભિમાનની ભાવના ત્યજી શકે તે અસંભવિત લાગે છે. દેશની અંદરના મજુરો એકત્રિત થઈને પોતાના હિત માટે લડત ચલાવે તે વાત બની શકે. પરંતુ જો આ કલહની રીતી તજી સહકારની નીતિ થાય તો કલહના દુષ્ટ પરિણામો ભોગવ્યાવિના શાંતિથી પ્રગતિ સાધી શકાય.

કોઇ પણ કારખાનામાં મૂડી અને મજુરી તો જોઇયેજ. મૂડીદારો પોતાની મુડીનો ઉપયોગ કરવા દે છે. તેને અંગે મૂડી જોખમમાં પણ મુકે છે. તેમજ કારખાના ઉપર સામાન્ય દેખરેખ રાખવાની મહેનત કરે છે. આ માટે તેમને અમુક વ્યાજની બદલો મળવો જોઇયે. મુડીનું વ્યાજ, જોખમનો બદલો અને દેખરેખનું મહેનતાણું મળીને મૂડીદારને જોઈતો દરમાયો મળે. સાથે સાથે મજુરોને પણ એકલી મજુરી ઉપરજ રાખવા ના જોઇયે. કારખાનાનું બંધારણ જ એવું કરવું જોઇયે કે મૂડીદારને ઉપર જણાવ્યા મુજબ દરમાયો મળે, અને મજુરોને બજાર ભાવ પ્રમાણે મજુરી મળે; ત્યાર પછી જે નફો રહે તે જુદો રાખવો જોઇયે અને આ નફામાંથી, મુડી રોકનારા, તેમજ જેમની મજુરીની મદદથી નફો થયો છે તેવા મજુરોને ભાગ મળવો જોઇયે. મુડી-મજુરી વચ્ચે સહકાર સાધવાનો આ એક રાજમાર્ગ છે. કારખાનાઓમાં મુડી અને મજુરી ઉપરાંત એક ત્રીજો પક્ષ પણ છે. તે ખરીદનારાઓ છે. કાપડની મીલનો દાખલો લ્યો. મીલ એજંટ અને શેર હોલ્ડરો તે મુડીદાર કહેવાય. આ એક પક્ષ, કારીગરો અને મજૂરોનો બીજો પક્ષ, અને મીલની પેદાશ એટલે કાપડ ખરીદનારાનો ત્રીજો પક્ષ. ખરૂં જોતાં તો મીલમાં જે નફો થાય છે તે નફો આ ત્રણે વચ્ચે વેહેંચવો જોઈયે. પરંતુ ઘણા મોટા કારખાનાનું વેચાણ દેશ-પરદેશ થાય અને કાપડનો ઉપયોગ કરનાર તે ખરીદે તે પહેલાં તો વચમાં દલાલો, દુકાનદારો વગેરે ત્રણ ચાર જણ આવી જાય. આ બધાની વચમાં સુઘટીત વ્યવસ્થા થવી મુશ્કેલ છે, વળી માલ બનાવનારાઓમાં અંદર અંદર હરિફાઈ હોય તેથી ભાવ કાબુમાં રહે નહિ. મજૂરો ઘણા ગરીબ તેમજ અજ્ઞાન હોવાથી મુડીદાર શેઠીયાઓ અણઘટતો લાભ લઈ, તેમને બહુજ ઓછી મજૂરી આપે તેવો સંભવ વિશેષ છે. આમ હોવાથી કારખાનાઓનો નફો મુડીવાળા અને મજૂરી કરનારા વચ્ચે વેંચાય તો પણ બસ છે. સહકારના આવા ધોરણ ઉપર કારખાનાં સ્થપાય તો મુડી અને અને મજૂરીના સ્વાર્થ એક થાય. કારખાનું બંધ રહે તો મજૂરોને પણ નુકશાન થાય, એટલે હડતાળો પડે નહિ, અને દેશને આર્થિક નુકશાન થતું અટકે. મુડીદારો તથા મેનેજીંગ એજંટોને ઘણી મોટી આવક લેવાની ટેવ પડી છે એટલે આવા કારખાના નીકળ્યાં નથી. પરંતુ મજૂર મહાજનો જો મન ઉપર લે, અને ધીમે ધીમે પ્રગતિ કરવાનો સિદ્ધાંત સ્વીકારે તો જરૂર કેટલીએક મીલોમાં તેઓ આ સિદ્ધાંત દાખલ કરાવી શકે. મજૂરોને મુડીવાદ સામે ઉશ્કેરી મુકવાને બદલે આ સિદ્ધાંતો સંબંધી તેમને જ્ઞાન આપવામાં આવે તો તેમને અવશ્ય જલદીથી લાભ થાય અને મુડીનો નાશ કર્યા વિના મુડીમાં રહેલો ડંખ કહાડી શકાય.

---

# વંધ્યત્વ

(શ્રી. ભાનુ. પ્ર દવે)

જે સ્ત્રીમાં સાચું સ્ત્રીત્વ ધબકતું હશે, તે સ્ત્રીમાં માતૃત્વની ભૂખ જાગવાની જ. માતૃપદની ઝંખના જે સ્ત્રીને તેના સ્ત્રીત્વકાળમાં નથી થતી તે સ્ત્રી સાચા સ્ત્રીત્વથી અળગી થયેલી છે જ. એ પ્રકારનું માનસ એને માટે નિરોગ નથી જ. સ્વાભાવિક ક્રમથી ઉલટું આચરણ રાખવું, તેને સંસ્કૃતિ કહી શકાય નહિ. પશ્ચિમના વધુ પડતા વિચારો ઝીલેલી નારી માતૃત્વ ભણી કંઇક સૂગથી જોતાં શીખી છે અને માતૃપદ પોતાના સ્વતંત્ર જીવનની આડે આવતું લાગે છે. આ માન્યતાનો જન્મ કાંતો પુરુષ તરફની સૂગમાંથી ઉત્પન્ન થયો છે અથવા તો 'સ્વતંત્ર' જીવન સંબંધીના અવળા ખ્યાલોમાંથી. તેના આ વલણની તીવ્રતા ખરૂં જોતાં પુરુષના અન્ય સામાજિક અન્યાયોમાંથી નિષ્પન્ન થઈ છે અને એથી જ તે જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં પુરુષથી અનોખી રહેવા મથે છે; અને એનો સાથ કરવો એ 'નબળાઇ'ને વશ થવું, એમ માને છે. આ પ્રકારની અવળચંડાઈમાંથી જ સ્ત્રી જાતે કમાતાં, સ્વચ્છન્દે રહેતાં અને માતૃત્વનો ઈન્કાર કરતાં શીખી છે; પણ એ વાત તો થઈ પોતાની મેળે સ્વીકારેલા સ્વેચ્છા પૂર્વકના વંધ્યત્વની. આ વર્ગની સ્ત્રી કદાચ કોઈ પુરુષને મૈત્રીના ધોરણે સ્વીકારે અને તેની સાથે સહ-જીવન ગાળે, તો પણ માતૃત્વ સંબંધીના તેના ખ્યાલો તો ઉપર જણાવ્યા, તેવા જ રહે છે.

હજુ સદ્ભાગ્યે આપણા દેશમાં એ વર્ગનું પ્રમાણ અલ્પ જેવું જ છે અને વસ્તુસ્થિતિ પણ જુદી જ છે. પોતાનો ખોળો ખુંદી રહે એવા બાળકને જન્મ આપવાની તીવ્ર ઇચ્છા ધરાવતી સ્ત્રીઓમાંની સેંકડે આઠથી દસ ટકા સ્ત્રીઓને વંધ્યત્વની કારમી અવસ્થા વેઠવી પડે છે. એ દુઃખનું કારણ એ નથી કે સમાજ તેમને 'વાંઝણી' ગણીને તિરસ્કાર કરે છે; પણ ખરૂં જોતાં પોતાનાં સ્ત્રીત્વનો સ્વાદ અણપૂર્યો રહે છે, એ વસ્તુ તેમને સાલી રહે છે; અને એ કારણે જ સ્ત્રીઓ ઉંડા મનદુઃખમાં શોષાઈ જાય છે અને વંધ્યત્વની સાથે બીજા અનેક માનસિક દરદોને નોતરે છે.

પ્રજોત્પત્તિનો હેતુ, માનવવંશનું અસ્તિત્વ પૃથ્વી પર ટકી રહે, એટલો જ હોઈ શકે નહિ. એને ગૌણ હેતુ ગણીએ તો પ્રધાન હેતુ તો પ્રેમની પરાકાષ્ટાપર ઉભેલા સ્ત્રી-પુરુષના વ્યક્તિગત સુખમાં એક પ્રકારના અલૌકિક સુખ અને આનંદનો ઉમેરો કરવા સારૂ છે. એ હેતુ પૃથ્વીને એક માનવ પૂરો પાડવા પૂરતો નથી, પણ પોતાની જ નાનકડી આવૃત્તિઓદ્વારા પોતાના નૂતન અવતારને ઉછેરતાં અને સંસ્કારતા, સ્ત્રી અને પુરુષ વચ્ચેના સ્નેહ અને સુખ અનેક ગણાં વધ્યાં કરે, એટલા સારૂ છે.

સ્ત્રીના પરિણિત જીવનની આ વ્યાજબી ભૂખ અતૃપ્ત રહે અને અમુક સમય જતાં 'વંધ્યા'નું તિરસ્કૃત બિરુદ સમાજ તરફથી પામી રહે, તેમાં ખરૂં જોતાં સમાજે પોતે જ શરમાવાનું છે. જે સ્થિતિ નિવારી શકાય તેવી છે, તે સ્થિતિને ઉત્તેજક કારણો તપાસ્યા પહેલાં, એક પોતાના જેટલા જ સામાજિક સુખની અધિકારી સ્ત્રીને વંધ્યત્વના મુખમાં ધકેલી દેવી, એ રોગીના ખાટલા પાસે બેસીને તેના રોગનું નિદાન અને ચિકિત્સા ન કરતાં, ઉલટું તે રોગના અંતિમ પરિણામની ભયંકરતા વિષે ચર્ચા કરવા જેવું અમાનુષી કામ છે.

હવે આપણે વંધ્યત્વના જે મુખ્ય કારણો છે, તે એક પછી એ લઇએ, અને સાથો

સાથ તે કારણના નિવારણ વિષે પણ સમજતા જઈએ.

વંધ્યાઓના બે પ્રકાર પાડી શકાય: (૧) જેને એક પણ સંતાન નથી થયું તેવી અને (૨) જેને પોતાના પરિણિત-જીવન (Sexlife) ના પ્રમાણમાં સંતાન નથી સાંપડ્યા તેવી. દાખલા તરીકે: એક સંતાન થયા પછીનો કાળ વંધ્યત્વનો નીવડે. નીચે આપેલાં કારણોમાં બન્ને વર્ગોનો સમાવેશ થશે.

૧. દંપતી વચ્ચેની પ્રાકૃતિક ભિન્નતા ( Incompatibility. )

હજી સુધી જેને આ વિષયના અભ્યાસીઓ નથી સમજી શક્યા તેવું એ એક કારણ છે. એમાં સ્ત્રી અને પુરુષ બન્ને કશીપણ શારીરિક ખામી રહિત હોવા છતાં પણ બન્ને વચ્ચેની પ્રાકૃતિક ભિન્નતા કે અમેળથી સંતાનોત્પત્તિ થઈ શકતી નથી. જનનેંદ્રિયના અવયવો તદ્દન દોષરહિત હોવા છતાંયે ગર્ભાધાન અસંભવિત બને છે. એ પુરુષ કે એ સ્ત્રીવડે અન્ય સ્ત્રી સ્ત્રી કે પુરુષના સમાગમથી ગર્ભાધાન જરૂર શક્ય બને છે. પણ ઉપલા પ્રકારની પ્રાકૃતિક ભિન્નતા વડે પીડાતા દંપતીનો સમાગમ ગર્ભાધાનમાં પરિણમતો નથી. આપણા સમાજમાં આ વર્ગની હયાતી ઠીક ઠીક પ્રમાણમાં નજરે પડે છે. સંપૂર્ણ શારીરિક યોગ્યતા ધરાવતા હોવા છતાં, કેવળ લગ્નની પવિત્રતા તૂટી શકે જ નહિ–એ ખ્યાલથી માતૃત્વની પ્રમાણિક હકદારને ફરજિયાત વંધ્યત્વ વેઠવું પડે છે. પાશ્ચાત્ય સમાજમાં આ પ્રકારના દુઃખી યુગલો પરસ્પરના વ્યક્તિગત સુખ માટે અન્યોન્ય પ્રત્યે આદર હોવાથી સંપૂર્ણ સમજથી છુટાછેડા વડે પોતાનું સુખ ફરી મેળવી શકે છે, પણ આપણા સમાજમાં સતીત્વના વધુ પડતી માત્રા ( Overdose of chastity ) સદી ગઈ હોવાથી એ ઉપાય અખત્યાર કરી શકાતો નથી. જે સ્ત્રીના ઉદરમાંથી માતૃત્વના ફુવારા ઉડી રહ્યા હોય, તે સ્ત્રીને આમ પરાણે પોતાને સહજ સાંપડી શકનાર બાળક સામે કેવળ આ પ્રકારના અમેળથી પ્રવેશબંધી ઉભી થાય છે. આ સ્થિતિ અસહ્ય હોવા છતાંયે આપણા સમાજની સ્થિતિચુસ્ત મનોદશાવડે શક્ય બની છે. પુરાણકાળમાં એક સમયે આવા પ્રસંગોમાં 'નિયોગ' આચરવાની રજા તે વખતનો સમાજ આપી શકતો અને શાંતનુ રાજાના પાત્રો એ નિયોગને આભારી છે, એવું ઇતિહાસનું સમર્થન છે; તો પણ તે પછીના કાળમાં નિયોગ લોકપ્રિય બન્યો લાગતો નથી. અને પાછો સમાજ તેની મૂળ સ્થિતિએ ઉભો છે. અને જ્યાં સુધી સમાજનું નવસર્જન નહિ થાય ત્યાં સુધી આ પ્રકારના વંધ્યત્વનું નિવારણ થઇ શકે તેમ લાગતું નથી.

૨. પુરુષની ખામીઓ.

સંપૂર્ણ શારીરિક યોગ્યતા ધરાવતી સ્ત્રીને જે પુરુષ પોતાના સમાગમથી ગર્ભાધાન ધારણ કરાવવા અસમર્થ નીવડે છે, તે પુરુષ પોતે જ તેની સ્ત્રીના વંધ્યત્વ માટે જવાબદાર છે.

પુરુષની ખામી નીચેના ત્રણ પ્રકારોમાં વહેંચાઈ શકે.

(૧) સંભોગ કરી શકવા સમર્થ હોય એવા પુરુષના વિર્યમાં જીવતંતુઓનો ( Spermat azoa ) અભાવ હોવો.

(૨) વીર્યની કચાશ અગર સમૂળો અભાવ.

(૩) નપુંસકપણું

આ ત્રણમાંનું કોઈપણ એક કારણ સ્ત્રીના વંધ્યત્વમાં પૂરો હિસ્સો પૂરે છે.

પરિણિત જીવનમાં અમુક કાળ વીત્યે જ્યારે બાળકનું આગમન નથી થતું, ત્યારે આપણા સમાજના પુરુષની અસામાન્ય સમજ સ્ત્રીને જ એ-માટે જવાબદાર લેખીને બીજી સ્ત્રી પરણે છે; પણ પોતે ઉપલા ત્રણમાંના એકાદ પ્રકારનો હોવાથી તેને ઘેર પારણું બંધાતું નથી. સેંકડે ત્રીસ ટકામાં આ કારણ જ

છે અને સમાગમમાં અપૂર્ણતા આવતી નથી. સમાગમ કેવળ જનનેંદ્રિયના પ્રવેશ પછીના વીર્યપતનમાંજ સમાઇ જાય છે, એ એનો સાંકડો અર્થ છે. સમાગમની પણ કળા છે. પ્રણયક્રિયાના પૂર્ણ સેવનને અંતે જ્યારે કામેચ્છા અન્યોન્યમાં પરાકાષ્ટાએ પહોંચે ત્યારેજ સમાગમનો પ્રાથમિક વિધિ થાય છે. ત્યારપછી એક ક્ષણ એવી આવે છે કે જ્યારે પુરુષને એના વીર્યપતનની સાથોસાથ એક પ્રકારના અવર્ણનિય અને અપાર સુખ-સ્પર્શનો અનુભવ થાય છે અને એ સાથોસાથ સ્ત્રીને પણ એજ પ્રકારની વિદ્યુતસમી ઝણઝણાટી પ્રસારતો પ્રચંડ સુખાનુભવ રોમેરોમ વ્યાપી રહે છે. એને કામશાસ્ત્રમાં ''પરાકાષ્ટાની પળ''(orgasm) કહે છે. આ પરાકાષ્ટાનું મહત્વ ઘણુંજ છે. પરાકાષ્ટાના પરસ્પર અનુભવ વિના ગર્ભાધાન અશક્ય છે, એમતો નથી. પણ એ પરાકાષ્ટાથી ગર્ભાધાનને ઘણોજ આવેગ મળે છે. એકી સાથે સાંપડેલી આ પરાકાષ્ટાની પળો મોટે ભાગે ગર્ભાધાનમાં પરિણમે છે જ. એથી શુક્રમાંના જીવંતંતુઓને અજબ જેવી ગતિ સાંપડે છે અને રજ સાથેનું તેનું મિલન અત્યંત સુલભ બને છે. કામશાસ્ત્રના આટલા પ્રાથમિક સિદ્ધાન્તોથી પણ એવા પુરુષને, પોતાની પત્નીને સંતુષ્ટતાની એ પળો સાંપડે છે કે નહિ તેનો જરા પણ ખ્યાલ હોતો નથી. કેટલીક ચતુર સ્ત્રીઓને કેવળ એ સુખાનુભવની તીવ્રતા પરથી ગર્ભાધાન થયાની જાણ એ લાગણીદ્વારા થઇ શકે છે. વંધ્યત્વમાં આવા ઝીણા કારણો પણ ક્યારેક મહત્વનો ભાગ ભજવે છે, એટલો ખ્યાલ પ્રત્યેક દંપતીએ રાખવો જોઇએ.

### ૬ ગર્ભાશયનું સ્થળાંતર(Displacements)

ગર્ભાશય તેની જે સ્વાભાવિક સ્થિતિમાં હોય છે તેમાં ક્યારેક કેટલાક કારણોના સમૂહથી તે સ્થિતિમાં ફેરફાર થાય છે. કાંતો તે આગળ નમી પડે છે, અગર તો પાછળ નમે છે અથવા બાજુમાં ઢળી પડે છે. ગર્ભાધાન માટે ગર્ભાશયની આ સ્થિતિ પ્રતિકૂળ નીવડે છે. વંધ્યવર્ગી મહિની લગભગ ૩૦ થી ૪૦ ટકા સ્ત્રીઓ ગર્ભાશયની આ સ્થાનભ્રષ્ટતાથી પીડાતી હોય છે. પીડિતાર્તવ સાથે જ્યારે પેડુમાં ઝીણા દરદની સતત ફરિયાદ રહ્યા કરતી હોય, અને સાથે ઋતુસ્ત્રાવની અનિયમિતતા પણ હોય ત્યારે યોગ્ય શરીર-તપાસમાં વિલંબ થવો ન જોઇએ. અને જો ઉપર જણાવેલું ગર્ભાશયનું સ્થળાંતર જણાય તો તેને તેની મૂળ સ્થિતિમાં આણવા માટેના ઓપરેશનમાં વંધ્ય સ્ત્રીએ સંમતિ આપવીજ જોઇએ. કારણ કે પછી ગર્ભાશય તેની સ્વાભાવિક સ્થિતિમાં આવતાં ગર્ભાધાન સરળ બને છે.

વંધ્યત્વના મુખ્ય કારણો આપણે તપાસી ગયા. હવે બાકી રહેલાં થોડાં કારણો, કોઈ જુજ પ્રસંગોમાં જણાય છે, તે તપાસીએ.

### અતિસંભોગ

મૈથુનમાં જે સ્ત્રીપુરુષ મર્યાદાનું પ્રમાણ રાખતા નથી, તે વંધ્યત્વના શાપથી પીડાય એ તો દેખીતું છે. જે દંપતીના પરિણિત જીવનમાં મર્યાદિત સંયમને સ્થાન નથી તેવા દંપતીને એવા અપવિત્ર જીવનમાં બાળકરૂપી પવિત્ર ભેટ સાંપડી શકેજ નહિ. જે પુરુષ પોતાની પત્નીના દેહને વિષયીપણે ચુંથ્યાજ કરે છે, તે પુરુષ થોડા કાળમાં પુરુષત્વહીનતો બને છે જ. પણ સાથે તેની સ્ત્રીપર વંધ્યત્વરૂપી પડછાંયો પાથરે છે. વત્તે ઓછે અંશે આવી આદત ધરાવતા દંપતીએ વિલાસી વાતાવરણનો પ્રથમ ત્યાગ કરવો ઘટે છે, અને જીવનમાં સંયમને યોગ્ય સ્થાન આપીને, સ્ત્રીના દેહને એક પ્રકારની મીલકત ન ગણતાં, તે પ્રત્યે આદર અને પવિત્રતાના ભાવ કેળવવાં જોઇએ.

બન્નેએ ઈરાદાપૂર્વક થોડો કાળ વિયોગ વેઠવો જોઇએ. એમ થાય તોજ થાકી દીપેલા અવયવોને પૂરતો આરામ મળે અને વંધ્યત્વ અદશ્ય થવાની શક્યતા જન્મ પામે.

### સ્થૂળતા

બહુજ જાડી સ્ત્રીઓમાં વંધ્યત્વ સામાન્યપણે હોય છે જ. એવી સ્ત્રી જો સંતતિ ચાહતી હોય તો પ્રથમ એણે પોતાની ચરબી ઘટાડવી જોઇએ. ચરબી અને 'પારેર માટીનો પીંડ'—બન્ને એકી સાથે ઉછરી શકે નહિ. દાક્તર પાસેથી ચરબી-શોષક ખોરાક જાણી લેવો જોઈએ અને તેને ચુસ્તપણે વળગી રહેવું જોઇએ. મેંદાવાળા અને ગળ્યા પદાર્થોનું સેવન તો મુદ્દલ રદ કરવું જોઇએ અને સુસ્ત બનેલા સ્નાયુઓને કસરતથી કસવા જોઇએ.

કેટલાક પ્રસંગોમાં પ્રદર, ગર્ભાશયનો વરમ, રક્તવાહક નળીનો સંકોચ વગેરે કારણો મોજુદ હોય છે.

આપણે વંધ્યત્વના જે કારણો તપાસી ગયા તેમાંના અર્ધોઅર્ધ કારણોનું નિવારણ થઇ શકે તેમ છે. પરિણીત-જીવનમાં અમુક કાળ વીત્યે પણ 'દેવના દીપેક'ના આગમનના ભણકારા ન સંભળાય તો તેને આગલા જન્મનું ફળ માનવાની મૂર્ખ મનોદશા ન સેવતાં, સ્ત્રીઓના રોગોના નિષ્ણાત પાસે યોગ્ય શારીરિક તપાસ કરાવવી જોઇએ અને નિદાન નક્કી થયે, દાક્તરી સલાહ મુજબ ઉપચાર કરવા જોઇએ. જે સ્ત્રી આ પ્રમાણે વખતસર ચેતી જાય છે, તે સ્ત્રીને સ્ત્રી-જીવનની વંધ્યત્વરૂપી અતિ કરુણ અવસ્થા વેઠવી પડતી નથી—તેની માતૃત્વની ભૂખ અતૃપ્ત નથી રહેતી.


સ્ત્રીમાં
વંધ્યત્વનાં કારણો
જન્મ સાથે ઉતરેલાં
પાછળથી પ્રાપ્ત થયેલાં
જન્મથીજ ખોડવાળાં અવયવ અગર સમૂળો અભાવ, સંકર-પ્રજા
રોગો
શસ્ત્રક્રિયા અથવા અન્ય કારણે અવયવોને થયેલી ઇજા
સ્વાભાવિક ક્રમથી
માનસિકપણે
રહેણીકહેણી
સ્ત્રીઅંડ, રજવાહક નળી. ગર્ભાશય. યોનિમાર્ગ. યોનિપ્રદેશ.
વય (મોટી ઉમ્મરે)
સ્તનપાન કાળ દરમ્યાન
સ્થાનિક (જનનેંદ્રિય અવયવોનાં)
અન્ય રોગો
નિમાયક પિંડો (Endocrine glands)
આઘાત
અસ્થિર માનસ
સ્પર્શાસહ્યયોનિ
સ્ત્રી-અંડ (ovarian)
અન્ય પિંડો
સ્ત્રીઅંડ, રજવાહકનળી. ગર્ભાશય. યોનિમાર્ગ અને યોનિપ્રદેશ.
બસ્તીનું આચ્છાદન પડ (Pelvic Peritoneun)
રેડિયમ-ઉપચાર.
જરૂરી અવયવોના રોગને કારણે શસ્ત્રક્રિયાદ્વારા ત્યાગ.
શસ્ત્રક્રિયા પછીના વિકૃત અવયવો.
શારીરિક સ્થૂળતા.
અતિ મૈથુન.
તામસી ખોરાક.
શારીરિક કુટેવો.
આબોહવાની વિષમતા

# રેડીઅમની શોધ કરનાર મહાન સ્ત્રી

## મેડમ ક્યુરીનું જીવનવૃત્તાંત

રેડીયમ નામની સફેદ ધાતુની શોધ ૧૮૯૮ માં થઇ હતી.

છેલ્લા થોડા વર્ષોમાં થયેલી અનેક અગત્યની શોધોમાં વાયર્લેસનું સ્થાન અગ્રગણ્ય છે. પરંતુ તેના પછી અગત્યની અને માનવજાતને માટે લાભકારક બીજી મહાન શોધ રેડીઅમની છે. નાસુરનો લગભગ અસાધ્ય ગણાઈ ચુકેલો રોગ મટાડવા માટે રેડીઅમ લાભકારક નીવડયું છે. દુનિયામાં આ ભયંકર રોગ એટલો બધો ફેલાતો જતો હતો કે આધુનિક ઢબની પ્રત્યેક સારી હોસ્પીટલના સરંજામમાં રેડીયમનો નાનો સરખો જથ્થો પણ અનિવાર્ય થઇ પડયો છે.

દુનિયાના એક સઉથી વધારે પ્રાણઘાતક રોગ મટાડવામાં રેડીયમ એટલો અગત્યનો ભાગ ભજવે છે કે તેના ભોગ થઇ પડેલા દરેકને વ્યાજબી ખર્ચે રેડીયમનો ઉપચાર મળી શકે એમ થતું જોઈએ; પરંતુ અત્યારે તો તેની કિંમત એટલી આકરી છે કે મોટી હોસ્પીટલો રેડીયમ રાખી શકે. રેડીયમ કેટલું મોંઘું છે તેનો ખ્યાલ તો એટલા પરથીજ આવી શકશે કે એક ગ્રામ ( લગભગ ૧/૧૦ તોલો રેડીયમની કિંમત ૧૫ હજાર પાઉન્ડ ( લગભગ બે લાખ રૂપીયા) પડે છે. એટલે શ્રીમંત સંસ્થાઓ જ માત્ર તે ખરીદી શકે. આથી આજે નાસુરના અસાધ્ય થઇ પડેલા રોગથી પીડાતા મનુષ્યોને કાંતો ખર્ચના ભારે ખાડામાં ઉતરવું પડે છે અથવા તો ઉપચાર વિના જ રહેવું પડે છે.

### બેલ્જીઅમનો ઈજારો

યુરોપીય યુદ્ધ પછી દુનીયાનો રેડીયમનો જથ્થો લગભગ બેલ્જીયમના જ હાથમાં છે. કોંગોની રેડીયમની ખાણ આફ્રીકામાં બેલ્જીયમ કોંગોમાં આવેલી છે. આફ્રીકામાં જોહાનીસબર્ગની સોનાની ખાણો કે કીંબરલીની હીરાની ખાણો કરતાં રેડીયમની ખાણ વધારે મુલ્યવાન છે. આ ઉપરાંત અમેરીકા, પોર્ટુગલ અને માડાગાસ્કરમાં પણ બહુજ નજીવા જથ્થામાં રેડીયમ મળી આવે છે.

બેલ્જીયન કોંગોમાંની 'ચીંકોલોબ' ખાણ લડાઈ અગાઉ થોડા સમયપરજ હાથ લાગી હતી. પરંતુ તે વખતે રેડીયમના ગુણોની શોધ આરંભકાળમાં હતી એટલે ચીંકોલોબની ખાણોને બહુ મહત્વ આપવામાં આવ્યું નહીં. પરંતુ ૧૯૨૧ માં મેડમ ક્યુરીએ શોધી કાઢયું કે નાસુર અને એના જેવા રોગોમાં રેડીયમ અસરકારક કામ આપે છે. આથી બેલ્જીયમ સરકારે કોંગોની ખાણવાળાઓને રેડીયમને ખોદવા અને રેડીયમ મેળવવા જણાવ્યું. ત્યાર પછી થોડા જ સમયમાં રેડીયમની શોધમાં બેલ્જીયમ સઉથી મોખરે આવ્યું. ૧૯૨૩ માં ૨૦ ગ્રામ રેડીયમ નીકળ્યું હતું. તે પછીના વર્ષમાં ૨૨ ગ્રામ અને વધતા વધતા ૧૯૩૦ માં ૬૦ ગ્રામ રેડીયમ કાઢવામાં આવ્યું હતું. પરંતુ ફરી ૧૯૩૧ માં ઉત્પન્ન ઘટીને ૪૫ ગ્રામ કરવામાં આવી હતી પરંતુ ઘટાડાનું કારણ એ હતું કે દર વર્ષે વધુ રેડીયમ નીકળતાં તેની કિંમત પ્રતિવર્ષ ઘટતી જતી હતી. એટલે ખાણવાળાઓએ ૧૨ મહીનામાં ફક્ત એકજ મહીના કામ કરવાનું નક્કી કર્યું હતું.

### કાચી ધાતુની કિંમત.

રેડીયમ જેમાંથી નીકળે છે તે કાચી ધાતુની કિંમત પણ રતલનો એક પાઉંડ છે. તેથી

ખાણવાળાઓ તે ન ચોરાય તેની ખુબ કાળજી રાખે છે. ખાણમાં વર્ષના ૧૧ મહીના કામ નથી ચાલતું હોતું, ત્યારે ખાણના મુખ પર લોખંડના બારણા અને બેવડા તાળા મારવામાં આવે છે.

### કેનેડામાં શું?

કેનેડામાં પણ મહાન બેર સરોવરના કિનારા પર રેડીયમનું મોટું ક્ષેત્ર છે અને કાચી ધાતુમાંથી રેડીયમ કાઢવાની નવી પદ્ધતિથી સસ્તું રેડીયમ પુરૂં પાડવાની કેનેડા આશા રાખે છે. અત્યારે તો ત્યાં દર મહીને અર્ધો ગ્રામ રેડીયમ નીકળે છે. ચોકખું રેડીયમ શોધાયા પછી તેને પ્લેટીનમ નામની ધાતુની સોયમાં પેક કરવામાં અને પછી સોનાથી સીલબંધ કરવામાં આવે છે. રેડીયમ અતિ કિંમતી ધાતુ છે, એટલુંજ નહિં પરંતુ તે અતિ ભયંકર પણ છે. રેડીયમનો પ્રત્યેક ગ્રામ તેનાથી ૩૦ લાખ ગણી કાચી ધાતુમાંથી ઘણી લાંબી અને ગુંચવાડાભરી ક્રિયા પછી મેળવી શકાય અને તેથીજ તેની બહુજ સંભાળ રાખવામાં આવે છે. જો મનુષ્ય શરીરમાં પ્રવેશ કરવા પામે તો તે ભયંકર નિવડે છે. ઈંગ્લાન્ડમાં આજે ૭૦ ગ્રામ (લગભગ ૭ તોલા) રેડીયમ છે. લંડનમાં રેડીયમના મથકો પર સંખ્યાબંધ નિષ્ણાતો કામ કરે છે. આ નિષ્ણાતો પ્લેટીનમ કે સોનાની બારીક સોય કે ચોકખા પોલાદની નળીઓમાં મીલીગ્રામ (ગ્રામનો હજારમો ભાગ) રેડીયમ સોલ્ટ ભરે છે અને પછી તે હોસ્પીટલમાં મોકલે છે.

### ભય ભરેલું કામ

રેડીયમમાંથી નીકળતા સતત અને બળવાન કિરણોને લીધે રેડીયમ કાઢવાનું કામ ઘણું જ ભયભરેલું અને મુશ્કેલ છે. તેમાંથી ત્રણ પ્રકારના કિરણો નિકળે છે, જેમાંથી 'ગામ' કિરણ સૌથી બળવાન છે. તેની આગળ ચામડી કે માંસ ટકી શકતાં નથી. લોખંડ અને પોલાદ પણ તેની સામે ટક્કર ઝીલી શકતા નથી. પરંતુ પોલાદ જેવી ધાતુની આરપાર નીકળવાની તેની અજબ શક્તિ પણ સીસા આગળ નિષ્ફળ નિવડે છે. રેડીયમના પ્રાણઘાતક કિરણોની અસરમાંથી કામદારોને બચાવવા માટે અસાધારણ સાવચેતી લેવામાં આવે છે, નહિ તો તેઓ બળીને ભસ્મ જ થઈ જાય. પરંતુ એટલી સાવચેતી લેવા છતાં પણ કામદારો દાઝી જાય છે અથવા મૃત્યુ પામે છે. કામદારો સીસાવાળા કરેલા ઓવરકોટ અને હાથનાં મોજાં પહેરે છે; પરંતુ જ્યારે નળીમાં ભરવામાં આવે છે ત્યારે તો રેડીયમ અને કામદારની વચ્ચે સીસાનો પડદો રાખવામાં આવે છે. રેડીયમ નળીમાં ભરવાનું કામ ઘણીજ નાજુકાઈથી કરવું પડે છે. ધુળની એક રજકણનો પણ તોલ થઇ શકે એવા કાંટા પર રેડીયમ તોલવામાં આવે છે. ત્યાર પછી તેનું એક એક રજકણ નળીમાં ઉતારવામાં આવે છે. એક ગ્રામનો ૧૫૦૦૦ મો ભાગ પણ એક માણસનું મૃત્યુ નીપજાવવા માટે બસ છે. પ્રત્યેક સોયમાં રોગના નીવારણ માટે જરૂરી હોય તે પ્રમાણે ૧ થી ૪ મીલીગ્રામ (૧૦,૦૦૦ મીલીગ્રામ=૧ તોલો) ભરવામાં આવે છે. જીભના નાસુર માટે બહુ ટુંકી સોય વાપરવામાં આવે છે અને તે ભરવાનું કામ બહુ અઘરૂં હોય છે કેમકે રેડીયમ એક સરખું પથરાવું જોઇએ.

### સોય ભરાયા પછી

સોય ભરાઈ ગયા પછી ખાસ બનાવવામાં આવેલી પેટીમાં તેને ગોઠવી દેવામાં આવે છે. કાતીલ ગેમર કીરણ કામ કરનારાને જ્યારે સ્પર્શે છે ત્યારે તેના પગમાં અમુક વિચિત્ર ઝણઝણાટી થાય છે. એટલે કામ તુરતજ અટકાવવામાં આવે છે. આમાંથી લોહીમાં ઝેર ચડી જઇને કામ કરનારની તંદુરસ્તી જોખમમાં આવી પડે તેવો સંભવ છે. સાધારણ હુમલો થયો હોય તો પણ ૭ માસની રજા ભોગવવી પડે છે. દરેક રેડીયમ સેન્ટરોમાં કામદારોની

સારવાર સ્વતંત્ર રીતે થતી હોવા છતાં અમુક સામાન્ય નીયમ બધાને લાગુ પડે છે. સોય ભરવાનું કામ કોઇ પણ કામદારને અઠવાડીયાના સોળ કલાકથી વધુ સોંપવામાં આવતું નથી. તેમજ આ કામ સતત એક કલાકથી વધુ કરાવવામાં આવતું નથી. દરેક કામદારનું લોહી દર માસે એક વખત તપાસવામાં આવે છે અને દર વરસે ઓછામાં ઓછી બે માસની રજા આપવામાં આવે છે, તેમજ દરેક કામદારનો મોટી રકમનો વીમો ઉતારવામાં આવે છે.

## સલામતી ભર્યું સાધન

સોય ભરવા માટે એક વધુ નવું અને સલામતી ભર્યું સાધન પણ છે. આ સાધન રેડીયમ ભરવાની એક પેટીનું છે. આ પેટી ચોરસ ફુટની હોય છે અને તેની બાજુઓ સીસાની હોય છે. કામદાર આ પેટીની પાછળ બેસે છે અને અંદરના ભાગનું જેમાં પ્રતિબિંબ પડે તેવા કાચની મદદથી બધું જોઇ શકે છે.

કેન્સર જેવા ભયંકર વ્યાધિને શાંત કરી માનવજાતને માટે આશીર્વાદરૂપ થઇ પડેલા રેડીયમનો જો બરાબર ઉપયોગ ન કરવામાં આવે તો તે કાતીલ ઝેર સમાન થઇ પડે છે. બીજો કોઇ પણ કાતીલમાં કાતીલ ગેસ રેડીયમની જેટલી પ્રાણઘાતક શક્તિ ધરાવતો નથી. છેલ્લા કેટલાક વરસોમાં રેડીયમે માનવ જાતનું ઘણું હીત કર્યું છે. પરંતુ તેના ઉપયોગ પર જો બરાબર નીયમન રાખવામાં ન આવે તો ભવીષ્યમાં તેના મારફત થનારા ભયંકર હત્યાકાંડના પ્રમાણમાં અત્યાર સુધીમાં થયેલો લાભ કંઇ હિસાબમાં નથી.

માણસના શરીરમાં રેડીયમનો જો એક માત્ર અણુ પ્રવેશી ગયો તો વરસો પછી પણ તેની અસર જણાય અને છતાં પણ તેના ભોગ બનનારને ખબર ન પડે, કે તેની બરબાદીનું કારણ શું છે! એ પછી મૃત્યુ ધીમા પરંતુ મક્કમ પગલે આગળ અને આગળ આવે છે અને તેના પંજામાંથી આ માણસ છટકી શકતો નથી.

## બીજા લાભો કેટલા ?

મેડમ કયુરીની શોધથી કેન્સરના દર્દીઓને લાભ થયો છે, એટલુંજ નહિ પણ બીજાં દર્દોને શાંત કરવાની શોધખોળનો માર્ગ પણ એથી ખુલ્લો થયો છે પરંતુ, આ મહાન શોધખોળનું કાર્ય કરતાં તેમને રોગ લાગુ પડવાથી રેડીયમની વેદિ પર તેમણે પોતાના જીવનનું બલિદાન આપ્યું છે.

## જન્મ કયારે અને કયાં ?

મેડમોઇઝેલ સ્કલેડોસ્કા ( મેડમ કયુરી )નો જન્મ ૧૮૬૭ માં વોરસો ખાતે થયો હતો અને બાળપણથીજ તેઓ વિજ્ઞાનમાં ખુબજ રસ લેતાં હતાં. આથી તેમના પિતા તેમને વિજ્ઞાનનું જ્ઞાન આપવા લાગ્યા હતા. થોડાં વરસો બાદ વોરસોથી તેઓ પારીસ ગયાં હતાં અને ત્યાં ડીગ્રી લીધી હતી. પારીસમાં તેમને મોં. કયુરીનો પરીચય થયો અને પાછળથી તેની સાથે લગ્ન કર્યાં બન્નેનું કાર્યક્ષેત્ર એકજ પ્રકારનું હોવાથી તેઓ વિજ્ઞાન અને શોધખોળમાં ખૂબ રસ લેતાં હતાં. અને ઉંડી શોધખોળના પરીણામે તેમણે રેડીયમની મહાન લાભદાયક શક્તિ શોધી કાઢી હતી.

આ વિદ્વાન દંપતીને હેનરી બેકેરલની ભાગીદારીમાં નોબલ પ્રાઇઝ આપવામાં આવ્યું હતું. ૧૯૦૭ માં મોં૰ કયુરી એક અકસ્માતથી મરણ પામ્યા અને પરીણામે તેઓ જે હોદ્દો ભોગવતા તે તેમને આપવામાં આવ્યો. ૧૯૧૧ માં તેમને ફરી રસાયણશાસ્ત્રનું નોબલ પ્રાઇઝ આપવામાં આવ્યું. એ પછી નવી સ્થપાયેલી રેડીયમ ઇન્સ્ટીટયુટના તેમને પ્રિન્સીપાલ નીમવામાં આવ્યાં, ૧૯૨૧ માં વીજ્ઞાનના ક્ષેત્રમાં તેમણે પ્રાપ્ત કરેલી મહાન સફળતાની કદર તરીકે યુનાઇટેડસ્ટેટસની સ્ત્રીઓ તરફથી તેમને પ્રેસીડેન્ટ હાર્ડીંગે એક ગ્રામ રેડીયમ અર્પણ કર્યું *

* 'નવસારત' માંથી ઉપકાર સાથે ઉતારેલું.

# આભને આરે

(નાગરવેલીઓ રોપાવ તારા રાજમહેલોમાં)

ઝીણી તારલીઓ સોહાય ઉંચા આભને આરે,
મીટે મીટે એ મલકાય ઉંચા આભને આરે.

છાબ ભરૂ તો માય નહિ
આભ ઉરે સમાય જઈ

કાળી ચાદરમાં રોળાય ઉંચા આભને આરે,
ઝીણી તારલીઓ સોહાય ઉંચા આભને આરે.

મોતી તુટયો સાળઓ
ગગને વેર્યો હારલો

વીણું વીણું ના વિણાય ઉંચા આભને આરે,
ઝીણી તારલીઓ સોહાય ઉંચા આભને આરે.

તેજ ભૂરાં વેરતી
નક્ષત્ર વૃંદે ખેલતી

ઝગકી પલપલમાં ઝંખવાય ઉંચા આભને આરે,
એવા રંગો જીવન મ્હાંય આ સંસારને આરે.

આતમ છે એક તારલો
કાયા કેરો હંસલો

પલકી રંગ ભરી હોલાય આ સંસારને આરે,
જગમાં ચમકી ચીર સમાય આ સંસારને આરે.

શાન્તિકુમાર પંડ્યા

# ચાલુ બનાવોની માહિતી

**શ્રી. કેશવપ્રસાદ દેસાઈ**

**વાતાવરણ**

હજી પણ વાતાવરણમાં રાજકીય પ્રશ્નો સૌનું ધ્યાન ખેંચે છે. મહાસભાના પ્રમુખ શ્રી. વલ્લભભાઈ પટેલને સરકારે જેલમાંથી છોડયા છે. તેઓની તબિયત સારી નથી અને તેમણે નાકનું ઓપરેશન કરાવ્યું છે; છતાંયે તેમણે રાજકારણમાં ભાગ લેવાનું શરૂ કરી દીધું છે, એટલે લોકોમાં ઉત્સાહ પ્રસર્યો છે. કોંગ્રેસ તરફથી આવતી ધારાસભાની ચુંટણી માટે તૈયારીઓ ચાલે છે અને જુદી જુદી બેઠકો માટે કયા ઉમેદવારો મોકલવા તેની ચર્ચા થાય છે. આ ચુંટણીઓમાં મનુષ્ય સ્વભાવનાં દર્શન થાય છે. ધારાસભા પ્રવેશ વિરૂદ્ધમાં એક દલીલ એમ હતી કે આવે સમયે મનુષ્ય સ્વભાવના સ્વાર્થી અંશો આગળ તરી આવે છે. આ કથનનું સત્ય કોઈ કોઈ સ્થળે નજરે પડે છે અને ધારાસભા પ્રવેશનો મુળ મુદ્દો વિસરી જઈને, સ્વાર્થ દ્દષ્ટિથીજ કામ થતું દેખાય છે. આ વખતે સામાન્ય જનતાની ફરજ સ્પષ્ટ છે. તેઓ તો એક જ દ્દષ્ટિથી પ્રેરાયલાં હોવાં જોઈએ. દેશનું હિત સર્વોત્તમ રીતે કેમ સધાશે! ઉમેદવારોની અંગત દ્દષ્ટિ સાથે જનતાને કાંઈ સંબધ નથી. અને જો તેમને લાગે કે ઉમેદવારો ધ્યેયથી ચુકે છે તો ટીકા કરીને તેમને ધ્યેય માર્ગે આણવાની ફરજ જનતાની છે. આવી ફરજ બજાવવી તે જ પ્રજાની લાયકાત. જેટલે દરજ્જે એક પ્રજા આવી ફરજ બજાવી શકે તેટલે દરજ્જે પ્રતિનિધિ રાજ્યતંત્ર માટેની તેની લાયકાત સિદ્ધ થાય છે.

*

**સ્ત્રીઓ અને ધારાસભા**

આ બધી ચુંટણીની ધમાલમાં સ્ત્રીઓ ક્યાં છે? હાલના રાજબંધારણ પ્રમાણે પણ સ્ત્રીઓને મત આપવાનો, તેમજ ચુંટણીમાં ઉભા રહેવાનો પણ હક છે. છતાંયે હમણાં સ્ત્રી ઉમેદવારોનાં નામ સંભળાતાં નથી. મહાસભામાં સ્ત્રી સભાસદો પુષ્કળ છે. મહાસભાના કામકાજમાં સ્ત્રીઓએ ભાગ પણ પુષ્કળ લીધો છે. જેલનાં દુઃખ પણ તેમણે સહન કર્યાં છે. એટલે મહાસભા તરફથી સ્ત્રીઓની અવગણના તો થાયજ નહિ. અલબત્ત દેશહિતની વિરૂદ્ધમાં કાંઈ સ્ત્રીહિત નથી; અને મહાસભા પક્ષનો કોઈપણ ઉમેદવાર હશે તે સ્ત્રીહિતને અવગણી શકે તેમ પણ નથી. છતાંયે ધારાસભામાં જુદાજુદા પ્રાંતો તરફથી મળીને ત્રણ ચાર સ્ત્રી સભાસદો હોય તે ઇચ્છવા યોગ્ય છે. સ્ત્રીઓ આવી ચુંટણી માટે નવો સ્ત્રીપક્ષ ઉભો કરે તે તો યોગ્ય નથી જ. કારણ કે જેમ કોમી પક્ષો લાભકારક નથી; તેમ કેવળ નીતિ ઉપર રચાયલા પક્ષો પણ લાભકારક ના જ નિવડે દરેક સ્ત્રી એક સરખા મત ના જ ધરાવી શકે. સ્ત્રીઓ મહાસભાના મતની હોય, તેમ વિનિતપક્ષના મતની પણ હોય. એટલે સ્ત્રીપક્ષ ચાલી શકે નહિ, પરંતુ જેમ મજુર પક્ષનો પ્રતિનિધિ ધારાસભામાં સરકાર તરફથી નિમાય છે, તેમ સ્ત્રીપક્ષનો પણ પ્રતિનિધિ સરકાર તરફથી નિમાય તો ખોટું નથી. હિંદસેવક સમાજવાળા મી. જોશીને સરકારે મજુરપક્ષ માટે નિમ્યા છે. તે જ પ્રમાણે મુંબઇ ઇલાકામાંથી એક સામાન્ય

**શ્રી જયશ્રી બેન**

શ્રી જયશ્રી બેન રાયજી મુંબઈ યુનિવર્સીટીની સેનેટના સભાસદ તરીકે ચુંટાયા છે તે માટે સ્ત્રીબોધ તેમને અને તેમને ચુંટી કાઢનાર ગ્રેજ્યુએટોને અભિનંદન આપે છે. જયશ્રી બેન મુંબઇમાં વર્ષોથી સ્ત્રીઓની સેવા કરે છે. પોતાનો ઘણો સમય તેઓ જાહેર કામકાજ કરવામાં ગાળે છે. અને યુનિવરસીટીમાં તેમણે સેવાનું નવું ક્ષેત્ર ખોળ્યું છે; ત્યાં તેઓ ઉપયોગી કાર્ય કરવા સમર્થ થાય તેવી આશા રાખીશું. સ્ત્રીશિક્ષણનો પ્રશ્ન આપણા સમાજમાં વિકટ છે. આ પ્રશ્ન ઘણા કેળવણી કારોનું અને સમાજ સેવકોનું લક્ષ માગે છે. શ્રી જયશ્રી બેન આ પ્રશ્ન પોતાનો કરી લેશે અને સ્ત્રી શિક્ષણના વિકાસ માટે મુંબઇ વિદ્યાપીઠ પાસે પગલાં ભરાવશે તો તેમની ચુંટણી સાર્થક થશે. વળી સામાન્ય શિક્ષણ માટે પણ વિચાર કરીને ફાલતુ B.A. કરતાં ધંધાદારી કેળવણી તરફ વિદ્યાપીઠનું વધુ લક્ષ દોરવશે તો સમાજ ઉપર તેઓ ઉપકાર કરશે.

*

**બાળરક્ષણ**

આયુગમાં બાળકની યોગ્ય કદર થઈ છે, એમ તો આપણે નિશંક કહીયે તેમ છે. જુના કાળમાં સંતાનની ઇચ્છા સૌને હતી. પુત્રથી પિંડ મળે અને દીકરીયે દીવો રહે એમ સૌ કહેતા હતા. પણ દીકરી દીકરા થયા પછી તેમની સંભાળ તથા તેમના વિકાસ માટે કોઇયે ખાસ લક્ષ આપ્યું નહોતું. હવે સ્થિતિ બદલાઈ છે બાળકોની ખાસ સંભાળ રાખતાં લોકો શીખ્યાં છે. તેમને ખાસ સાહિત્ય જોઇયે તેમ સ્વીકારાયું છે. બાળકો ભવિષ્યની પ્રજા છે અને તેમનામાં સુસંસ્કાર રોપવાનો સમય બચપણમાં છે તે પણ હવે કબૂલ થયું છે. આ સંબંધમાં જેમ વ્યક્તિની ફરજો છે તેમ સમાજની ફરજો પણ છે. કુટુંબના બાળકની સંભાળ લેવાવી જોઇયે, તેવીજ રીતે સમાજે પણ બાળકોની સંભાળ લેવી જોઇયે. મોટાં શહેરોમાં ગરીબ અને રખડતાં બાળકોનો પ્રશ્ન મોટો છે; એમનું શું કરવું તે એક મુંઝવણ છે. મુંબઇ શહેરમાં લગભગ વીસહજાર ભટકતાં બાળકો હશે, એમ ગણત્રી થઇ છે. આ બાળકોની સંભાળ શી રીતે લેવી તે મોટી મુંઝવણ છે. હમણાં આ સબંધમાં તપાસ કરવા એક સમિતિ નિમાઇ છે, તેનો હેવાલ થોડા વખતમાં આપણને મળશે. ૧૯૨૪ ની સાલમાં મુંબઈમાં બાળકો સબંધી એક કાયદો થયો છે. તેને અનુસરીને બાળકો માટે જુદી કચેરી સ્થપાઇ છે. ત્યાં બાળ ગુન્હેગારો સામેના કેસ સાંભળવામાં આવે છે. આ કચેરી ઉમર ખાડી જ્યાં એકવાર જેલ હતી, ત્યાં સ્થપાઇ છે. ન્યાય આપવા એક મેજીસ્ટ્રેટ તથા એક સ્ત્રી ઓનરરી મૅજીસ્ટ્રેટ બેસે છે. તેઓ બાળકો સામેના કેસ સાંભળે છે. ત્યાં પોલીસો સાદા લુગડામાં હોય છે, મેજીસ્ટ્રેટ કે વકીલો ઝભ્ભા પહેરતા નથી; કારણ કે બાળકોના કુમળા મન ઉપર કચેરીની કડક છાપ પાડવી ઇચ્છવા લાયક નથી. ત્યાં સજા પણ જેલની કે એવી નથી થતી. બાળકોને ખરાબ સોબતથી, ગુન્હેગાર માબાપોથી જુદાં પાડીને, સારી જગાયે કે નિશાળોમાં તેમને ઘણું ખરૂં મોકલવામાં આવે છે. જે શહેરોમાં મીલોની વસ્તિ હોય ત્યાં આવી કચેરીઓ રાખવી જોઇયે. અમદાવાદ, સુરત અને વડોદરા જેવા શહેરોમાં બાળરક્ષણની હીલચાલ આ ઢબથી ઉપાડી લઈ તે માટે કાયદા પસાર કરાવવા જોઇયે.

છે કે મારી (જીવનલાલની) અને શ્રી રમણલાલ દેસાઇ વચ્ચે આ વિષે પત્રવ્યવહાર પણ થયો છે. આનો સીધો અને સ્પષ્ટ ખુલાસો એટલો જ છે કે આ બેઉ બાતમીઓ કાં તો ભૂલભરેલી અગર તો સમજપૂર્વક ઉપજાવી કાઢેલી-બનાવટી હોઇ સોએ સો ટકા ખોટી છે.

ગુજરાતના અગ્રગણ્ય સાક્ષર અને વિદ્વાન ધારાશાસ્ત્રી શ્રી કનૈયાલાલ મુનશી તથા વિદ્વાન્ નવલકથાકાર સાહિત્ય ચંદ્રકધારી શ્રીયુત્ રમણલાલ વસંતરાય દેસાઈ એ બન્ને સિદ્ધ સાક્ષરોની યોગ્યતા, પ્રતિષ્ઠા, સાહિત્યમા તેમનું ઉચ્ચ સ્થાન વગેરે જાણનાર કોઇને પણ આ અઘટિત આક્ષેપ સબંધી મારા તરફના ખુલાસાની જરૂર નજ લાગે એમ માનું છું છતાં શ્રી મકરકેતુ જેવા ગુજરાતી વાર્તાલેખક આટલા ઉપરથી જ પોતાની નવલકથા હરીફાઇમાં મોકલવાનું માંડી વાળવાનો નિર્ણય જાહેર કરે છે, તેથી થતી ગેરસમજ અટકાવવા ખાતર આ ખુલાસા સાથે હું તેમને પોતાની નવલકથા આ હરીફાઇ માટે મોકલવાનું સપ્રેમ આમંત્રણ કરૂં છું.

શ્રી મકરકેતુએ ચર્ચેલા બીજા એક મુદ્દા વિષે પણ કંઇક સ્પષ્ટતા કરવા જેવું મને લાગે છે. બીજા રૂ. ૫૦૦)નાં ત્રણ ઇનામ સરખી રકમના એટલે દરેક રૂ. ૧૬૬)નું કરવાનું નથી; પણ પરીક્ષક સમિતિને યોગ્ય લાગે તે પ્રમાણે બીજા નંબરની નવલકથા માટે રૂ. ૫૦૦) માંથી ગમે તેટલી રકમનું ઇનામ આપવાનું છે. ત્રણે ઇનામ આપવા એવું પણ નથી. પરંતુ એક, બે કે ત્રણ સુધી ચડતી ઉતરતી રકમના લેખની યોગ્યતા પ્રમાણે આપવાના છે. આનો હેતુ એ છે કે પહેલા નંબર કરતાં ઉતરતી કોટીની છતા ઇનામને લાયક ગણાય તેવી નવલકથાના લેખકને નીરાશા ન મળે, અને યોગ્યતા પ્રમાણે તેમની પણ કદર સાથોસાથ થાય. આ રીતે બીજા લેખકોને પણ આ યોજનાનો લાભ મળે તેવી વ્યવસ્થા છે. આમા મારે કાંઈ કરવાનુ મેં રાખ્યું નથી, સર્વ સત્તા પરીક્ષક સમિતિને સુપ્રત કરી છે.

આપનો સેવક

મુંબાઇ, તા. ૧૮-૭-૩૪ જીવનલાલ અમરશી મહેતા

મંત્રી 'શ્રીબોધ'

## શ્રી મકરકેતુનું મન્તવ્ય—

ઉપરનો ખુલાસો વાંચ્યા પછી શ્રી મકરકેતુ જણાવે છે કે:—

ભાઇ જીવનલાલે પરીક્ષક સમિતિના કોઇ સભ્યને હરીફાઈમાં ભાગ લેવા નોતરેલ નથી એમ ખાત્રી આપી છે, એટલે ગુજરાતના ઉત્સાહી લેખકોએ નિઃસંકોચ આ હરીફાઇમાં ભાગ લેવા બહાર આવવું જોઇએ.

પરીક્ષક સમિતિવાળા શ્રી મુનશી અને શ્રી રમણલાલ ઉપરાંત ગુજરાતમાં અનેક લેખકો છે. શ્રી મેઘાણી, શ્રી મસ્તફકીર, શ્રી રાયચુરા, શ્રી જીતુભાઈ મહેતા, શ્રી ચાંપસી ઉદેશી, શ્રી બકુલેશ, શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ, શ્રી ધનશંકર ત્રિપાઠી શ્રી ધૂમ્રકેતુ, શ્રી સીતારામ શર્મા, શ્રી તારાચંદ્ર અડાલજા, શ્રી નટવરલાલ વીમાવાળા, શ્રી કેશવ હ. શેઠ વગેરે જાણીતા વાર્તાલેખકો ગુજરાતમાં છે. એમણે જીવનલાલ મહેતાની યોજનાને વધાવી લેવી ઘટે છે.

તા. ૨૨-૭-૩૪ તંત્રી-"મુંબઈ સમાચાર"

**નોંધઃ—**

'મુંબઈ સમાચાર'ના તા. ૮ ગીના લેખમાં જાહેર કર્યું છે તે પ્રમાણે ઉપરની ખાત્રી પછી પોતાની નવલકથા હરીફાઈ માટે ન મોકલવાનો નિર્ણય ભાઈ શ્રી. મકરકેતુએ બદલ્યો હશે જ. એ વચનપાલનની ખાત્રી તો ઓકટોબર આખરે એટલે હરીફાઈ માટે નવલકથા મોકલવાંની મુદત પુરી થાય ત્યારે થશે.

જી. અ. મહેતા

# પુસ્તક પરિચય

**શ્રી. કેશવપ્રસાદ દેશાઈ**

## લોપામુદ્રા, વિભાગ ચોથો.

{ લેખક: શ્રી. કનૈયાલાલ મુનશી. પ્રકાશક, શ્રી. જીવનલાલ અમરશી મહેતા. મુંબઈ અને અમદાવાદ. સચિત્ર. પાકું કાપડનું પૂંઠું. પાનાં ૧૫૯ કીં. ૧-૮-૦.

લોપામુદ્રાના ત્રણ વિભાગ આગળ આવી ગયા છે. પ્રથમ વાર્તારૂપે અને બાકીના બે નાટકરૂપે. આ ચોથો વિભાગ પણ નાટકરૂપે જ લખાયો છે. આર્યોની આ અસલ કથા ઘણા હિંદુઓને આકર્ષશે. આ વિભાગમાં વિશ્વરથે રાજ્ય ત્યાગનો અંતિમ નિર્ણય કર્યો, અને પોતે વિશ્વામિત્ર ઋષી બન્યો તે કથા છે. લોપામુદ્રાનું પાત્ર તો કેવળ નામનું જ આ વિભાગમાં આવે છે. દસ્યુ લોકોને આર્ય લોકો કેવા પીડતા હતા તેનું વર્ણન આ ભાગમાં આવે છે. વિશ્વામિત્રે પોતાના દૃઢ નિશ્ચયથી પોતાના ગુરૂ અગસ્ત્યને પણ દસ્યુઓ તરફ સહાનુભૂતિ રાખતા કર્યા. દસ્યુઓ આર્ય થઇ શકે એ સૂત્ર વિશ્વામિત્રે સિદ્ધ કર્યું. નાટકની ભાષા ભાવવાહી છે. મર્માળો હાસ્યરસ પણ નાટકમાં છે. છતાંયે ત્રીજા ભાગનો વેગ તથા તેના જેવી કક્ષા આ ભાગમાં દેખાતી નથી. નાટકનું વસ્તુ વેદપુરાણ સમયનું હોવાથી ઘણાઓને તેમાં રસ નહિ પડે, એવો ભય મેં અગાઉ દર્શાવ્યો જ છે.

## જ્યારે તેઓ ઉપકાર કરે છે!

{ લેખક: શ્રી. સાદીક. પ્રકાશક: હિન્દુસ્થાન પ્રેસ. કોટ, મુંબઈ. કાર્ડબોર્ડનું પાકું પૂંઠું. સુંદર કાગળ ને છપાઈ. પાનાં. ૧૦૪ કીં. રૂ. ૧-૦-૦.

શુદ્ધ ગુજરાતી લખનાર મુસલમાન ભાંઇઓમાંના શ્રી. સાદીક એક છે. ગુજરાતીમાં રાજકીય વિષયોનાં પુસ્તકો ઓછાં છે તેમાં તેઓ ભાઇ આ પુસ્તકથી સારો વધારો કરે છે. યુરોપીયન લોક પૂર્વના પ્રદેશોમાં પોતાનો વેપાર અને રાજ્ય કારભાર પ્રસારવા આવ્યા, ત્યારે તેમણે, હંમેશાં દેખાવ એવો કર્યો છે કે તેઓ ઉપકાર કરવા આવ્યા છે. આ બાબત લક્ષમાં લઈને ચોપડીનું નામ અપાયું છે. આખાયે પુસ્તકમાં પાશ્ચાત્ય સંસ્કૃતિને તેના ખુલ્લા સ્વરૂપમાં બતાવવાનો સફળ યત્ન થયો છે મિસર, ઈરાન, ચીન, અને હિંદમાં, આ સંસ્કૃતિયે કેવા કાવાદાવા કરીને રાજ્ય પ્રસાર્યું છે તેનો ઇતિહાસ આપ્યો છે. હવે તો હિંદવાસીઓ આ સંસ્કૃતિને અને તેના પ્રચારકોને ઓળખી ગયા છે. છતાંયે આવા પુસ્તકોથી સૌની નજર સારી રીતે ખુલશે.

## નસીબની બલિહારી.

{ લેખક: શ્રી. ચાંપશી ઉદેશી, ૧૦ પોલોક સ્ટ્રીટ, કલકત્તા. પાનાં ૮૮. કાર્ડબોર્ડનું સચિત્ર પૂંઠું. કીં. ૦-૧૨-૦.

એક અંગ્રેજી ચિત્રપટ જોયું, તે ઉપરથી ઉદ્‌ભવેલી આ નવલકથા છે. શ્રી. ચાંપશીની ભાષા હોવાથી તે આકર્ષક બની છે. બોધદાયક અને વસ્તુ સાદું છે. પણ શ્રી. ચાંપશીની ઝલકનો તેમાં અભાવ છે.

જીવન ચર્ચા.

પ્રકાશક : પ્રસ્થાન કાર્યાલય. પાનાં ૧૫૦. કીં. રૂ. ૦-૧૦-૦.

સરસ્વતી ગ્રંથમાળાનાં ઉત્તમ પુસ્તકોમાં આ પુસ્તકથી સુંદર વધારો થયો છે. ગુજરાત વિદ્યાપીઠને અંગે તત્ત્વ ચર્ચા મંડળ ચાલતું હતું. તેમાં થયેલા બાર વ્યાખ્યાનોનો આ સંગ્રહ છે. શ્રી. કાલેલકર, કૃપાલાની, મશરૂવાળા, વિનોબા, નાનાભાઈ, રામનારાયણ, નરહરિ, ઇંદુભૂષણ મઝમુદાર અને પંડિત સુખલાલના મંતવ્યો આમાં છે. વિચારશીલ નિબંધ સંગ્રહ તરિકે આ પુસ્તક ઘણું આવકાર લાયક છે.

સાચી ઓળખાણ.

લેખક : શ્રી હરભાઇ. પ્રકાશક : બેચર મેઘજી એંડ સન્સ. રાજકોટ.
કાર્ડબોર્ડનું પૂંઠું પાનાં. ૧૫૧. કીં. ૦-૬-૦.

દક્ષિણામૂર્તિના ગૃહપતિએ પોતાના અનુભવ ઉપરથી લખેલું આ પુસ્તક છે. અંદર વાર્તાઓ અને પત્રો છે. પરંતુ મનુષ્યના બહારના કર્તવ્યની પાછળ રહેલો હેતુ ખોળવાનો એક માનસશાસ્ત્રીનો આ પ્રયત્ન છે. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર જેવી સુઘડતા આ પ્રકાશનમાં નથી તે દિલગીરી ભર્યું છે. પુસ્તક વાંચીને વિચારવા યોગ્ય છે.

---

કર્મમાર્ગ.

લેખક અને પ્રકાશક : શ્રી. હ. બા. કાપડીઆ, અમદાવાદ.
કાચું પુંઠું. કીંમત પાંચ આના.

શ્રી કૃષ્ણે ગાયેલ ભગવત્‌ગીતાનો મહાન અને ગૂઢ અર્થ સાધતા અનેક મુશ્કેલીઓ ઉભી થાય એવા કર્મ-તેની ઉત્પત્તિ અને હેતુ-ના વિષયને સુંદર રીતે ચર્ચીને ભાઇ કાપડીઆએ જીજ્ઞાસુઓને માટે પ્રશ્નોત્તર રૂપે સરસ જવાબો આપ્યા છે.

ભાષા સાદી અને સરળ હોવાથી સાધારણ જનસમુહ પણ વાંચીને સમજી શકે તેમ હોવાથી ઘણું જ લોકભોગ્ય થાય તેમ લાગે છે.

आनंद ( માસિક ), પૂનાથી પ્રગટ થતાં ' આનંદ ' માસીકનો આ ખાસ અંક સુંદર અને આકર્ષક રીતે બહાર પડ્યો છે. પત્રમિત્રને અમારાં અભિનંદન છે.




સહાયક તંત્રી : શ્રી જમુભાઈ દાણી

વર્ષ ૧૫ :: ઑગષ્ટ : ૧૯૩૪ :: અંક ૮

## અનુક્રમણિકા

| | | | |
|---|---|---|---|
| ૧ | જીવલી | શ્રી રમણલાલ સોની | ૨૧૪ |
| ૨ | સમજો | શ્રી ગિજુભાઈ | ૨૧૫ |
| ૩ | આગળ | શ્રી મનુભાઈ જોધાણી | ૨૧૬ |
| ૪ | ભાઈબંધ | શ્રી વસંત નાયક | ૨૧૮ |
| ૫ | સ્વાદ | શ્રી વિઠ્ઠલરાય આવસથી | ૨૧૯ |
| ૬ | સંચય | સૌ. કમળાબ્હેન | ૨૨૧ |
| ૭ | ચોમાસુ | શ્રી ધૈર્યચંદ્ર બુદ્ધ | ૨૨૨ |
| ૮ | પાયતખ્ત દીલ્હી | શ્રી વરધભાઈ પટેલ | ૨૨૩ |
| ૯ | [illegible] | શ્રી. [illegible] | ૨૨૭ |
| ૧૦ | મારું નામ ? | શ્રી હેમુભાઈ | ૨૨૮ |
| ૧૧ | એકનાથ | શ્રી ધીરજલાલ ભટ્ટ | ૨૩૦ |
| ૧૨ | કાગળ | શ્રી નર્મદાબ્હેન | ૨૩૩ |
| ૧૩ | બાળકોના લેખો | શ્રી કનકરાય જાની | ૨૩૪ |
| ૧૪ | બાળમિત્રોને | શ્રી કેશવપ્રસાદ દેસાઈ | ૨૩૬ |

# જીવલી

શ્રી. રમણલાલ પી. સોની.



ગામડા ગામની છોડી રે
જીવલી એનું નામ,
રોજ વાસીદાં વાળતી રે
કરતી ઘરનું કામ;
વાસીદાં વાળતી
ઢોબાં સંભાળતી
સીમે ચરાવવા જતી રે,
ગામથી બીજા ગામ;
ગામડા ગામની છોડી રે
જીવલી એનું નામ.

(૨)

એક દિન છાણા વીણતી રે જીવી તળાવની પાળ
પાસે દીઠો એક શીમળો રે એની ઉંચેરી ડાળ
મધમાખી ઉડતી
મધુપૂડો ચુમતી
ગુણ ગુણ ગુણ ગુણ ગાતી રે કરતી કેવું કામ,
ગામડા ગામની છોડી રે જીવલી એનું નામ.

(૩)

મારી કછોટા કુદતી રે જીવલી ડાળથી ડાળ
પુડો જોવાને તલખતી રે માથે લલખતા વાળ
ઊંચે એ પહોંચતી
મધપુડો દેખતી

ડાળી ઝુલાવતી ઊલી રે માખીઓ ઉડી આમ,
ગામડા ગામની છોડી રે જીવલી એનું નામ.

(૪)

આઠ વીરાની એક બેનડી રે જીવલી ના'વી ઘેર
જાગ્યા વીરા એ સીમ ગોતવા રે જીવલી કઈ મેર ?
આંગ્યો એ શીમળો
માખીનો ડુંગરો
નીચે તાળવની પાળે રે જીવલી પોઢી રામ !
આઠ વીરાની એક બેનડી રે જીવલી પોઢી આમ !
ગામડા ગામની છોડી રે જીવલી એનું નામ !

---

## સમજો

એવી વાત એક પણ કબૂલ ના કરતા કે જે તમને સમજાતી ન હોય.

કોઇ પણ માણસ જ્યારે તમને કંઇ કરવાનું કહે ત્યારે તમે એને પૂછજો, 'જી, પણ એનું કારણ જરા સમજાવશો ? સમજ્યા પછી જરૂર હું કહીશ. મને કામ કરવું ગમેશે, પણ તે સમજીને.'

તમે કોઈપણ એવી વાતથી ન ડરતા કે જેનાથી ડરવા જેવું નહોય.

કશાથી તમે ડરો તે પહેલાં મનને પૂછો, 'એમાં ડરવા જેવું શું છે ! ચાલ જોઉં તો ખરો કે એમાં છે શું ! પછી તપાસ કરો, ખાત્રી કરો, પછી લાગે કે કશાથી ડરવા જેવું નથી તો ડરવું જ નહિ.

ગિજુભાઈ

# બાવળ.

શ્રી. મનુભાઈ જોધાણી

એક વખત હું મારા મોસાળ ગામડામાં ગયો હતો. ત્યાં દેવજી મને રોજ ગામડામાં ફરવા લઇ જાય. રોજ અમે એક ગામડેથી બીજે ગામડે જઇએ. એ રીતે હું અને દેવજી એક દિવસ ગામડે જતા હતા. રસ્તો ઉજડ ને આઘેરક વળી મોટી કાંટ આવે તે કોઇ લુંટી જાય તોય ખબર ન પડે. એટલે અમે તો ઘરે પહોંચવા ઉતાવળા ઉતાવળા ચાલતા હતા, તોય બપોર થઇ ગયા. ભાતું ખાઇને સાથે બતકમાં પાણી હતું તે પીધું ને ચાલતા થયા. પણ ઉનાળાનો તાપ માથું ફાડી નાંખે એવો ને લુ વાય તે કાનસોરી બળી જતી. થાક અને તડકાને લીધે અમે બતકમાં હતું એટલું પાણી તો પી ગયા ને દેવજીનું ગળું સુકાવા લાગ્યું. હોઠ પણ સુકાયા ને વારે વારે દેવજી હોઠ ચાટયા કરે ને શુક ગળે ઉતાર્યા કરે, પણ એમ કાંઇ તરસ મટે? અને થયું કે માર્યા. આટલામાં પાણી તો કયાંઇ આવતું નથી ને પરબ છે તેય હજુ અર્ધોક માઇલ દૂર છે; ને દેવજીને લબરકી થઇ ગઇ તો એને ઘેર પહોંચાડવા મુશ્કેલ થઈ પડશે. હું તો મુંઝાઇને ધાંધો બની ચોમેર જોવા લાગ્યો, એટલામાં થોડે દૂર ઝાડ ભાળ્યું. દેવજીને હું ત્યાં લઇ ગયો. મને થયું કે ઝાડને છાંયડે દેવજીને જરા ઠંડક વળશે.

ઝાડ પાસે આવું ત્યાં તો છાંયડાનું કાંઈ ઠેકાણું નહીં ને ચારે તરફ કાંટાનો પાર નહિ. માંડ માંડ ગરજા જેવી શુળો હડસેલીને દૂર કાઢી ને દેવજીને ત્યાં બેસાડયો. એની આંખે અંધારાં આવતાં ને રાતા પીળાં દેખાતાં. તેણે આંખ ઉઘાડી ને ઉંચે જોયું અને એકદમ હસી પડયો અને કહ્યું કે પેલું બાવળીયું તોડી પાડ.

હું તો કાંઇ સમજ્યો નહિ. મેં તો પાણો લઇને માર્યો એટલે ઝાડની એક શીંગ તૂટી પડી. દેવજીએ ઝટ લેતાંકને એ મ્હોંમાં મૂકી દીધી.

ને પછી તો દેવજીના મ્હોમાં અમી છૂટયાં ને ઘૂંટડે ઘૂંટડે એણે ગળું કુણું કર્યું. એની તરસ છીપાતી ગઈ ને જીભનો લુવો વળ્યો.

થોડીવારે એને ઠંડક વળી એટલે હું દોડતો પરબેથી બતક ભરી લાવ્યો ને દેવજીને પાણી પાયું.

પછી દેવજી મને કહે કે આ ઝાડને ઓળખે છે ! એતો બાવળ છે બાવળ ! બહુ ઉપયોગી ઝાડ છે.

મેં કહ્યું બાવળ તે શા ઉપયોગનો ? જોને એને છાંયડે માણસો બેસવા આવે તો ક્યાં બેસે ! ચારે કોર શૂળો ને કાંટા.

દેવજી હસી પડયો. તે કહે કે આ ઝાડની બધી વસ્તુઓ ઉપયોગી છે. જો આ શીંગો છે તે તરસ્યે જીવ જતો હોય ને પાણી ન મળે ત્યારે જો મ્હોંમાં રાખેને તો અમી છૂટે અમી, ને માણસને તરશ જ ન લાગે. અને ગમે તેવું મોઢું આવી ગયું હોય પણ એની પાલી મોંમાં રાખે તો બીજે દહાડે મટી જાય, જાણે કાનમાં કીધું. એવી તો એ ઠંડી છે. પાલીમાં હું ન સમજ્યો. તે કહે કે આ એનાં ઝીણાં ઝીણાં પાંદડાં છે તે પાલી કહેવાય.

વળી કહે કે આપણે સવારમાં દાતણ કરીએ છીએ તે દાતણ પણ આ બાવળના. એમાં તો બહુ ગુણ છે. દાંત સાફ કરે ને મજબુત કરે. મોઢામાં વળી સુગંધનો પાર નહિ. આપણા આ પાઉડર ને બ્રશ કરતાં હજાર દરજ્જે સારાં; ને એની છાલથી તો ચમાર લોકો ચામડાં રંગે છે એ તને ખબર નહિ હોય ?

હું તો સાંભળતો જાઉં ને હસતો જાઉં. દેવજી કહે કે ઝાડની છાલ ઉખેડો એટલે ગુંદર ઝરે ને એના પોપડા બાઝે. એય એટલો બધો ચીકણો ને મજબૂતી આપનારો કે લોકો શીયાળામાં એને ઘીમાં તળીને ખાય, પાક બનાવીને ખાય ને કાંઇ ચોડવામાં પણ વપરાય. ગુંદર ખાય તો લોકોના સાંધા દુઃખતા પણ મટી જાય. ગુંદર ને સાકર મોંમાં રાખી ઘૂંટડો ઉતારે તો બેસી ગયેલો સાદ પણ ઉઘડે.

એમ તો બાવળ બહુ ઉપયોગી છે. એનાં લાકડાંય એટલાં મજબૂત કે એની ગમે તે વસ્તુ બનાવો પણ ભાંગે જ નહિ. હળ તો એના જ બને ને બાવળનાં લાકડાં બળવામાં પણ એવાં કે દીવી પેઠે બળે.

ને તમે તમારે ઘેર સઘડીમાં બાળો છો તે કોલસા પણ બાવળના લાકડાનાં. મોટી કાંટની કાંટ લોકો કાપી નાખે છે ને જમીન ખેડી નાખે છે પણ એ તો બીજે ત્રીજે વરસે પાછા એટલાને એટલા.

મને થયું કે બાવળનાં ઝાડ આટલાં બધાં ઉપયોગી છે છતાં લોકો કેમ એને વાવતા નહિ હોય ?

દેવજી કહે કે ગાંડો થયો છે કંઈ ? એમાંથી પેદાશ કાંઇ નહિ. એ તો

વગર વાવ્યે જ ઉગી નીકળે. વળી એના જેવી જ જાતનો એક જંગલી બાવળ થાય છે એની તો તને ખબર નહિ હોય?

મેં કહ્યું કે ના, હું તો કંઇ નથી જાણતો.

દેવજી કહે કે એને કાંટા ન હોય, પાંદડાં એના જેવાંજ પણ ઝીણાં હોય એને ગુંદર ન આવે ને આવા બાવળીયા પણ ન આવે. પણ એને પીળાં ફુલ બેસે એને પછી લાંબી લાંબી શીંગો થાય ને અંદર નાનાં નાનાં બીયાં થાય તે ખવાય. કેટલાક લોકો એને ગાંડો બાવળ પણ કહે છે.

ત્યારે એ શીંગોનો પાક ન ઉતરે!

દેવજી કહે કે એ શીંગો તો નાનાં છોકરાં ખાય, ને એવાં તો ક્યાંઇક જ ઉગે. પણ બાવળના બાવળીયા વાઘરી લોકો ઉતારી લાવીને વેચે છે ને, અમારા ગામડામાં લોકો એનું અથાણું બનાવીને ખાય છે.

મને થયું કે 'ખરેખર! બાવળતો ઉપયોગી ઝાડ છે. એની તો એકે એક ચીજ ઉપયોગમાં આવે.

## ભાઇબંધ

શ્રી. વસન્ત નાયક



પોપટ મારો ભાઇબંધ
કાળો કાળો કાંઠલો
રાતી રાતી ચાંચ
લીલી લીલી પૂછડી
લીલી લીલી પાંખ
મારી વાડીમાં રોજ આવે
ઝાડે બેસી ગમત કરે
મારી સાથે રમત રમે
બોલાવું તે બોલે
ખવરાવું તે ખાય

જમરૂખ ખાય ને મરચું ખાય
પાણી આપુ તો પીતો જાય

રમી જમીને ઉડી જાય
રોજ આવે ને રોજ જાય

પાંજરે એને કોણ પુરે?
પાંજરે પુરાવું કોને ગમે?

# સ્વાદ

શ્રી. વિઠ્ઠલરાય યશેશ્વર આવસથી.

જેમ આંખથી દેખીએ, કાનથી સાંભળીએ, તેમ આપણી જીભવડે અને અને તાળવાના પાછલા ભાગ વડે સ્વાદ પારખીએ છીએ. સ્વાદ લેનારી ખરી ઇન્દ્રિય તો જીભ ઉપરની રેખાઓ અને તાળવાના પાછલા ભાગ ઉપરની રેખાઓ ભીનાશવાળી છે. એ રેખાઓ જીભ ઉપર ઝીણી ઝીણી ફોલ્લીની જેમ ઉપસેલી હોય છે, અને એ ઉપસેલી ફોલ્લીઓ ફરતી ભીનાશવાળી નીકો હોય છે. આ નીકો નીચે જીભની અંદરના ભાગમાં અમુક જાતની ગાંઠો હોય છે તેમાંથી થુંકનું અમી મોઢામાં આવ્યા કરે છે, અને તેથી જીભ ભીની રહે છે. થુંકનું અમી ચાવેલા ખોરાક સાથે ભળીને તેને પચાવવામાં મદદ કરે છે. એ ભીની નીકોમાં સ્વાદ લેવાની શક્તિવાળા છેક બારિક દાણા દાણા જેવું હોય. છે તે 'સ્વાદ કળીઓ' કહેવાય છે. આ સ્વાદ કળીઓ વચમાંથી કાપેલા અરધા નારંગી જેવા આકારની હોય છે. અને એ સ્વાદ કળીયોમાંથી અત્યંત બારીક વાળ જેવી રેષાઓ ભીનાસવાળી નીકોમાં ઉપસી આવેલી હોય છે.

જે ખોરાક આપણે ખાઈયે તેને પ્રથમ તો દાંત ચાવીનો ભૂકો કે છૂંદો કરે છે. એ છૂંદો ભીનાશવાળી ખાઇઓ કે નીકોમાં પડતાં થુંકના અમીનું તેની સાથે મિશ્રણ થાય છે, અને આ મિશ્રણ વાળ જેવી બારીક રેષાઓને અડકે કે તુરત તે રેષાના તાર જે જાતનો સ્વાદ હોય તેની ખબર આપણા મગજના સ્વાદ પારખનારા જ્ઞાનતંતુઓને પહોંચાડે છે.

ખરી રીતે તો સ્વાદની મુખ્ય ચાર જાત છે:-ગળ્યો, ખાટો, ખારો અને કડવો. કેટલાક વિજ્ઞાનીઓ તે ઉપરાંત 'આલ્કેલાઇન' એટલે કટાઈ ગયા જેવો, અને 'મેટાલિક' એટલે ત્રાંબા પિત્તળ જેવી ધાતુના જેવો—એ બે જાતના સ્વાદ ઉમેરે છે. પણ ખરૂં જોતાં બીજા બધી જાતના સ્વાદો ઉપર ગણાવ્યા તે ચાર સ્વાદનાં જુદી જુદા રીતે થયેલાં મિશ્રણો જ છે. એ મુખ્ય ચાર' સ્વાદના પ્રસિદ્ધ દાખલા નીચે પ્રમાણે છે:—

ગળ્યા કે મીઠા સ્વાદનો દાખલો સાકર, ખાટા સ્વાદનો લીંબુ, ખારા સ્વાદનો મીઠું, અને કડવા સ્વાદનો કરીયાતું કે ઝેરકોચલું. ઘણી જુદી જુદી જાતના ભાવે એવા મિશ્ર સ્વાદો બનાવવાનું કામ રસોયાનું છે. અને ભજીયાંમાં

# ચોમાસુ



ચોમાસાના ચારે મહીના
કળા કરીને ટહુકે મોર;
ઢેલડીઓના વૃંદ ફરે ને
આકાશે છાયો ઘનઘોર. ૧



ખેડુતો સહુ કામ કરે ને
ધાન્ય પકાવે ખેતરમાં;
પક્ષીઓ કિલકાર કરે ને
રમતાં ભમતાં સુંદર ગાતાં. ૨

ભરવાડો ગૌધણ ચરાવે,
ભગરી ભેંશો ભુલે ભાન;
બાળક સહુ નિશાળે જતાં
ગાન, તાન, કરી ગુલ્તાન. ૩

ધૈર્યચંદ્ર ર. બુદ્ધ.

# પાયતખ્ત દિલ્હી

શ્રી. વચ્ચભાઇ પટેલ

ગુલામ વંશ પુરો થયો અને ખીલજી વંશ શરૂ થયો. તેની સાથે દિલ્હીએ ત્રીજા જીવનમાં પ્રવેશ કર્યો.

પઠાણો અને રાજપુતો દિલ્હીના બજારોમાં એક સાથે ફરે છે, રાજપુતો માથું ઉચકશે અને આપણને હાંકી મૂકશે એ ભીતિ મુસલમાનં બાદશાહોને રહી નથી. વિજયનો ડંકો મુસલમાનોના વર્તનમાં જણાઈ આવતો; જ્યારે દિલ્હીની હિન્દુ પ્રજાને પઠાણોને નમતું આપવું પડતું.

આ અરસામાં મોગલોનો હાઉ દિલ્હીની સલ્તનત સામે ડોકિયાં કરતો ઘુરકી રહ્યો; દિલ્હીના માથે અલાઉદ્દીન ખીલજી જેવો ધણી છે છતાં મોગલોનો સરદાર આગળ ધસી આવતો હતો. બે લાખ ઘોડેસ્વારો લઇ તે ઠેઠ જમનાના કિનારે આવી પહોંચ્યો. અલ્લાઉદ્દીન તેની સામે થયો, જબ્બર જંગ મચ્યો. એક બાજુ પઠાણો ને બીજી બાજુ મોગલો. અલાઉદ્દીનની કુનેહ ને કડકાઈથી મોગલો હાર્યા ને પઠાણો ત્રણ માઇલ સુધી તેમની પૂંઠે પડયા. એકવાર ભૂખ્યા ડાંસ જેવાં મોગલોનાં ટોળાંના પંજામાંથી દિલ્હી બચ્યું.

મોગલોનો ભય ટળ્યો એટલે અલાઉદ્દીને પોતાનું પોત પ્રકાશ્યું. રાજપુતાનાને જીતવા એણે વ્યર્થ ધમપછાડા કર્યા. ગુજરાત જીત્યું, દેવગીરિ જીત્યું, મહારાષ્ટ્ર, માઈસોર ને મલબાર જીત્યાં. અલાઉદ્દીનની આણ આખા હિંદમાં વર્તાવી, મલીક કાફુરે સેતુબંધ રામેશ્વરમાં પગ મૂકયો ને ત્યાં મસ્જિદ બંધાવી. અત્યાર સુધી દિલ્હીને ઉત્તર હિન્દુસ્તાન નમતું; અલાઉદ્દીને એને સમગ્ર હિન્દની રાણી બનાવી. દેશ દેશાવરમાંથી દિલ્હીમાં લડવૈયાઓ આવ્યા, કારીગરો આવ્યા, અમીર આવ્યા ને દિલ્હી શહેરની વસ્તી ઉભરાઇ. રાજપુતોનું ને "ગુલામોનું દિલ્હી" અલાઉદ્દીનની પ્રજાને નાનું પડયું. શહેરની ઉત્તરના ભાગમાં પરાંઓ વસ્યાં. બાદશાહે એ પરાંઓની આજુબાજુ દિવાલ બંધાવી સીરી નામ આપ્યું. સીરી તે ખીલજીઓના દિલ્હીનું બજાર. સીરી તે સાત દિલ્હીઓમાંનું ત્રીજું દિલ્હી.

ખીલજીઓનો અમલ પુરો થયો, અને દિલ્હીની ગાદી પર તઘલખ બાદશાહો રાજ્ય કરવા લાગ્યા. પહેલો તઘલખ બાદશાહ તે ગ્યાસુદ્દીન તઘલખ. દિલ્હીની પ્રજાનાં જાનમાલ એને ઘણાં વહાલાં હતાં. મોગલો ચઢી આવે તો પ્રજાના રક્ષણને માટે શહેરને ફરતો મજબુત કિલ્લો જોઇએ. ખીલજીઓની બાંધેલી દિવાલ એને મજબુત ન લાગી. દિલ્હીથી થોડે અંતરે એને એવી જગ્યા જડી. એ જગ્યાને કુદરતી ટેકાઓ છે.

એ ટેકાઓની મદદથી ચાર માઇલ ફરતી એણે મજબુત દિવાલ બંધાવી. દિવાલની મજબુતાઇ આજે પણ જણાઇ આવે છે. આ દિવાલની અંદર વસેલું શહેર તે ચોથું તઘલખાબાદ કહે છે કે તઘલખાબાદને બાવન તો દરવાજા હતા. આ બાવન દરવાજામાંથી તેર દરવાજા તો આજે પણ જોઇ શકાય છે. ગ્યાસુદ્દીનની મોટી ઉમેદો છતાં એના મરણની સાથેજ તઘલખાબાદનો અંત આવ્યો. કોટની દક્ષિણ બાજુએ આવેલી ગ્યાસુદ્દીન અને એના પછીના બાદશાહ મહમદ ગાંડાની કબરો સિવાય સઘળા શહેરનો નાશ થયો. રક્ષણને માટે આ કબરોની આજુબાજુ પણ ફરતો મોટો કોટ છે. એ ઉપરથી જણાઇ આવે છે કે પરદેશી હુમલાઓનો કેટલો ભય હશે. ગ્યાસુદ્દીનના આ શહેરનો આમ અકાળે અંત આવ્યો તેનાં ઘણાએ કારણો છે. કેટલાક કહે છે કે સંત નિઝામુદ્દીનનો શાપ લાગશે એ ડરથી લોકોએ શહેર ખાલી કર્યું ને જૂના દિલ્હીમાં જઈને વસ્યા.

ગ્યાસુદ્દીનના મરણ પછી મહમદશાહ દિલ્હીનો બાદશાહ થયો. એણે દિલ્હીની વસ્તી ઉભરાઇ જતી ભાળી અને હજુ તો તઘલખાબાદથી આવતા શહેરીઓનો શહેરમાં સમાવેશ કરવાનો હતો. એટલે એણે સીરી અને કુતુબની વચમાં પડી રહેતી પડતર જમીનની આજુબાજુ મજબુત દિવાલો બંધાવી અને શહેરીઓને મોકળાશથી રહેવાની સગવડ કરી આપી. આ પ્રમાણે દિલ્હીની વસ્તી વધી અને સાથે સાથે વિસ્તાર પણ વધ્યો. મહમદે આ નવા વસેલા ભાગને જહાંપનાહ એટલે દુનિયાનો વિસામો. કુતુબ અને દિલ્હી છૂટાં હતાં તે જહાંપનાહથી જોડાયાં. આ જહાંપનાહ પાંચમું દિલ્હી.

આ મહમદશાહ ચીન દેશ પર ચઢાઇ કરી વિજય મેળવવા જેવા તરંગો ઉઠાવતો. દિલ્હીના જેવો ફળદ્રુપ જમનાનો કિનારો એને ન રૂચ્યો. દોલતાબાદના ડુંગરી કિલ્લાનો અને ડુંગરી પ્રદેશનો એને મોહ લાગ્યો. શહેરીઓને દિલ્હી ખાલી કરી દોલતાબાદ જઇ વસવાનો હુકમ કર્યો. બાદશાહી ફરમાન એટલે એનું ઉલંઘન કેમ થાય ? બાદશાહી રસાલો અને લોકોએ પણ નીચી મુંડીએ ચાલવા માંડયું. બિચારો એક જણ પાછળ રહી ગયો. એની જાણ થતાં હુકમ છૂટયો કે ગાડાની પાછળ એને ઘસડાતો લઇ લો. રસ્તામાંજ એ બિચારાના ભુક્કા ઉડી ગયા. પ્રજાતંત્રના રસે ચઢેલાં આજના શહેરીઓ આવું અપમાન સહન ન કરી શકે. પરંતુ પઠાણોની જોહુકમાઇના જમાનામાં તો બાદશાહનો પડયો બોલ ઉપાડયેજ છૂટકો. ન ઉપાડે એટલે દેહાંતદંડની શિક્ષા.

બાદશાહ અને શહેરીઓ દોલતાબાદ આવ્યા. ત્યાં થોડો વખત રહ્યા એટલે મહમદશાહને એની મૂર્ખાઇ સમજાઇ કે જે મુલક પર એને રાજ્ય કરવાનું હતું એને બીજે છેડે છેક દક્ષિણમાં તે આવી વસ્યો છે. પરદેશી હુમલાઓનો ભય પણ ભારે હતો. રાજ્યના મધ્ય ભાગમાંજ રાજ્યનગર હોય તો આખું

રાજ્ય સારી રીતે સચવાય એમ એને લાગ્યું. એટલે ફરી એણે હુકમ કર્યો કે "દોલતાબાદ છોડી સર્વેએ દિલ્હી જઈ વસવું" કંટાળેલા શેહેરીઓએ દિલ્હી તરફ પગલાં માંડયાં અને ફરીથી જમનાનાં કાંઠે દિલ્હીમાં વાસ પૂર્યો. વેરાન થયેલું દિલ્હી વસ્તીવાળું બન્યું. પણ આ ફેર બદલીમાં દિલ્હીએ ઘણા કારીગરોને ગુમાવ્યા. નકશી અને કારીગરોનું કેન્દ્ર ગણાતું દિલ્હી કળા વિહોણું બન્યું.

મહમદશાહ પછી ફીરોજશા ગાદીનો વારસ થયો. ફિરોઝશાહને લડાઇ લડવી ગમતી નહિ. કેટલાક પ્રાંન્તોના સુબાઓ સ્વતંત્ર થયા; તેની પણ દરકાર કર્યા વિના દિલ્હીનું સામ્રાજ્ય એણે શાંતિથી ચલાવ્યું. આ શાંતિના સમયમાં દિલ્હીની આબાદી વધી. બાંધકામ અને પુરાણી વસ્તુઓનો ફીરોજશાહને ઘણો શોખ હતો. " નહેરો બાંધનાર ફીરોજશાહ"ના નામથી આજે પણ એ ઇતિહાસમાં જાણીતા છે. શહેરને તથા ખેતરોને પાણી પૂરૂં પાડવા એણે જમનાંમાંથી નહેરો ખેંચી. શાહજહાંનાબાદથી અડધો માઇલ દૂર આવેલું "કોટલા ફીરોજશાહ "ફીરોજે વસાવ્યું. "કોટલા ફીરોજશાહ" એ દિલ્હીનો છઠ્ઠો અવતાર. તઘલખાબાદની માફક કોટલા ફીરોજશાનો પણ અકાળે અંત આવ્યો. છતાં જે મુસાફરોએ જોયેલું તેઓ એનાં પુષ્કળ વખાણ કરે છે. કહે છે કે જમનાના કિનારાથી તે ઠેઠ રીજના નામથી ઓળખાતા અર્વાચીન દિલ્હીના એક ભાગ સુધી કોટલાના રહીશોનાં ઘરો પથરાયેલાં હતાં. શહેરને ફરતી દિવાલ હતી અને કોટલાની વસ્તી પણ દોઢ લાખ માણસની ગણાતી.

જામી મસ્જિદનાં ખંડેરો અને અંબાલા જીલ્લામાંથી લાવી મંગાવેલા પેલા અશોકના થાંભલા સિવાય સારા કોટલાનો નાશ થયો છે. આજે કિલ્લાની અંદરના ભાગમાં રસ્તાઓ બાંધી બગીચો બનાવ્યો છે. ફીરોજશાહના વખતમાં હિન્દની સઘળી મસ્જિદોમાં જામી મસ્જિદનો નંબર સુંદરતામાં પહેલો આવતો. તેમુરને પણ એ મસ્જિદ પુષ્કળ ગમેલી. મસ્જિદમાં બંદગી કરી રહ્યા બાદ આવી મસ્જિદ પોતાના વતન સમરકંદમાં બંધાવવાનો એણે મનસુબો કર્યો હશે અને એથી જ્યારે એણે દિલ્હી છોડયું ત્યારે શીલ્પીઓ ને કારીગરોને બંદીવાન તરીકે સમરકંદ લઇ ગયો. મસ્જિદનાં આજનાં ખંડેરો એ કેવી સુંદર હશે તેનો ખ્યાલ આપતાં નથી. પ્રેક્ષકો ફકત મસ્જિદના ભાગમાં કરેલી પાણીની સગવડતા તથા કેટલાક ગોખલાઓ જોઇ અને સીડીઓથી નીચે ઉતરી અંદરના ભાગમાં આંટા મારી ચાલ્યા જાય છે.

પેલો અશોક-સ્તંભ પ્રાચીન હિંદ વિષે ઘણી ઘણી વિગતો કહે છે.' એક ઉંચા પિરામીડ પર એને ચોઢેલો છે. એનો ટોચ તરફનો છેડો તૂટેલો છે, નીચેનો ભાગ ખરબચડો છે, વચલો ભાગ સુંવાળો ને સફાઇદાર છે, એના પર અશોકનો શીલાલેખ છે. પાલી ભાષામાં એ લખાયેલો છે. એ લેખમાં અશોકે ફેલાવેલા ધર્મરાજના સિદ્ધાંતો, રાજ્યનાં

અમલદારો તથા પ્રજાની ફરજોની નોંધ છે. થાંભલાની ઉંચાઇ ૪૨ ફૂટ છે.

આ થાંભલાનું મૂળસ્થાન અંબાલા જીલ્લામાં આવેલા ખીજાબાદ નામના ગામ પાસે હતું. ફીરોજશાહે એ થાંભલો જોયો. પુરાણી વસ્તુઓનો એને શોખ હોવાથી મસ્જિદની પાસે ઉભો કરાવવાનું એને મન થયું. ૯૦ કોશ દૂર આવેલા ખીજાબાદમાંથી થાંભલાને ખસેડી કોટલામાં લાવવાનો એણે હુકમ કર્યો. થાંભલાને ઉપાડતી વખતે ઇજા ન પહોંચે માટે આજુબાજુ સીમળાનું સુંવાળું સફેદ રૂ પથરાવ્યું. ધીમે ધીમે ખોદી ઉપાડી એને ભોંય પર મૂકયો. ચોમેર ચામડાં ને ઘાસમાં એને વીંટાળવામાં આવ્યો. લઇ જવાને માટે ૪૨ પૈડાંનું એક મોટું ગાડું તૈયાર કરાવેલું તેમાં એને સાચવીને મૂકયો. પૈંડે પૈંડે દોરડાં બાંધ્યાં અને એકેકા દોરડાએ બસો બસો માણસો વળગ્યાં. આ રીતે ખેંચીને થાંભલાને જમનાને કિનારે આણ્યો. હોડીઓમાં મૂકી પાર ઉતાર્યો ને ફરીથી જમીન પર ખેંચી એને માટે બંધાવેલા પિરામીડ આગળ આણી ત્યાં હંમેશને માટે ઉભો કરવામાં આવ્યો. કેટલો અથાગ પરિશ્રમ ?

ફીરોજશાહના પછી દિલ્હીની સત્તા તુટી પડી. ફીરોજના ધર્માંધપણાને અંગે રાજ્યની હિન્દુ પ્રજા નારાજ હતી.

ગાદીને માટે વારસોમાં કજીયા થયા એટલે પછીના આવનાર બાદશાહોની સત્તા નબળી પડી. મોગલો આ તકનો લાભ લેવા ચુકયા નહિ. એક તો બિચારાઓનો દેશ એવો કે જયાં ખાવાને માટે સાંસા પડે. બીજું હિંદુસ્તાન જેવો ફળદ્રુપ પ્રદેશ ને હિન્દના ધનાઢય વેપારીઓ તથા સુખી પ્રજા લુંટ કરીને ચાટયા આવીશું તો પણ અઢળક દ્રવ્ય લાવી જિંદગીભર ચેનબાજી ઉડાવીશું એ મોગલોને મન મોટી લાલચ. અધુરામાં પુરો તૈમુર જેવો બાદશાહ મોગલોનાં શિરતાજ જે તૈમુરની ફૂંક આખા યુરોપ અને મધ્ય એશિયામાં વાગતી તેને દિલ્હીની ડગમગતી સુલતાનીને ધુળમાં રગદોળવી એ તો રમત બાબત. દિલ્હી પર ચઢવાના સરદારોમાં તૈમુરે મનસુબા કર્યા. હુકમો છુટયા ને મોગલોનાં ટોળે ટોળાં તૈમુરની સરદારી નીચે ગામડાંઓ લૂંટતાં ને બાળતાં દિલ્હીને દરવાજે પહોંચ્યાં. બાદશાહી લશ્કર સામું થયું. તોપો હોવા છતાં કુનેહભરી સરદારીને વાંકે હાર્યું. સુલતાન મહમદ ગુજરાતમાં નાશી ગયો ને તૈમુરે દિલ્હીનું પાદશાહપદ ધારણ કર્યું. મોગલ સિપાઇઓને દિલ્હીના શહેરીઓ વચ્ચે અથડામણ થઇ, એટલે નિર્દય મોગલોએ શહેરમાં કતલ ચલાવી અને આગ જળાવી. આખું દિલ્હી ઉજ્જડ થયું. ઈ. સ. ૧૩૯૮.

ઉજડવું અને અબડવું હંમેશાં પાટનગરોને લલાટે લખાયેલાં જ હોય છે. શાંતિના સમયમાં રાજનગરોના ઉપવનોમાં ચેનબાજી ઉડાવવાની એમના રહીશોને અને યુદ્ધના સમયમાં દુશ્મનોના ઘા ઝીલવાના પણ એમને જ રહ્યા. મોગલો સ્વદેશ પાછા ફર્યા, સાથે અઢળક દોલત લૂંટી ગયા. હજારો શહેરીઓને ગુલામ તરીકે લીધા અને અસંખ્ય કારીગરોને પણ તૈમુર કેદીઓ બનાવી લઇ ગયો.

હજારો શહેરીઓએ ભીની આંખે દિલ્હીને છેલ્લા પ્રણામ કર્યા. તૈમુરે દિલ્હી પર વિજય મેળવ્યો પણ દિલ્હીના કેદી બનેલા શહેરીઓએ સમરકંદ પર વિજય મેળવ્યો. અત્યાર સુધી સમરકંદની મોગલાઇ મહેલાતો અને મસ્જિદો માલ વગરની હતી. હિન્દની દોલત વડે તૈમુરે તેમને નવેસરથી બંધાવી. દિલ્હીના કારીગરોએ એ ઇમારતો અને મસ્જિદો બાંધવામાં પોતાની બધી કળા વાપરી. દિલ્હીની કારીગરી આગળ અટળ સમરકંદની કારીગરી ઝાંખી પડી. દિલ્હીના નકશી કામના વિજયરૂપે હજુ પણ કેટલીએ ઇમારતો સમરકંદમાં ઉભી છે.

મોગલોના ગયા પછી મહમદ પાછો આવ્યો અને ઉજ્જડ બનેલા દિલ્હીનો સુલતાન થયો. મહમદના મૂઆ પછી સૈયદ અને લોદી વંશના પાદશાહો દિલ્હીના નામના રાજાઓ થયા, પરંતુ દિલ્હીના દેદાર તો હતા તેવા જ રહ્યા. શહેરના બજારોની ઘરાકી તુટી અને કારીગરી અદૃશ્ય થઈ. આ પ્રમાણે દિલ્હીનો બીજો નાશ તૈમુરને હાથે થયો.

## વ્હાલાં બાલુડાં

( સુરતાની વાડીના ભીડા મોરલા, એ રાહ. )

૧

બાલુડાં હો ! હસજો, રમજો સર્વદા !
ખેલ તમારા દેતા સૌને બોધ જો;
વ્હાલીડાં હો ! વ્હાજો કો'દી ગર્વ ના,
તેથી વધતો જીવનમાંહી બોજ જો; બાલુડાં ...

૨

નિર્મળ ઉરમાં વ્હેતાં ઓ કુસુમડાં !
મનહર કાન્તિ દેતી આનંદ પૂર જો !
સુખકર હરદમ લાગો પૂષ્પો ફૂમળાં,
નેત્રો પામે ઝાંખી થાતાં નૂર જો; બાલુડાં....

૩

દોષ રહીત છો, આનોને વ્હાલાં તમે !
હરતાં ભાવે તાપ અમારાં નિત્ય જો;
કુદરતને પણ તમ સંગે રમતું ગમે,
નિત્ય અખંડિત મોદ ભર્યો કિલકાર જો; બાલુડાં....

હૃદયયોગી.

# મારૂં નામ....?

શ્રી. હેમુભાઈ

[ તાલબદ્ધ બોલ—ટ્ટાચ જેવી કે ભાવ પ્રમાણેની હલકથી બોલી શકાય-વાચન નહિ. ]

ફર ફર, ફર ફર થાઉં છું.
સર સર, સર સર જાઉં છું.

નજરે દેખાઉં નહિ
હાથમાં પકડાઉં નહિ
રૂપ નહિ, રંગ નહિ
ઘાટ કે આકાર નહિ
તોય હું હોઉં છું
તમને જણાઉં છું.

મારી શકિત અજબ ગજબ!

ઘોડાને અટકાવી દઉં
હાથીને થંભાવી દઉં
ઝાડને ઝીંકાવી દઉં
ઘરને ઉથલાવી દઉં
વહાણને ડુબાવી દઉં
સ્ટીમરને ફગાવી દઉં,

મારૂં નામ પવન છે
મારૂં નામ મરુત છે.

મારૂં બળ સો જાણે છે
મને સો પિછાને છે.

ઝાડને ડોલાવું હું
ગાડીને ધકેલું હું
પ્રાઇમસને ભભડાવું હું
પંખીને ઉડાડું હું
એરોપ્લેન વીંઝાવું હું.

બીજાં મારાં ઘણા કામઃ—

વાદળને હું ઘસડી લાવું
એક બીજા અથડાવી પાડું
વીજળીને ઝબકાવી વાળું
વરસાદને વરસાવી પાડું
વાદળનું હું વાહન છું.

જ્યારે હું ખીજાઉં છું
બહુ જોરમાં ઘૂમું છું.

ધૂળના ગોટા ઉડાડું
ઘરના છાપરાં પછાડું
મોટા મોટા વંટોળીઆ
આકાશે હું ભટકાડું.

દરિયાને પણ ડોલાવું
જંગી મોજાં ઉછાળું
દરિયો આખો ડાલમડાલ.

રણુ મોટા મોટા ઉથલાવું હું
પહાડ પર્વત ઘસાવું હું
સપાટ હોય ત્યાં ઢગ કરૂં
ઢગલા હોય તો સાફ કરૂં.

વાંસળી હું વગાડું છું
હાર્મોનિયમ બજાવું છું

સીસોટી વગાડું હું
ફરફરિયા ફરાવું હું
પતંગને ચગાવું હું

આ આ ગાડી દોડાવું
પવનચકી ચલાવું
ઊંડા પાણી ખેંચું છું
ઘંટીએ લોટ દળું છું.

અગ્નિનો હું દોસ્ત છું
આગ લાગે ત્યાં દોડી જાઉં
ભારે જોરમાં ફૂંકા ફૂંક
સળગાવીને ચાલતો થાઉં.

બાળકો મુજને ગમતા બહુ.

પારણા ફરતો ઘૂમું હું
ઝીણા વીંઝણા વીંઝાવું
વાંકડીઆ વાળ ઝુલાવું
મીઠી ઉંઘમાં પોઢાડું.

ઠંડો મીઠો થાઉં હું
દુઃખીનું દુઃખ વીસરાવું
થાકેલાંને ઉંઘાડું.

હારોહાર મારો વાસ
ખાલી એકેયે ઠામ નહિ
જ્યાં હું વસતો નહિ.

જંગલની ગુફામાં
પહાડ કે પર્વતમાં
નદી કે સાગરમાં
ઝાડના પોલાણમાં
ખાલી બધા વાસણમાં
મોટરને સાયકલમાં
એરોપ્લેનના પંખામાં
પેટ્રોમેકસની બત્તીમાં
ચારે કોર મારો વાસ.

પ્રાણી કોઈ જીવે નહિ
મારા વિના ચાલે નહિ.

મોટર બંધ, સાયકલ બંધ
મછવા 'વહાણ થંભી જાય
અવાજ કોઈ સાંભળે નહિ
પ્રાણી કોઇ જીવે નહિ
ઘડી વારમાં હાહાકાર !

હવા હું, પવન હું
મોટો ઝંઝાવાત હું
ઠેક ઠેકાણે વસતો હું

છાતીમાં ને હૃદયમાં
ફેફસાંમાં ને હાડમાં
પાંસળીમાં ને નસમાં

ઠાલી એકયે ઠામ નહિ
વિશ્વ આખામાં સભર ભર્યો.

# એકનાથ

શ્રી. ધીરજ.

દક્ષિણ હિન્દુસ્તાનમાં જે ભક્ત કવિઓ થઇ ગયા છે, તે ભક્તકવિઓમાં એકનાથનું નામ ઘણું પ્રખ્યાત છે પૈઠણમાં ઇસ્વીસનની પંદરમી સદીમાં તેનો જન્મ મૂળનક્ષત્રમાં થયો હતો. તેના પિતાનું નામ સૂર્યદેવ અને માતાનું નામ રૂકિમણી હતું. તેના કૂળમાં અગાઉ ભાનુદાસ નામના એક મહા સમર્થ ભક્તકવિ થઇ ગયા છે. તેમનાં રચેલાં પદો ઉપ-થી જણાય છે કે તેમના ગોત્રનું નામ વિશ્વામિત્ર ગોત્ર હતું. પરાપૂર્વથી એ ગોત્રમાં 'વિઠ્ઠલ'ની ઉપાસના ચાલી આવી હતી.

એકનાથનો જન્મ મૂળ નક્ષત્રમાં થયો હતો. લોકોમાં કહેવત છે કે મૂળનક્ષત્રમાં જન્મેલા બાળકનાં માબાપ જલદી મરણ પામે છે, તે મુજબ એકનાથનાં માતાપિતા પણ તેને નાનો મૂકીને મૃત્યુ પામ્યાં; તેથી તેને ઉછેરવાનું કામ તેના પિતામહ–બાપના બાપ–ચક્રપાણી તથા તેમનાં પત્ની સરસ્વતી બાઇને માથે આવ્યું. એકનાથની બુદ્ધિ બહુ તીક્ષ્ણ અને સ્મરણ શકિત ઘણી વિલક્ષણ હતી. તેના પિતામહે તેને ઘર આગળ લખતાં વાંચતાં શીખવી, ઉમ્મરના સાતમા વર્ષે જનોઇ આપવાનો સંસ્કાર કર્યો. તે પછી એ બાળ બ્રહ્મચારીએ વેદ તથા શાસ્ત્રના અભ્યાસનો આરંભ કર્યો. બાલ્યાવસ્થામાંથી જ તેને રામાયણ, મહાભારતની વાતો સાંભળવાનો, સત્પુરૂષો-નાં ચરિત્રો અને ગ્રંથો વાંચવાનો તથા બ્રહ્મજ્ઞાન જેવા કઠણ વિષયનો વિચાર કરવાનો સ્વભાવ હતો. એક દિવસ તેણે ત્યાંના એક પંડિતની પાસે જઇને પૂછયું કે "મારે ઉંચામાં ઉંચું જ્ઞાન મેળવવા માટે કયા ગુરુની પાસે જવું ?"

તે પંડિતે કહ્યું કે "અહીંથી અઢાર ગાઉ ઉપર દોલતાબાદ નામનું શહેર છે. ત્યાં ભગવાન દત્તાત્રયના પરમ ભક્ત જનાર્દનપંત નામે એક મહાજ્ઞાની પુરુષ રહે છે. તેમના જેવો દક્ષિણ હિંદમાં બીજો કોઇ સમર્થ વિદ્વાન નથી. તારી જ્ઞાન મેળવવાની ઇચ્છા તેમની પાસે ગયા સિવાય પુરી પડશે નહિ."

પંડિતની એ વાત સાંભળી એક-નાથને ઘણો આનંદ થયો. એક દિવસ પાછલી રાતના તે પોતાના પિતામહ તથા વૃદ્ધ માતાને સુતાં મૂકી તે ઘર બહાર ચાલી નીકળ્યો અને દોલતાબાદને માર્ગે પડયો. આ સમયે તેની ઉમ્મર બાર વર્ષની હતી.

દોલતાબાદ ઉર્ફે દેવગિરી શહેર એ વખતે નિઝામશાહી અમલ નીચે હતું અને જનાર્દનપંત ત્યાંના કિલ્લાના કિલ્લેદાર હતા. તેઓ અશ્વલાયન શાખાના ઋગ્વેદી દેશસ્થ બ્રાહ્મણ હતા. એ મોટા વીર, ઉત્તમ મુત્સદ્દી, અડગ ન્યાયી, અત્યંત પ્રમાણિક અને વિશુદ્ધ સત્ત્વગુણી હોવાથી તે મુસલમાની દરબારમાં પણ તેમનું એટલું માન હતું કે કિલ્લા ઉપરના

નોકરોને અને તેમને બાદશાહ તરફથી ભકિત કરવા સારૂ ગુરુવારની રજા આપવામાં આવતી હતી.

ભકિત માર્ગનો બાળપ્રવાસી એકનાથ પોતાને ઘેરથી નીકળી દોલતાબાદમાં જનાર્દનપંતને ઘેર જઇ તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી, હાથ જોડી ઉભો રહ્યો. પંતે તેને નામ, ઠામ અને આવવાનું કારણ પૂછ્યું. એકનાથે કહ્યું:–"મહારાજ, આપની ખ્યાતિ સાંભળી હું આપની પાસેથી જ્ઞાનદાન લેવા આવ્યો છું, માટે મને શિષ્ય બનાવી, મારા હાથથી જે કંઈ બની આવે તે સેવા સ્વીકારો અને મારા ઉપર દયા કરો. આપના ચરણ આગળ મારી આટલી જ વિનતિ છે."

એકનાથની એ નમ્ર વાણીથી જનાર્દન પંતને ઘણો આનંદ થયો. તેમણે તેને પોતાને ત્યાં રહેવાની અનુમતિ આપી. પંતની પાસે જની જનાર્દન અને રામાજનાર્દન નામના બીજા બે શિષ્યો રહેતા હતા. તેમની સાથે એકનાથ રહેવા લાગ્યો.

જનાર્દનપંત પાસે એકનાથ છ વર્ષ સુધી રહ્યો. એટલા સમયમાં તેણે કરેલી ગુરુસેવાનું વર્ણન સર્વ ચરિત્રકારોએ આપેલું છે. એકનાથ હંમેશ જનાર્દનપંતના ઘરમાંથી ને આંગણામાંથી સાવરણી લઇ ઝાડુ કાઢતો, ગુરુની દેવસેવાનાં વાસણ માંજતો, ગુરૂનાં કપડાં ધોઇને સાફ કરી લાવતો અને ગુરુની ચરણસેવા કરતો. પોતે વધારે ભોજન લે તો આળસ થાય અને ગુરૂસેવામાં અડચણ આવે એ હેતુથી હંમેશ તે ચાર જ કોળીઆ ભોજન લેતો અને તે પણ ગુરુને જમતાં વધેલું હોય તે જ. તેની શિષ્ય તરીકેની વર્તણુંક વખાણવા યોગ્ય હતી. તે પોતે કહેતો કે:

"બાપ તો એક જન્મનો જ પિતા છે, પણ ગુરુ તો સનાતન પિતા છે. જન્મદાત્રીને આપણે માતાનું માન આપીએ છીએ, પણ સદ્‌ગુરુ માતા આપણને જન્મ મરણના બંધનથી મુકત કરી દે છે. કુળ દેવતા માત્ર કુળધર્મની વખતે જ પૂજ્ય હોય છે; પણ ગુરુ દેવતા સદાસર્વદા પૂજ્ય છે. કલ્પતરૂ, કામધેનુ અને ચિંતામણી કેવળ ઈચ્છિત લાભ આપવામાં સમર્થ છે; પણ અનન્ય ભાવથી શરણે આવેલાને વાસના રહિત બનાવવાનું સામર્થ્ય માત્ર એક સદ્‌ગુરુના જ અંગમાં હોય છે. સદ્‌ગુરુની બરાબરી કોઇથી થઇ શકતી નથી. ગુરુ એટલે સાક્ષાત્ પરમેશ્વર છે."

એકનાથે વિદ્યાર્થી જીવનમાં સંસ્કૃત, ફારસી અને ઉર્દુ ભાષાનું સારૂં જ્ઞાન મેળવ્યું હતું. મરાઠી ભાષામાં તેના રચેલા 'અભંગ' ઘણા વખણાય છે. તેની માન્યતા એવી હતી કે યોગ કરતાં ભકિતનું બળ હંમેશ વધી જાય છે.

દોલતાબાદમાં એક સમયે જનાર્દન પંત સમાધિમાં બેઠા હતા તે વેળા બાદશાહ તરફથી પરરાજ્યના લશ્કર સામે લડવા જવાનું ફરમાન આવ્યું. એકનાથને ગુરુની સમાધિનો ભંગ કરવાનું યોગ્ય લાગ્યું નહિ, તેથી પોતે પંતનો લશ્કરી પોશાક પહેરી ઘોડા ઉપર સ્વાર થયો અને કિલ્લા ઉપરના લશ્કરને લઇ શત્રુના સૈન્ય ઉપર જઈ તૂટી પડયો. તેના પરાક્રમથી શત્રુની હાર થઈ અને પોતાના ગુરુના સૈન્યનો વિજય થયો. જનાર્દન

પંતને કાને જ્યારે શિષ્યના આ પરાક્રમની વાત આવી, ત્યારે તેમણે તેને દરબારમાં માન અપાવવાનો વિચાર કર્યો; પણ એકનાથને તે વાત પસંદ પડી નહિ. તેણે તો ગુરુની પ્રસન્નતાને જ મોટું ઈનામ ગણ્યું.

પંતના ઘરનો ઉપજ ખર્ચનો હિસાબ એકનાથ કરતો હતો. એક દિવસ હિસાબમાં કાંઈક ભૂલ આવવાથી સિલક મળી નહિ, તેથી એકનાથે આખી રાત જાગીને તે ભૂલ ખોળી કાઢી. જે કામની જવાબદારી પોતાને માથે હોય તે કામ એકનિષ્ઠાથી મહેનત લઈ પ્રામાણિકપણે કરવું જોઈએ એવું એકનાથ માનતો હતો. ભૂલ હાથ આવતાં તેને અપાર આનંદ થયો. એટલામાં એકાએક ત્યાં ગુરુ આવીને તેને કહેવા લાગ્યા:—"એકનાથ! આ ઉપજખર્ચમાંની ભૂલ ખોળી કાઢવા સારૂ મન એકાગ્ર કરીને તું જેટલી હોંશિયારી દેખાડે છે, તેટલી જ જો સર્વત્ર દેખાઈ આવતી માનવી આયુષ્યમાંથી ભૂલ ખોળી કાઢવાના કામમાં દેખાડે તો તારા જન્મનું સાર્થક થશે."

પંતના આવા ઉપદેશથી એકનાથને ઘણો આનંદ થયો. તેણે પ્રભુપદ પામવાની બીજી કેટલીક હકીકત પૂછી લીધી. પછી ગુરુના ચરણમાં સાષ્ટાંગ નમસ્કાર કરી, તેમનો આશીર્વાદ લઈ તે માર્કંડય ઋષિના તપોવન તરીકે ઓળખાતા શૂલભંજન પર્વત ઉપર ગયો. ત્યાં સૂર્યકુંડમાં સ્નાન કરી તેણે એકાંતમાં અનુષ્ઠાન કરવા માંડ્યું. થોડા વખતમાં તેને ઉચું જ્ઞાન પ્રાપ્ત થયું. તે એક ઠેકાણે લખે છે કે: "જનાર્દન સ્વામી જેવા સદ્‌ગુરુનાં દર્શન થયાં એ મારૂં મોટું ભાગ્ય છે. હું પામર એ ગુરુ મહારાજના ગુણનું શું વર્ણન કરૂં?"

પછી તે પાછો દોલતાબાદ આવ્યો. ગુરુએ તેને ઈશ્વરના સ્વરૂપનું દર્શન કરાવ્યું અને પોતાની સાથે યાત્રામાં લીધો. ગોદાવરીના તટે આવેલા ચંદ્રભટના આશ્રમમાં તેઓ એક દિવસ રહી ત્ર્યંબકેશ્વરમાં નિવૃત્તિનાથની સમાધિનાં દર્શન કરવા ગયા. એકનાથને તે જોઈ ઘણો હર્ષ થયો. કેટલાક દિવસ પંચવટી તરફ ફરીને જગતના ઉદ્ધારને માટે અવતરેલી તે ગુરુ શિષ્યની જોડી મોટા આનંદથી ધર્મચર્ચા કરતી કરતી પાછી દોલતાબાદ આવી પહોંચી. ગુરુએ એકનાથને આજ્ઞા અને આશીર્વાદ આપી પ્રવાસમાં આગળ વધવા કહ્યું. જનાર્દન પંતનો ઉપદેશ તેનામાં એવો ચોટી ગયો હતો કે લોકોએ તેની સત્પુરુષમાં ગણના કરી એને પુષ્કળ માન આપ્યું. તેણે એ નામનો સઘળો યશ ગુરુને જ સમર્પણ કર્યો. ઠેકાણે ઠેકાણે તેણે પોતાના અભંગમાં લખ્યું છે કે श्री गुरुकृपे दत्त बोलविला.

એકનાથની ઉપદેશ આપવાની રીત એવી અસરકારક હતી કે મહારાષ્ટ્રમાં હજારો માણસો તેને પૂજવા લાગ્યા. સ્ત્રીઓને તથા અભણ માણસોને સમજાય તેવા ઘણા અભંગ તેણે રચેલા છે અને તેમાં પ્રસંગે પ્રસંગે એણે પોતાના ગુરુનો મહિમા ગાયો છે. ઈશ્વરમાં અને ગુરુમાં તે બિલકુલ તફાવત ગણતો નહોતો. एका जनार्दनीं परब्रह्म पुतळा એવું વચન તેણે સાફ લખેલું છે. એના જેવી ગુરુ ભક્તિ બહુ થોડા શિષ્યો દેખાડી શક્યા છે. મહારાષ્ટ્રમાં એકનાથને આજ પણ ઘણા લોકો માને છે. અને એવી મહત્તા મળવાનું ખાસ કારણ તેની ગુરુસેવા છે. ગુરુની ભક્તિના પ્રભાવથી એ ચારેય પુરુષાર્થ સિદ્ધ કરીને પોતાની અક્ષય કીર્તિ પાછળ મૂકતો ગયો છે. ગુરુભક્તિનો આ કેટલો બધો લાભ છે?

# કાગળ

રાજકોટ
તા. ૨૪-૨-૩૪
શનિવાર

પ્રિય ટીકુબેન, સુમનબેન, સરોજબેન તથા કુસુમબેન

તમારા બધા પાસેથી એકાએક અદ્રશ્ય થઇ ગઈ, કારણ કે મારે મુસાફરીએ જવાનું થયું તે દિવસે મારી તબીયત સારી ન હતી, એટલે તમને વાત કરવાનો વખત જ ન મળ્યો; છતાં તમે સૌ ખૂબ યાદ આવો છો.

મારી મુસાફરી આ પ્રમાણે હતી. ભાવનગરથી અમે રાજકોટ આવ્યા, ત્યાંથી દ્વારકા ગયા. દ્વારકામાં રણછોડજીનું મંદીર બહુ જૂના વખતનું બાંધેલું છે. તેની બાંધણી જોવા જેવી છે. એ ઉપરાંત ત્યાં પુરૂષોત્તમ વિશ્રામ માવજીનું સંગ્રહસ્થાન જોવા જેવું જે. દરિયા કિનારો પણ સરસ છે. જાત જાતના શંખલા છીપલા અને દરિયાઇ વનસ્પતિ કિનારા ઉપરથી મળે છે. જનુભાઇએ તથા કિશોરે ખૂબ શંખલા વીણ્યા, ખીસાં ભર્યાં, મેં પણ તમારા માટે લીધા હતા, પરન્તુ ભાર થવાથી નાખી દેવા પડયા.

દ્વારકાથી અમે બેટમાં ગયા. બેટમાં જવા માટે અમે વહાણમાં બેઠા. વહાણમાં તો ખૂબ મજા આવી. દરિયાના પાણીમાં આકાશનું પ્રતિબિંબ પડે એટલે લીલાં પાણી લાગતાં હતાં. આપણે ગાઇએ છીએ ને કે "નીલસિંધુ જલ ધૌત ચરણ તલ" એ બરાબર લાગ્યું. વહાણમાં અર્ધો કલાક મુસાફરી કરી બેટમાં પહોંચ્યા. બેટમાં તો એકલા વૈષ્ણવોનાં મંદિરો જ છે, અને તે મંદિરમાં જતા પહેલાં દરેક જણનો એક રૂપિઓ ને બે આના ટેકસ લેવાય છે. અમારા મનમાં કે અંદર શું એ હશે! પણ અંદર ગયા પછી એમ થયું કે આપણે પૈસા નાખી દીધા. બસ એ મંદિરમાં દર્શન કરીને બહાર નીકળ્યા. ત્યાં એક કિન્ડરગાર્ટન શાળા જોઇ. તેમાં તમારા જેવડા છોકરાઓ બેઠા બેઠા મેથીની ભાજી વીણી રહ્યા હતા. માસ્તર કહે, 'એ પણ એમને શીખવું જ જોઇએ ને?" મેં પૂછયું, 'તમે શું ભણાવો છો?' એટલે તરત જ માસ્તરે એક તમારા જેવડી બેનને ઉભી કરીને એક સંસ્કૃત શ્લોક બોલાવ્યો, બીજી ને બોલાવ્યો, પણ બીજીને તો બોલતાં જ ન આવડે એટલે બિચારી રડવા જેવી થઇ ગઇ. પછી મેં કહ્યું રે'વા દો ભાઈ, અમારે શ્લોક નથી સાંભળવો' પછી અમે ત્યાંથી સાંજે નીકળી ઓખા આવ્યા. ઓખા બંદર આપણા બંદર કરતાં સારૂં છે. મોટી મોટી સ્ટીમરો ઠેઠ કાંઠા સુધી આવે જાય છે. ઠેઠ કરાંચી, કચ્છ, મુંબઇ સુધી સફર કરવી હોય તો અહિંથી બહુ જલદી જવાય.

# કાગળ

રાજકોટ
તા. ૨૪–૨–૩૪
શનિવાર

પ્રિય ટીકુબેન, સુમનબેન, સરોજબેન તથા કુસુમબેન

તમારા બધા પાસેથી એકાએક અદ્રશ્ય થઇ ગઈ, કારણ કે મારે મુસાફરીએ જવાનું થયું તે દિવસે મારી તબીયત સારી ન હતી, એટલે તમને વાત કરવાનો વખત જ ન મળ્યો; છતાં તમે સૌ ખૂબ યાદ આવો છો.

મારી મુસાફરી આ પ્રમાણે હતી. ભાવનગરથી અમે રાજકોટ આવ્યા, ત્યાંથી દ્વારકા ગયા. દ્વારકામાં રણછોડજીનું મંદીર બહુ જૂના વખતનું બાંધેલું છે. તેની બાંધણી જોવા જેવી છે. એ ઉપરાંત ત્યાં પુરૂષોત્તમ વિશ્રામ માવજીનું સંગ્રહસ્થાન જોવા જેવું છે. દરિયા કિનારો પણ સરસ છે. જાત જાતના શંખલા છીપલા અને દરિયાઇ વનસ્પતિ કિનારા ઉપરથી મળે છે. જનુભાઇએ તથા કિશોરે ખૂબ શંખલા વીણ્યા, ખીસાં ભર્યાં, મેં પણ તમારા માટે લીધા હતા, પરન્તુ ભાર થવાથી નાખી દેવા પડયા.

દ્વારકાથી અમે બેટમાં ગયા. બેટમાં જવા માટે અમે વહાણમાં બેઠા. વહાણમાં તો ખૂબ મજા આવી. દરિયાના પાણીમાં આકાશનું પ્રતિબિંબ પડે એટલે લીલાં પાણી લાગતાં હતાં. આપણે ગાઇએ છીએ ને કે " નીલસિંધુ જલ ધૌત ચરણ તલ " એ બરાબર લાગ્યું. વહાણમાં અર્ધો કલાક મુસાફરી કરી બેટમાં પહોંચ્યા. બેટમાં તો એકલા વૈષ્ણવોનાં મંદિરો જ છે, અને તે મંદિરમાં જતા પહેલાં દરેક જણનો એક રૂપિઓ ને બે આના ટેકસ લેવાય છે. અમારા મનમાં કે અંદર શું એ હશે! પણ અંદર ગયા પછી એમ થયું કે આપણે પૈસા નાખી દીધા. બસ એ મંદિરમાં દર્શન કરીને બહાર નીકળ્યા. ત્યાં એક કિન્ડર ગાર્ટન શાળા જોઇ. તેમાં તમારા જેવડા છોકરાઓ બેઠા બેઠા બેથીની ભાજી વીણી રહ્યા હતા. માસ્તર કહે, ' એ પણ એમને શીખવું જ જોઇએ ને ? " મેં પૂછ્યું, ' તમે શું ભણાવો છો ? ' એટલે તરત જ માસ્તરે એક તમારા જેવડી બેનને ઉભી કરીને એક સંસ્કૃત શ્લોક બોલાવ્યો, બીજી ને બોલાવ્યો, પણ બીજીને તો બોલતાં જ ન આવડે એટલે બિચારી રડવા જેવી થઇ ગઇ. પછી મેં કહ્યું રેવા દો ભાઈ, અમારે શ્લોક નથી સાંભળવો ' પછી અમે ત્યાંથી સાંજે નીકળી ઓખા આવ્યા. ઓખા બંદર આપણા બંદર કરતાં સારૂં છે. મોટી મોટી સ્ટીમરો ઠેઠ કાંઠા સુધી આવે જાય છે. ઠેઠ કરાંચી, કચ્છ, મુંબઇ સુધી સફર કરવી હોય તો અહિંથી બહુ જલદી જવાય.

બીજે દિવસે અમે જામનગર ગયા. જામનગરમાં આપણાં કુન્દનબેનને ત્યાં ઉતર્યાં અને પછી બે કલાકમાં ફરાય તેટલું ફરીને જામનગર જોયું. ત્યાં જામ સાહેબનો મહેલ જોવા જેવો છે, પણ અમને વખત ન હતો એટલે જઈ શકયા નહિ, પણ ગામના રસ્તા આપણા કરતાં ઘણાં સારા ચોખ્ખા અને પહોળા છે. રસ્તા ઉપરનાં મકાનો પણ ભવ્ય છે. પણ ગામની ગલીઓ અને શેરીઓ આપણા ભાવનગર જેવી જ ગંદી છે.

બીજે દિવસે અમે રાજકોટ આવ્યા. અને તેજ દિવસ જુનાગઢ ગયા. જુનાગઢથી બીલખા ગયા. બીલખામાં મહારૂદ્ર યજ્ઞ હતો. ત્યાં ત્રણ દિવસ રહી પાછા જુનાગઢ આવ્યા. અને વહેલી સવારે ગીરનાર ચઢવા ઘોડાગાડી કરીને તળેટીમાં પહોંચ્યા. મેં પહેલાં તો વિચાર કર્યો હતો કે ડોળીમાં બેસીને જ ઉપર જવું, પણ અમે ગયા તે દિવસ ખૂબ યાત્રાળુઓ હોવાથી ડોળી મળી જ નહિ. એટલે પછી ધીમે ધીમે પગે ચાલીને જ ચઢવાનો નિશ્ચય કર્યો. હોંશમાં ને હોંશમાં થોડું તો ચઢી, પણ પછી તો એવો થાક લાગ્યો કે ચઢવાની હિંમત તૂટવા માંડી. પણ ડોળી વગર શું થાય? વચ્ચે કાંઇ થોડું જ રહેવાય છે? ધીમે ધીમે વિસામો ખાતા માંડ માંડ ઉપરકોટમાં પહોંચ્યાં. જૈનોનાં દહેરાં ખૂબ સરસ છે. શેત્રુંજય કરતાં પણ સરસ. ત્યાંથી ઉપર અંબાજી છે, અને અંબાજીથી નીચે ઉતરી પાછા બીજે પહાડ ચડીને ગુરૂ દત્તાત્રય જવાની હીંમત ચાલી નહિ એટલે ત્યાંથી સેવાદાસની જગ્યામાં આવ્યા. ત્યાં રસોઇ બનાવીને જમ્યા અને સૂતા. ઉંઘ તો એવી આવી ગઇ કે ન પૂછો વાત. અહિં હવા તો એવી આવે છે કે જાણે ઉડી જઇશું. મને તો અહિં જ રહી જવાનું મન થયું, પણ આખરે સાંજે પાછું ઉતરવું જ પડયું. ઉતરવાનું ખુબ સહેલું પડયું, પણ જ્યાં નીચે ઉતર્યા ત્યાં પગમાં એવા ગોટલા ચઢયા કે કોઈ ઉભા જ થઈ શકે નહિ. પગ તો એવા દુ:ખે બે દિવસ સૂધી તો અમે બધા બેઠા બેઠા જ ચાલ્યા. જુનાગઢમાં જોવા જેવું ઘણું છે પરન્તુ અમે બધા થાકયા એટલે છોડી દીધું, અને પાછા ઉપડયા. ગઇ કાલે હું રાજકોટ આવી છું. ઘણું કરીને સોમવારે હું ત્યાં આવી જઇશ અને મંગળવારે તમને સૌને મળીશ. હજુ પણ થાક ઉતર્યો નથી એટલે જેમ તેમ તમને કાગળ લખ્યો છે. તરલાબેન આપણા ઓરડામાં આવતાં હશે! આપણા ઓરડાના સૌ બાળકોને રામરામ.

નર્મદા બેન.

# બાળકોના લેખો.



## દાનવીર કબીર

એક હતો વણકર. તેનું નામ તમાલ મોમીન હતું. તે કાશીમાં રહેતો. એક દિવસ તે ગંગા નદીને કિનારે ફરવા ગયો. ત્યાં તેણે એક પેટી તણાતી દીઠી. તે પાણીમાં કૂદી પડયો અને પેટી લઇ આવ્યો. ઉઘાડીને અંદર જુએ છે તો એક છોકરો રામ-રામ-બોલતો પડયો હતો. વણકરને છોકરૂં ન હતું તેથી. તે ખુશ થયો અને આ છોકરાને ઘેર લઇ ગયો અને તેનું નામ કબીર પાડયું. આ બાળક એક મહાન ભક્ત થયો તે શાલ વણવામાં જેટલો વખત ગાળતો હતો તેનાથી ઝાઝો વખત ઇશ્વર ભક્તીમાં ગાળતો હતો. એક દિવસ તે શાલ વણતાં વણતાં અટકી ગયો અને આંખો બંધ કરીને કૃષ્ણની ભકતી કરવા લાગી ગયો. એ વખતે કૃષ્ણ તેની પાસે આવ્યા અને શાલ વણવા મંડી ગયા. કબીરે આંખ ખોલી ત્યારે તેણે કૃષ્ણને જોયા, તે કૃષ્ણને પગે લાગ્યો ને કૃષ્ણ અલોપ થઇ ગયા.

બીજે દિવસે કબીરની માએ કબીરને કહ્યું,-બેટા, ગુજરીમાં જઇ આ શાલને વેચી આવ. કબીર ગુજરીમાં ગયો પણ તેનો લેનાર કોઇ ઘરાક તેને મળ્યો નહિ. જે શાલ જુએ તેને શાલ ખુબ કિંમતી લાગે એટલે એનો ભાવ જ પૂછે નહિ. ગુજરી ખલાસ થઇ ત્યારે કબીર એક પડેલા ઘરમાં ગયો અને ભજન કરવા મંડી પડયો. કૃષ્ણ કબીરની પરીક્ષા કરવા ભિખારીનો વેશ લઇ તેની પાસે આવ્યા અને શાલ માગી. કબીરે તે આપી દીધી. પછી ભગવાન તેની માતા પાસે ગયા અને બોલ્યા 'તારા દિકરે એક ભીખારીને શાલ આપી દીધી છે. અને એક 'પડેલા ઘરમાં બીકને લીધે સંતાઇ ગયો છે.' કબીરની મા ગુસ્સે થઇ. તે કૃષ્ણ ભગવાન સાથે પહેલા ઘેર ગઇ અને કબીરને સોટીવડે મારવા લાગી; પણ કબીરને સોટી વાગે જ નહી. આ વખતે કૃષ્ણ ભગવાન હસી પડયા અને ભીખારીનો વેશ તજી દઇને ઉભા રહ્યા અને તે માને કહેવા લાગ્યા કે, તારો પુત્ર બહુ દયાળુ છે અને ગરીબને દાન આપીને મને ખુશ કરે છે. આટલું બોલી ભગવાન અલોપ થઇ ગયા.

કનકરાય છોટાલાલ જાની. (ઉ. વર્ષ ૯.)

# બાળમિત્રોને

વ્હાલાં બાળમિત્રો,

શ્રી. જમુભાઇને બદલે આજે હું તમને મળવા આવ્યો છું. તમારો જુનો ભાઇબંધ છું. ભૂલી તો નથી ગયાને ? જમુભાઇ હમણાં બીજા કામમાં પડયા છે. તેમાં એક કામ એક દરદી મિત્રની સારવાર કરવાનું છે. માંદા માણસની સારવાર કરવા તે રોકાય તેમાંથી આપણે કેવી રીતે એમને બોલાવી શકીયે ! એમના મિત્ર જલદી સાજા થઇ જાય, અને જમુભાઇને જલદી ફુરસદ મળે, એમ આપણે સૌ ઇચ્છીશું. જમુભાઇને ત્યાર પછી કાંઈ આપણે છોડવાના નથી. મારૂં નહિ માને, તો તમે બધાં તો છોને ? આપણે સૌ ભેગા મળીને તેમને બોલાવી લાવીશું.

જમુભાઇયે જ્યારથી 'બાળક'માં કામ કરવા માંડયું, ત્યારથી તે કામ ઉપર બહુજ ધ્યાન આપ્યું છે. તમારે માટે કાંઇને કાંઈ નવું લખાણ આપવાની તેઓ ઇચ્છા રાખતા હતા. પોતાના મિત્રો પાસેથી તમારે માટે નવા નવા લેખો મેળવતા હતા. તેમાંયે ગયા બે માસનો આખો અંક તેમણે તમને કેટલો સરસ આપ્યો છે ? તે માટે તમારી તરફથી હું એમનો ઉપકાર માનું છું. આ કામમાં ભાઇ મનુભાઈ જોધાણીયે પણ મદદ કરી હતી, એ ભાઇ તો હજી પણ મદદ કરશે જ.

હમણાં તો વરસાદની મહેર છે. મુંબઇ અને ગુજરાતમાં લીલાલહેર છે. સૌ બાળમિત્રોએ વરસાદની મઝા જોઇ હશે. વરસાદ પડે છે ત્યારે કેવો આનંદ થાય છે ! ઝાડપાન લીલાં કચ થાય છે, નદિનાળાં ઉભરાય છે, ખળખળ કરતાં તે દોડે છે, પશુપંખીઓ પાણી જોઇને નાચે છે, વાદળાં જોઇને મોર ટહુકે છે ખેડુતો આનંદથી ખેતરોમાં દોડાદોડ કરે છે. વરસાદથી ભીંજાય છે, કીચડ, ખુંદાય છે, પણ પાક સારો થશે તે આશાએ આનંદે છે. વરસાદની એવી મઝા છે. ખાવાનું આપે, પાણી પાય, તાઢક કરે. ચાલો આપણે પણ બોલીએ:

આવરે વરસાદ, ઘેબેરીયો પરસાદ.

વસંતપુરમ, જુહુ | લી. તમારો મિત્ર
સાંતાક્રુઝ | કેશવપ્રસાદ દેસાઈ

# સ્ત્રીબોધ

પુસ્તક : ૭૮
અંક : ૯ મો

: સપ્ટેમ્બર :
૧૯૩૪

## બાળકસાથે



તંત્રીઓ { શ્રી. પુતળીબાઇ કાબ્રેરાજી
શ્રી. કેશવપ્રસાદ સી. દેસાઈ

મંત્રી :
છગનલાલ અમરશી મહેતા:

'સ્ત્રીબોધ' કાર્યાલય, અમદાવાદ અને ૧૨૮, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨

છુટક અંકના ૭ આના.

મોહ અંધકાર ઉરે, જલી જ્ઞાન-દીવડી,
જોઉં તો ચોખુણે, સ્મૃદ્ધિ અઢળક પડી,
મ્હેં તો માંડયું શોભીતું સૌ સજવા, કે-
બહાર રહ્યું કોઈ નડી: મ્હારે:—

'મ્હારા' ના મેલ ધોઈ, પ્રેમાભુષણ ધરી,
મનવાણી કાયા, સામગ્રી હૃદયે ભરી,
કરી દૂર માન-ભાવ જઉં ભજવા, કે-
ઉભા હરિ ઘટડે ચડી: મ્હારે:—

ઉમેશ કવિ.

---

ઘરના વડિલો ન સાંભળી જાય તેવી સાવચેતિ રાખતી, વાણીના અર્ધખુલ્લાં દ્વારમાં રહી, રોકાઇ, ખપ જેગું બોલી, બહુધા તો ચેષ્ટા અભિનય વડે કહી લેતી, રસમૂર્તિ શી નવલવધુ-સુહાગિની સુકંઠિની, સુમધુર ભાષિણી શી શોભે છે.

પુત્રી મટીને ગૃહિણી બનેલી એ આર્ય યુવતીની મનોમુંઝવણ, રસ અકળામણ કે ભાવગુંચવણ જેવું બની જતું એનું મૌન જાણ્યે-અજાણ્યે એને વાણીના સંયમ તરફ દોરવી જઈ, મૌનિની બનાવતું રહે છે.

વાણીના ઐચ્છિક સંયમમાં હજુ કદાચ કંઇ શુષ્કતા-કઠોરતા, નિરસતા સંભવે; પણ આર્ય સંસારની અવિભક્ત કુટુંબની મર્યાદાના સંસ્કારમાં માનભરી મળતી, સંયુક્ત કુટુંબની એ નવલવધુ તો મૃદુ આછું ધીરૂં અને સહેતુક સંભાષણ કરતી, એ જડ તપસ્વી કરતાં વધુ કાવ્યમય અને કલામય સુહાય છે. સભાવ, સૌમ્ય મધુર અને સપ્રેમ ભર્યું તેનું સંભાષણ આલ્હાદક અનિર્વચનીય, અકલ્પ્યભાવ લીલા ઉત્તેજક બની રહે છે.

અંતરમાં ઉગ્યું કે તુરત કહી નાખવાની વૃતિ નિર્દોષ તો છે પણ અધીર, અશાંત કે અચતુર પણ છે.

શું કામ બોલવું જોઇયે! બોલ્યા વગર ન ચાલે! મુંગા રહ્યું ન પરવડે! એવાં મનનની ચારણીમાંથી, અગર એ બોલી નાખવાની ઇચ્છાને ચાળવામાં આવે તો-તો એટલા મનનને અંતે બોલેલું એ સંયમ ભર્યું કહેવાય, અનિવાર્ય ગણાય, સ્વાભાવિક મનાય.

મૌન તો તપનું મુખ્ય અંગ છે. સંયમની પ્રાથમિકતા જેવાં તપો-ભૂમિકાની તળેટી જેવાં યમ-નિયમ, આસન, પ્રાણાયામ, ઉપવાસ, જપ, હોમહવન, સંધ્યાદિ જેવું મૌનપાલન પણ તપલક્ષણ છે.

મૌન પાળતાં સારાસારના વિવેકથી માંડીને સમતા, ધૈર્ય, સહિષ્ણુતા ક્ષમા ઔદાર્યતા, અહિંસા દયાના દૈવી ગુણોથી સત્ય સમજતાં નિર્દોષ નિર્લેપ નિષ્પાપ જીવન ઘડી શકાય છે.

લાલસા, વાસના, માયિક ભૌતિક કે પાર્થીવ રૂચીઓને ભુંસી, ત્યાગની ઉચ્ચતાયે પહોંચવા જેવું મૌનપાલન, મૌનમુક્તિ સુધીના સમયમાં તો માનવિના ક્ષણિક ઉત્સાહે ઉદ્‌ભવેલી પાયા વિનાની અભિલાષાની પુરી જડતી લઈ લે છે. દંભની કૃત્રિમતા એ ઈંદ્રિય નિગ્રહના સાગરમાંથી મૃતશબની જેમ કિનારે લાવી મુકી દે છે. સકામ સસ્વાર્થતાની લાલચુ વૃત્તિને તો ઉગતી જ ડાંભી દે છે.

અંતરની વિરોધી લાગણીઓને કાબુમાં લઈ સાધક આગળ વધતાં પોતાનાં કહેવાતાં સગાં સ્નેહિ આપ્ત કુટુંબીઓથી એ તરફના વિરોધ જેવી અસુયા-ઉપેક્ષા-ઉપહાસ જેવું પણ મેળવે છે.

મૌનાચરણથી માંડીને મૌનમુક્તિ વચ્ચેના ગાળામાં અંતરમાં ઉદ્‌ભવતી, ચોળાતી, મંથાતી કે વાણીમાં તુરત પરિણમવા બે લગામ બનતી મમત્વતા, અહંતા કે સ્વત્વતાની વધુ ઓછી અસર ઉપદેશાત્મક ન બને તેટલી સંભાળ રાખી કવિતા વણી લીધી છે.

કાવ્યના હાર્દ જેવાં નાયિકા કે અલંકારની દ્દષ્ટિએ માનવતી, લજ્જાસક્તિ, રતિકોવિદા, પ્રગલ્ભાવચના, કલહાન્તરિતા જેવા ભેદ--પ્રકારવાળી નાયિકા અને મુખ્યત્વે રૂપકાલંકારમાં ગણાય.



પુસ્તક ૭૮ :: સપ્ટેમ્બર : ૧૯૩૪ :: અંક ૯

# મૌનવતી

મ્હારે મ્હોંયે વસ્યુ મૌન તાળું
પિયુ કને કુંચી પડી;
મ્હને મ્હીડવતું મન ભમરાળું
ઘડી ઘડી કહેતું જડી: ધ્રુવ.—

અંતરને ઓરડે હું આથડું એકલડી,
થાકું કંટાળી મુંઝાઈ જઇ હરઘડી;
જઇ તાકું કમાડની તડમાં, કે—
બહાર કોઇ બોલે કડી: મ્હારે :—

હૈયાંને ગોખે જઇ ખેદ-કાંકરી અડી,
તીતું પડીને વહ્યું પાણી નયને ચડી;
મ્હને લાગ્યું, મ્હારા આંસુ પડમાં, કે-
બહાર કોઇ વ્યક્તિ ખડી: મ્હારે:—

ખેદ, દાહ, ક્રોધ સહુ હાંસી કરવા મળે,
ક્ષમા ને સહિષ્ણુતા બે મુંગાં રહી સાંભળે,
ભળી મહીયરની માની અહંતા, કે-
બહાર ગયો સોપો ઢળી: મ્હારે:—

ઊર્મિની બારીયે જઇ ઉભી રહી ઘડી,
વ્યોમમાં રહી નિહાળું પૃથ્વીની પાવડી,
મળી સહીયર નિસર્ગની નવલતા, કે-
બહારની ઉપાધી ટળી: મ્હારે:—

મોહ અંધકાર ઉરે, જલી જ્ઞાન–દીવડી,
જોઉં તો ચોખુણે, સ્મૃદ્ધિ અઢળક પડી,
મ્હેં તો માંડયું શોધીતું સૌ સજવા, કે–
બહાર રહ્યું કોઈ નહીઃ મ્હારેઃ—

'મ્હારા' ના મેલ ધોઈ, પ્રેમાભુષણ ધરી,
મનવાણી કાયા, સામગ્રી હૃદયે ભરી,
કરી દૂર માન–ભાવ જઉં ભજવા, કે–
ઉભા હરિ ઘટડે ચડીઃ મ્હારેઃ—

ઉમેશ કવિ.

---

ઘરના વડિલો ન સાંભળી જાય તેવી સાવચેતિ રાખતી, વાણીના અર્ધખુલ્લાં દ્વારમાં રહી, રોકાઈ, ખપ જેગું બોલી, બહુધા તો ચેષ્ટા અભિનય વડે કહી લેતી, રસમૂર્તિ શી નવલવધુ–સુહાગિની સુકંઠિની, સુમધુર ભાષિણી શી શોભે છે.

પુત્રી મટીને ગૃહિણી બનેલી એ આર્ય યુવતીની મનોમુંઝવણ, રસ અકળામણ કે ભાવગુંચવણ જેવું બની જતું એનું મૌન જાણ્યે–અજાણ્યે એને વાણીના સંયમ તરફ દોરવી જઈ, મૌનિની બનાવતું રહે છે.

વાણીના ઐચ્છિક સંયમમાં હજુ કદાચ કંઈ શુષ્કતા–કઠોરતા, નિરસતા સંભવે; પણ આર્ય સંસારની અવિભક્ત કુટુંબની મર્યાદાના સંસ્કારમાં માનસરી મળતી, સંયુક્ત કુટુંબની એ નવલવધુ તો મૃદુ આછું ધીરું અને સહેતુક સંભાષણ કરતી, એ જડ તપસ્વી કરતાં વધુ કાવ્યમય અને કલામય સુહાય છે. સભાવ, સૌમ્ય મધુર અને સપ્રેમ ભર્યું તેનું સંભાષણ આલ્હાદક અનિર્વચનીય, અકલ્પ્યભાવ લીલા ઉત્તેજક બની રહે છે.

અંતરમાં ઉગ્યું કે તુરત કહી નાખવાની વૃતિ નિર્દોષ તો છે પણ અધીર, અશાંત કે અચતુર પણ છે.

શું કામ બોલવું જોઈયે ! બોલ્યા વગર ન ચાલે ! મુંગા રહ્યું ન પરવડે ! એવાં મનનની ચારણીમાંથી, અગર એ બોલી નાખવાની ઇચ્છાને ચાળવામાં આવે તો–તો એટલા મનનને અંતે બોલેલુ એ સંયમ ભર્યું કહેવાય, અનિવાર્ય ગણાય, સ્વાભાવિક મનાય.

મૌન તો તપનું મુખ્ય અંગ છે. સંયમની પ્રાથમિકતા જેવાં તપો–ભૂમિકાની તળેટી જેવાં યમ-નિયમ, આસન, પ્રાણાયામ, ઉપવાસ, જપ, હોમહવન, સંધ્યાદિ જેવું મૌનપાલન પણ તપલક્ષણ છે.

મૌન પાળતાં સારાસારના વિવેકથી માંડીને સમતા, ધૈર્ય, સહિષ્ણુતા ક્ષમા ઔદાર્યતા, અહિંસા દયાના દેવી ગુણોથી સત્ય સમજતાં નિર્દોષ નિર્લેપ નિષ્પાપ જીવન ઘડી શકાય છે.

લાલસા, વાસના, માયિક ભૌતિક કે પાર્થીવ રૂચીઓને ભુંસી, ત્યાગની ઉચ્ચતાયે પહોંચવા જેવું મૌનપાલન, મૌનમુક્તિ સુધીના સમયમા તો માનવિના ક્ષણિક ઉત્સાહે ઉદ્દભવેલી પાયા વિનાની અભિલાષાની પુરી જડતી લઈ લે છે. દંભની કૃત્રિમતા એ ઇંદ્રિય નિગ્રહના સાગરમાંથી મૃતશબની જેમ કિનારે લાવી મુકી દે છે. સકામ સસ્વાર્થતાની લાલચુ વૃત્તિને તો ઉગતી જ ડાંભી દે છે.

અંતરની વિરોધી લાગણીઓને કાબુમાં લઈ સાધક આગળ વધતાં પોતાનાં કહેવાતાં સગાં સ્નેહિ આપ્ત કુટુંબીઓથી એ તરફના વિરોધ જેવી અસુયા–ઉપેક્ષા–ઉપહાસ જેવું પણ મેળવે છે.

મૌનાચરણથી માંડીને મૌનમુક્તિ વચ્ચેના ગાળામાં અંતરમાં ઉદ્દભવતી, ચોળાતી, મંથાતી કે વાણીમાં તુરત પરિણમવા એ લગામ બનતી મમત્વતા, અહંતા કે સ્વત્વતાની વધુ ઓછી અસર ઉપદેશાત્મક ન બને તેટલી સંભાળ રાખી કવિતા વણી લીધી છે.

કાવ્યના હાર્દ જેવાં નાયિકા કે અલંકારની દૃષ્ટિએ માનવતી, લજ્જાસહિત, રતિક્રીવિદા, પ્રગલ્ભાવચના, કલહાન્તરિતા જેવા ભેદ--પ્રકારવાળી નાયિકા અને મુખ્યત્વે રૂપકાલંકારમાં ગણાય.

# ધૂમાડાની દિવાલ

શ્રી. ભાવચંદ માવજી વડેરા.

સામેના બંગલામાં ધામધૂમ થઈ રહી હતી. સ્હવારના પ્હોરથી પાણી છાંટનારા પાણી છાંટતા હતા અને મહિનાઓથી તપની ભૂમિના માર્ગમાંથી મીઠી સુવાસ ઉપજાવી રહ્યા હતા. બારણાની બાજુમાં ન્હાનકડો મંડપ બાંધવામાં આવ્યો હતો અને એ કોઈ માનવીકૃત રચના નહિ, પણ કુદરતી વૃક્ષકુંજ હોય તેવી રીતે તેને ચોતરફથી લીલી-ભીની વનસ્પતિઓથી મઢી લેવામાં આવતો હતો.

માણસોની દોડધામ, ગાડીઓના અવાજ, નવા કપડાના રંગબેરંગી વિધાનો, ફૂલના પત્રહાર અને સુંદરીઓના સૌંદર્યથી આખા બંગલાની આજુબાજુનો પ્રદેશ વિલાસની મૂર્તિ સમો બની ગયો હતો.

આજે શહેરના પ્રતિષ્ઠીત વકીલ શ્રી...ની પુત્રી લીલાબ્હેનનાં લગ્ન ઉજવાતાં હતાં અને બાજુના એક નાનકડા રાજ્યના દિવાનના પુત્ર તેને પરણવા આવવાના હતા. સવારના મંડપરોપણ હતું; બપોરના જ્ઞાતિ ભોજન હતું; સાંજના વરઘોડો હતો; રાત્રીના લગ્ન હતા; બીજે દિવસે સવારે પાર્ટી હતી. ટુંકામાં આધુનિક જમાનાઓ લગ્ન જેવી પ્રાચીન સંસ્થાનો સમારંભ ઉજવણી માટે જુનામાં જુના તત્વો સાથે સહકાર સાધી, સમુક ઉલ્લાસની જેટલી જેટલી વિધિઓ ઉપજાવી હતી, તે બધીજ આજે અહીં અવતરવાની હતી.

સફેદ રેશમી પાનેતરમાં કપાળ પર કંકુની રેખા લગાવી, અંગને હળદરના સોનેરી રંગથી ઓપાવી, આજુબાજુ અને વારેવારે અગાસીમાં લીલા ફરી રહી હતી. પગની પાની પરનો અળતાનો રંગ જાણે પગલે પગલે ભોંય સાથે ઘસાઇને શરીરમાંથીજ વધુને વધુ નીકળતો હોય, તેમ ઘેરો બનતો જતો હતો. મ્હોંપર પાઉડર મફાઇથી ઉડીને બેઠો હોય, તેમ લાગતો હતો.

દેહમાંથી જેટલી લાવણ્યની પ્રભાઓ વ્હેતી હતી, તેટલીજ ચિત્તમાંથી વિલાસની કલ્પનાઓ ઉઘડતી હતી. દેહના અને વસ્ત્રના રંગમાંથી, મુલાયમતામાંથી, તરસી નજરની અને આલ્હાદક સ્પર્શની વાસનાઓ વહાવતી, આ કુમારિકા આજે એના નારીદેહ અને નારીકળાના સાફલ્યના દિનની ઉપાના રંગ ઝીલી રહી હતી. પિતાના વૈભવથી એક માત્ર વાસના વાળુ માનસ-અને તેને સંપૂર્ણ રીતે, સાંગોપાંગ અનુસરતું શરીર ધરાવતી બાલિકા એવાજ વૈભવી અને એવીજ ઉચ્ચવાસના વાળા બીજા દેહમાં સમાઇ જવા તલસી રહી હતી.

ફરતી ફરતી લીલા ક્યારેક સાડીના સળો સમારતી; ક્યારે લટો ગોઠવતી, ક્યારેક રંગેલી પાનીઓ પર હાથ ફેરવતી, અને ક્યારેક સામેના એક સાદા મકાનની ન્હાનકડી બારી તરફ નજર ફેંકી ગર્વભરી રીતે હોઠો ચૂસતી.

એ બારી વાળા મકાનમાં એક રતનબાઈ રહેતી હતી. રતનબાઈ કોઇકના કામ કરતી, અને કોઇકના પાણી ભરી જીંદગી ગુજારતી. રતનબાઇને એક દીકરી હતી, તેનું નામ હતું કંચન. આ કંચન લીલાની બાળસખી હતી. બંન્ને સમવયસ્કા હતી, સરખી રૂપાળી હતી. એ કારણ તો એમના બાળસખીપણાનું ખરૂંજ પણ રતનબાઇએ લાંબો વખત વકીલ સાહેબને

ત્યાં પણ નોકરી કરેલી. લીલા અને કંચનના જન્મ પ્હેલાંની એ વાત હતી. અને તેમના જન્મ પછી પણ બંન્ને સમજણી થઇ ત્યાં સુધી રતનબાઇ ત્યાં કામકાજ કરતી. કંચન સાથે આવતી અને લીલા તથા કંચન સાથે રમતાં.

બંન્ને વચ્ચે સ્નેહ હતો. હરિફાઇ પણ હતી. બંન્ને સૌંદર્યમાં ઉઘાડી સરસાઇ કરતી, અને છાની છાની વાતોમાં દેહસૌંદર્યની વાસનાઓ સાથે રહીને ધડતી. પોતાના દેહને દિપાવવા—અને એનો જમાનાએ શોધી રાખેલો એક માત્ર ઉપયોગ થવાની ઉત્કંઠામાં બંન્ને સરખી જ ઉતાવળી હતી. છાની છાની રીતે રાજારાણીની રમત બંન્ને રમતા અને વકીલ સાહેબના વૈભવની મૂર્તિ સમા બંગલામાં ચારે બાજુ ચોડાયેલા સ્ત્રી પુરૂષના વિધવિધ રંગઢંગના ચિત્રોની નકલો કરતાં.

પણ બંન્ને વચ્ચે લાંબો ગાળો હતો. કંચનની વિધવા મા ગરીબ હતી. નાતજાતમાં આબરૂ વગરની—તરછોડાયેલી—હતી. પારકા કામકાજ કરતી. કંચનના જન્મ પ્હેલાં જ એનો બાપ મરી ગયો હતો અને આધેના કુટુંબીઓ કારજ પર આવી સઘળું સાફ કરી ગયા હતા. કંચન અનેક સુંદર યુવાનો જોતી: નાતીલા અને પરનાતીલા. પણ તેમાંથી એકય તેને સ્વીકારવા કબુલ થાય તેવી સ્થિતિ હતી નહિ જ્યારે લીલા પર કેટલાય કુટુંબો મરી પડતા. એને માટે જુવાનોનું જૂથ ભમ્યા કરતું—ડોશીઓ એને વહુ તરીકે લાવવાના, અને શેઠીઆઓ વકીલ સાહેબના વેવાઈ થવાના કાંડ સેવતા હતા. કંચન આ બધુ જાણતી, નિસાસો નાખતી. લીલા એ જાણતી અને ગર્વભર્યું સ્મીત ફરકાવતી. આજે એજ સ્મીત એવીજ વિજયલાલસાથી હસી ઉઠતું. ડોકાઇ ડોકાઇને અગાસીના રવેશ પરથી કમરપરનો ભાગ છેક ઝુલાવીને લીલા કંચન સામુ જોવા મથતી હતી. આંસુભરી આંખો વાળી કંચન આજે ઘર અંદરના ભાગમાં ગોંધાઇ રહી હતી.

કંચનનાં માનસ સમક્ષ આજની ધામધૂમ જાણે એક યંત્ર સમાન જડ, નિર્દય, વ્યવસ્થિત કાવતરાં સમી ભાસતી હતી. લીલાની સરસાઇમાં એ હંમેશ મોખરે હતી. આજે કોંડભરી પડી રહી, અને એક વૈભવ ભર્યા પ્રતિષ્ઠિત ગૃહની રાણી તરીકે લીલા ઝડપાઇ ગઇ. સંસારના સ્વમાનો વધુ સુંદરતાથી માણનાર પોતાના કરતાં લીલા વધુ સફળતાથી આખો સંસાર કબજે કરી શકી.

એને એક પ્રસંગ યાદ આવ્યો. એની શાળામાં વિચિત્ર વસ્ત્ર પરિધાન કક્ષાની હરિફાઇ હતી. બધાની નજર સૌથી રૂપાળી આ બે છોકરીઓ લીલા અને કંચન પર હતી. લીલાએ જળતરંગની ધીમી ગતિ જેવા વણાટવાળું રેશમી વસ્ત્ર પ્હેરી પરીનો સ્વાંગ સજ્યો હતો. પણ એવા ખર્ચાળ વેશ કરતાંય કંચને બાજુની ભરવાડણ પાસેથી માગી આણેલો હીર અને આભલા વાળો છૂટો ચણીયો અને ઉડતો ધાબળો વધુ વખણાયા હતા.

આજે લીલા શરીરને જરાય નહિ અડતું પાનેતર ઘુમાવતી ફરતી હશે. ક્યાં એ—ક્યાં પોતે? સમાજમાં નથી કિંમત સૌંદર્યની, નથી પ્રતિભાની. સૌ વૈભવ અને પ્રતિષ્ઠા પાછળ ઘેલા છે. પોતાનામાં શી ઓછપ છે? પોતે શામાટે આવી સુંદર સાસરી શોભાવી ન શકે? પણ આટલી વિજળી જેવી તેજદાર છતાં એને રાખવા કોણ તૈયાર હતું? કારણ તો માત્ર એ જ કે એ વકીલની પુત્રી ન હતી.

"કંચન, ત્હારે જમવું છે ને? પછી હું ત્યાં જવાની છું." રતનનો અવાજ આવ્યો.

"ના. મારે નથી જમવું. તું ભલે જજે."

"શામાટે નથી જમવું? આજે એમ થાય? આજે ત્હારી સખીના લગ્નનો દિવસ

અને તું ઉપવાસ કરે એ ચાલે ? સાંજના તો ત્હારેય જવું પડશેને ?"

"હું નથી જવાની બા ! મ્હારી કોઈ સખી નથી. મ્હારે અને એને શું ?"

"વાહ ! એમ તે થાય ? એ બિચારી તારા માટે ઝંખી રહી હશે."

"એ બિચારી નથી. હું ઓળખું છું, એ કર્કશાને. બા ! અંતે મારા પર રૂઆબ બતાવવો હશે. તું જમી લે. હુ અત્યારે નહિ જમું. પછી ત્હારા ગયા પછી ઇચ્છા હશે તો જમી લઈશ."

"અભાગણી, તું છે જ એવી."

"હા–હા હું અભાગણી, મારા વાંકે નહિ ત્હારા વાંકે."

"મ્હારા વાંકે ?"

"હા. ત્હારા–સત્તર વાર ત્હારા વાંકે. તું શા માટે વિધવા થઇ રહી ? તું શા માટે ગરીબ વરને પરણી ? હું ત્હારે પેટે જન્મી ત્યારે આજે મ્હારી આ દશા થઇ છે ને ? મ્હારા જેવી અદ્દભુત છોકરીને જન્માવવી હતી તો કોઇ સારા પુરૂષને પતિ ધારવો હતો ને ?" કંચને ઉગ્ર બની જવાબ વાળ્યો.

તેનું શરીર થરથર કાંપી રહ્યું હતું. આંખોના ડોળા વિકસીત થઈ રહ્યા હતા. નિર્બળ લાગતા જળના કણો વિદ્યુત પ્રવાહ જન્માવવા જેટલા સશક્ત નીવડે છે, એ પ્રમાણે આંસુ વહાવતી તેની આંખો જગત ન સાંખી શકે તેવો તાપ વર્ષાવતી હતી.

"માને મોઢે સારા શબ્દો બોલતાં શીખી હો. આ જમાનામાં ન થાય તેટલું ઓછું. છોકરી ઉઠી ને માને ધણી ધારવાની સલાહ આપે એટલે હદ જ વળી ગઇને !"

"હા, હા. શા માટે નહિં કરું ? ત્હેં મને જીંદગીમાં શું આપ્યું છે ? આ ચીંથરાં જેવા કપડાના ડુચા જેવી પથારી, આ છાપરૂં અને આ મીલકત: એ બધાંની વચ્ચે મને જન્મ દેવા માટે તું કહે તો ત્હારો આભાર માનું. હું સાચે જ અભાગણી છું." કંચનનો અવાજ ગળગળો થતો ગયો, આંખની પાંપણ ભીની થઇ. તેણે પાલવથી આંસુ લુંછવા પ્રયાસ કરતા બન્ને હાથોથી મ્હોં ઢાંકી દીધું.

"પણ, ત્હને શું થાય છે ? કંચન તું આમ શા માટે કરે છે ?"

"બા, બા. એ મારાથી નથી જોવાતું. મ્હારાથી ત્હને ન કહેવાય. બા, હું જાણું છું, પણ મ્હારો ઉકળાટ શમતો નથી. એ મ્હારા કરતાં જરાય રૂપાળી નથી. સૌ મ્હને જ વખાણતા. એ અત્યારે વૈભવની છોળમાં પડશે. મ્હારે નસીબે કોણ માંડયો હશે ? બા, તું મ્હને કોણ ગોતી આપીશ ?"

"ત્હેં કંઇ નસીબ વેચી ખાધાં છે ?"

"મ્હારે હતાં જ ક્યાં. બા, હું ત્હારે પેટે જન્મી છું. હું એક ગરીબ બ્રાહ્મણની દિકરી છું. હું અપશુકનીયાળ છું. મ્હારા જન્મ પ્હેલાં બાપ મરી ગયો."

"ત્હારો બાપ નથી મરી ગયો. કંચી તુંય ભાગ્યશાળી હોત એવા બાપની દિકરી છે." રતને ધીમેથી કહ્યું.

"મ્હને કોણ લેવાનું હતું ? નાતમાં ત્હેં કેટલે ઠેકાણે પ્રયાસ કરી જોયો છે ? હું જાણું છું. મારી જીંદગી આમને આમ ગરીબીમાં, ત્રાસમાં વીતવાની છે. એટલે જ મ્હને ત્હારા પર ધિક્કાર આવે છે. મ્હને ત્હેં આવો જન્મ શીદ આપ્યો ?"

કંચને ફરીથી લાંબી અણીદાર આંગળીઓ વાળી બે હથેળીમાં મોઢું છુપાવી દીધું. એના ડુસકાના અવાજ અને આખા શરીરના કંપથી રતન પણ સ્તબ્ધ થઇ ત્યાં જ બેસી ગઇ.

લાંબો વખત સુધી બેમાંથી કોઇ બોલ્યું નહિં. રતન શાંતિથી, સ્થિરતાથી કંચનના સામું જ જોઇ રહી. કંચને પોતાનું છુપાવેલું મ્હોં ધીરે ધીરે ખુલ્લું કરી ઉભા કરેલા બે ગોઠણ વચ્ચે નીચું નમાવી દીધું. ગોઠણની

આજુબાજુ આંગળીઓ ગૂંથી બંને હાથ તેણે ભરાવી રાખ્યા.

બ્હાર બેંડનો મધુર સરોદ નીકળવા લાગ્યો. બૈરાંઓના કોકિલ કંઠમાંથી અશાસ્ત્રીય રીતે પણ સુરાવટની મોહકતા વાળાં ગીતો સંભળાવા લાગ્યાં.

"તું જા." કંચને ધીમેથી કહ્યું.

"હવે મ્હારે નથી જવું" રતને જવાબ વાળ્યો,

"મ્હારે લીધે તું શા માટે અટકે?"

"ત્હારે લીધે નહિ, મ્હારે જવું જ નથી. મ્હને પોતાનેય અણગમો આવે છે."

કંચન આંસુના રેલાવાળા સુકોમલ મ્હોંથી તાકીને જોઈ રહી. રતને તેને ખેંચી ગોદમાં લીધી.

"બેટા કંચન, હું જ નફ્ટ છું."

કંચને માતાની વિશાળ છાતીમાં ન્હાનકડું મ્હોં છુપાવી દીધું.

"તું શા માટે નફ્ટ બા! મ્હારે જ સમજવું જોઇતું હતું. મ્હારી સરસાઇ એ લીલા સાથે મ્હારે જ કરવી ન જોઇએ."

"હું સાચે જ નફ્ટ છું. ત્હારી ગુન્હેગાર છું. બીજાની તો ઠીક, પણ સૌથી વધુ ગુન્હો તો મ્હેં ત્હારો જ કર્યો છે." રતને દૃષ્ટિ સ્થિર કરી કહ્યું.

"બા! મને માફ કર. હું ફરીથી એવું નહિ બોલું"

"તું ખરાબ બોલી જ નથી. ત્હેં ખરેખર આજે સાચું જ જણાવ્યું છે. ત્હારા જેવી દિકરી જન્માવતાં પ્હેલાં, મ્હારે પુરી સાવચેતી રાખવાની જરૂર હતી. તું કોણ છે, એ તું જાણે છે? કંચન! તું જાણે છે તું કોની પુત્રી છે? તું એક ગરીબ બ્રાહ્મણની દિકરી નથી."

"ગરીબ બ્રાહ્મણની નહિં.? ત્યારે? આ તું શું કહે છે?"

"હું સાચું કહું છું. માટે જ મ્હને આજે મ્હારી નફ્ટાઇ દેખાય છે. કંચન ત્હારા બાપ એટલે મ્હારા પરણેલા ધણી તો બિચારા બિમાર હતા, અને આ લીલાના બાપ જુવાનીમાં હતા. તું એની પુત્રી છે. બેટા—આ ત્હારા વિરૂદ્ધ ખરેખર ગુન્હો છે. સંતાનના પિતા સાથે લગ્ન કર્યા વિના—સંતાનને ઉપજાવી, જીંદગીભર તેને અપમાન, ઘૃણા અને તિરસ્કારમાં ધકેલવાં, તે સાચે જ ગુન્હો છે. બેટા, નાતજાત—બધા આ હકીકત જાણે છે."

"એટલે? હું લીલાની બ્હેન?"

"એ જ લીલાની તું બ્હેન. માત્ર હું એને પરણી નહિં, એટલે તું અહિં, એ ત્યાં."

"સાચી વાત?"

"સાચું કહું છું. તું સદ્‌ભાગી થઈ શકી હોત એવા બાપની બેટી છે."

"ત્યારે એ મ્હને લીલાની માફક ઉછેરવા, પરણાવવા બંધાયેલો છે. મ્હારામાં અને લીલામાં આટલો તફાવત શા માટે? એને માટે પ્રતિષ્ઠીત કુટુંબો ઉપરાઉપર પડે, અને મ્હને કોઈ નહિં રાખે એમ શા માટે?"

"બેટા તું બાળક છે. જરા મ્હોટી થઇશ, એટલે દૂર દેશાવરમાં કોઇ ઠેકાણું શોધી કાઢીશું."

"સાચી વાત. અહીં મ્હને કોણ રાખે? હું તો પરણેતર વગરનું ફરજંદ છું. મ્હને કોણ લે? બા, હું ત્હને હવે સાચું કહું? હવે હું પરણીશ જ નહિં. મ્હારે પરણવું જ નથી." કંચને એકદમ નિશ્ચયથી જણાવ્યું.

"કાં બેટા! શા માટે?"

"શા માટે ? આવા પરણેતરની કિંમત શી ? જો પરણ્યા વિના પેટ ભરી શકાય છે; પ્રેમ કરી શકાય છે–પ્રજા ઉપજાવી શકાય છે, ત્યારે શા માટે એ લીલા લાકડાની અગ્નીનો ધુમાડો કલાકો સુધી ઘુમટામાં છુપાઇને ખમવો ? બા, પરણવાની આટલી તકલીફ સહન કરવા જેટલીય એ પરણેતરની કિંમત મ્હને લાગતી નથી ! હું નહિ પરણું–પરણીશ જ નહિ ને !"

"અરે, ગાંડી હમણાં તો હજુ રોતી હતી."

"હવે રોઇશ પણ નહિ. બા, હવે હું સ્ત્રી જ મટી જઈશ. હું તો આગ જ વહાવીશ. મારે પરણ્યાંની પ્રતિજ્ઞા હવે હરામ છે. એ પ્રતિજ્ઞાએ મ્હને આજ સુધી રીબાવી છે. લીલા કરતા વધુ સૌંદર્યવતી અને ઉલ્લાસવતી બની શકે તેવી મ્હારી જીંદગી એ નિરર્થક બબડાટ દેવડાવી, ઘોંઘાટ. અને માત્ર ધુમાડાથી ઉજવાતી લગ્ન સંસ્થાએ નિષ્ફળ કરી દીધી છે. એ પ્રતિજ્ઞા જ આજથી મારી વૈરિણી. હું એને તોડીશ. નહિં તૂટે તો એની સામે જ દાંતીયા કરતી ચંડીકા માફક ધિક્કાર વર્ષાવીશ. મ્હારી જીંદગી બગાડવાનો આવો ક્રુર અધિકાર કોઇનો નથી, સમાજનો નથી, નીતિનો નથી, ખુદ ઇશ્વરનો પણ નથી. જો એ હક્ક ભોગવી ગયું છે, તે મારૂં દુશ્મન.

"અરે, મ્હારી દિકરી !" સ્હને કંચનને ગોદમાં ફરી લઇ કહ્યું. "ભાષણ કરવામાં કેવી હોશીઆર છે !"

"આ ભાષણ નથી, બા !" કંચન તરછોડીને દૂર હટી. "આમ તો મ્હારા શરીરનું રોમે રોમ લાગી રહ્યું છે. આ જ સુધી મ્હારી અને લીલાની વચ્ચે સાચી વ્યવસ્થાની આગ લાગતી વજ્રભીંત હતી. આજે હું સમજું છું કે એ માત્ર ધૂમાડાની દિવાલ છે. એને માત્ર નિરક્ષર બ્રાહ્મણોએ ઉચ્ચાર કરવા જેવી નિર્બળ ક્રિયાથી જ ચણી છે. એની આરપાર જોઇ શકાય છે, માત્ર જઇ જ શકાતું નથી. એ જોતુ અને રીબાવું એવી નિર્માલ્યતા મ્હારામાં નથી. હું એ દિવાલની આ પાર જીવન સર્જાવીશ. એ દિવાલના રજકણોને ફૂંક મારીને હઠાવી દઇશ. જો લગ્નની સંસ્થા લગ્ન સિવાયની સંતાન ઉત્પત્તિને અટકાવી શકતી નથી; પણ સંતાન થયા પછી તેની ક્રુર સતામણી જીવનભર કર્યા કરે છે, તે સંસ્થા કોઇ માણસની બનાવેલી નહિ હોય. માણસ જે પદ્ધતિ સ્વીકારે, તે જ રીતે બધા વર્તે. નહિં તો બધા એ પદ્ધતિને વીંખી નાખે આ લગ્ન મ્હારે ન ખપે, બા !"

"ત્હું શું કરીશ ત્યારે ?"

"એ પ્રશ્ન ત્હને ઉઠે છે ! સ્ત્રીને માટે લગ્ન સંસ્થાનો વિનાશ કેટલો સરળ છે ! કાં તો લગ્ન આખી માનવ વાસનાને સમાવી લઇ સમગ્ર રીતે વૃત્તિવ્યાપી બને, નહિં તો એ સદંતર ચાલ્યું જાય. હું એ કરીશ, બા."

"એટલે ?"

લગ્ન એ કાંતો પ્રિય બંધન હોય, કાંતો પવિત્ર આચાર હોય. કાં તો લગ્નના આલિંગનમાંથી છૂટવા માનવી માગે જ નહિં, કાં તો એની સઘળી સંસારી માનવતા એ આચાર અણિશુદ્ધ પળાવે. આજે આ ધૂમાડાની દિવાલ માત્ર પ્રતિજ્ઞાનો દંભ પેદા કરી રહી છે. નવીન નીતિના સર્જનકાળે એ ધૂમાડાની દિવાલ હું તોડીશ."

બેંડના મધુર સ્વર દૂરથી સંભળાયા. બન્ને મા દિકરી શાંત થયાં. ધીમે ધીમે બૈરાંઓના ગીતનો અવાજ આવવા લાગ્યો. કોલાહોલ વધ્યો; અને એકી સાથે કેટલાયે બ્રાહ્મણોએ ભેગા મળી મોઢાના અશુદ્ધ સંસ્કૃતના ઉચ્ચારથી ધૂમાડાની એક વધુ દિવાલ બાંધવાની શરૂઆત કરી દીધી.



# ઓજસ્વિતા

શ્રી. જયુભાઇ રાવળ.

૧

ઝીણું ઝબુકે અગણીત તારા,<br>
જ્યોતિ પ્રભાએ ટમકંત ન્યારા;<br>
તેથી પ્રકાશે વધુ ચંદ્ર રેખા;<br>
ઓજસ્વિતા શી ઝરતી પ્રતિભા.

૨

આઆં વને છે કુસુમો રૂપાળાં,<br>
દિગંત મ્હેકે ભરતાં રસાળાં;<br>
ને રમ્ય શોભે મધુરી ચમેલી;<br>
ઓજસ્વિતા તો સુખની સુવેલી.

૩

શ્યામા ભલી સુંદર શ્યામવર્ણી,<br>
પક્ષી ગણોમાં મૃદુતા વરેલી;<br>
સુકંઠ નાદે રસરાગ રેલે,<br>
ઓજસ્વિતા સૌ દીલમાં સરે ને.

૪

શીળાં તરૂ શાં રમણીય કુંજે,<br>
આલ્હાદ નાદે ખગવૃંદ ગુંજે;<br>
શાણી સરંતી સરીતા સુરૂપ,<br>
ઓજસ્વિતા તો રસરૂપ કુંજ.

૫

ગુણાલંકારથી રમ્યા, સુંદરી કલ્પવેલડી;<br>
શીળી જ્યોતિ ઝરે સ્નેહે, ઓજસ્વિતા ઘરદીવડી.

---

# હિસ્ટીરીઆ

શ્રી. ભાનુ. પ્ર. દવે

કેળવાયેલા તેમજ અભણ—બન્ને વર્ગોમાં જો કોઈ અંગ્રેજી શબ્દ અત્યંત સહેલાઈથી અને ઝડપથી પ્રચાર પામ્યો હોય તો તે 'હિસ્ટીરીઆ' શબ્દ છે. લગભગ દરેક સ્ત્રી 'હિસ્ટીરીઆ' એટલે શું તે થોડેઘણે અંશે જાણે છે. કારણકે કાંતો તેને પોતાને અગર તો પોતાની સખીઓમાંની એકાદને હિસ્ટીરીઆની ફરિયાદ હોય છે. પુરુષવર્ગમાંના ઘણાખરાને આ રોગની કેવળ નામ પૂરતી જ પીછાન હોય છે. તેનું સાચું સ્વરૂપ જાણવાની જિજ્ઞાસા કે જરૂર તેમને જણાતાં નથી. તેમને તેમના ધંધાદારી જ્ઞાન સિવાય અન્ય કાંઈ જાણવાની જરૂર લાગતી નથી. તે જ મનોદશા આ અતિ સામાન્ય રોગ હિસ્ટીરીઆ સંબંધે પણ પ્રવર્તે છે. ગામડાઓમાં તો આ અજ્ઞાનપર આજીવિકા ચલાવનારા (ભુવા) પણ પડયા છે. ગૃહસંસારમાં પ્રથમ પગલાં માંડતી નવવધુ અગર તો કુટુમ્બની અન્ય કોઈ જુવાન સ્ત્રીને હિસ્ટીરીઆની તાણ આવે એટલે નાના ગામડામાં ભુવાને બોલાવવામાં આવે છે. ભુવો એ ગ્રામ્ય જીવનના સંસાર-શરીરને ફોલી ખાતી જળોનું સ્થાન સાચવે છે. હિસ્ટીરીઆ રૂપી 'ઝોડ' વળગવાનું જે કારણ તે આપે છે તેનો તુરતજ સ્વીકાર કરવામાં આવે છે અને પછી હિસ્ટીરીઆથી પીડાતી તે બાઈ જીવે ત્યાંસુધી પોતાને માથે ઠોકી બેસાડેલા 'ઝોડ'ની કારમી છાપ સાથે બાકીનું જીવન વેદનાની અસહ્ય યંત્રણામાં ખતમ કરે છે. જ્યાં ભુવાભાઈઓ નથી હોતા ત્યાં ભુવાથી પણ ભયંકર ડોશીઓ ભુવાનું સ્થાન સાચવે છે, અને તેમના જર્જરિત અસ્તિત્વની કઠોરતાનો પૂરો ઉપયોગ એમને આધીન એવી જુવાન વહુઓ પર કરે છે.

હિસ્ટીરીઆની વ્યાખ્યા બાંધવી અતિ મુશ્કેલ છે; કારણ કે અમુક ચોક્કસ શબ્દોની મર્યાદાથી તેના સ્વરૂપનો સ્પષ્ટ ખ્યાલ આપી શકાતો નથી. જ્યારે કોઈ વ્યક્તિના માનસમાં સ્વયંપ્રેરિત અગર અન્યપ્રેરિત અમુક વિચારો વડે તેના ચિત્તવ્યાપારની વિકૃતિ થવા માંડે ત્યારે ચિત્તની એ અસ્થિરતામાંથી ઉપજતા લક્ષણો હિસ્ટીરીઆના નામથી ઓળખાય છે. પરિણામે વ્યક્તિના આચારવિચાર અને માનસમાં ભારે પરિવર્તન થાય છે.

હવે આપણે આ સ્થિતિના ઉત્પાદક કારણો તપાસીએ. પ્રત્યેક વ્યક્તિના જીવનનો ઉછેર તેની આસપાસના વાતાવરણપર અવલંબે છે. શ્રવણ, સ્પર્શ, કથન વગેરે પ્રત્યેક કાર્યની છાપ અણજાણપણે આપણું ચિત્ત ઝીલતું જાય છે. ભારે સંયમ પાળીને બાહ્યવાતાવરણની અસરથી મુક્ત રહેવાના પ્રયત્નો વેદકાળથી થતા આવ્યા છે. પ્રેમ, ધિક્કાર અને ભયઃ એ ત્રણ લાગણીઓની ત્રિપુટી પ્રત્યેક માનવીને તેના જીવનપંથ પર ઢસડી જાય છે. માનવ—સંસ્કૃતિનું ઘડતર પણ એ ત્રિપુટીના ત્રાજવે તોળાએલું રહે છે. વાતાવરણમાં ઝીલેલા સંસ્કારોનું અનુકરણ કે અનુસરણ અજાણપણે નિરંતર ચાલ્યાજ કરે છે. વ્યક્તિ જ્યારે તેના આત્મસંયમ વડે આ અનુકરણ રોકવા અસમર્થ નીવડે છે ત્યારે માનસિક સ્થૈર્ય ગુમાવે છે. એથી હિસ્ટીરીઆ અને બીજા માનસિક દરદોમાં જણાતાં લક્ષણો ઉપસ્થિત થાય છે અને

ચિત્તસ્થિતિ સદા ઉશ્કેરાયેલી રહે છે અને તેથી ધીરે ધીરે માનસિક વિકૃતિ થવા માંડે છે.

જેના ચિત્તવ્યાપારની ગતિ શુદ્ધ હોય અને શરીરના સ્નાયુ તેમનું કામ યોગ્ય રીતે કરતા હોય, તે દેહધારીના માનસનું પ્રત્યેક વલણ યોગ્ય જ હોય છે. ચિત્તની સારાસાર પારખવાની વિવેકબુદ્ધિ ભ્રષ્ટ થતાંની સાથે જ હિસ્ટીરીઆના ગુંચવણભર્યા ગોટાળા ઉભા થાય છે. આચારવિચારમાં વિસંવાદીત્વ અને શરીરના ગતિ, સ્પર્શ વગેરે કાર્યો પર પરિવર્તનના પડછાયા ઉતરે છે. આવી વિવેકશૂન્ય અને આત્મનિશ્ચય વિનાની વ્યક્તિમાં જે કાંઈ આવેગ એકાએક આવે છે, તેને મન અને શરીર તુરત ઝીલી લે છે. કારણ કે તે આવેગને વિવેકબુદ્ધિનો સામનો કરવો પડતો નથી. એથી જ મનની લાગણીઓનો અતિશયોક્તિભર્યો પડઘો આખા શરીર સોંસરો ઉતરે છે અને સ્નાયુ, સ્પર્શેન્દ્રિયો, ગ્રંથિઓની રસોત્પાદક ક્રિયા વગેરે બધાં એ લાગણીના તરંગે પોતાનો સ્વાભાવિક ક્રમ છોડીને એ આવેગ સાથે સહાનુભૂતિના સૂર છેડી રહે છે. લગાર જેટલી ઈજા કે દરદ તેવી વ્યક્તિના ચિત્તમાં એવી માન્યતા પેદા કરે છે કે જાણે તે સાંધો અક્કડ બની ગયો છે. પણ વાતાવરણ બદલાતાં અને ચિત્તસ્થિતિ ઠેકાણે આવતા એ જ સાંધો એની મેળે સરખો થઈ જાય છે.

શારીરિક વિકાસની દૃષ્ટિએ, પુખ્ત વયના પહેલાના વર્ષોમાં કેટલીક વ્યક્તિઓમાં કામવિકારની પ્રવૃત્તિઓનો ઉદ્‌ભવ અત્યંત વિકૃત સ્વરૂપે થાય છે, એથી તુરત તો જ્ઞાનતંતુઓમાં કાંઈ ફેરફાર થતો નથી; પણ એ કામવિકારને લગતી પ્રવૃત્તિઓ એ વ્યક્તિના માનસમાં ઉંડે ઉંડે પુખ્તવય સુધી દટાઈ રહે છે. પછી ઉમ્મરમાં આવતાની સાથે જ એ સુષુપ્ત પડેલા કામવ્યાપારના અવશેષો અને સ્વાભાવિક જીવનની મનોવૃત્તિઓ વચ્ચે અથડામણ થાય છે અને આ અથડામણમાંથી હિસ્ટીરીઆનાં લક્ષણો જન્મે છે. આવી રીતે આગલા વર્ષોમાં કામવૃત્તિને પહોંચેલી ઈજા વાળી વ્યક્તિઓ પુખ્ત વયની ન થાય ત્યાંસુધી સુષુપ્ત પડી રહે છે અને પછી વાતાવરણના સંસર્ગથી અસ્વાભાવિક પ્રત્યાઘાતોને પામે છે.

બાલપણના કામ–માનસને પહોંચેલી ઇજા અને પછીનાં તેના આવિષ્કરણો એ બન્નેની સંયોજક કડીઓ હોવી જ જોઇએ. હિસ્ટીરીઆના દરદીથી એકાંતમાં સેવાતા વિચિત્ર પ્રકારના માનસિક દિવાસ્વપ્નો, એ ઉપર જણાવેલી બે સ્થિતિઓને સાંધનારી કડીઓ બને છે. આ દિવાસ્વપ્નોએ ઘડેલી માન્યતાથી પેલી સુષુપ્ત પડેલી કામવ્યાપારને પહોંચેલી ઇજાની સાંભરણ તાજી થાય છે અને એમાંથી હિસ્ટીરીઆના લક્ષણોનો ઉદ્‌ભવ થાય છે. બાલપણના સુષુપ્ત પડેલા કામાનુભવોના પુનર્જીવનની રૂકાવટ એટલે જ હિસ્ટીરીઆના લક્ષણો.

આ માનસિક રોગને સ્ત્રીઓ માટે ખાસ પક્ષપાત હોય છે. પુરુષોમાં સમૂળગો અભાવ હોય છે એમ તો નહિં જ, પણ ક્વચિત્ જ માલુમ પડે છે. ગત મહાયુદ્ધમાં અત્યંત માનસિક ઉત્તેજનાને પરિણામે કેટલાક સૈનિકો હિસ્ટીરીઆથી પીડાયા હતા. હિસ્ટીરીઆના એ ઉત્તેજક આગલા સંસ્કારો જાગૃત કરનાર બે મુખ્ય કારણો છે:

(૧) વંશાનુગત અને (૨) સંસ્કારગ્રાહી.

પહેલા કારણમાં માબાપનો વારસો તેમના સંતાનને અત્યંત લાગણી પ્રધાન અને ઉશ્કેરાટ ભરી ચિત્તસ્થિતિરૂપે મળે છે. જો એમના વંશવેલાને કાળજીથી તપાસવામાં આવે તો જરૂર કે ને કે માનસિક વ્યાધિઓ તેમના વડવાઓમાં હોવાની ખાત્રી થઈ શકે. ભૂલ ભરેલી કેળવણીના પરિણામે પણ કન્યામાં અત્યંત લાગણીપ્રધાન માનસનું ઘડતર થાય છે અને

તેથી કન્યામાં તેની આસપાસના વાતાવરણ વિષે અત્યંત ભ્રામક ખ્યાલો પેદા થાય છે. તેનામાં પોતાના નજીવા દુઃખને પણ મોટું ગણાવીને બીજાની સહાનુભૂતિ ઉશ્કેરવાની આદત પડી જાય છે, અને અન્તે એમાંથી એવું નૈતિક બંધારણ નીપજે છે કે પછી તે તેના પરિણીત જીવનના સુખદુઃખનો સામનો કરી શકવા અસમર્થ નીવડે છે. આવી બાળા તેના લગ્ન પછી સાસરીયાના અજાણ વાતવરણમાં અનેક વસ્તુઓ જીરવી શકતી નથી, સહનશક્તિ ઓછી હોવાથી સંસારના વેર-ઝેર તેનાથી ગળી જવાતાં નથી અને પરિણામે ગૃહસંસારની પ્રત્યેક અવસ્થા તેને અળખામણી લાગે છે; આ બધાનું અનિવાર્ય પરિણામ હિસ્ટીરીઆમાં પરિણમે છે. જે પરિસ્થિતિ માનસિક સમતુલાને નમાવે છે, તે પરિસ્થિતિમાં જ હિસ્ટીરીઆને પોષક તત્ત્વો સમાયાં હોય છે અને આવી પરિસ્થિતિ સમાજ ડગલે ને પગલે પૂરી પાડે છે. જેમ સ્ત્રી જીવનના લગભગ બધા કરુણ પ્રસંગોના ઉત્પાદક પુરુષો જ હોય છે, તેમ હિસ્ટીરીઆ એ પણ પુરુષે જ સ્ત્રીપર ફેંકલી બક્ષિસ છે. ગૃહસંસારમાં પ્રવેશતાં જ પરદેશ જેવા નવા સંજોગો અને નવા માણસોમાં તેનો મેળ કોઈની સહાનુભૂતિ વિના મુશ્કેલ બને છે. આમાં જ્યારે પતિનો અનુરાગ પોતે મેળવી શકતી નથી ત્યારે એ બધાના અંતિમ પરિણામ રૂપે સ્ત્રીને આ જગતના સંતાપો બે ઘડી વિસારે પાડનારી હિસ્ટીરીઆની સૃષ્ટિમાં સાન્ત્વન મળે છે. સ્ત્રીજીવનની અતિ તીવ્ર ભૂખ માતૃત્વની હોય છે અને એ માતૃત્વનો સાદ નથી સંભળાતો ત્યારે પણ સ્ત્રીનું ચિત્ત અત્યંત માનસિક વેદના અનુભવી રહે છે અને એ વંધ્યત્વ તથા એ વંધ્યત્વને કારણે થતા તિરસ્કાર એનાથી જીરવાવા મુશ્કેલ બને, એટલે હિસ્ટીરીઆ તેની અસહાય સ્ત્રીપર પોતાનું ઝેરીલું છત્ર ફેલાવે છે. સ્ત્રીનું હૃદય પુરુષ જેટલું કઠણ ન હોવાથી સ્ત્રીના દુઃખોની સમાપ્તિ તેના રૂદન સાથે જ થઈ શકતી નથી. પુરુષના માનસિક તાપોની અવધિનો અંત ક્રાંતિ ચિત્ત ભ્રમમાં અગર તો આપઘાતમાં આવે છે, અથવા તો એ સંતાપો હિસ્ટીરીઆનું શરણું સ્વીકારે છે. બન્ને પરિસ્થિતિમાં દુઃખનું વિસર્જન વિસ્મરણ-રૂપે કરવાના પછાડા હોય છે. જે કોઈ કારણે સ્ત્રીજીવનની મહત્વાકાંક્ષા ગુંગળાઈ રહે અને તેના કુમળા હૃદયમાં અસંતુષ્ટતાના બીજ રોપી રહે, તે પ્રત્યેક કારણ હિસ્ટીરીઆનું પુરોગામી બળ નીવડે છે. લગ્ન પછીની રાતોમાં પણ કેટલાક પ્રસંગોમાં હિસ્ટીરીઆનું બીજારોપણ થાય છે. જે સ્ત્રી હજુ માત્ર જીવનના ઉંબરેજ ઉભી હોય, તે સ્ત્રીનો કુમળો દેહ કામવાસનાના પ્રાદુર્ભાવ પહેલાં પુરુષની ભમરાળી કામેચ્છા આગળ શયનગૃહની પથારીપર પછડાય, તેનું પરિણામ પ્રત્યાઘાતરૂપે હિસ્ટીરીઆમાં પરિણમતાં વાર લાગતી નથી. સ્ત્રીના દેહની આવી અકાળ છેડથી સ્ત્રીના માનસનો કબજો એને પોતાને અવશ એવા જ્ઞાનતંતુઓને સોંપાય છે.

હિસ્ટીરીઆનો ભોગ બનેલી સ્ત્રીઓમાંની લગભગ અડધા ઉપરાંત વિધવાઓ હોય છે. તેનું કારણ તો દેખીતુંજ છે. વિધવા પણ એક માનવી છે અને માનવીને સુલભ એવી હૃદય અને દેહની લાગણીઓથી તે પણ વંચિત નથી. જે લગ્નમાં તેના આત્મા અને દેહે રસ માણ્યો ન હોય તે અસહાય બાળાના જીવનક્રમનો અંકુશ સમાજ પોતાના હાથમાં લઈ લે છે અને તેને ' વિધવા ' એવું પવિત્ર નામ આપીને ' નિર્મળતા ' ' ત્યાગમૂર્તિ ' ' સંયમ ' વગેરે પવિત્ર ભાવનાઓનો કેફ પરાણે પાય છે અને તેને પરિણામે તે વેદનાના કરુણ મહાકાવ્યની પ્રતિમૂર્તિ જેવી બની રહે છે. વિધવાને સ્નેહ કે આત્માની આધ્યાત્મિકભૂખ કદી લાગતી જ નથી, એમ માનતા સમાજે રચેલા વિધવાના જીવન-ક્રમમાં ઉલ્લાસનું અસ્તિત્વ હોતું નથી. સ્ત્રીના

જીવનમાંથી ઉલ્લાસ ઓસર્યો એટલે બાકી શું રહ્યું ? એવા ઉલ્લાસહીન નબળા માનસ પર હિસ્ટીરીઆ પોતાનું આધિપત્ય અચૂકપણે જમાવે છે.

લક્ષણો:—

(૧) લાગણીની પ્રબળ ઉત્તેજનાથી હિસ્ટીરીઆની તાણ ઉપડે છે અને તાણ પહેલાં હાસ્ય અને રૂદનની પરંપરા થોડીવાર ચાલે છે અને ગળામાં ડુચા વળતા હોય તેવી લાગણી થાય છે. આ વખતે જો સ્ત્રી ઉભી હોય તો તે બેસી અગર પડી જાય છે. પણ પડતાં પોતાને ઈજા ન થાય તેવું જ્ઞાન અણજાણપણે તેને હોય છે. તાણ શરૂ થતાંની સાથે સ્ત્રી અસાવધ બની જાય છે, પણ એ સ્થિતિ સંપૂર્ણ બેશુદ્ધિની હોતી નથી. દાંતની સજ્જડ ભીંસ આવે છે પણ જીભ દાંત વચ્ચે કચરાતી નથી. દરદીના હાથપગ ચોમેર પછાડા મારે છે. શ્વાસોશ્વાસ ખૂબ ઘુંટાતો હોય તેમ જણાય છે. હાથની સજ્જડ મુઠીઓ વાળેલી હોય છે. શરીર આખું ઉંચું થઇને નીચે પછડાય છે અને કદાચ મ્હોંથી અસંબંદ્ધ શબ્દો અગર ચીસો સરી પડે છે. આ તાણ કેટલો વખત ચાલે તે કહી શકાતું નથી ઘણે ભાગે થોડી મીનીટો પછી દરદી શુદ્ધિમાં આવે છે અને તેને ઓડકાર અને બગાસાં આવે છે. ત્યાર પછી પેશાબ વધુ પ્રમાણમાં ઉતરે છે. તાણ પછી પણ દરદીનું ચિત્ત ખૂબ અશાન્ત રહે છે અને ઘણી જ અકથ્ય મુંઝવણ થતી હોય તેમ લાગે છે અને થોડો વખત દરદી રડયા કરે છે.

(૨) કેટલાક પ્રસંગોમાં તાણનો અભાવ હોય છે, પણ બીજા ઘણા પ્રકારનાં મનોવિકાર જણાય છે. કયારેક પાગલપણાનાં કેટલાંક ચિહ્નો મોજુદ હોય છે. દરદી લાગણીની તીવ્રતા અનેક રીતે મૂર્ખપણે દર્શાવે છે. ઘડીકમાં હાસ્ય તો ઘડીકમાં રૂદન કરે છે અને ઇરાદાપૂર્વક એવી રીતે વર્તે છે કે જેથી આસપાસના સંબંધીઓની તેની તરફ સહાનુભૂતિ ઉશ્કેરાય અને ખરેખર તેમ કરવું તેને ઘણું જ ગમે છે. લાગણીની તીવ્રતા ઘડીમાં આનંદમાં અને ઘડીમાં શોકમાં પલટાતી રહે છે.

(૩) સ્પર્શ સંબંધી પણ કેટલાક વિકાર જણાય છે. શરીરનો કોઈ પણ ભાગ એવો નથી કે જેમાંના એકાદ ભાગમાં અત્યંત દરદ અથવા શૂળની ફરિયાદ દરદી ન કરે. કયારેક માથું દુખવાની તો કયારેક છાતીના પાંસળા દુખે છે, એમ દરદી જણાવે છે; પણ જો તેનું ધ્યાન ફેરવીને કોઇ તે જગ્યાએ સ્પર્શ કરે તો તેનું દરદ અદૃશ્ય થયું જણાય છે. પેટમાં ગોળો ચડે છે અને તે છાતીમાં અને ગળામાં ભરાયાની લાગણી તેને થાય છે. પહેલાના લોકોની માન્યતા પણ એવી હતી કે ગર્ભાશય સ્થિતિ ભ્રષ્ટ થઇને શરીરમાં બધે ફરે છે એટલે તે રોગનું નામ પણ તેમણે હિસ્ટીરીઆ ( હીસ્ટ=ગર્ભાશય ) પાડયું. વસ્તુતઃ એવું કશું થતું નથી, પણ ગર્ભાશયના કેટલાક રોગોમાં હિસ્ટીરીઆની હાજરી હોય છે ખરી. અતિ સ્પર્શ એટલે સ્પર્શની અતિશયોક્તિને સ્થાને કેટલીકવાર સ્પર્શની શૂન્યતા માલુમ પડે છે. ટાંકણીની અણીનો સ્પર્શ પણ જણાતો નથી. આંખ, કાન, નાક અને જીભનાં કાર્યોમાં પણ કયારેક અંતરાય આવે છે.

(૪) હિસ્ટીરીઆમાં ગતિ સંબંધી પણ ઘણો ફેરફાર થાય છે. પક્ષઘાતનું એકે સ્વરૂપ એવું નથી કે જેનું અનુકરણ હિસ્ટીરીઆમાં ન થતું હોય. કયારેક પગે ગોટલા બાઝી જાય છે અને જડબું સજ્જડ થઇ જાય છે. ગરદન એક બાજુએ નમી જાય છે અને સ્નાયુઓપણ સંકુચિત સ્થિતિમાં જ રહી જાય છે. અર્ધાંગ અથવા આખું શરીર રહી જાય છે. પેટ પણ વધે છે અને તેથી ગર્ભ રહ્યાનો ભ્રમ થાય છે.

(૫) હિસ્ટીરીઆના દરદીને અપચો, ચુંક, ગોળો, ઉધરસ, દમ, કબજીયાત, ઉલટી, ગર્ભાશયના દરદો–જેવા કે દસ્તાનની અનિયમિતતા, નષ્ટાર્ત્તવ, બહુઆર્ત્તવ અને પીડિતાર્ત્તવ થઈ આવે છે. પેશાબનું પ્રમાણ વધતુંઓછું રહે છે અને ક્યારેક પેશાબે વેદના પણ થાય છે. એકકે રોગ એવો નથી કે જેનાં ચિહ્નનું અનુકરણ હિસ્ટીરીઆના વિચિત્ર વ્યાધિમાં ન થાય; એટલે કેટલીક વખત નિદાન સ્પષ્ટ કરવાનું કામ ઘણું મુશ્કેલ થઈ પડે છે. હિસ્ટીરીઆમાં ક્યારેક ક્ષુધાજ્ઞાન નાબુદ થઈ જાય છે; એટલે કે દરદીને ભૂખ લાગવાની લાગણી થતી જ નથી અને જો ખોરાક મ્હોંથી નીચે ઉતારવાનો પ્રયત્ન થાય તોપણ તે પાછો આવે છે; છતાં અજાયબીની વાત તો એ છે કે એવા દરદીઓને ખોરાક વિના દીવસો સુધી ચાલી શકે છે અને સાથે શરીરપર બહુ માઠી અસર પણ જણાતી નથી. આંખમાં કશો પણ રોગ ન હોવા છતાં પણ ક્યારેક જોઈ શકાતું નથી અને પાછું એની મેળે સારું થઈ જાય છે. એવી જ રીતે કેટલાક દરદીઓને મહિનાઓ સુધી તાવ આવે છે અથવા ઉભા રહેવાની અગર તો ચાલવાની અશક્તિથી પથારીવશ રહેવું પડે છે. આવા મનોવિકારથી પેદા રોગોનું રૂપાન્તર ક્યારેક સાચા રોગમાં થાય છે.

ચિકિત્સાઃ

હિસ્ટીરીઆનું આગમન અટકાવવા માટે લેખની શરૂઆતના ભાગમાં જણાવેલો આ રોગ અને ચિત્તના સંસ્કારો વચ્ચેનો નિકટનો સંબંધ ખ્યાલમાં રાખવો જરૂરી છે. એની ચિકિત્સા એ વિષયના ખાસ નિષ્ણાતના હાથે જ યોગ્ય રીતે થઇ શકે. સૌથી પ્રથમ તો દાક્તરે તથા દરદીના મિત્રોએ દરદીના માનસનો યોગ્ય અભ્યાસ કરવો જોઇએ અને તે પરથી તેના રોગની વિશિષ્ટતાઓનું મૂળ શોધવું જોઇએ. રોગ અને રોગી સંબંધેના અધુરા અભ્યાસથી કેટલીકવાર સારવારમાં દરદીને તથા તેના સગાસંબંધીઓને જે પારાવાર નુકસાન સહેવું પડે છે, તેને માટે દાક્તર જ જવાબદાર છે. બીજા રોગોની પેઠે હિસ્ટીરીઆની અમુક મુકરર કરેલી ચિકિત્સા છે જ નહિ; કારણ કે એમાં એક દરદીના લક્ષણો બીજા દરદી કરતાં કંઇક અંશે અનોખા જ હોય છે. જો હિસ્ટીરીઆની અસર ઘણી સુક્ષ્મ હોય તો તેને કાંઈ વિશેષ મહત્ત્વ આપવાની જરૂર હોતી નથી. માત્ર રોજીન્દા જીવનમાં આહારવિહારમાં નિયમન સચવાય તો બસ છે. ઘણાખરા પ્રસંગોમાં તેવા દરદીઓનું ચિત્ત અમુક પ્રવૃત્તિમાં રોકી રાખવાથી નજીવા ચિહ્નો ધીરે ધીરે અદૃશ્ય થાય છે. કબજીયાત ન રહે તેની કાળજી રાખવી જોઇએ અને શરીરમાં નબળાઈ હોય તો તેને અંગેની ખાસ ચિકિત્સા કરાવે.

હિસ્ટીરીઆની તાણ રોકવા તથા વધતી અટકાવવા માટે દરદીની પથારી એવી રીતે રાખવી જોઇએ કે જેથી દરદીના ચહેરાપર થોડી ઉંચાઇએથી ઠંડુ પાણી જોસથી છાંટતા દરદીની પથારી તથા તેના બીજા કપડાં બગડે નહિ. આથી ખેંચ અટકી જાય છે અને દરદી તુરત જ ભાનમાં આવે છે. જો શુદ્ધિમાં ન આવે તો દર બે ત્રણ મીનીટે આ જળોપચાર ફરી ફરીને કરવો જોઇએ. કેટલાક પ્રસંગોમાં દરદીનું નાક બંધ કરી મ્હોંપર હાથ દાબીને શ્વાસો-શ્વાસની ગતિ અવરોધવાથી દરદીની તાણ તુરતજ ઉતરી જાય છે. એમોન્યાની બાટલી સુંઘાડવાથી પણ એ જ અસર થાય છે. આ બધા ઉપચાર કરતા પહેલાં દાક્તરે દરદીની આસપાસ રોળે વળીને સહાનુભૂતિનું પ્રદર્શન કરી રહેલામાંના પ્રત્યેકને દરદીના ઓરડામાંથી બહાર કાઢવા જોઇએ.

છેલ્લી શોધખોળ મુજબ હિસ્ટીરીઆને જડમૂળમાંથી કાઢવા માટે કેવળ માનસિક

આ પદ્ધતિનો પ્રથમ પ્રચાર ડૉ. ફ્રુડે કરેલો. તેનું ઘડતર માનસશાસ્ત્રના મૂળભૂત સિદ્ધાન્તો પર રચાયેલું છે. તેની મુખ્ય રૂપરેખા આ પ્રમાણે છેઃ પ્રથમ દરદીને શાન્તિથી પથારી પર સુવાડવામાં આવે છે અને પછી દાક્તર દરદીના માથા ભણી દરદી પોતાને જોઈ ન શકે તેમ બેસે છે. પછી દરદીને તેના દરદની હકીકત સારા નરસા કે પણ વિચારો છુપાવ્યા વિના મોટેથી બોલી જવાનું કહેવામાં આવે છે. મનદુઃખ ઉપજાવતાં બધા ખ્યાલોએ કેવી રીતે, કેવા સંજોગોમાં ચિત્તમાં પ્રથમ પ્રવેશ કર્યો, તે બધું દરદી મોટેથી પોતાના વિચારોમાં સમાયેલી મૂર્ખાઈ કે તર્કહીનતા છુપાવ્યા વિના કહી જાય છે. આ કથની કહેતાં દરદી પ્રયત્નપૂર્વક પોતાને અણગમતા વિચારો મનમાં દાબી રાખે છે. એ અણગમતા વિચારો જ તેના ચિત્તમાં અગાઉ મચેલા મંથનોના પ્રતિક રૂપ હોય છે, એટલે જ દરદી એની આત્મકથામાં એ વસ્તુ ખૂબ જતનથી દાબી રાખે છે. ખૂબ કુનેહથી એ વસ્તુ વારંવાર ટોકયા કરવાથી હિસ્ટીરીઆના લક્ષણોના ઉત્પાદક પેલા છુપા વિચારો પાછા દર્દીના ચિત્તમાં પુર્નજાગૃતિ પામે છે. હિસ્ટીરીઆના પ્રત્યેક લક્ષણ પછવાડે આત્મ-મંથનનો એકાદ નાનકડો ઇતિહાસ સમાયો હોય છે અને એનાં મૂળ દરદી જાણ્યે અજાણ્યે દાબી રાખે છે અને એનું પૃથક્કરણ આ પદ્ધતિ વડે થઈ શકે છે. એના મૂળ કારણો અને તે કારણોને હિસ્ટીરીઆમાં પલટાવતી ચિત્રપ્રદેશની સુક્ષ્મ રચનાનું પૃથકરણ કરીને એના પ્રત્યેક અંગતું સ્વરૂપ કળી કાઢવું, એ જ આ પદ્ધતિનો આશય છે. એમાં જુદી જુદી વ્યક્તિઓના વિચિત્ર માનસની આંટીઘુંટીઓનો ઉકેલ કાઢવાની કુનેહ તો જોઇએ જ; પણ સાથે એના લક્ષણો પરથી તેનો અર્થ સંમજી શકવાની હૈયા ઉકલત પણ હોવી જોઇએ. એવી વ્યક્તિ એને આવતા સ્વપ્નો પણ ઘણાં જ અર્થસૂચક હોય છે. કારણ કે પેલા વિકૃત વિચારોનો પડઘો પૂર્ણ જાગ્રતાવસ્થા કરતા સુષુપ્ત અવસ્થામાં વધુ પ્રમાણમાં અને સહેલાઈથી પડે છે. એમાં સૌથી મહત્ત્વની વસ્તુ જીવનનાં વીતી ગયેલાં વર્ષોમાં લાગણી-પ્રધાન પ્રકૃતિને પહોંચેલા પ્રત્યાઘાતી અનુભવોને દરદીની ચિત્રસ્થિતિ પરથી પારખી કાઢવામાં સમાઇ છે. હિસ્ટીરીઆનાં પ્રાદુર્ભાવનું મૂળ કારણ એ પ્રત્યાઘાતની વિકૃતિ જ હોય છે. એ લાગણી-યુદ્ધોનું વિસ્મરણ થવાના સ્વાભાવિક ક્રમમાં કેટલાક કારણો જરૂરી ભાગ ભજવે છે. પ્રત્યેક તંદુરસ્ત માનસમાં વિસ્મરણ એ જ ચિત્તની સમતુલા ટકાવી રાખનાર સાધન હોય છે અને એ વિસ્મરણ જો લાગણીના પુરની ગતિ અસ્વાભાવિક નહોય તો ઘણી જ સહેલાઈથી થઈ શકે છે. વિસ્મરણની ભૂમિકા પ્રાપ્ત થવા સારૂ તેને યોગ્ય તાત્કાલિક પ્રત્યાઘાતો મળવા જ જોઈએ અને એ પ્રત્યાઘાતો રૂદન, ક્રોધ, હાસ્ય અને એવા બીજા આવેશમય કૃત્યો વડે દર્શાવાય છે. અને આવા પ્રત્યાઘાતી વલણો વડે જ લાગણી-પ્રધાન પ્રકૃતિને પહોંચેલો પ્રાથમિક આઘાત કાયમી આસન ન જમાવતાં તેનું સમાધાન થઈ જાય છે. રોજંદા જીવનમાં આપણે તેને 'મન મોકળું કર્યું'-કહીએ છીએ. પણ જો મન મોકળું કરવા રૂપ દ્વિતીય પ્રત્યાઘાતથી આગલા આઘાતનું અસ્તિત્વ નાબુદ ન થાય તો તે આગળ ઉપર ચિત્તના તંદુરસ્ત પ્રદેશ પર હિસ્ટીરીઆ રૂપી માનસિક ગુમડાં તરીકે ફુટી નીકળે છે, અને એ ગુમડાં માત્ર એમને પાછાં અંદર સમાવી દેવાથી કે ખુલ્લાં કરવાથી જ રૂઝાઈ શકે છે. હિસ્ટીરીઆમાં ચિત્તને પહોંચેલા આઘાતનું નિવારણ યોગ્ય પ્રત્યાઘાતથી થતું નથી, અગર તો તે લાગણીનો ડંખ ટાળવાને જરુરી એવું વિસ્મરણ પણ સહાયે આવતું નથી. ધીરે ધીરે લાગણીનો જનક પેલો મૂળ

અનુભવ સ્મરણુપટ પરથી ઝાંખો થઈ જાય છે અને તેનું પરાવર્તન હિસ્ટીરીઆના ચિહ્નોમાં થાય છે. દરદી આ કારણોથી દેખીતી રીતે તો અજાણુ જ રહે છે; પણુ એની શોધ માનસિક પૃથક્કરણુના પ્રયોગ દ્વારા થઈ શકે છે અને એકવાર તે કારણો હાથ લાગ્યા એટલે દરદીની હિસ્ટીરીઆથી મુક્તિ મેળવવી સહેલ બને છે.

હિસ્ટીરીઆ એ એક પ્રકારને માનસિક રોગ છે એટલે એનાં નિવારણુનાં ઉપાયો પણુ ઘણા ખરાં માનસશાસ્ત્રના સિદ્ધાન્તો પર રચાયા છે. જો યોગ્ય કાળજી લેવાય અને વખતસર ચેતી જવાય તો આ રોગ અસાધ્ય તો નથી જ. હિસ્ટીરીઆનો ઉદ્ભવ સ્રીની અસંતુષ્ટ રહેલી કામેચ્છામાંથી થાય છે—એ માન્યતા પણુ ભૂલ ભરેલી છે. સ્રીમાં પુરુષ કરતાં કામેચ્છા ઘણી જ પ્રબળ હોય છે, એવા કહેવાતા કામશાસ્રના સિદ્ધાન્તોએ જ સ્રીના સુખનું ભયંકર સત્યાનાશ વાળ્યું છે. હિસ્ટીરીઆથી પીડાતી સ્રીને પતિ એવી માન્યતા રાખીને વધુ વિષયસેવન કર્યા કરશે તો હિસ્ટીરીઆનું પ્રમાણુ ઊલટું ઘટવાને બદલે વધવાનું જ. સાથે સૌને સરખું અનુપયોગી એવા જીવનનાં પાછલા શ્વાસ લઈ રહેલી વૃદ્ધાઓએ સમજી લેવું ઘટે કે હિસ્ટીરીઆથી પીડાતી તેમના ઘરની વહુઓ તિરસ્કારને નહિ પણુ દયાને પાત્ર છે; અને વહુને હિસ્ટીરીઆ થવામાં તેમનો હિસ્સો કેટલો છે, તે પણુ સાથે વિચારે અને હિસ્ટીરીઆને કથા અમંગળની એંધાણી રૂપ ન ગણે. તેઓ જો દરદીની આસપાસ વિશ્વાસ અને સહાનુભૂતિનું વાતાવરણુ ઉત્પન્ન કરશે તો તે રોગને સાધ્ય બનાવવામાં ઘણું સહાય રૂપ નીવડશે અને સરવાળે તેમની વચ્ચે વસતા નિર્દોષ દંપતીના જીવનમાં સુખનો સંચાર થઇ શકશે.

# શાપીત યક્ષકન્યા

શ્રી. શાન્તિકુમાર પંડ્યા.

એટલો સંદેશ મ્હારો કે'જે વાદલડી,
ઉંચા અમરાપુરી ઘાટ, રંગ રાજવી!
આટલો સંદેશ મ્હારો કે'જે વાદલડી!

સુવર્ણ હાર હીરે કાયા મમ કંપતી,
નક્ષત્ર ઝુમણું ઘડાવ, રંગ રાજવી!
આટલો સંદેશ મ્હારો કે'જે વાદલડી!

કુમકુમની આડ ભાલ, ટીલડી ના સોહતી,
તારા લલાટે જડાવ, રંગ રાજવી!
આટલો સંદેશ મ્હારો કે'જે વાદલડી!

નયનોનાં તેજ વિરાટ અંતર ના માપતાં,
સૂર્ય શશી આંખડી રસાવ, રંગ રાજવી!
આટલો સંદેશ મ્હારો કે'જે વાદલડી!

જગતની જાન્હવીનાં નીર ના ભીંજવે,
આભે અલકગંગા ઉતાર, રંગ રાજવી!
આટલો સંદેશ મ્હારો કે'જે વાદલડી!

મૃત્યુપુરીના ઝાંખા દીપ મને સુંઝવે,
અમરોની રોશની દેખાડ, રંગ રાજવી!
આટલો સંદેશ મ્હારો કે'જે વાદલડી!

માનવ સંસારે, વેર–ઝેર ઝરણુ નીતરે,
અમરોનાં પિયુષ પિવાડ, રંગ રાજવી!
આટલો સંદેશ મ્હારો કે'જે વાદલડી!

વામન સ્વરૂપ, એનાં અંતર છે સાંકડાં,
વિરાટની ઝાંખી કરાવ, રંગ રાજવી!
આટલો સંદેશ મ્હારો કે'જે વાદલડી!

---

# આપણી કેળવણી

શ્રી. વજુભાઈ દવે

જ્યારે જ્યારે હું ગિરીશને જોઉં છું ત્યારે ત્યારે મને જૂની કેળવણી અને નવી કેળવણીના ખૂબ વિચારો આવે છે. ગિરીશ કોઈ મૉન્ટેસોરી શાળામાં ગયો નથી, છતાં એની Will Power મૉન્ટેસોરી શાળાના કોઈ બાળક કરતાં જરાય ઉતરતી નથી. એનું શરીર તદ્દન તંદુરસ્ત છે. એની ભાષા સારી રીતે વિકસેલી છે. સંગીતનો તે અજબ શોખીન છે. એનો સ્વભાવ ખૂબજ Egoistic છે. અને યેન કેન પ્રકારેણ એ એના Ego ને પોષી લે છે. નૂતન કેળવણીના દષ્ટિબિન્દુથી ઉછેરેલ બાળકમાં અને આ બાળકમાં મને કોઈ ખાસ ફેરફાર જણાતો નથી. વળી ગિરીશ આજ બે વર્ષ થયાં ગામડાની ધૂડી નિશાળમાં જાય છે અને છતાં ત્યાંની કોઈ ખરાબ અસર તેના પર જણાતી નથી. થઈ હશે તો તેણે તેને ખંખેરી નાખી જણાય છે.

આજ ચાર દિવસ થયાં હું ગિરીશનું અવલોકન બારીકાઈથી કરી રહ્યો છું. એ આખો દિવસ મસ્ત રહે છે અને નિત્યાનંદે દિવસ પસાર કરે છે. તેનું અહમ્ ઘવાય તેવી કોઈ પણ વાત તે સહી શકતો નથી; તો પ્રશ્ન એ થાય છે કે આ બાળક કોઈ પણ મોન્ટેસોરી શાળામાં નથી ગયેલું, છતાં તેનામાં આ સ્વભાવનું સ્વાતંત્ર્ય કેમ જણાય છે? તેના Expression આટલા Clear કેમ છે?

તેનું દેખીતું કારણ આ છે. તેના ઉછેરમાં તેના માતપિતાએ કેળવણીની દષ્ટિ નથી રાખી. પરંતુ બાળકને સ્વતંત્ર રીતે ખીલવા દેવું એટલું તો નક્કી કર્યું હશે એમ જણાય છે. આ એક જ વિચારથી એ બન્ને ગિરીશની પ્રવૃત્તિઓની આડે ઓછામાં ઓછા આવ્યા છે; બલ્કે નથી જ આવ્યા. પરિણામે ગિરીશને સ્વતંત્ર સ્વભાવ જ ખીલવવાનો અવકાશ આ કુટુંબમાં ખૂબ જ મળ્યો છે અને તેજ કારણે તેને મોન્ટેસોરી શાળાના સ્વાતંત્ર્યનું વાતાવરણ નથી મળ્યું. તેનો અભાવ દેખાઈ આવતો નથી.

તો બીજો પ્રશ્ન આ થાય છે કે જે બાળકોને આવું વાતાવરણ મળે તેવાં બાળકો માટે શું મોન્ટેસોરી શાળાની જરૂર નથી?

આ પ્રશ્નનો ટુંકો જવાબ આપતાં તો એમજ કહી શકાય કે ઘર એ જ મોટામાં મોટી શાળા છે. એ દષ્ટિએ તો કોઈ પણ શાળાની જરૂર નથી. જે માતપિતા બાળકની પાછળ તેના ઉછેરમાં-કેવળ કેળવણીની દષ્ટિ રાખી શકે તેના બાળકો માટે શાળાઓની જરૂર અવશ્ય નથી જ. પરંતુ આવાં ઘર અને માતપિતા મળવાં દુર્લભ અને અશક્ય હોય છે. માતપિતામાં તે શક્તિ હોય છે તો તેનો અવકાશ નથી હોતો. અવકાશ હોય છે તો એક સંસ્થા જે વાતાવરણ જમાવી શકે તેવું વાતાવરણ એક કુટુંબ ન જમાવી શકે.

આ તો થઈ ગઈ મોન્ટેસોરી શાળાની જરૂરીયાતની વકીલાત. પ્રશ્ન એ છે કે જો ગિરીશનો આવો વિકાસ થયો છે તો તેના અને તેના જેવા માતપિતા જેને મળ્યા હોય તેને જ માટે મોન્ટેસોરી શાળાની શી જરૂર?

આ પ્રશ્નનો જવાબ ગિરીશનું બારીક અવલોકન કરનારને સહેજે મળી રહે છે. ગિરીશની શક્તિઓ ચોમેરથી એટલા બધા માર્ગ માગે છે કે ઘેર અને શાળામાં તેમને યોગ્ય માર્ગ નથી મળતો; એટલે એ ભાંગફોડમાં ઘણો વખત ગાળે છે. એના સદ્ભાગ્યે એને સહનશીલ માતપિતા મળ્યાં છે, એટલે જે તે રીતે એની વૃત્તિને પોષવા એ લોકો પ્રયાસ કરી રહ્યાં છે; પરંતુ તે પાછળ શાસ્ત્રીય દૃષ્ટિ નથી. ગિરીશ કોઈ મોન્ટેસોરી શાળામાં હોત તો તેજ ચિત્રકામ-માટીકામ વગેરે Creative Works મળત જેથી તેની ભાંગફોડ કરવાની વૃત્તિને યોગ્ય માર્ગ મળત.

ગિરીશનો ઉછેર એક સ્વતંત્ર વાતાવરણમાં થયો છે પરંતુ તેની પાછળ શાસ્ત્રીય નજરનો ચોકખો અભાવ અને તેની દેખીતી છાપ જણાઇ આવે છે. જો એને મોન્ટેસોરી શાળા મળી હોત તો ઘર અને શાળાના સુમેળના પરિણામે આ બાળક વધુ સુંદર વિકસી શક્યું હોત. મોન્ટેસોરી શાળામાં ઉછરતાં કોઇ બાળકને જ આવું ઘરનું વાતાવરણ મળે છે. અને આવું વાતાવરણ ગિરીશ જેવાને મળ્યું છે, તો એ જ મોન્ટેસોરી શાળા નથી મળી! ઈશ્વરની રચના પણ વિચિત્ર જ છે ને!

ગિરીશના અનુભવથી મને એક વાત નક્કી થાય છે. કેળવણીમાં શાળા કરતાં ઘરનો હિસ્સો ઘણો છે. સારાં માતપિતા એક સુંદર શાળાનો અર્થ સારી શકે. આપણે જો મોન્ટેસોરી શાળાઓ ઠેકઠેકાણે ન ઉઘાડી શકીએ તો જે શાળાઓ હસ્તીમાં આવી શકે તે દ્વારા ઘેર ઘેર બાળ સ્વાતંત્ર્યનો પયગામ ફેલાવીએ તો ઘણું Negative કામ થઇ શકે.

*

હું જણાવી ગયો તેમ ગિરીશનો વિકાસ મને એકંદરે સારો છતાં કાંઈક ઉણપ વાળો લાગ્યો અને તે ઉણપમાં મોન્ટેસોરી શાળાનો અભાવ જ દેખાયો. તેની પાછળ શાસ્ત્રીય નજર નથી રહી, એ તેને મોન્ટેસોરી શાળા મારફત મળી રહેત એમ મારૂં માનવું છે. આ બાબતના એક દાખલાએ મારી આ માન્યતાને સાચી ઠરાવી.

દરરોજ જમ્યા પછી અમે બધા ગ્રામોફોન સાંભળવા બેસીએ છીએ. આ ગ્રામોફોન ગિરીશના પિતાએ અમારા માટે મોકલ્યું છે. ગિરીશ બરાબર સમજે છે કે એ એના પિતાનું છે-એટલે તેના પર તેનો અધિકાર સૌથી અધિક છે એમ તે સમજે છે.

આજે એવું બન્યું કે એક મિત્રે એ ગ્રામોફોન એક દિવસ માટે માગ્યું. ગિરીશને તેની ખબર પડી અને તેણે હઠ લીધી કે એ ગ્રામોફોન તે મિત્રને ન જ આપવું. ગ્રામોફોન અમારા અધિકારમાં હતું એટલે કોને આપવું અને કોને ન આપવું, તે અમારે સમજવાનું હતું. પરંતુ ગિરીશને તે સમજણ પાકેપાકી હતી છતાં, અને તે સમજ તેને ફરીથી આપ્યા છતાં તેણે તેની લત છોડી નહિ, એટલું જ નહિ પણ આખું ઘર માથે લે તેવી રીતે તેણે રડવા માંડયું.

આ ઠેકાણે જો ગિરીશ મોન્ટેસોરી શાળાનું બાળક હોત તો તે વસ્તુસ્થિતિ તુર્ત જ સમજી જાત અને જે નિર્ણય તેના અધિકાર બહાર છે તેની આડે તે ન જ આવત. ગિરીશનો Ego સંપૂર્ણ રીતે પોષાયો છે પરંતુ તે પાછળ કેળવણીની દૃષ્ટિ નથી એટલે આ કિસ્સામાં તેનું હૃદય એટલી હદે ઘવાયું કે તેનો કજીયો સાંજ સુધી પત્યો નહિ અને જ્યારે તેના હાથ હેઠા પડયા છે એમ તે સમજ્યો, ત્યારે માંડ માંડ તે શાંત બન્યો.

*

ગિરીશ દાન સુધીના આંક કડકડાટ બોલી જાય છે પણ તેની સમજ જરાય નથી. એને

કોઇ સારા શિક્ષકે પદ્ધતિપુરઃસર આંક શીખવ્યા હોત તો સારૂં હતું; પરંતુ એ એ રીતે નથી શીખ્યો તેથી તેને કોઇ વધુપડતું નુકસાન થયું છે, એમ હું નથી માનતો. શિક્ષણ પદ્ધતિ કરતાં મારે મન Psychological treatmentનું મહત્વ વિશેષ છે. શિક્ષક પદ્ધતિના ચોકઠામાં, અટવાઇ જાય અને Psy. Treatment પાછળ પોતાની શક્તિ ન ખરચી શકે તો બહેતર છે કે એ પદ્ધતિના ચોકઠામાંથી મુક્તિ મેળવે. આજ કાલ શાળાઓમાં બાળકને જલદી શીખવી દેવાની અનેક હીકમતો શોધાય છે. તેમાં બાળમાનસને અનુસરવાના પ્રયાસ જરૂર થાય છે; પરંતુ તેથી મૂળનો સડો દૂર થાય છે, એ હું નથી માનતો. જ્યારે શિક્ષક અને માબાપનું માનસ બાળકને શીખવી દેવામાંથી મુક્ત થશે અને આંતર શક્તિઓને બહલાવવા તરફ પેરાશે ત્યારે જ કેળવણીના યુગ મંડાયા કહેવાશે.

શિક્ષકમાં કેળવણીની સાચી દષ્ટિ આવ્યા પછી તે શિક્ષણ પદ્ધતિમાં ગમે તે રસ્તે ચાલે તો તે સામે મારે વાંધો નથી. શિક્ષક કલાકાર હશે તો એક જ પદ્ધતિના Fitishમાં નહિ પડી રહેતાં, જ્યાં જ્યાં જેની જેની જરૂર હશે ત્યાં તેનો ઉપયોગ કર્યા વિના નહિ રહે. આથી હું એ પદ્ધતિનું મહત્વ જરાય નથી ઘટાડતો. માનસશાસ્ત્રનો જાણકાર શિક્ષક અનેક પદ્ધતિઓ જાણતો હશે, તો કયે વખતે કઇ પદ્ધતિનો ઉપયોગ કરવો તે બરાબર સમજી લઇ પોતાનું અને બાળકનું કામ સરળ કરી શકશે.

## હું માનું છું.

હું કામ કરવામાં માનું છું, રોદણા રડવામાં નહિ. હાથ પર રહેલા કામની પાછળ તનમનથી તે પાર ઉતારવામાં માનું છું, વાતોના ગપાટામાં વખત વિતાડવામાં નહિ. મારા હાથપર આવેલા કામમાં હું ખૂબ રસપૂર્વક આનંદ લઇ શકું છું. પછી તે ગમે તે જાતનું હોય. અને મારા હાથપરનું કામ સાંગોપાંગ પાર ઉતારી હું સફળ થઇશ એમ હું હરહંમેશ ખાત્રીપૂર્વક માનું છું.

હું તો માનું છું કે કર્યું તે કામ. કોઇ પણ કામ મુલતવી રાખતાં મને હીણપદ લાગે છે. તેમ કરતાં મને મારી જાત ઉપર તીરસ્કાર આવે છે. હું ચોક્કસ માનું છું કે આજે ઉકેલેલું એક કામ, તે આવતી કાલના બે કામ કરતાં પણ વધારે છે.

માયાભર્યા ઉરની અનુકંપામાં હું માનું છું; દયાથી દ્રવતા હૃદયમાં હું માનું છું; ઉદારતાથી ઉભરાતા અંતઃકરણમાં હું માનું છું; કે એવું ઉર, એવું હૃદય, એવું અંતઃકરણ પ્રભુએ મને આપ્યું છે અને એની હુંફમાં હું સહુને વહાલી થઇ પડીશ.

હું માનું છું કે પ્રભુએ મને સુંદર ચહેરો આપ્યો છે તે સદાય હસમુખો રાખવા માટે; ઉજળું અંતઃકરણ આપ્યું છે તે સદા પ્રફુલ્લ રાખવા માટે; વિશાળ આત્મા આપ્યો છે તે તેની મધુરી ફોરમ સદાય ફોરવા માટે.

એ પ્રેમથી હું બધાને નવડાવી દઇશ, એ અંતરના ઉલ્લાસથી હું બધું ભરી દઇશ, એ આત્માની ફોરમથી હું બધું મહેકાવી મુકીશ. હું એ પણ માનું છું કે જેટલો બહારનો ડોળ તેટલી અંદરની ઉણપ. આથી હું મારૂં હૃદય વિશુદ્ધ કરીશ.

# 'કેનુ'ના પત્રો

સંપાદક : શ્રી. ન્યા. ઉ. દોશી

[ અનુસંધાન પૃષ્ઠ ૧૧૦ થી ]

( ૭ )

આત્મ પ્રિય કમુ !

ત્હારો સુંદર પત્ર વાંચી આનંદ થયો. બ્રહ્મચર્યનો જે મહિમા તેં વર્ણવ્યો છે તે મને ફરી ફરી વાંચવો ગમે છે. જ્ઞાની પુરૂષોએ ખરૂં જ કહ્યું છે કેઃ—

'મંત્ર ફલે, જગ જસ વધે, દેવ કરે સાનિદ્ધ;
બ્રહ્મચર્ય ધરે જે નરનારી, તે પામે નવ નિદ્ધ.'

જે નરનારી મહા પવિત્ર અખંડ બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરે છે તેમને જે જોઈએ તે સહજ આવી મળે છે, તેમની યશકીર્તિ જગતમાં વ્યાપિ રહે છે.

સખી ! આપણે બળવાન થઈને એ વ્રતનું પાલન જીવનભર એક નિષ્ઠાથી કરીએ તો આપણી કલ્પનામાં ન આવે તેટલી સર્વ દેશીય આપણી ઉન્નતિ અવશ્ય સાધી શકાય. જગતમાં આજે અસંખ્ય જીવો વિવિધ પ્રકારના કામાગ્નિમાં બળી રહ્યાં છે, એ ક્ષણિક સુખનાં મોહના આત્મઘાતીય નશામાં પશુ, પક્ષી, માનવો કે દેવો, સૌ કોઈ એક સરખાં ચકચૂર થઈ, વર્તી રહ્યાં છે. જેમ દારૂડીયાને દારૂનો નશો કરવામાં એક પ્રકારનાં મનોકલ્પિત સુખની ભ્રાંતિ છે, તેવી જ ભ્રાંતિ આપણ સૌને આ મૃગજળવત્–વિષયોના ભોગો વિષે છે. પરમ જ્ઞાની પુરુષોની દીર્ઘ દૃષ્ટિ જ એ મોહિનીનાં નગ્ન સ્વરૂપને જોઈ શકી છે અને તેથી તેમણે એવી જ ઉદ્ઘોષણાઓ કર્યા કરી છે કે;–"હે મોહાધિન પતંગીઆઓ ! વિષય વિકારો રૂપી કામાગ્નિથી દૂર રહો, દૂર રહો. એ સુવર્ણનાં ચળકાટ નથી, પણ ભડભડ સળગતી અગ્નિ શીખાઓ છે, એમાં ન પડો. કાલ્પનિક સુખ માની લેઇને, એને સ્પર્શ થતાં તો સળગી જશો. એ જ તમારી જીવતી વિનાશક ચીતા બનશે. ચેતો !"

પરંતુ, બાળા ! દરેક જીવોને મૈથુનસંજ્ઞા અનાદિ કાળથી ચાલી આવે છે. જીવભાવ જે સ્થળે ઉત્પન્ન થયો છે ત્યાં, એટલે ગર્ભસ્થાન ભણી જ દરેક જીવની વૃત્તિ યૌવન વય પ્રાપ્ત થતાં જ ખેંચાય છે ! અને તેનાં જ પરિણામે, શ્રી. શંકરાચાર્ય ભગવાન કહે છે તેમ, દરેક મોહાગર્ત દેહધારીઓનું બને છેઃ—

'પુનરપિ જનનં, પુનરપિ મરણં,
પુનરપિ જનની જઠરે શયનં !'

ફરી ફરી જનનીનાં જઠરમાં જઈ શયન કરવું, એટલે શું ? એ વિચારીશ તો તું મહા વૈરાગ્ય જરૂર પામીશ. જીવની જે પદાર્થ પ્રત્યે વાસના રહ્યા કરે છે, ત્યાં જ તે મરીને ફરીથી ઉપજે છે. જનનીનાં જઠરમાં જઈ શયન કરનાર જીવની દશા, તે વેળાએ કેવી હોય છે ! જીવ ત્યાં આવી પોઢે છે કે તરત તેની જનેતાને નિયમિત થતો માસિક રક્તસ્રાવ બંધ થાય છે, કેમકે એ દુર્ગંધી રક્ત પેલા ગર્ભ જીવનો આહાર બને છે ! એ અંધારી કોટડીમાં ગર્ભજીવને નવ નવ માસ સુધી, ઉંધે માથે લટકાઈ રહેવું પડે છે. તેના માથા પર થઈ માતાના મળમૂત્ર દિન રાત વહ્યાં કરે છે. અને બીજી તો અનેક પ્રકારની ઘોર યાતનાઓનાં મહા ભયંકર દુઃખો, જ્ઞાની પુરૂષોએ ત્યાં જોયાં છે. જન્મ અને મૃત્યુ સમયે પણ અનંત દુઃખો જીવ અનુભવે છે. પ્રિય બાળા ! આ જન્મ–મરણ અને ગર્ભાવાસનાં અનંત દુઃખોનો કડવો અનુભવ, મારા અને તારા જીવે અનંતવાર કર્યો છે; કેમકે અનાદિ કાળથી આપણો આત્મા વિષયાસક્ત જ રહ્યો છે, અને એ વિષયપ્રિયતા જ જીવને અનંત

ભવચક્રમાં રખડાવી રહી છે. અનેક પ્રકારનાં દેહો લીધા અને મૂકયાં પછીથી, આપણા જીવો વર્તમાન માતાનાં ગર્ભાશયમાં આવીને પોઢયા હતા. નવ માસની ' ઉલટે બદન ' લટકવાની સજા પૂરી થતાં, એ ભયંકર જેલમાંથી છૂટી, ઉત્તમમાં ઉત્તમ મનુષ્ય દેહને આપણે અત્યારે પામ્યાં છીએ. હવે આપણે શું કરવું યોગ્ય છે? શ્રી. બ્રહ્માનંદજી આપણને પૂછે છે કેઃ—

' જો ગર્ભકા ઇકરાર થા, તુમે યાદ હો કે ન યાદ હો! ઉલટે બદનસેં લટકના, ફિર લખ ચૌરાસી ભટકના, તબ સોચ કર શિર પટકના તુમે. "

કમુ! ગર્ભકાળે પ્રભુ સાથે કરેલાં કોલકરારો મોહથી બેભાન થઈ આ દુષ્ટાત્મા વિસરી જાય છે. જેમ અહીં કેટલાક કેદીઓ એવા હોય છે કે જે જેલખાનાને પોતાનું મોશાળ સમજે છે અને એકવાર કરેલ ગુન્હાની સજા ભોગવી છૂટે છે, કે તુરત ફરી પાછા ત્યાં જ આવી પૂરાય છે; તેવું જ મારા તારા જીવોનું સમજજે. આ જીવ મોહને વશ થઈ જઈ ભાન શાન ભૂલે છે અને પુનઃ પુનઃ જનતીના મહા અશુચીમય ગર્ભસ્થાનમાં આવીને પૂરાઇ જાય છે. એ મોહનો સંગ તેમ છતાંય આ જીવ છોડતો નથી. એ કેવું કરૂણ આશ્ચર્ય છે!

બાળા! લગ્ન પછી આપણી દશા પણ કેવી થશે, તે તું વિચારજે. જ્ઞાની પુરૂષોએ જેને મહા બૂરી ચીજ કહી છે તે 'એકાંત'ને, રોજ રોજ લગ્ન મેળવી આપશે. પછી એ 'એકાંત' આપણને પ્રિય લાગશે કે અપ્રિય? નીચેનો શ્લોક ત્યારે આપણી સ્મૃતિ પર રહેશે કે ભૂલાઈ જશે?

घृत कुम्भ समानारी, तप्ताङ्गार समो नरः।
तस्मात् घृतं च वह्निं च, न तु संतु कारयेत॥

દેવી! સૌ વિષયાધિન જીવો પર, મોહ રાજાનું રાજ્ય એક ચક્રે ચાલી રહ્યું છે. તેનાં કામદેવ અને રતી નામનાં બે બળવાન સુભટો સાથે, લગ્ન પછી આપણે નિરંતર લડવું પડશે. એ મોહરાજાનું દુષ્ટ સૈન્ય, આપણી બુદ્ધિ અને હૃદય પર, તેમની અકળ માયા જાળનો અંધાર પછેડો ન નાખી દે, તેની પાકી ચોકી આપણે રાખવી જોઈશે. કોઇવાર મોહનાં વિકારી સૈન્યો ઘેરી વળશે, ત્યારે તેમની સાથે તુમુલ યુદ્ધ પણ આપણે ખેલવું પડશે. મોહ અને તેનું સૈન્ય, ભલે ગમે તેવું બળવાન હોય, ભલે તેણે ત્રિલોકમાં પોતાની આણ વર્તાવી અસંખ્ય જીવોને પોતાના નાચીઝ ગુલામો બનાવ્યા હોય, પણ આત્માની શક્તિ-વીર્ય-પરાક્રમ, તેના કરતાં, અનંતગણું વિશેષ છે તેમ જ્ઞાની પુરૂષોનું કથન છે. તેમાં આપણે દૃઢ વિશ્વાસ રાખીએ અને સાચાં પુરૂષાર્થીઓનો સદાય વિજય જ નિર્માયેલ છે. પ્રિયબાળા! વિજય શેઠ અને વિજયા શેઠાણીની, મોહ અને તેનાં સૈન્ય સાથેનાં યુદ્ધની અદ્‌ભૂત રોમાંચ શૌર્ય કથા, તારાથી ક્યાં અજાણી છે? જેવો એમણે મોહનાં પ્રબળ સૈન્ય પર અદ્‌ભૂત વિજય મેળવ્યો હતો, તેવો વિજય આપણનેય અવશ્ય સાંપડશે, તેવો પૂર્ણ શ્રદ્ધા રાખી, આપણાં શુભ નિશ્ચયોમાં સદાય આપણે અડગ રહીએ.

તું લખે છે કે 'હું' તમને કેવીક સાંભરું છું?' એનો હું શો જવાબ આપું? નીચેનો દુહો જ એ જવાબ તને આપશેઃ—

' સાજણ વિસર્યાં ન વિસરે,
જેશું બાંધ્યો નેહ,
પલપલ હૈયે સાંભરે,
જેમ બપૈયો મેહ!'

( ૮ )

પ્રિય મ્હારી કમુ!

ક્યાં સુધી આમ આપણે દૂર બેઠાં બેઠાં વાતો કરવાનું નિર્માણ હશે? લગ્નનું નાટક

ભજવાઈ ગયું હોય અને આપણે મધુરાત્રીઓની મોજ મ્હાણવા ગીરનારજી તરફ ઉપડી ગયા હોઈએ, તેવાં સ્વપ્નાઓ મને આવે છે. આપણે ગીરનાર પર ચ્હડી રહ્યાં હોઈએ, તું તારાં મધુર કંઠે સરસ શ્લોકો ગાઈરહી હોય, ચ્હડતાં કોઈ સીધા અને અઘરા ચ્હડાવો આવે, તું મારા ખભા પર તારાં હાથને મૂકી, એ ઉંચો મુશ્કેલ માર્ગ જોતી અચાનક ઉભી રહે અને હું તારો હાથ મારા હાથમાં ખૂબ પ્રેમપૂર્વક દાબી, તને ઉંચે ને ઉંચે દોરી જાઉં......
...આવા આવા કલ્પના તરંગો મારા હૃદય સાગરમાં ઘણીવાર જાગે છે અને પ્યારી! તારાં વિરહના દુઃખને તે વધારી મૂકે છે. મારી આવી કૈં કૈં આશાઓ ક્યારે પૂરાશે?

એ કમુ! શત્રુંજય કે ગીરનારજીનાં ઉંચા શિખરોએ ત્હને લેઈ જવાનો પ્રસંગ ભલે ગમે ત્યારે મળે, પણ ચાલ, આજે તો તને જ્ઞાન અને વૈરાગ્યની કો ઉંચી ટોચ પર દોરી જવા હું પ્રયત્ન કરૂં.

તું કહે છે કે, જગત્ સ્વાર્થિ છે. હું તેની ના પાડું છું. આપણને સાચા 'સ્વાર્થિ' થતાંય ક્યાં આવડે છે! 'સ્વાર્થિ' એટલે સ્વ અર્થિ, પોતાનું જ સંભાળનારા. આ દશા તો બહુ સારી. માણસ હંમેશાં પોતાના પગ તળેનું બળતું હોલવવાને બદલે જગતનો ભડકો વિચાર્યા કરે છે અને તે હોલવવાનો ડોળ કર્યા કરે છે. આને બદલે જો આપણે એટલું સમજી જઈએ કે હું પહેલાં મારૂં પોતાનું ચારિત્ર સુધારૂં, તો કેવું સારૂં? જગતમાં આટલા કલેશ કંકાસ કેમ થાય છે? કારણ કે, કોઈને પોતાનાં જ દોષ સુઝતાં નથી. જો સ્રી કે પુરૂષ સદાય પોતાનાં જ દોષ વિચાર્યા કરે, અને તે દૂર કરવા મથે, તે જરૂર આ ભવ સાગરને સહજમાં તરી જાય.

'સપખા ઘરમાં હું એક બૂંડી,
બૂંડાથી વળી બૂંડીરે!'

આવા મનોભાવ જો આપણાં રહે, તો આપણે ત્યાં કદિ કલેશ કંકાસ ને સ્થાન જ ન મળે બીજાના ડુંગર જેવડા દોષને રાઈ જેટલા, અને પોતાના રાઈ જેવા વાંકને પર્વત જેવડો જોવો, એ જ કલ્યાણનો ઉત્તમ માર્ગ છે.

કમુ! તું સ્વાર્થિ જરૂર થજે, પણ તે સ્વાર્થને સાચા સ્વરૂપે સમજીને તારૂં પોતાનું કલ્યાણ અહર્નિશ ચીંતવ્યા કરજે. આ સંસાર તો એક માયાની રમત છે. એ સંસાર દુઃખમય છે. એ સંસારમાંથી સદાને માટે છુટવું તે મોક્ષ. તારો આત્મા એ મોક્ષમાર્ગનો પ્રવાસી કેમ થાય તે ચીંતવજે. આ મનુષ્ય-ભવમાં જ એ ચીંતવના થઈ શકે છે. ને તેથી આ વખત અતીશય કિંમતી છે એની કિંમત આંકી એંકાય તેમ નથી. માનવ અવતારની આવી શુભ ઘડીઓ ફરી મળવી અતિ મુશ્કેલ છે. આવા અમૂલ્ય અવસરનો ઉપયોગ કેવી રીતે થઈ રહ્યો છે તે વિચારજે, અને જો કાંઈ સત્ય સમજાય તો અશુભ વિચારો ત્યજી દઈ, સદાય શુભ વિચારોને જ હૃદયમાં સ્થાન દેજે. આત્મશુદ્ધિનો માર્ગ કયો? એ માર્ગ એ છે કે, કોઇ પણ જીવનું મનસા, વાચા, કર્મણા બૂરૂં ન ચીંતવવું; ગમે તેમ થાય પણ અસત્ય ન બોલવું અને સદા સત્ય, પ્રીય અને હીતકર વચનો જ બોલવાં. ચોરી તો કરાય જ કેમ? કુદષ્ટિ, કુવિચારો જવાં જોઇએ અને. ઓછામાં ઓછી ચીજોથી પોતાનો જીવન વ્યવહાર નભાવવો. જેટલે અંશે આ બધું આત્મકલ્યાણના લક્ષ પૂર્વક કરીશું, તેટલાં અંશે. આપણે મોક્ષ માર્ગની નજીક જઇ શકીશું.

આપણે ખાનપાનમાં, પહેરવા ઓઢવામાં સંયમી થઇ શકતા નથી કે આપણાં સ્વાદો મોળાં પડતાં નથી, તેનું એક કારણ આપણી દીર્ઘદષ્ટિ નથી તે છે. આપણે આ એકજ જન્મનો વિચાર કરીએ છીએ; જ્ઞાની પુરૂષો ત્રણે કાળનો વિચાર કરે છે. સાચા ત્યાગ,

વૈરાગ્ય વિના જ્ઞાન પ્રાપ્તિ ન હોય. માટે ત્યાગ વૈરાગ્યમાં યથાશક્તિ હંમેશ પ્રગતિશીલ રહે છે.

( ૯ )

વ્હાલી !

ગૃહિણી પદ પ્રાપ્ત કરવાને હવે તારે ક્યાં બહુ વાર છે ? ગૃહિણી એટલે ગૃહરાણી. ઉંમરલાયક થતાં દરેક બાળાને અંતરે, કો રસિક ચતુર વરરાજાના વહુલાડી થવાની હોંસ જેમ ઉછળી રહે છે, તેમજ તેને પોતાનાં ઘરની પણ ભૂખ જાગે છે. પોતાનું ઘર માંડવાની કૈં કૈં રસિક ઊર્મિઓ તારાં દિલમાંય અત્યારે કૂદી રહી હશે, એટલે આજે ઘર વિશે જ તને મારા કેટલાક વિચારો જણાવુંછું ને તે એવી આશાએ કે, તુંય અવનવી સુમધુર કલ્પનાઓમાં રમતી થઇ કાંઇ નિર્દોષ આનંદને પામે—

ઘર એટલે શું ! ઘર એટલે સુખ શાન્તિનું ધામ, જાણે શીતળ છાયા ઢાળતો વડલો. એ વડલાની ડાળે બધાય ગૃહવાસીઓ કલ્લોલ કરતાં હોય. ઘર એટલે જાણે પ્રેમમંદિર, જ્યાં પવિત્રતા હોય, સુખ, શાન્તિ અને આનંદ વ્યાપિ રહ્યો હોય.

પણ, હજારો ઘરોમાંથી આવું એક પણ ઘર જડવું અત્યારે મુશ્કેલ લાગે છે. આજે દરેક ઘરમાં કૈં ને કૈં પ્રકારનાં શોક, સંતાપ કે સીતમોજ જોવા મળે છે. સ્વર્ગને ભૂલાવે તેવાં પ્રેમમંદિરોને બદલે આજના ઘણા ખરા ઘરો ક્લેશ અને કંકાસના ધામો થઇ પડયાં હોય છે. બીજાની વાત અત્યારે જવા દેઇએ. આપણે જે ઘર હવે થોડા વખતમાં માંડવાનું છે, તે કેવું હોવું જોઈએ, તેનો વિચાર કરીએ.

ઘરની પહેલી શોભા સ્વચ્છતામાં રહેલી છે. જેટલો ગંદવાડ, તેટલો મંદવાડ. ચોકખું આંગણું એ ઘરનો પહેલો શણગાર. આંગણું એવું સ્વચ્છ હોવું જોઇએ કે જે જોતાં જ આંખ ઠરે. આંગણાના થોડાક ભાગમાં લીંપણ કરી રોજ પ્રભાતે ત્યાં રંગોળી પૂરાતી હોય તો તે જોઇ દરેકને કેવો આનંદ મળે ?

ઘરમાં એટલી ચોકખાઇ હોવી જોઇએ કે હું કદિ તને ચ્હીડવવા સારૂ કહું કે. " એલી ! તું ઘર કેવું અસ્વચ્છ રાખે છે ?'—ત્યારે તું મગરૂરીથી મને કહી શકે કે " વ્હાલા ! એ રૅફ જવાદો ! ઘરમાંથી તમે જેટલી ધૂળ શોધી આપો, તેની ભારોભાર સોનું દંડ તરીકે આપવા હું કબુલ છું. કેમ, એ શરત છે કબુલ ? "

ઘરની બીજી શોભા સાદાઇમાં રહેલી છે. આ વાત બહુ જ ઓછા સ્ત્રી પુરુષો જાણે છે. આજકાલ તો એવો જ વાયરો વાયો છે કે સૌ કોઇ, પોતાનાં ઘરમાં અનેક જોઇતી અણજોઇતી ચીજો ભેગી કરી તેનો ખૂબ ઠઠારો જ કર્યા કરે છે. એક તો ઘર નાનું જ હોય અને પાછી તેમાં અનેક ચીજો લાવી ખડકે, એટલે ઘરની બધીય શોભા ચાલી જાય છે. પરિગ્રહ મમતા દરેક જીવોમાં રહેલી છે, પણ તેમાંય તમે સ્ત્રી જાતિ તો હદ જ વાળો છો. એ પરિગ્રહના પાપથી બચવા આપણે પ્રયત્નશીલ થવું ઘટે.

ઘર, સ્વચ્છતા અને સાદાઇથી શોભી ઉઠે; સ્વચ્છતા અને સાદાઇથી શોભી ઉઠે; પણ વ્યવસ્થા વિના કેટલીક અધૂરાશ રહી જાય. ઘરની અંદરની નાની મોટી દરેક ચીજોની કળામય રીતે ગોઠવણી કરતાં દરેક સ્ત્રીએ અવશ્ય જાણવું જોઇએ. ઘરમાં ભલે બહુ જ થોડી ચીજો હોય, પણ તેને સુંદર રીતે ગોઠવતાં આવડે તો ઘર અપૂર્વ શોભા ધારણ કરે.

આવા સાદા, સ્વચ્છ અને સુઘડ ઘરમાં જો સંપ આવી વસે, તો એ ઘર 'સુખ શાન્તિનું ધામ બને. જ્યાં સ્નેહ ભર્યું વાતાવરણ હોય, જ્યાં સૌનાં મુખડાં હસી, રમી, કલ્લોલી

રહ્યાં હોય; એ ઘર કેવું દિપે? આવા ગૃહમંદિરમાં સવાર સાંજ ધૂપ દીપ થતાં હોય, પ્રભાતે અને સંધ્યાસમયે પ્રાર્થનાઓ થતી હોય, તો એ પવિત્ર ઘરમાં વસતા સૌ જીવાત્માઓમાં કેવા શુભ સંસ્કારો સીંચાયા કરે? એવા ગૃહમંદિરમાં રહેતાં માનવીઓનાં હૃદયો પાપભીરૂ બને, અને સૌમાં વિનય, વિવેક, ભક્તિ, ત્યાગ, વૈરાગ્યાદિમાં પ્રતિદિન વૃદ્ધિ થતી જાય.

આવાં પ્રેમલ અને સંસ્કારી ગૃહમંદિરમાં અતિથિઓનાં ભાવભર્યાં આદરસત્કાર થતા જ હોય અને તેની સુગંધ ચોમેર પ્રસરતી હોય. મહેમાનોનો આદર જે ઘરમાં નથી થતો તે ઘરને કેવું ગણવું? એક કવિ એ વિષે કહે છે કેઃ—

"મહેમાનોને માન, દિલભરી દીધાં નહિં;
તે મંદિર નહિ મશાણ, સાચું સોરઠીઓ ભણે."

પ્રિયે! આપણા જીવનની રહેણી કરણીમાં એવી ક્રાંતિ થવી જોઇએ કે, આપણું ઘર એ કોઇ સંસારી જીવોનું નિવાસસ્થાન ન રહેતાં, તે જાણે–પ્રેમ જોગીઓનો અખાડો જ બની જાય! સંસારમાં રહેવા છતાં, જો આત્મોન્નતિ સાધવાની સાચી તમન્ના આપણામાં હશે, તો જરૂર એવું જ બનશે. આપણું પ્રેમલ, નીતિમય, સાદુ, સંયમી અને પવિત્ર સેવાભાવી જીવન જ આપણને હજારો રોગો અને જીવન કલેશોમાંથી બચાવી લઇ, આ જીંદગીનો ખરો લ્હાવો લેવાનું સુભાગ્ય આપશે. એવો અનેરો કલ્યાણમય લ્હાવો લૂંટવાનું મારૂં તમને આમંત્રણ છે. કેમ એ સ્વિકારશોને, દેવી!

તમારો કનુ.

## કંથને વિદાય

( શાર્દૂલવિક્રીડિત )

અંગે બખ્તર શુદ્ધ સ્વાંગ સજતી કેડે કટારી દઇ,
શ્યામા કંથડને જુએ મલકતી હર્ષે પ્રફુલ્લિત થઇ;
ફેંટો શીષ પરે લપેટઈ જતાં એ રૂપ કેવું ખીલે,
જાણે કેસરી સિંહચો તડુકતો એ ભીષ્મ જેવો દિસે.
એવો કંથડ સોહતાં નયનમાં હર્ષાશ્રુ બે લાવતી,
શ્યામા કુંકુમ, ફૂલ, અક્ષત પછી થાળમાં આવતી;
ભાલે કુંકુમ ચાંદ અક્ષત ધરીને હાર પ્હેરાવતી,
વેરે અક્ષત ચૌદિશે, હૃદયમાં શો ભાવ એ લાવતી?
'યુદ્ધે કંથડ બાહુમાં પ્રગટજો શક્તિ રૂપે આપદા,
રોમે રોમ પરે બધે પ્રસરજો સ્ફુર્તિ દીવો આપશે;
ઘૂમજો મુજ કંથ યુદ્ધ પંથથી પાછો કદી ના ફરે,
છો જે શીષ ઉડી જતું પણ કદી પાછા ન પાયો ધરે;
માગું ઈશજ એટલું તમ કને' એ એટલું માગતી,
આપે કંથડને વિદાય ઘરથી ના અશ્રુયે સારતી.

સોમાભાઇ ભાવસાર.

[ માતૃવ્યથા ]

# વળા

ઢાળ–આભમાં ઝીણી ઝબુકે વીજળી રે !

મ્હારી મ્હારી કહી મન વાળતી રે !
પરાયી આજે તું પરઘેર, દિકરી !
દિન શે' જાશે દોહ્યલા રે !

પિતાની ઉડણુ જોડ્યી જોતરી રે !
નકુળશો વીરો હાંકે વેલ્ય, દિકરી !
ધોરી ડગલાં ના ભરે રે !

બ્હેની ! સાદ કરે સરિતા સખી રે !
ઉનાળે ઉછળ્યાં પૂર પ્રચંડ, દિકરી !
મારગડો ના મેલતી રે !

ગઈ ક્યાં હમણાં તો ગાતી હતી રે !
રીઝવી તુજને ઘેલાં ગીત, સખીઓ
પાલવે પાંપણુ લૂછતી રે !

પિતાને પાણીઆરે ખોટ્યો પડી રે !
અમારાં વનમાં પેઠાં વાન, બેટા !
હેલ્યો કોણુ હવે ભરે રે !

પળ પળ ભૂખીને તરસી થતી રે !
મ્હારી સુંવાળી શરમાળ મેના
હેમ પિંજર પૂરી હવે રે !

મકુલી ભવસરવરીયે પોયણી રે !
પોષી ચંચળતાને નીર, આજે
પધરાવું જગ વ્હેણુમાં રે !

રમણીક અરાલવાળા.

# મણાં

[ પુત્રીના પ્રત્યુત્તર ]

છોડ્યા ચોક તરુવર ચૉતરા રે !
આવી ડુંગરડાની ધાર, માતા !
પંથ વહ્યો, પાછાં વળો રે !

ઉધાનાં શીળેરાં સમીરણ શમ્યાં રે !
વરસે વ્યોમ થકી રવિકાળ, માતા !
તાપે તનડાં ત્રાસતાં રે !

દડમડ દોટે ડ્હોળ્યાં નીરને રે !
ઉંડી ઉરે જડ્યા ઓવાર, સરિતા !
શેં ભૂલૂ તુજને સખી રે !

વિંટાશે કુદરત કો રસવેલડી રે !
મ્હોરી મુજ વીર આંબા ડાળ, બ્હેની !
ભાવે ત્યારે ભેટશું રે !

પ્રણમું પાદર પ્યારાં પ્રેમથી રે !
લૂટ્યા શૈશવના ચિરસ્નેહ, પરાયી
ધરતી શું પ્રીત્યું હવે રે !

પૂરાશે ખોટ્યો પ્રભુજી પૂજવે રે !
ભરશે ભાભલડી જળ હેલ્ય, માતા !
શાણાં થૈ શું શોચતાં રે !

પિતાજી એકલવાયા ઓ ઉભા રે !
ઉંડી અનુભવતા ઉર આગ, અરે રે !
યૌવન શીદને આવીયાં રે !

અરે, પણ એ તો સૌ ઊર ઉભરા રે !
રોશું ના, રમશું સૌ સાથ, માતા !
પંથ વહ્યો, પાછાં વળો રે !

રમણીક અરાલવાળા.

# નલિનીની કૌમારદીક્ષા.

કુ. જ્યોતિર્બાલા ધ. મહેતા.

નલિની મનહરલાલની પાલક પુત્રી હતી. મનહરલાલને સંતાનમાં માત્ર એક પુત્ર જ હતો. શેઠાણી પુત્રને બાલકરૂપે મૂકીને સ્વર્ગવાસી થયાં. મનહરલાલને કંઇ લક્ષ્મીની ખોટ ન્હોતી, પરંતુ લક્ષ્મી ગણાતી પુત્રીની ખોટ હતી. નસીબ સંજોગે આ સમયે જ તેમના એક જીગરજાન મિત્રની પુત્રી અનાથ થઈ; મનહરલાલે તેને પોતાને ત્યાં લાવી ઉછેરવા માંડી.

મનહરલાલનો આલિશાન બંગલો મુંબઇમાં વાલકેશ્વર પર હતો. તેમનો એકનો એક પુત્ર નરેશ બી. એ. ના છેલ્લા વર્ષમાં ભણતો એક નમ્ર, વિવેકી યુવાન હતો. તેના વિચારો તેના પિતા કરતાં જુદી જાતના હતા. એ શરમાળ યુવકની જીવનની અભિલાષાઓ મોટી હતી ને તે આશામાં જીવતો હતો.

નલિની, સ્વરૂપવાન, શરમાળ ને સંસ્કારી યુવતી હતી. તે જાણતી હતી કે પોતે મનહરલાલની પાલક પુત્રી છે; તે ઘણીયવાર પોતાનાં માતાપિતાને સંભારી એકાંતમાં રડતી.

એક દિવસ સાંજે નરેશ એક રસભરી અંગ્રેજી નવલકથા વાંચતો પડયો હતો. દિવાનખાનામાં મનહરલાલ પોતાના એક બે મિત્રો સાથે વાતો કરતા હતા. નલિની પોતાની એક બ્હેનપણીને ઘેર ગઇ હતી. થોડીવારે મનહરલાલના મિત્રો ઉઠયા. મનહરલાલ એકલા પડયા. અચાનક તેમને કંઈક યાદ આવ્યું. નોકરને બોલાવી નરેશને બોલાવડાવ્યો. નરેશ ધીમે પગલે નમ્રતાથી આવી ઉભો રહ્યો.

"કેમ ! પિતાજી શું કામ છે?"

"નરેશ, બેસ, મારે તને એક વાત કહેવી છે. ઘણા દિવસથી મારા મનમાં એ ખટકયા કરે છે. જો, સાંભળ; પછી વિચાર કરી જવાબ આપજે." મનહરલાલે કપાળપરનો પરસેવો રૂમાલવડે લુછયો ને વાત ચલાવી.

"તું જાણે છે ને કે નલિની મારી પાલક પુત્રી છે. જ્યારે તે માતાપિતાવિહોણી થઇ ત્યારે હું જ તેને લઈ આવ્યો ને મેં આટલી મોટી કરી. હવે એ આટલી મોટી થઈ છે..." મનહરલાલ અટકયા ને નરેશ સામે જોઈ રહ્યા.

"હા, પણ તેનું શું છે?" નરેશ કંઈક સમજ્યો.

"તું પણ હવે છેલ્લા વર્ષમાં છે. થોડો વખત રહી તને નોકરી મળશે અને...ઘણા વખતથી મને થયા કરે છે કે, તમે બે જણાં પરણો અથવા તમારા ભણેલાઓના શબ્દમાં કહીએ તો જીવનસાથી થાવ તો કાંઈ ખોટું નહિ." નરેશ સાંભળી રહ્યો; તેને લાગ્યું, "શું પિતાજીએ આ સ્વાર્થ માટેજ નલિનીને પાળી ને પોષી?"

"એ નહિ બને." નરેશે સહેજ રીષથી કહ્યું.

"કેમ નહિ બને?"

"પિતાજી અયોગ્ય લાગે તો ક્ષમા કરજો પણ હું નલિની બ્હેન સાથે નાનપણથી ઉછર્યો છું પણ મને કદી આ સંબંધનો વિચાર જ નથી આવ્યો."

"ત્યારે શું તું નલિનીને નથી ચ્હાતો?" મનહરલાલ વચ્ચે બોલી ઉઠયા.

"પિતાજી, સ્નેહના પણ પ્રકાર હોય છે. હા, હું નલિની બ્હેનને ચાહું છું પણ ભાઈના સ્નેહે. હું તો તેને મારી સગી બ્હેન તરીકે ગણું છું."

"ત્યારે તું મારૂં નહિ જ માને એમ? માત્ર આવા 'નજીવા' કારણને લીધેજ?"

"શું આ 'નજીવું' કારણ છે! ભાઈ બ્હેનના પવિત્ર સ્નેહને છોડી પતિપત્નીનો સ્નેહ રાખવો? ના, ના, ના; એ નહિ બને." નરેશે મક્કમતાથી કહ્યું.

"ભાઇબ્હેનના સ્નેહવાળા મોટા ન જોયા હોય તો! પિતાનું વચન ઉથાપ્યે તું શું સુખી થવાનો હતો? લક્ષ્મી ચાંદલો કરવા આવે છે ત્યારે મોં ધોવા જાય તે મૂર્ખો નહિ તો બીજું શું? જા, અહીંથી. પરણજે જા, કોઇ બીજી મળે તો. પણ પરણ્યા પછી તું તારે રસ્તે ને હું મારે રસ્તે." મનહરલાલે ક્રોધ મિશ્રિત તિરસ્કારથી કહ્યું.

નરેશ જેવા સ્વસ્થ ચિત્તે આવ્યો હતો તેવાજ અથવા વધારે સ્વસ્થ ચિત્તે પોતાના ઓરડા તરફ ગયો. નલિની બંગલાનાં પગથીયાં ચઢતી હતી, ત્યારે તેને કાને નરેશનું છેલ્લું વાક્ય અથડાયું. સ્ત્રીસુલભ જીજ્ઞાસાથી તે સાંભળવા ઉભી રહી, મનહરલાલે છેલ્લે છેલ્લે જે કહ્યું તે તેણે સાંભળી લીધું. વાતાવરણ કંઇક ગંભીર લાગ્યું. અંદર આવી ત્યારે મનહરલાલ ગુસ્સામાં ઉભા હતા, તે જોઈ તેણે પૂછવાનું માંડી વાળ્યું. નરેશને પૂછવાનું મન થયું પણ એની હિંમત ન ચાલી.

નરેશ અંદર ગયો. ફરીથી નવલકથા હાથમાં લીધી, પાછી મૂકી. તેનું મન એમાં ન લાગ્યું. "નલિની તો મારી સગી બ્હેન જેવી લાગે છે, ને પિતાજી આ શું કરવાનું કહે છે?" નરેશ ગુંચવાયો. "હું નલિની ને વીણાને-બંનેને ચાહું છું. પણ કેટલો ફેર? એકને બ્હેનના સ્નેહે અને બીજીને........."

આજે મનહરલાલને ઘેર ધમાલ હતી. નરેશ ને વીણાનાં લગ્ન હતાં. બધાં ઉત્સાહમાં ફરતાં હતાં. નલિની બહારથી ઉત્સાહી હતી, પરંતુ હૃદયના ઉંડાણમાં કંઇક ધમસાણ ચાલતું જણાતું હતું. ઉપરથી તે આનંદ બતાવતી હતી પણ અંદરથી હૃદય રડતું હતું. તે નરેશને અંતઃકરણથી ચ્હાતી હતી. તેને ખબર હતી કે નરેશ તેને બ્હેન ગણે છે, છતાં પણ તેનું હૃદય એ ભાવને માનતું ન્હોતું. આજે નરેશના લગ્નનો માંગલિક પ્રસંગ હતો પણ નલિનીનું મન નિરાશ હતું. તેના જીવનની સંઘરી રાખેલી આશાના આજે ચુરેચુરા થતા હતા. તેને જીવન ઝેર થતું લાગ્યું. તેના જીવનની અભિલાષાઓ હવામાં ઉડી જતી લાગી; તેના 'હવાઇ કિલ્લાઓ' એ ક્ષણમાં તૂટી પડ્યા. નલિનીની સ્થિતિ નરેશ સમજતો હતો. પણ નલિનીને આટલા વર્ષોથી તે બ્હેન ગણતો આવ્યો હતો; હવે તેનું હૃદય નલિનીને પત્ની તરીકે સ્વીકારતાં અચકાતું હતું. નરેશ અને વીણાનાં લગ્ન થઇ ગયાં. નરેશ પોતાના પિતાના વચન ખાતર ઘર છોડી બીજું ઘર રાખી તેમાં રહેવા જવાનો હતો. નલિની પોતાના ઓરડામાં જતી હતી. જતાં જતાં નરેશનો ઓરડો આવ્યો. તેણે નરેશને સામાન તૈયાર કરતો જોયો અને તે ખંચકાઇ જરા ઉભી રહી.

"કેમ ક્યાં જવાની તૈયારી કરો છો?"

"હું તો મારે ઘેર જાઉં છું." નરેશે 'મારે' શબ્દ પર ભાર દીધો; નલિનીને આ ખૂંચ્યું.

"એટલે શું આ તમારૂં ઘર નથી?"

"ના. આજથી નથી."

"એમ કેમ?"

"પિતાજીનો હુકમ થયો છે કે 'પરણ્યા પછી તું તારે રસ્તે.' નલિની ચમકી. મનહરલાલે નરેશને કહેલું આ હૃદયભેદક વાક્ય નલિની છેક જ ભૂલી ગઇ હતી. તેનાથી એક ઉંડો નિસાસો નંખાઇ ગયો. આંખમાંના ઝળઝળીયાં

લુછતી તે પોતાના ઓરડા તરફ ચાલી ગઇ. નરેશે આ જોયું, તેનું હૃદય ખિન્ન થયું. જે ઘરમાં વર્ષો સુધી ભણ્યો, જે ઘરમાં તેણે સુખી બાળપણું વીતાવ્યું તથા જે ઘરમાં નલિની સાથે તે નિર્દોષ રમતો રમ્યો, તે ઘર છોડીને જતાં તેના પગ ધ્રૂજતા હતા, પણ હિંમત હાર્યા વગર વીણાને લઇ તે પોતાના નવા ઘરમાં રહેવા ચાલી નીકળ્યો.

નલિની પોતાના ઓરડામાં આવી, બારી પાસે થોડીવાર ઉભી રહી. તેને તેનું બાળપણ, તેનાં–માતપિતા, નરેશનાં ક્રમઃ બધું એકી સાથે સાંભર્યું ને ન રહેવાયાથી ઘણા દિવસનો ઉભરો સામટો કાઢી નાખ્યો. તે તકીયા પર માથું નાખી પુષ્કળ રડી. જાગી ત્યારે સવાર પડયું હતું.

卐

વીણા સંસ્કારી યુવતી હતી. તે નરેશની સ્થિતિ સમજતી હતી ને તેના સુખ દુઃખની ભાગીયણ હતી. નરેશના રળેલા પગારમાંથી આ દંપતી જીવન વીતાવતાં. આમ કરતાં દિવસો વીત્યા, વર્ષો પણ વીત્યાં. એકવાર નરેશની નોકરી ગઇ. તેને ઝીણો ઝીણો તાવ આવવા મંડયો, ને છેવટે ક્ષયના અસાધ્ય અને ભયંકર રોગથી નરેશ આ ફાની દુનિયા છોડી સ્વર્ગમાં–જ્યાં દુનિયાના દુઃખો ન પહોંચી શકે ત્યાં...ગયો. મરતાં મરતાં પાછળ તે યુવાન વીણાને તથા બાલકપુત્રને દુઃખો ભ્રમવા મૂકી ગયો.

મનહરલાલને આ ખબર મળ્યા ત્યારે સ્હેજ લાગ્યું તો ખરૂં. પણ 'દુનિયા એમજ ચાલે છે' જાણી મન વાળ્યું. નલિની દિવસો સુધી ખૂબ રડી. દિવસો સુધી તેને ખાવાનું ભાવ્યું નહિ. એક દિવસ તે વીણાને ત્યાં ગઇ; ત્યારે વીણા એના બાલક સામું જોઇ રડતી બેઠી હતી.

"વીણા બ્હેન, ભૂતકાળને સંભાર્યે શું ફાયદો છે!"

"નલિની બ્હેન, મારૂં તો હવે સર્વસ્વ ગયું. મને હવે જીવવામાં રસ નથી રહ્યો." વીણાથી રડી પડાયું. નલિનીની આંખમાં પાણી આવ્યાં.

"એવું શું બોલો છો? હજી તો તમારે આ નાના બાલકને ઉછેરીને મોટો કરવાનો છે."

"હા, તેને જ ખાતર તો હું જીવું છું."

નલિનીએ બાલકને હાથમાં લીધો. "લાવો, હું એને મનહરભાઇ પાસે લઇ જાઉં; જોઉં તો ખરી કે એનું હૈયું પીગળે છે કે નહિ; તમે પણ સાથે ચાલો." બંને મનહરલાલને ત્યાં ગયાં. મનહરલાલ છાપું વાંચતા હતા.

"મનહરભાઇ, આ બાલક તો જુઓ!"

મનહરલાલે છાપામાંથી ઉંચું જોયું. "એ બાલક કોનું છે?"

"શું તમે તેને ઓળખી પણ નથી શકતા? આહા, શું દુનિયા છે? દાદા પોતાના પૌત્રનેજ ન ઓળખે?" નલિનીએ તિરસ્કારથી કહ્યું.

"બસ કર હવે તારૂં ભાષણ; મારે એ કંઈ નથી સાંભળવું. લઇ જાઓ એને અહીંથી અને ફરીથી એને અહીં લાવશો નહિ" મનહરલાલ ક્રોધથી બોલી ઉઠયા. તેમની આંખો લાલ થઇ ગઇ. નલિની અને વીણા કંઇ બોલ્યા વિના ત્યાંથી ચાલ્યા ગયા.

卐

નાની શેરીમાં એક નાનું એવું સ્વચ્છ ઘર છે. તેમાં ત્રણ જણ રહે છે; વીણા, નલિની ને કિશોર (વીણાનો પુત્ર). નલિનીને હવે એક સ્કુલમાં શિક્ષિકાની જગ્યા મળી છે. તેના પગારમાંથી ત્રણે જણ ગુજરાન ચલાવી જીવન વીતાવે છે. વીણા પાડોશીઓ તથા ગરીબોની સેવા કરવામાં દિવસો ગાળે છે. નલિની નરેશના સંભારણામાં જીવન વીતાવે છે ને તેના પ્રિયજનને ખાતર જીવનભર કૌમારદીક્ષા લઇ આત્મભોગની વેદી પ્રગટાવે છે. અને મનહરલાલ? હવે નલિની વિહોણા, નરેશવિહોણા, એકલા એકલા રહી જીવનવન વટાવવા બેઠા છે.

—x—

# કન્યા ગુરુકુળ

[ એક પરિચય પત્ર ]

અ. સૌ. બ્હેન મૃણાલીની,

પત્ર મળ્યો. તારી ચી. પુત્રી સરલાની વરસગાંઠને દિવસે તેં મને આમંત્રણ આપ્યું તે સાભાર સ્વીકાર્યું છે. હવે તે સાત વર્ષની શિક્ષણ લેવાને, બહાર મોકલવા લાયક ઉમરની થઇ છે. બ્હેન સરલા સ્વાભાવિક રીતે ભણવામાં હોંશીયાર હોવાથી અવશ્ય તે ઉચ્ચ શિક્ષણ લેતાં કંટાળશે નહિ. અને તેટલા જ માટે કોઇ એક કન્યા શિક્ષણની સારી ગણાતી સંસ્થામાં દાખલ કરાવવા સહૃદય આગ્રહ કરૂં છું. આપણી પ્રાથમીક કેળવણીમાં ગૃહશિક્ષણ વિષે કંઇ પણ જ્ઞાન આપવામાં આવતું નથી, તો પછી ધાર્મિક અને શારીરિક શિક્ષણની વાત તો કરવી જ શી? આપણી સરલાને એ જાતનું બધું જ શિક્ષણ મળે અને પોતાનાં શુદ્ધ ચારિત્ર્યથી મા બાપની કીર્તિ વધારે, એવી કોઇ સંસ્થામાં સરલા ભણે તો તું તેમાં વાંધો લે ખરી?

એવી સંસ્થા તે આજના કન્યા ગુરૂકુલો! એ ગુરૂકુલોમાં કન્યાને સાત વર્ષની ઉમ્મરે ઉપનયન સંસ્કારની વિધિ કર્યા બાદ દાખલ કરવામાં આવે છે. આ સંસ્થામાં પુત્રીને દાખલ કરાવતાં પૂર્વે મા બાપને નીચેની પ્રતિજ્ઞા પર સહી કરવી પડે છે. દાખલ થનાર કન્યાનું સગપણું થયું નથી, તેમજ કન્યા પૂર્ણ શિક્ષણ લઇને બહાર નિકળે નહિ ત્યાં સુધી લગ્ન કરશે નહિ; તેમજ ત્યાં સુધી સગાઈ પણ કરવામાં આવશે નહિ. કન્યાને વિના કારણે-રજાઓમાં ઘેર-મોકલવામાં આવશે નહિ અને સાત વર્ષથી-તે ૧૮ વર્ષની ઉમ્ર પર્યંત શિક્ષણ ત્યાં જ રાખીને આપવામાં આવશે. કન્યાઓને ઘરેણાં પહેરવાને આપવામાં આવશે નહિ; એટલું જ નહિ પણ કોઇ સગા સંબંધીમાં લગ્ન પ્રસંગ કે તેવા સાંસારિક બાબતોનો પુરતો ખ્યાલ અપાય તેવા માંગલીક પ્રસંગોમાં ભાગ લેવા દેવાની રજા પણ આપવામાં આવશે નહિ. બ્રહ્મચારીણીઓનો પહેરવેશ એક જ પ્રકારનો નિયત કરેલો હોય છે તેવો જ પહેરવા દેવામાં આવે છે. તે પણ પીળાં કપડાની સાડીઓ હોય છે. જીવનમાં સાદાઈ શી છે તેનો પુરતો ખ્યાલ આપવા માટે સ્વચ્છ ખાદીનાં જાડાં લુગડાં રંગીને સાડી રૂપે પહેરવા આપવામાં આવે છે.

બ્રહ્મચારીણીઓમાં-અંદરો અંદર સ્નેહ બહુ સારી રીતે ખીલવવામાં આવે છે. નાની ભગીની મોટી ભગીનીની પૂર્ણ રીતે મર્યાદા સાચવતાં શીખે છે. નાની બ્હેન પાસે કોઇ કારણવશાત પહેરવાની કે તેવી જ ઉપયોગી ચીજ ખોવાઇ ગઇ હોય તો-મોટી બ્હેન તેને તે વસ્તુ મેળવી આપે છે, અગર પોતાની ચીજ વાપરવા આપે છે. ત્યાં સગી બ્હેનો

કરતાં પણ વધુ બ્હેનપણાંના ભાવે એક બીજાં રહી શકે છે. એક જ આશ્રમમાં ચોવીસે કલાક ભણતાં, ખાતાં, રમતાં–એક બીજાના પરિચયમાં આવનારી કન્યાઓના દીલમાં–શુદ્ધ કુટુંબ સ્નેહ ઉત્પન્ન ન થાય, એ કેમ માની શકાય?

એકની માંદગી એટલે તેના વર્ગની બધી જ કન્યાઓ પોતાની ફરજ સમજી તેની સારવારમાં ગુંથાઇ જાય, તેવી જ રીતે ત્યાં–કોઈ એક ધનિક મા બાપની કન્યાને મળવા આવનાર મા બાપ કદિ કોઈ ખાવાની ચીજ કે ફળ આપી જાય તો સૌ કન્યાને સરખે હિસ્સે તે બ્હેન વહેંચી આપી, પોતે પોતાના હિસ્સામાં આવેલી વસ્તુને ખાઇનેજ સંતોષ માને છે.

આ રીતે દરેક બાબતોમાં સ્નેહભાવ તરવરતો જોવામાં આવે છે. અધ્યાપક, અધ્યાપિકા, અને કન્યાઓ વચ્ચેનો સ્નેહ એવો ઓતપ્રોત થઈ ગએલો હોય છે કે સરકારી સ્કુલોમાં, શિષ્ય અને ગુરૂનાં સંબંધ કરતાં ઉલ્ટો જ સંબંધ જોવામાં આવે છે. સ્કુલોમાંથી કોઇ અધ્યાપક રાજીનામું આપે તો તે અધ્યાપકનાં નિકટ સંબંધમાં આવેલા બે ચાર વિદ્યાર્થીને જ દુઃખ થશે; બીજા વિદ્યાર્થીને એ સંબંધી કંઇ લાગણી થતી હોતી નથી; જ્યારે અહિં કોઇ એવો પ્રસંગ ઉપસ્થિત થાય તો, તે અધ્યાપિકાને સ્નેહે જીતી લીધેલાં હૃદય વાળી કન્યાઓને છોડતાં હૃદયને ભારી આઘાત થાય છે, તેમજ કન્યાઓ પણ તે અધ્યાપિકાને સંસ્થામાંથી છુટી ન થવા દેવા માટે અત્યંત આક્રંદ કરી, રોકી રાખવાના પૂર્ણ પ્રયાસ કરે છે.

બ્રહ્મચારીણીઓ ભોજન સમયે એક જ પંગતિમાં બેસી ભોજન લે છે. એટલે કે એક જ ઘરનાં કુટુમ્બી જનોની માફક કોઇ પણ જાતના ભેદ વિના ભોજન લે છે. આ સંસ્થામાં જાતિ ભેદ ગણવામાં આવતો નથી; તેમજ રંક અને રાયનો ભેદ ગણવામાં આવતો નથી. કોઈ અત્યંત ધનિકની કન્યાને પહેરવાનાં કપડાં કીંમતી મળે એવું કદિ બનતું નથી, તેમજ અત્યંત ગરીબ ઘરની કન્યાને ફાટેલા કપડાં મળે, એ પણ આકાશ કુસુમવત્ સમજવું. ઘરનાં કપડાં પહેરવા દેવામાં આવતાં જ નથી. અંત્યજ અને બ્રાહ્મણ વિષેનો કોઇ જાતનો ભેદ રાખવામાં આવતો નથી. એવું વાતાવરણ ત્યાં હોય છે કે કન્યાને પોતે ત્યાં રહે છે ત્યાં સુધી પોતે કઇ જાતિની છે તેનો તેને ખ્યાલ જ આવતો નથી.

શિક્ષણ પણ પ્રાથમિક સ્કુલોમાં જે પ્રકારનું હોય છે તે પ્રકારનું પહેલાં દશ શ્રેણીમાં આપવામાં આવે છે. કોલેજ વિભાગમાં એક મુખ્ય વિષય–ભાષાનો અગર કોઈ ધાર્મિક બાબતનો લઇ, તેનો પૂર્ણ અભ્યાસ કરી, સ્નાતિકા થાય છે. કન્યાઓ ૮ મી શ્રેણીથી વક્તૃત્વ શક્તિ ખીલવે છે અને સંસ્થામાં દર વર્ષે વાર્ષિક ઉત્સવ ઉજવાય છે તે સમયે, પ્રેક્ષક વર્ગના મોટા સમૂહ આગળ, અંગ બળની કસરતો, સંવાદો, ગરબા, ભાષણો કરી, જન સમાજને નાની વયની કન્યાઓ છક કરી નાખે છે.

રજાના દિવસોમાં નાની નાની સભાઓ ભરાય છે. જેને ડીબેટીંગ સોસાયટી કહે છે. એમાં પોત પોતાનાં સોંપેલા વિષયો ઉપર લંબાણ પૂર્વક ગરમા ગરમ ચર્ચા થાય છે. કન્યાઓની દિનચર્યા એવી રીતે યોજાએલી હોય છે કે તેના જીવનમાં–સાદાઇ અને નમ્રતા ઉપરાંત, કાર્યદક્ષ બની શકે છે. પ્રાતઃકાળે ૫ વાગે ઉઠી, શૌચ, સ્નાદિથી પરવારી ૬॥ થી

૭ સંધ્યા, હવન સૌ કન્યાઓ અધ્યાપિકા સાથે બેસી કરે છે. એ કન્યાઓ ઇશ્વરસ્તુતિ વેદોનાં મંત્રોથી કરે છે. તેનો અર્થ સમજતાં હોય છે. ત્યાર બાદ અંગ-બળની કસરતો, દંડ, બેઠક, લાઠી, લેઝીમ, ડ્રીલ, મગદલ વગેરે, સમયાનુસાર ૧ કલાક પર્યંત કરે છે. ૮ થી ૧૧ શિક્ષણ. શિક્ષણમાં-ગુંથણકામ, ગૃહકાર્યકામ, સંગીત-એ વિષયો પણ શિખવવામાં આવે છે. માત્ર પુસ્તકીયું જ્ઞાન આપી પોપટીયા જ્ઞાન જેવો દેખાવ કરવામાં આવતો નથી. અંગબળની કસરતોમાં લાઠીના દાવો, તલવારના દાવો અને લેઝીયમના દાવો સંગીત સાથે કરવામાં આવે છે; એટલે સંગીત અને કસરત એ ફરજીયાત છે.

બપોરનાં ૧૧ થી ૧૨ સુધી ભોજન અને ભોજન કર્યા પછી આરામ અને સ્વાધ્યાયના સમય આપવામાં આવે છે. સાંજે ૨ થી ૪ા વર્ગ હોય છે. શિક્ષણ લેતી વખતે કન્યાઓને ન સમજ પડે તો ફરી ફરી સમજાવવામાં આવે છે. પણ શારીરિક શિક્ષા કરી, કન્યાઓના જીવનમાં નિષ્ઠુરતા ભરવામાં આવતી નથી. કન્યાઓને અહિં ધાર્મિક શિક્ષણ સંસ્કૃત પુસ્તકોમાંથી અપાય છે. એટલે સંસ્કૃત સામાન્ય જ્ઞાન કરતાં પ્રમાણમાં ઘણું સારૂં શિખવવામાં આવે છે. ધામિક શિક્ષણથી જીવન નીતિમય બને છે; મોટા નાનાની મર્યાદા સાચવી જાણે છે; અતિથીને, માબાપને દેવ સમાન ગણી તેવું તેમના તરફ વર્તન રાખતાં શીખવે છે. ઉપરાંત, સંધ્યા, હવન સાંજ સવાર કરતાં હોવાથી, એક પ્રકારની જીવનમાં શુદ્ધતા ઉત્પન્ન થાય છે. ૪ા થી ૫ દુધ પાન વગેરે કરી, સંગીત, કે કસરત અગર રમત ગમત સાંજે રાખવામાં આવી હોય છે. પુનઃ ૭ વાગે સંધ્યા હવન બાદ ભોજન અને ભોજન કર્યા બાદ ૯ વાગે સુઇ જવાતું.

આ દીનચર્યાથી સમજી શકાય છે કે કન્યાઓ ૨૪ કલાક પર્યંત એક કાર્યથી બીજા કાર્યમાં યોજાએલાં હોય છે. ત્યાં વાચન માટે ઘણી સારી સામગ્રી રાખવામાં આવે છે. કન્યાઓ દેશનેતાઓનાં જીવન વાંચવામાં વધુ મશગુલ થએલી હોય છે.

પ્રસંગાનુસાર આવી એકાદ સંસ્થા, ગુજરાતમાં વડોદરે, વીરપુર કે ટંકારામાં અગર ઉત્તર હિન્દમાં જાલંધર, દેહરાદુન કે દિલ્હીમાં ચાલતી નજરે નજર નિહાળશો તો એકવાર આપણા હૃદયને એમ થશે કે, જરૂર કન્યાઓને અહિં જ શિક્ષણ આપવું જોઇએ. કન્યાઓ તંદુરસ્ત હોય છે, ચારિત્રશીલ બને છે ઉપરાંત શિક્ષણ પ્રભાવે શિક્ષિત બનવાથી જન સમાજમાં બીજી કન્યાઓ કરતાં સ્હેજ આગળ તરી આવતી જણાય છે.

બ્હેન સરલાને આ વાર્ષિક ઉત્સવ પ્રસંગે આપણે જાલંધર કન્યા વિદ્યાલયમાં અવશ્ય મુકી આવીશું, કે જેથી ઉત્તર હિન્દના પ્રદેશોમાં રહી, પંજાબી શરીર, અને રહેણી કરણી, આપણા ગુજરાતમાં ભવિષ્યમાં ઓતપ્રોત કરી શકે. હાલ એજ. પત્રલાભ આપતી રહેજે.

સ્નેહવતી સુશીલા

---

# હિન્દી લોકગીત

શ્રી. રમણિકલાલ. ડી. મહેતા

[ અનુસંધાન પૃ. ૨૭૯ થી ચાલુ ]

૫

સાસુ મોરી કહેલિ અઁઝિનિયાઁ નનદ બ્રજબાસિનિ હોઃ
રામા જિનકી મૈં બારી રે બિયાહી ઉઈ ઘરસે નિકારેનિ હો.
ઘર સે નિકરિ અઁઝિનિયાઁ જંગલ બિચ ઠાઢી હોઃ
રામા બન સે નિકરી બધિનિયાઁ તો દુખુ સુખુ પૂંછઇ હો.
તિરિયા ! કૌનિ વિપતિ કી મારી જંગલ બિચ ઠાઢી હોઃ
સાસુ મોરી કહેલિ અઁઝિનિયાઁ નનદ બ્રજબાસિનિ હો.
બાઘિન ! જિનકી મૈં બારી બિયાહી ઉઈ ઘર સે નિકારેનિ હોઃ
બાઘિન ! હમકા જો તુમ ખાઇ લેતિઉ બિપતિયા સે છૂટિત હો.
જહવાઁ સે તુમ આઇઉ લઉટિ ઉહાઁ જાઓ તુમહિં નાહીં ખઇબઇ હોઃ
અઁઝિનિ ! તુમકા જો હમ ખાઇ લેબઇ હમહું અઁઝિન હોબઈ હો.
ઉહાઁ સે ચલેલિ અઁઝિનિયાઁ બિંબઉરી પાસે ઠાઢી હોઃ
રામા બિંબઉરિ સે નિકરેલિ નગિનિયાઁ તો દુખુ સુખુ પૂંછઈ હો.
તિરિયા ! કૌને વિપતિ કી મારી બિંબઉરી પાસે ઠાઢી હોઃ
સાસુ મોરી કહેલિ અઁઝિનિયાઁ નનદ બ્રજબાસિનિ હો.
નાગિન ! જિનકી મૈં બારી બિયાહી ઉઇ ઘર સે નિકારેનિ હોઃ
નાગિનિ ! હમકા જો તુમ ડસિ લેતિઉ વિપતિ સે હમ છૂટિત હો.
જહવાઁ સે તુમ આઇઉ લઉટે તહાઁ જાવો તુમહિં નાહીં ડસિબઇ હો.
અઁઝિનિ ! તુમકા જો હમ ડસિ લેબઈ હમહૂઁ અઁઝિનિ હોબઇ હો.
ઉહવાઁ ચલલી અઁઝિનિયાઁ મઇયા દ્વારે ઠાઢી હોઃ
ભિતરા સે નિકરી મયરિયા તો દુખુ સુખુ પૂંછઇ હો.
બિટિયા કઉનિ વિપતિ તુમરે ઊપર ઉહાઁ સે ચલી આઇઉ હોઃ
સાસુ મોરી કહેલિ અઁઝિનિયાઁ નનદ બ્રજબાસિનિ હો.
મઇયાં ! જિનકી મૈં બારિ બિયાહી ઉઇ ઘર સે નિકારેનિ હોઃ
મઇયા ! હમકા જો તુમ રાખિ લેતિઉ વિપતિ સે હમ છૂટિત હો.
જહવાઁ સે તમ આઇઉ લઉટિ ઉહાઁ જાઓ તુમહિં નાહીં રખબઈ હોઃ
બિટિયા તુમકા જો હમ રાખિ લેબઇ બહૂ અઁઝિનિ હોઇહઇઁ હો.
ઉહવાઁ સે ચલેલી અઁઝિનિયાઁ જંગલ બિચ આઈ હો.
ધરતી ! તુમહીં સરન અબ દેહુ અઁઝિનિ નામ છૂટઈ હો.
જહવાઁ સે તુમ આઇઉ લવટિ ઉહાઁ જાઓ તુમહિં હમ ન રાખબ હો.
અઁઝિનિ ! તોહંકા જો હમ રાખિ લેઇ હમહુઁ હોબ ઊસર હો.

ભાવાર્થ :

મ્હારી સાસુ મ્હને વાંઝણી કહે છે, અને નણંદ કહે છે કે તું વ્રજવાસિની છે. હે રામ ! બાલ્યાવસ્થામાં જેની સાથે મ્હારૂં લગ્ન થયું હતું. એમણે પણ મ્હને ઘરમાંથી કાઢી મૂકી.

વંધ્યા સ્ત્રી ઘરમાંથી નીકળી જંગલમાં આવી ઉભી રહી. જંગલમાંથી એક વાઘણ નીકળી, તે વંધ્યાને એનાં સુખદુઃખ પૂછવા લાગી.

હે સ્ત્રી ! ત્હારા પર એવી શી વિપત્તિ આવી પડી છે કે તું આ ભયાનક વનમાં એકલી આવીને ઉભી છે ? સ્ત્રીએ કહ્યું: હે વાઘણ ! મ્હારી સાસુ મ્હને વાંઝણી કહે છે; અને નણંદ વ્રજવાસિની કહે છે.

જેમની હું પરણેતર છું એમણે મ્હને વંધ્યા કહીને ઘરમાંથી કાઢી મૂકી છે. હે વાઘણ ! તું મ્હને ખાઇ જાય તો હું આ વિપત્તિમાંથી છૂટું.

વાઘણે કહ્યું: તું આવી હોય ત્યાં પાછી ચાલી જા. હું ત્હને નહિ ખાઉં. ખાઉં તો હું યે વાંઝણી બની જાઉં.

સ્ત્રી ત્યાંથી ચાલીને સાપના દર પાસે પહોંચી. દરમાંથી નાગણી બ્હાર નીકળી. એણે વંધ્યાને સુખ દુઃખ પૂછ્યાં.

હે સ્ત્રી ! ક્યા દુઃખના કારણે તું અહિં દર પાસે આવી છે ? સ્ત્રીએ કહ્યું, મ્હારી સાસુ મ્હને વાંઝણી કહે છેઃ અને નણંદ કહે છે કે તું તો વ્રજવાસિની છે.

જેની સાથે મ્હારૂં લગ્ન થયું છે ત્હેમણે વંધ્યા સ્હમજીને મ્હને ઘરમાંથી કાઢી મૂકી છે. હે નાગણી ! તું મ્હને ડસે તો હું આ દુઃખમાંથી છૂટું.

નાગણીએ કહ્યું: તું આવી હોય ત્યાં પાછી ચાલી જા, હું ત્હને ડસું તો હું યે વંધ્યા બનું.

સ્ત્રી ત્યાંથી ચાલીને પોતાની માતાના દ્વાર પાસે આવી. માતા ઘરમાંથી બ્હાર નીકળી અને એણે દીકરીનાં સુખદુઃખની વાતો પૂછી.

હે પુત્રી ! ત્હારા પર એવી શી આપત્તિ આવી પડી કે તું અહિં આવતી રહી ? દીકરીએ કહ્યું: હે મા ! સાસુ મ્હને વાંઝણી કહે છે; નણંદ વ્રજવાસિની કહે છે.

હે મા ! જેમની સાથે મ્હારૂં ઘર થયું છે ત્હેમણે મ્હને વંધ્યા કહીને કાઢી મુકી છે. હે મા ! તું મ્હને ત્હારા ઘરમાં રાખે તો હું વિપત્તિમાંથી છુટકારો પામું.

માએ કહ્યું: તું આવી હોય ત્યાં પાછી ચાલી જા. હું ત્હને મ્હારે ત્યાં નહિ રાખું. રાખું તો મ્હારી વહુ વંધ્યા બને.

સ્ત્રી ત્યાંથી ચાલીને વનમાં આવી અને ધરતીને કહ્યું: હે ધરતી માતા ! ત્હમે મ્હને હવે આશરો આપો.

ધરતીએ કહ્યું: તું આવી હોય ત્યાં પાછી ચાલી જા. હે વંધ્યા ! હું ત્હને રાખું તો હું યે વંધ્યા થાઉં.

હિન્દુસમાજમાં સ્ત્રીને સારૂ સન્તાન વિહોણાં હોવું એ અત્યંત દુઃખનો વિષય છે. વંધ્યાની વાઘણ અને નાગણી પણ ઘૃણા કરે છે. એટલે સુધી કે મુળ ધરતીમાતા અને સૌની આશ્રયદાતા પૃથ્વી પણ વંધ્યાને સ્થાન આપતી નથી. હિન્દુસમાજની રચનાજ એવા પ્રકારની થઈ છે કે એના વંધ્યાને સારૂ આદરનું સ્થાન જ નથી. એ જ કારણથી પ્રત્યેક સ્ત્રી સન્તાનવતી હોવામાંજ પોતાનું ગૌરવ અને કલ્યાણ સમજે છે.

# તપસ્વીની તેરસા.

શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ

સ્પેઈનમાં તેરસા નામની એક ખૂબજ ધર્મશીલા નારી થઇ ગઇ. તે ખૂબ બુદ્ધિમતી, પ્રતિભાશાલિની ને શક્તિમતી હતી. ઇસ્વી સન ૧૫૧૫ ના માર્ચની અઠ્ઠાવીસમી તારીખે એવીલા શહેરમાં તેનો જન્મ થયો હતો. એના પિતાનું નામ સેપેડા. તે રાજ્યવંશી કુટુંબનો હતો. એની માતાનું નામ બીયાટ્રીઝ. તે ઘણીજ સુંદર ને ધર્મશીલા સ્ત્રી હતી. તેરસાના પિતા યુદ્ધ કરવામાં ગૌરવ લેતા. એ ગુણો તેરસામાં પણ ઉતાર્યા. તેરસાને સાત ભાઈ ને બે બહેનો હતી. તેરસા પણ માતાના જેવી જ સ્વરૂપવતી ને હસમુખી હતી. નાનપણમાં તેને ચવાણા માટે પૈસા મળતા તે ગરીબોને વહેંચી આપતી. તે કોઇની નિંદા કરતી નહિ, તેમ કોઇને માટે પણ ઇર્ષા રાખતી નહિ. માતાપિતાની દરેક આજ્ઞા ઉઠાવતી.

તેરસા ને તેનો એક ભાઇ રોજ સાધુ ચરિત્રો વાંચતાં. ઇશ્વરના નામ પર તેમણે પ્રાણાર્પણ કર્યાની વાતો તે વાંચતાં, એટલે પ્રભુને ખાતર પ્રાણ પાથરવા એ ભાઇબેનની પણ ઇચ્છા થઇ. એટલે કાચી વયમાં જ તેઓ સન્યાસી થઇ દૂર દેશમાં જવા તૈયાર થઇ ગયાં. મૂર દેશમાં મુસલમાનોની વસ્તી હતી. ત્યાં ખ્રીસ્તી લોકો પોતાનો ધર્મપ્રચાર કરવા જતા. ત્યાં ધર્મપ્રચાર કરવા જવાથી મુસલમાનો તેમને મારી નાખશે, એમ એ ભાઇબેન સમજેલાં. એમ પ્રાણાર્પણ કરવાનો નિર્ણય કરી કોઇને પણ પૂછ્યા ગાછ્યા વિના તેઓ ચાલી નીકળ્યાં. થોડેક દૂર સ્પેઈનના એક કીર્તિસ્તંભ આગળ તેઓ બન્ને બેઠાં. ત્યાં રાત ગાળવી મુશ્કેલ હતી. ભાઈ બેન છૂપી રીતે મૂર દેશમાં પહોંચી જવા માગતા હતાં, ત્યાં એક આપત્તિ અચાનક આવી ચઢી. તેરસાના કાકા ઘોડેસ્વાર થઇ તેમને શોધવા નીકળી પડયા હતા તે ત્યાં આવી પહોંચ્યા. ભાઇ બેનના પોષાક પરથી જ તેમને કાંઇ નવાજૂનીની શંકા પડી. નાછૂટકે તેરસાને બધીયે હકીકત પોતાના કાકાને કહેવી પડી. એમના કાકા એમને પરાણે ઘેર લઇ ગયા.

તેરસા તેર વર્ષની થઇ, ત્યાં એની માતા દેવલોક પામી; એટલે એની મોટી બેનપર ઘરનો બધો ભાર આવી પડયો. માતા હતી ત્યાં સુધી તેરસાની બરાબર સંભાળ રખાતી, હવે તેના પિતા તેના તરફ બરાબર ધ્યાન આપી શક્યા નહિ. તેરસાની બેન ખૂબ વિલાસપ્રિય હતી; એટલે તેરસા એની સોબતમાં દિન પ્રતિદિન ખરાબ થતી ગઇ. એના સદ્ગુણો ઢંકાતા ગયા. હવે તે સુંદર કપડાં પહેરવા લાગી. ફુલ તેલ નાખી, તે ખૂબ ઠાઠમા રહેવા લાગી. એક યુવક સાથે પરિચયમાં આવ્યાથી એના લગ્નની વાતચીત પણ થવા લાગી. એવામાં અચાનક તેરસાને પ્રેરણા થઇ કે એ બધું ઠીક થતું નહોતું. તે ધર્મગુરૂ પાસે જઇ રડી પડી. ધર્મગુરૂના ઉપદેશથી તેરસા સત્પંથે વળી. એણે સન્યાસીની થવા નિર્ણય કર્યો. એના પિતા એને ઘેર રાખવા માગતા નહોતા. એટલે તે સન્યાસીનીના મઠમાં દાખલ થઇ ને ધર્મશાસ્ત્રોના અભ્યાસમાં ગૂંથાઇ.

તેરસા દોઢ વર્ષ સુધી એ મઠમાં રહી. પરંતુ ત્યાં એ ખૂબ માંદી પડી ગઇ એટલે એના પિતા એને ઘેર લઇ આવ્યા. પણ ઘેર એની સંભાળ રાખનાર કોઇ નહોતું, એટલે

એણે પોતાની બેનને ઘેર જવા વિચાર કર્યો. બેનના ગામનાં હવાપાણી સારાં હતાં. રસ્તામાં જ એણે સ્વસ્થતા મેળવી હતી એટલે માર્ગમાં પર્વતો, નદીઓ ને વનરાજીથી તેને ખૂબ આનંદ થયો. એ રસ્તે જ તેના એક કાકા રહેતા હતા. તે એક મોટા જમીનદાર હતા. સાધનસંપન્ન હતા. મકાનો, ઘોડાગાડીઓ ને દાસદાસીઓનો જોઇએ તેટલો વૈભવ હતો. એનું દીલ પણ સાત્વિક હતું. એણે તેરસાને પોતાને ત્યાં રહેવા ખૂબ આગ્રહ કર્યો. તેરસા રોકાઇ.

રોજ તે પોતાના કાકાને ધર્મ પુસ્તકો વાંચી સંભળાવતી. એથી એનું પોતાનું અજ્ઞાન પણ નષ્ટ થયું. જન્મના સંસ્કાર ફરી તાજા થયા.

પછી તેરસા બેનને ઘેર ગઇ. ત્યાં એનું શરીર સુધરી ગયું. પછી તે પોતાના ભવિષ્યનો વિચાર કરવા લાગી. સંસારમાં સાચું સુખ નહિ મળે એવી તેને ખાત્રી જ થઇ ચૂકી હતી. એટલે એણે સન્યાસીની થવાનો જ દૃઢ નિશ્ચય કર્યો.

એણે ફરીથી પોતાના પિતાજીને બધી વાત કરી. એના પિતાને એ વાતથી ઘણું જ લાગી આવ્યું. માતાવિહોણી આ પુત્રી સંન્યાસિની બનશે તો દુઃખી દુઃખી થઇ જશે એમ તેને લાગ્યું. એટલે પોતાના જીવનપર્યંત એને પોતાને ઘેર રાખવા પ્રયત્ન કર્યો. પરંતુ તેરસાનું મન માન્યું નહિ.

ઇસ્વી સન ૧૫૩૩ ની સાલની નવેમ્બરની બીજી તારીખે તેરસાના હૃદયમાં દિવ્ય પ્રકાશ થયો. એ વખતે એની ઉમર માત્ર અરાઢ વર્ષની જ હતી. પિતૃસ્નેહના બંધન તોડી, સંસાર સુખોને લાત મારી, તે સન્યાસી થવા ચાલી નીકળી. એવિલા શહેરથી એક માઇલ દૂર એક સન્યાસીઓનો આશ્રમ હતો, તેમાં તે દાખલ થઇ. દીક્ષા લેવાનો દિવસ પણ નક્કી કરવામાં આવ્યો. એના પિતા પણ તે દિવસે ---- ---- સુકુમાર સુંદરી તેરસાના સુંદર વાળ કાપી નાખવામાં આવ્યા. શરીરપરના સર્વ શૃંગાર તેણે દૂર કર્યા. તમામ આડંબર દૂર કરી તેરસાએ સંન્યાસીનો વેષ ધારણ કર્યો. એના હૃદય મંદિરમાં પ્રગટ થયેલી જ્યોતિ નિહાળી એના પિતા પણ આશ્ચર્યમુગ્ધ થયા.

ત્યારબાદ એક વર્ષ સુધી તેરસાએ આશ્રમનું કઠોર વ્રત પાલન કર્યું. એનું મન દૃઢ હતું; પરંતુ એનું શરીર ઝાઝું દેહદમન સહન કરી શક્યું નહિ. એનું સ્વાસ્થ્ય બગડયું. કોઇ કોઈ વાર અશક્તિથી તે મૂર્છિત થઇ જતી.

ઇસ્વી સન ૧૯૩૫ માં તેરસા ફરી પોતાના પિતાને ત્યાં દવાદારૂ માટે પાછી આવી. પરંતુ એનું દર્દ મટયું નહિ. એટલે ઇસ્વી સન ૧૫૩૭ માં તે ફરીથી આશ્રમમાં ચાલી ગઇ. ત્રણ વર્ષ સુધી તે લકવાથી પીડાઇ. પરંતુ શય્યાપર પણ તે પડી પડી ધર્મગ્રંથોનું મનન કર્યા કરતી; ને મનમાં જ પ્રભુ પ્રાર્થના કરતી. આ માંદગીથી એની ઇશ્વિરશ્રદ્ધા ઘણી જ વધી ગઇ.

તેરસાનાં જ્ઞાનચક્ષુ ખુલી ગયાં. આશ્રમમાં એ ઘણા સાધુ સંતોના સમાગમમાં આવી. એમનાં નિર્મળ ચારિત્ર જોઇ, ધર્મજીવનનું ગૂઢ રહસ્ય એની સમજમાં આવી ગયું. સાધુઓના જ્વલંત ઉપદેશથી એના દિલમાં પણ ધર્મભાવના જાગ્રત થઇ.

મામૂલી કામળાનાં કપડા બનાવી તે પહેરવા લાગી. પથારી પર કાંટા પાથરી તે સુવા લાગી. એનાં શરીરમાં અનેક ઘા પડયા. તે લોહીથી રંગાઈ રહી છતાં ઓછું ખાઇ તેદેહ દમન કરવા લાગી. તે દારૂ તો પીતી નહિ પરંતુ તેને અડકવામાં પણ પાપ સમજતી.

એ કઠોર વ્રતથી તેરસાને આધ્યાત્મિક જ્ઞાન થયું. સાચ્ચા દિલથી તે ઇશ્વરનું સ્મરણ કરવા લાગી. એ ગાળામાં યુરોપનો ધર્મ ડામાડોળ સ્થિતિમાં હતો. ધર્મમઠોમાં જ એટલી બદી ઘુસી જવા પામી હતી કે 'એ લોકો બીજાને સુધારે એવી આશા રાખવી જ

મળી. આપણી કન્યાઓની, કિશોરીઓની, ગૃહિણીઓની ગોરમાં પાર્વતીજી મળ્યાં.

ગૌરીવ્રતનાં દેવી ગૌરીના જીવનની આ ભાવના આજે કેટલી કન્યાઓ સમજે છે? કેટલી માતાઓ સમજે છે? સારાં સારાં કપડાં પહેરી, ઘરેણાં પહેરી, હાથે પગે મેંદી મુકી, પેટ ફાટી જાય એટલા ફરાળ ખાઇ, રાતના ઉજાગરા કરી, વાદળમાં પહોંચે એટલા ઘાંટા પાડી, તોફાન ધીંગામસ્તી અને ગાળાગાળી કરી આજનો ઉત્સવ કન્યાઓ ઉજવે છે, માતાઓ ઉજવવા દે છે, પણ એની પાછળ પાર્વતીના જીવનની ભાવના ક્યાં છે? હિમના સરોવરમાં ગળા સુધી ડુબેલાં પાર્વતીનું સામર્થ્ય ક્યાં છે?

આ વ્રતનો હેતુ ઇન્દ્રિયદમન કરી જીવનને નીયમીત કરવાનો છે. તેને બદલે અત્યારે તો નાની સરખી બાળાની આજુબાજુ આ દિવસો દરમ્યાન તેની નિર્દોષ જીંદગી ભુલાવી, તેનાં કુમળાં મગજને ગુંચવી દે તેવું વાતાવરણ પેદા કરવાનો, જાણ્યે અજાણ્યે પ્રયત્ન થાય છે. બાલિકાના જીવનને ઉત્કૃષ્ટ બનાવે તેવા રહસ્યોનું આવું રૂપ થઇ જાય એ શું ઇચ્છવા યોગ્ય છે?

કન્યાને પોતાની જીવનસાધના કરવાનો આ પ્રસંગ છે, અને તે કરવા તેના માતપિતાએ તેને તક આપવી જોઇએ. બાર મહીના પુરાઇ રહેલી બાળકીઓને આ પાંચ દિવસ અજબ છુટથી બોલવા, કુદવા, ખાવા પીવા, પહેરવા ઓઢવાનું મળે એ ઠીક છે, પણ એ તો ચકલું ચાર દહાડા ઉડી આવીને પાછું પાંજરામાં જ પુરાઇ રહેવાનું. આપણી ગૌરીઓ, ઘેરેઘેર ઉછરતી પાર્વતીઓનું જીવન કઇ રીતે સફળ થવાનું?

હજારો કન્યાઓ ગૌરીવ્રત કરે છે, પણ કેટલાને પાર્વતીના જેવું જીવન સાફલ્ય મળ્યું? કેમ કરીને મળે? પાંચ દિવસનાં લાંઘણ, ખેલન કે પહેરવા ઓઢવાથી કોઇ ને મળે? ના, ના. કન્યાની એ સાધના તો આખા કન્યાકાળ સુધી ચાલવી જોઇએ, અને તે સાચું તપસામર્થ્ય હોવું જોઇએ.

છોકરીને પાંચ દિવસ ગમે તેમ કુદવા દીધી, એથી એનો મનખો સુધરી જવાનો નથી. આ જે છુટ છે તે અર્થ વગરની છે. એને બદલે એનું આત્મબળ કેળવી, જીવનની જવાબદારીને માર્ગે દોરવામાં સહાયભુત થાય અને પોતે જ પોતાનું સંયમબળ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે એવી સ્વતંત્રતા આપવી જોઇએ.

કન્યામાં સાચું સ્ત્રીપણું પ્રગટે એવી એની કેળવણી હોવી જોઇએ. એના આત્માને પોષે એવાં પોષક તત્વો એને જગતમાંથી મેળવી લેવા દેવાં જોઇએ.

કન્યાને ઘરમાં પુરી રાખવી એ પંખીને પાંજરામાં પુરવા જેવું જ છે. સ્ત્રીજીવન આજે અનેક દીશામાં વીકાસ કરી રહ્યું છે, તે દરેક સ્થળે કન્યાને બંધન વગર જવા દેવી જોઇએ. કન્યાને ગોંધી રાખવાથી તે કદી સારી બનવાની નથી. એ દિવસનાં કુદામણાં કશા કામનાં નથી. કન્યાના તરવરતા આત્માને શક્તિ, જ્ઞાન અને ભાવનાના પ્રદેશમાં ઉડતો મુકવો જોઇએ, અને એવી કન્યાઓને જ જીવનનો મોટામાં મોટો લાભ મળશે, બીજીને નહી.

આ પાંચ દિવસો દરમીયાન આપણી માતાઓને બાળકની સંભાળ રાખતાં આવડતું નથી, એમ કહેવું ખોટું જણાઇ આવે છે. આ પાંચ દિવસોમાં બાળાઓની નિયમિતતા માટે, તેમના આહારવિહાર માટે, અને તેમના સ્વતંત્ર ખેલન માટે એટલી બધી ચિવટ રાખવામાં આવે છે કે તે જોઇને તો આપણને તો એમજ થાય છે, કે એનાથી અડધે અંશે પણ દરકાર તેમના આખાએ કન્યાકાળ દરમ્યાન લેવામાં આવતી હોય, તો આપણું સમાજજીવન સુંદર, સુઘડ અને રસમય બને. આપણી બહેનો ખરેખર સુખી થાય. ( નવભારત ૬–૮–૩૪ )

# ચાલુ બનાવોની માહિતી

શ્રી. કેશવપ્રસાદ દેશાઈ

**ગાંધીજીના અપવાસ.**

ગયા મહિનાનો મુખ્ય બનાવ તો મહાત્મા ગાંધીજીના અપવાસ કરવાનો હતો. કાનપૂરમાં હરિજન પ્રશ્ન સંબંધી સભા હતી, તે સમયે કોઈ સનાતની પંડિતને માર પડયો તેના પ્રાયશ્ચિત્ત રૂપ ગાંધીજીએ અપવાસ કર્યા હતા. અપવાસ વખતે વર્ધા ગામમાં ગાંધીજી રહ્યા હતા. શારીરિક નબળાઈ અને અતિશ્રમ થયેલો હતો, છતાંએ અપવાસ દરમીયાન ગાંધીજીની તબીયત સારી રહી હતી અને અપવાસ પુરા થતાં, આખાયે દેશમાં આનંદ ફેલાઈ રહ્યો હતો. આ પ્રસંગે આપણે સૌએ હરિજન પ્રશ્નનો વિચાર કરવો જોઈયે. આપણા દેશમાં વસ્તીના એક ભાગને અસ્પર્શ્ય ગણવામાં આવે છે, અને તેમને વંશપરંપરા હલકો જ ધંધો કરવો પડે છે. તેમનામાં ગમે તેવો ચબરાક બાળક હોય, પણ તેનું ભવિષ્ય આપણા સમાજે નક્કી કરી દીધું છે. આ એક મહાન અન્યાય છે. આ કોમને પાણી પીવાનું પણ દુઃખ છે, માંદા પડતાં દવા મેળવવાનું દુઃખ છે, આગગાડી કે મોટરબસમાં મુસાફરી કરવાનું દુઃખ છે, નિશાળોમાં ભણવાનું દુઃખ છે, ધર્મશાળાઓમાં ઉતરવાનું દુઃખ છે. આમ સમાજ તેમને હડધુત કરે છે. છતાંયે તેઓ હિંદુ છે. લગભગ પચીસ કરોડ હિંદુઓ હિંદમાં છે, તેમાંથી છ કરોડ અસ્પર્શ્ય છે. રાજકીય દ્રષ્ટિએ સંખ્યાબળ બહુ જરૂરનું છે. અત્યારે અસ્પર્શ્યો અસંતુષ્ટ છે. જો તેઓ હિંદુઓથી જુદા પડે તો હિંદુઓની સ્થિતિ રાજકારણમાં કફોડી થાય. વળી અત્યારની પરિસ્થિતિમાં મુસલમાન અને ખ્રિસ્તિઓ અસ્પર્શ્યોને ધર્મબદલો કરાવી શકે છે અને ધર્મ બદલ્યા પછી તેમની સામાજીક અડચણો દૂર થઈ જાય છે. આગગાડીમાં, ધર્મશાળામાં, નિશાળમાં, ઇસ્પિતાલમાં, વગેરે સર્વ સ્થળોમાં તેમને શહેરી તરીકેના સર્વ હક્ક મળી જવાની જરૂર છે. જો તેઓ મોટી સંખ્યામાં ધર્મબદલો કરે તો હિંદુઓની સંખ્યા બહુજ ઘટી જાય. માટે ન્યાયની દ્રષ્ટિયે, માણસાઇની દ્રષ્ટિયે, તેમજ સ્વાર્થની દ્રષ્ટિયે અસ્પર્શ્યતા દૂર કરીને હરિજનોને આપણે સરખેસરખા હક્ક દરેક બાબતમાં આપવા જોઇયે. ગાંધીજીના પ્રવાસથી આ પ્રશ્ન પ્રત્યે પ્રજાનું લક્ષ દોરાયું છે. પરંતુ આ પ્રવાસ મુખ્યત્વે મોટા શહેરોમાં થયો છે. અસ્પર્શ્ય વર્ગ સામે સખ્તાઇ તો ગામડાંમાં વિશેષ છે. ગામડાંના લોકોને આ બાબત સમજાવવા ખાસ પ્રયત્ન થવો જોઇયે.

*

**હરિજન ઉપર હુમલો.**

અસ્પર્શ્યોને ભાગવનગર તાબે એક ગામડામાં શું ખમવું પડયું છે, તેના સમાચાર વર્તમાનપત્રોમાં હમણાં આવ્યા છે. અમુક ગામડાંઓમાં ઢોરોમાં રોગ ચાલ્યો. કોઈયે કહ્યું કે 'એતો અસ્પર્શ્ય લોકો પોતાની મેલી વિદ્યાને પરિણામે ઉંચ વર્ણોના ઢોરોમાં આ રોગ ફેલાવે છે.' બસ, આ લોકો માટે આટલી વાત બસ હતી. કહેવાતા ઉચ્ચવર્ણોના ટોળાં લાકડીયો લઇને ઉપડયાં. અસ્પર્શ્યો તો બીચારાં, ગામને છેડે ભાંગાતુટા ઝુંપડામાં રહે. ત્યાં જઈ તેમના ઉપર હલ્લો કર્યો અને તેમને મરણતોલ માર માર્યો. તેમનો સામાન રફે દફે કર્યો. ઝુંપડાં

તોડી નાખ્યાં. આમ સ્હેજમાં આ દુઃખીયા લોકો ઉપર વધુ દુઃખ વરસાવ્યું. આ લોકો પાસે જો મેલી વિદ્યા હોત, તો માર માર્યાથી શો ફાયદો હતો! એતો પોતાની મેલી વિદ્યાને બળે, ઢોરમાં જ નહી પણ ઉજળીયાત વસ્તિમાં રોગનો ફેલાવો કરી શકત. પરંતુ એવી અક્કલ વાપરે તો પોતે બળવાન કેમ કહેવાય! રાજ્ય તરફથી હવે શા પગલાં લેવાય છે તે જોવાનું છે. પરંતુ હંમેશાં ગરીબોનો મરો જ હોય છે, એ જાણીતું છે. એટલે જો અન્ય વર્ગો આ લોકોને મદદ નહી કરે તો તેમને ન્યાય મળવો મુશ્કેલ છે.

*

**મંદિર પ્રવેશ**

મંદિર પ્રવેશ કાયદો—એટલે કે સાર્વજનિક મંદિરોમાં અસ્પર્શ્ય ગણાતા વર્ગોને પ્રવેશ કરતા અટકાવી ના શકાય, એવો કાયદો વડી ધારા સભામાં રજુ થયો છે. આ સંબંધી ગાંધીજીનો મત એવો છે કે હિંદુ સભાસદોની બહુમતિ હોય તો જ આ કાયદો પસાર કરવો; ખ્રીસ્તિ કે મુસલમાન મતોની મદદથી આ પસાર કરવો નહિ. એમનું કહેવું ખરૂં છે કે હિંદુઓનો જ હૃદયપલટો થવો જોઈયે. એમના જેવા સૌમ્ય પુરૂષ તો એમ કહે તે સમજી શકાય તેમ છે. પરંતુ દરેક સામાજીક કાયદો પસાર કરવામાં એ સિદ્ધાંત કેમ સ્વીકારાય? સમાજ હમેશાં પરિવર્તન કે ફેરફારની વિરૂદ્ધ હોય છે. વર્ષો સુધી ચર્ચા થાય છે અને લોકમત કેળવવાના યત્ન થાય છે, તો પણ ઘણીયે બાબતોમાં લોકો ફેરફાર કરવા તૈયાર થતા નથી. આવા પ્રસંગોમાં સમજુ વર્ગોયે આગેવાની લેવી પડે છે. તેમાંયે ચુંટાયલા સભાસદો કેવળ પોતાના જ મંતવ્યો અમલમાં મુકી શકતા નથી. મતદારોને ખુશ કરવા પણ તેઓ અમુક કાર્યો કરે છે. આવી પરિસ્થિતિમાં સામાજીક કાયદાઓ જો હિંદુઓની જ બહુમતિથી પસાર કરવાનો સિદ્ધાંત સ્વીકારીયે તો પ્રગતિ મુશ્કેલીથી સધાય. એ સિદ્ધાંત જો પાળ્યો હોત તો કદાચ સતી થવાનો ચાલ બીજાં ઘણાં વર્ષો સુધી નાબુદ થયો ના હોત. સામાજીક સુધારા માટે કાયદાઓ જ ઘડવા ના જોઇયે, એવો પણ મત પ્રચલિત છે. પરંતુ હવે તેને ટેકો મળે તેમ નથી. ફરજીયાત શિક્ષણનો કાયદો, બાળલગ્ન પ્રતિબંધક કાયદો, વિધવા વિવાહ માટેનો કાયદો, આંતર જ્ઞાતિલગ્નનો કાયદો, વગેરે અનેક કાયદાઓ રચાઈ ગયા છે. એટલે હવે એ પ્રશ્ન તો ઉભો નથી જ. આપણે આશા રાખીશું કે કાયદાની મદદથી હરિજનોની સામાજીક સ્થિતિ સુધારવાનાં પગલાં લેવાશે. સાર્વજનિક કે નાણાની મદદ મેળવતી સંસ્થાઓમાં હરિજનોને અન્ય વર્ગો જેટલા જ હક્ક હોવા જોઇયે. તેમજ હિંદુ મંદિરોમાં તેઓ હિંદુ છે એમ સ્વીકારાઈ ચુકેલા હરિજનોને દર્શન કરવાનો—અંદર બીજાઓ માફક દાખલ થવાનો—હક્ક મળવો જ જોઇયે. મંદિરો તો શુદ્ધિ આપે. આવા મંદિરોમાં, પવિત્રતા મેળવાના ધામમાં, હિંદુ માત્રને કાંઇ પણ ભેદ વિના દાખલ થવાનો હક્ક મળવો જ જોઇયે. જો હિંદુ ધર્મ અસ્પર્શ્યોથી ડરે અને તેમને દૂર રાખે તો આ ધર્મ ઘણોજ નબળો ગણાવો જોઈયે.

*

**લગ્ન સંસ્થા.**

એક તરફથી સંરક્ષક મતનું પ્રાબલ્ય આપણે જોઈયે છીયે. બીજી તરફથી અમુક વર્ગોમાં વિચાર પરિવર્તન કેટલા જોરથી થાય છે, તે નજરે પડે છે. થોડા સમય ઉપર લાહોરમાં સાહિત્ય મંડળમાં તથા મુંબઈમાં વિદ્યાર્થીબંધુ મંડળમાં ચર્ચાઓ થઈ હતી. નવાઈ જેવું તો એ હતું કે દૂર દૂરની આ બે સંસ્થાઓમાં એક જ વિષય ચર્ચા માટે પસંદ કરવામાં આવ્યો હતો.

અને તે વિષય એ હતો કે: " લગ્નસંસ્થાનો હવે ઉપયોગ રહ્યો નથી." બન્ને સ્થળોએ, હેવાલ ઉપરથી જોતાં, ચર્ચા પૂર્ણ ગંભિરાઈથી થઈ હતી અને ઘણી ઓછી બહુમતિથી ઠરાવ નામંજૂર થયો હતો. વિચારક સૃષ્ટિમાં કેવા મત પ્રવર્તે છે તે આ ઉપરથી જણાઈ આવે છે. લગ્નસંસ્થાના વિરોધીઓનું કહેવું એમ છે કે, " લગ્નના નામ હેઠળ ઘણી ક્રૂરતા ચાલે છે. બન્ને જાતીને પૂર્ણ સ્વાતંત્ર્ય બક્ષવું હોય તો લગ્નસંસ્થા નાબુદ થવી જોઇયે. પૂર્ણ પ્રેમ હોય ત્યાં સુધી એક પુરૂષ અને એક સ્ત્રી સાથે રહે. પ્રેમનો લોપ થતાં તેમને સાથે રહેવાની ફરજ પાડી શકાય નહિ. રશીયામાં લગ્ન વિનાનો સહચાર થઇ શકે છે. ત્યાં તે પ્રયોગ સફળ થયો છે. તેમ ચેદવારામાં પણ હતું. લગ્નની પવિત્રતાની વાતો તો કેવળ ખ્યાલી જ છે. એમાં ધાર્મિકતા કે પવિત્રતાનું આરોપણ કેવળ કાલ્પનિક જ છે. નીતિના ખ્યાલો પણ યુગે યુગે બદલાય છે. કુંતીમાતાને કે દ્રૌપદીને કોઇ અનીતિમાન કહેતું નથી. પુરૂષ અને સ્ત્રી દરેકને આર્થિક સ્વાતંત્ર્ય હોવું જોઇયે. તેમને યોગ્ય લાગે ત્યાં સુધીજ સાથે રહેવાની ફરજ હોવી જોઈયે અને બાળકોને ઉછેરવાની તથા કેળવવાની જોખમદારી રાજ્યને માથે જોઈયે. લાગણીનો પહેલો ઉભરો ઉતરતાં, ઘણીયેવાર પુરૂષ અને સ્ત્રીને માટે લગ્ન કેવળ બંધન રૂપ થઈ જાય છે. એક યા બીજું ફક્ત કાયદા અને સમાજના જુલમથી જ બંધાયલું રહે છે અને પોતાની ઇચ્છા વિરૂદ્ધનું જીવન ગાળે છે." આમ લગ્નના વિરોધીઓ કહે છે. લગ્નની તરફેણની દલીલો તો જાણીતી છે: "લગ્ન વિના સમાજનું બંધારણ ટકે નહિ. કુટુંબજીવન અશક્ય થઇ જાય. લગ્નસંસ્થાને અનુભવનો ટેકો છે. યુગોથી તે ટકી રહી છે. રશીયાની પરિસ્થિતિ જુદી જ છે. ત્યાં સમસ્ત ક્રાંતિમય છે. સમાજ વ્યવસ્થા ઉપર પણ રાજ્યની સત્તા છે. અને કુટુંબજીવનની ગેરહાજરી બીજાં કારણોથી સાલે તેમ નથી. રશીયા સાથે હિંદની સરખામણી કરવી તે ગાંડપણ છે. લગ્નસંસ્થા યુગોથી ઉપયોગી નીવડી છે. તેનું સ્થાન લેનાર અન્ય સંસ્થા હજુ સુચવાઈ નથી. તેનો નાશ થતાં, સર્વત્ર સામાજીક અંધાધુંધી થશે. લગ્નસંસ્થા વિના કૌટુંબિક જીવનનો નીતિમય પાયો જતો રહેશે, સમાજજીવન અશક્ય થશે. જીવનમાંથી પ્રેમ અને મીઠાશ જતાં રહેશે. કુટુંબ અને સમાજ વિના રાજ્ય કે પ્રજાની કલ્પના કરવી મુશ્કેલ છે. અનુભવથી જ લગ્નસંસ્થા અસ્તિત્વમાં આવી છે અને મનુષ્ય સ્વભાવ અને મનુષ્ય ઊર્મિઓને લીધે જ તે સ્થાઈ છે. રશીયામાં અત્યારે લગ્ન સંબંધી અવનવા પ્રયોગો થતા હશે, પણ અનુભવ મેળવ્યા પછી પાછા તે લગ્નસંસ્થા તરફ જ વળશે." આમ બન્ને બાજુની દલીલો તારવી શકાય છે. દલીલો કરતાં ચર્ચાનો વિષય જ ખાસ ધ્યાન દોરે છે. વિચારકો અને સમાજશાસ્ત્રીઓએ પવનનું વહેણ જોઇને તેનાં કારણો તપાસવાં જોઇયે. યુવકો અને યુવતીઓએ લગ્નસંસ્થાનો વિરોધ કર્યો હતો. કદાચ તેઓની શ્રદ્ધા ખરેખર લગ્નસંસ્થામાંથી ઉડી ગઇ હશે, કદાચ તેઓને નિરંકુશ સહજીવન કુદરતી અને યોગ્ય લાગતું હશે, અથવા તો લગ્નસંસ્થાની આસપાસ સ્થાયલી કૃત્રિમતા, સામાજીક જુલમો, અને અણઘટતા કાયદાઓને લીધે, તેમનું અંતરનું વલણ લગ્નસંસ્થાની વિરૂદ્ધ થઇ ગયું હશે. આ સંસ્થા અને તેની આસપાસની કૃત્રિમતા બેની વચમાંનો ભેદ તેમના મનમાં રહ્યો ના હોય તોપણ તેઓ લગ્નસંસ્થાના વિરોધી થઈ જાય. જો તેમ હોય તો કૃત્રિમતા, જુલમ અને અણઘટતા કાયદાઓમાં જલદી ફેરફાર કરી નાખવા જોઈયે. જે લોકો લગ્નસંસ્થાને આવશ્યક ગણતા હોય, તેને સમાજવ્યવસ્થાના પાયારૂપ ગણાતા હોય કે નીતિમય અસ્તિત્વના કારણરૂપ દેખતા હોય,

તેઓએ તે સંસ્થાને સાચવવા માટે, તેની આસપાસનાં આવરણો દૂર કરવાં જોઇયે. અત્યારે તો લગ્ન કેવળ કૃત્રિમ, દંભી, અને અર્થ વિનાનાં થાય છે. જ્ઞાતિ, રૂઢી અને કહેવાતા ધર્મે લગ્નસંસ્થાના પાયામાં વિષ રેડયું છે. લગ્ન નથી પવિત્ર, નથી પ્રેમપૂર્ણ, કે નથી નીતિમય.

*

**છુટાછેડા.** છુટાછેડાનો કાયદો વડોદરા રાજ્યમાં ચાલુ થઈ ગયો છે. તેને અનુસરીને એક જાણીતા કુટુંબની બત્રીસ વર્ષની બાઈયે પતિથી છુટાછેડા મેળવ્યા પણ છે. લગ્ન તુટી જ ના શકે—ગમે તે સંજોગોમાં પણ તુટી ના શકે, તેવી ભાવના હવે ઉદાતી જાય છે. છુટાછેડા મેળવવાની છુટ આપનારો કાયદો બ્રિટીશ હકુમતમાં થાય તો ઘણાં દુઃખી લગ્નોને ઉકેલ મળે. પરંતુ સ્ત્રીઓ આ કાયદાનો લાભ જોઇયે તેટલો લેશે કે કેમ, તે એક પ્રશ્ન છે. રૂઢીનું પ્રાબલ્ય આપણા સમાજમાં જબરૂં છે. તે રૂઢી અને સમાજીક વસ્તુસ્થિતિ કદાચ સ્ત્રીઓને આતો લાભ લેતાં અટકાવશે. માટે છુટાછેડા સબંધી લોકમત કેળવવાની તથા સ્ત્રીઓમાં શિક્ષણનો પ્રચાર થવાની ઘણી જ જરૂર છે.

*

**શારીરિક બળ.** સ્ત્રીહરણના કીસ્સાઓ સબંધી વર્તમાન પત્રોમાં વારંવાર સમાચાર આવે છે. તે સબંધમાં એમ સૂચના થાય છે કે, સ્ત્રીઓને કીરપાણ રાખવાની રજા આપનારો કાયદો થવો જોઇયે અને સ્ત્રીઓએ તેનો ઉપયોગ પણ શીખવો જોઇયે. આ સૂચના સારી છે. પણ સૌથી અગત્યનું તો એ છે કે સ્ત્રીઓના મનમાંથી બ્હીક દૂર કરવી જોઈયે. ભયને લીધે જ બળ કે હથીયારનો ઉપયોગ થઈ શકતો નથી. મદદ મળે તેમ હોય તોએ પોકાર કરી શકાતો નથી. જુના સમયની સ્ત્રીઓમાં હીંમત વધારે હતી. આવી હીંમત સ્ત્રીઓએ મેળવવી જોઇયે. તે ઉપરાંત શરીરબળ કેળવવું જોઇયે. સ્ત્રીઓ તરવામાં, ટેનીસમાં અને અન્ય બળની રમતોમાં પુરૂષની સરસાઈ કરી શકે છે. દરેક યુવતીને સ્નાયુ ખીલવાની તાલીમ આપવી જોઇયે. શરીરબળ હોય, હીંમત હોય, તો ગમે તેવો ગુંડો શું કરનાર છે? દરેક માતાએ પોતાની બાળકીને આવી તાલીમ મળે તેવી ગોઠવણ કરવી જોઇયે. કન્યાઓ માટે ખાસ અખાડા સ્થળે સ્થળે સ્થપાય તો તેથી પણ લાભ થાય.

*

**સ્ત્રીકલા પ્રદર્શન.** ગુજરાતી સ્ત્રીસહકારી મંડળ હવે તો સાધારણ રીતે જાણીતું થઇ ગયું છે. સહકારી સ્વદેશી ભંડાર તે સફળતાથી ચલાવે છે અને સ્ત્રીઓને ઘરગથ્થુ સ્વદેશી સામાન પુરો પાડે છે. ત્રણસો સભાસદોનું બનેલું આ મંડળ, સ્ત્રીઓની કાર્યશક્તિનો ખ્યાલ સૌને કરાવે છે. તેના કાર્યવાહકોએ વળી હમણાં નવું કામ ઉપાડયું છે. નવેંબર માસમાં તેઓ સ્ત્રીકલા પ્રદર્શન ભરવાનાં છે. લલિતકલાને સ્ત્રીઓ સાથે સહજિક સબંધ છે. કલા તેમને આકર્ષે છે, કલાની તેઓ કદર

—

કરી શકે છે. સ્ત્રીઓની કલાવૃત્તિ જો યોગ્ય રીતે જાગૃત કરાય તો સમાજમાં કલાપ્રિયતા ઘણી વધે. નિત્યજીવનની કર્કશતા જરૂર ઘટે. વળી કલા કેવળ સૌંદર્યવર્ધક જ ના રહે. પણ તે બેવડો લાભ પણ આપી શકે. જો સ્ત્રીઓ કલાની આરાધના કરે તો કલામાંથી થોડી ધનપ્રાપ્તિ પણ કરી શકે. ગુજરાતી બ્હેનોએ યોજેલા આ સ્ત્રીકલા પ્રદર્શન પાછળ પણ એવી જ કાંઈ ભાવના છે. કલા ખાતર કલા અને કેવળ સૌંદર્યની ઉપાસનાથી કલા પ્રત્યે ઉદાસીન કે કલા વિરોધી વર્ગ ઉભો થાય છે. કારણ કે તેથી ખર્ચ વધે છે. પરંતુ જો સ્ત્રીઓમાં એવું કલાજ્ઞાન પ્રચાર પામે કે તેઓ પોતાનું ઘર કલામય રીતે શણગારે, તેમજ પોતાની આવડથી બનાવેલી સૌંદર્યવર્ધક ચીજો અન્ય ગૃહોમાં આપી, તે ગૃહોના સૌંદર્યમાં વૃદ્ધિ કરે, અને પોતે થોડી ધનપ્રાપ્તિ કરી શકે. કલા પ્રદર્શનમાં મુખ્ય ચાર વિભાગ રહેશે. ૧ ચિત્ર. ૨ છબીઓ પાડવાની કલા. ૩ શિલ્પ. ૪ ભરત, ગુંથણ, શીવણ અને હસ્તકલા. હસ્તકલામાં ઘણા વિભાગો છે. જેવાકે રેશમ અને કાચ ઉપર ચિત્ર કહાડવાં, ચામડા ઉપર દાબીને આકાર પાડવા કે ચિત્રકામ કરવું હાથીદાંત ઉપર કોતરકામ કરવું, નેતરનો સામાન બનાવવો વગેરે. આ પ્રદર્શન સબંધી માહિતી મેળવવી હોય તેમણે વ્યવસ્થાપક સ્ત્રી-કલા-પ્રદર્શન, લક્ષ્મી બીલ્ડીંગ–ઝટવાડી–મુંબઈ. એ જગાએ લખવું. ગુજરાતી બ્હેનો પોતાની કલાના નમૂના આ પ્રદર્શનમાં મોટી સંખ્યામાં મકલશે એમ આપણે આશા રાખીશું.



## શ્રી નર્મદ શતાબ્દી સ્મારક ઇનામી નવલકથા

## મુદતમાં વધારો

આ નવલકથા લખી મોકલવા માટે ઓકટોબર આખર સુધીની મુદત ઠરાવેલી છે; પરંતુ તેમાં વધારો કરવાની સૂચના કેટલાક લેખક બન્ધુઓ તરફથી થતાં, તે ડીસેમ્બર (૧૯૩૪) આખર સુધીની ઠરાવવામાં આવે છે. આશા છે કે આથી લેખક ભાઈ-બહેનોને તેની તૈયારી માટે જોઈતો પુરેપુરો વખત મળી રહેશે.

કેશવપ્રસાદ દેસાઈ

તા. ૨૫-૮-૩૪. મંત્રી, પરીક્ષક સમિતિ.

**‘ ગાંડિવ ’**

ગાંડિવનું બાળસાહિત્ય બાળપ્રિય થયું છે. પરંતુ ગાંડિવ સાહિત્ય કાર્યાલયે હમણાં " ગાંડિવ " નામે પખવાડીક બાળપત્ર પ્રસિદ્ધ કરીને બાળકોની સેવા કરવાનો બીજો માર્ગ પણ લીધો છે. આ પખવાડીકની ઉદ્‌ઘાટન ક્રિયા શ્રી. ગિજુભાઇને હસ્તે સુરતમાં થઇ હતી. " ગાંડિવ "ના બે અંકો પ્રસિદ્ધ થયા છે, તે ઉપરથી ભવિષ્ય માટે બહુ સારી આશા બંધાય છે. બાળકોમાં આ પાક્ષિક સારો પ્રચાર પામશે એમ લાગે છે. તેનું લવાજમ વરસે રૂ. ૫) છે. તે મેળવવાનું સ્થળ " ગાંડિવ " કાર્યાલય, કેળાપીઠ, સુરત છે.

# પુસ્તક—પરિચય

શ્રી કેશવપ્રસાદ દેશાઈ



કરણઘેલો ( આવૃત્તિ નવમી )—

લેખકઃ સ્વ. નંદશંકર તુલજાશંકર. પ્રકાશકઃ શ્રી. મનુભાઈ નંદશંકર.

અર્વાચિન ગુજરાતી ભાષાના પ્રથમ કાદંબરીકારની સંવત્સરી શતાબ્દી નિમિત્તે તેમની આ કૃતિની શણગારેલી આવૃત્તિ તેમના સુપુત્રોએ પ્રગટ કરી છે, તે આનંદની વાત છે. જુની ગુજરાતી ભાષામાં પદ્ય રચનાઓ ઘણી હતી. તેમાંયે પ્રથમ ભજનો અને દેશગીતો હતાં. પછી ખાસ કરીને શામળભટ્ટે પદ્ય વાર્તાઓ અને સામાજીક કથાઓ લખી. ત્યાર પછી ગદ્યવાર્તામાં તો સ્વ. નંદશંકરે ઇ. સ. ૧૮૬૮ માં " કરણઘેલો " પુસ્તક લખીને પ્રસિદ્ધ કર્યું.

આ સમયમાં ત્રણ સાક્ષરોએ સાહિત્યસેવા ઉત્તમ રીતે કરી. નર્મદાશંકર, નંદશંકર, અને નવલરામ. નર્મદ શતાબ્દી પણ હમણાં જ ઉજવાઈ છે. નર્મદ મૂખ્યત્વે કવિ હતા. તેણે ગદ્ય પણ લખ્યું છે. નવલરામ મૂખ્યત્વે ગ્રંથ વિવેચક હતા. તેમણે પણ નાટક, વાર્તા, વગેરેના ગ્રંથો લખ્યા છે. નવલ ગરબાવળીના લેખક તરીકે તેઓ હજી પણ જાણીતા છે. આ ત્રણ સાક્ષરોએ અર્વાચીન સાહિત્યનાં મંડાણ કર્યાં હતાં.

" કરણઘેલો " એ પુસ્તકમાં ગુજરાતના છેલ્લા વાઘેલા રાજાની વાર્તા છે. તે સમયની ગુજરાતની સ્થિતિ તેમાં આલેખી છે અને મુસલમાનોના ગુજરાત પ્રવેશની કથા છે. ઇ. સ. ૧૮૬૮ ની સાલની ગુજરાતી ભાષા આજે છાસઠ વર્ષે કેટલી ફરી છે તે આ પુસ્તક ઉપરથી આપણે સરખાવી શકીશું.

આ પુસ્તક સચિત્ર કરાયું છે. આ સુંદર આવૃત્તિ માટે પ્રકાશકને ધન્યવાદ ઘટે છે. નંદશંકરનું જીવનચરિત્ર આ સાથે અપાયું હોત તો યોગ્ય થાત.

સ્વ. ભોગિન્દ્રરાવ—

{ લેખકઃ રા. શાંતિલાલ તોલાટ. પ્રકાશકઃ દીવેટીયા એન્ડ સન્સ, અમદાવાદ. પાકું સુશોભિત પૂંઠું. જાડા કાગળ. પાનાં ૨૬૨. કીં. રૂ. ૨–૦–૦.

આ પુસ્તક જોઇને ખરેખર આનંદ થાય છે. સ્વ. ભોગિન્દ્રરાવ રતનલાલ દીવેટીયા ગુજરાતના એક સાચા પુત્ર–હતા. તેમણે સાહિત્ય દ્વારા ગુજરાતીઓની સેવા કરી હતી અને તેથીયે વિશેષ તેમણે ગુજરાતીઓને અસરકારક રીતે કહ્યું હતું કે 'સ્ત્રીઓની ઉન્નતિ

વિના દેશની ઉન્નતિ નથી.' ૧૯૦૫ થી ૧૯૨૫ સુધી બંધુસમાજ અને તેના મુખપત્ર "સુંદરી સુબોધ" પ્રત્યે સમસ્ત ગુજરાતનું ધ્યાન દોરાયું હતું, અને સામાજીક વિષયોમાં આ બન્ને સંસ્થાએ ગુજરાતીઓને સારી દોરવણી આપી હતી. ભોગીન્દ્રરાવે આ બન્ને સંસ્થાઓમાં મોટો હીસ્સો આપ્યો હતો. ખરું જોતાં તેઓ તેના પ્રાણરૂપ હતા. આવા સમાજ-સેવકને હવેનું ગુજરાત વિસરી જાય નહિ તે જરૂરનું છે. અને તે દૃષ્ટિયે તેમનાં જીવન અને સાહિત્યની માહિતી આપનારૂં આ પુસ્તક વધાવી લેવા યોગ્ય છે. તેની છાપેલી કીંમત બહુ વધારે લાગે છે. આવા પુસ્તકના પ્રચાર માટે કીંમત લગભગ પડતરના ધોરણે રાખવી યોગ્ય ગણાય.

શ્રી. શાંતિલાલ તોલાટે સમભાવથી અને કાંઈક પૂજ્યભાવથી આ કાર્ય સફળ રીતે પાર પાડ્યું છે. તેમણે વિવેકબુદ્ધિથી ભોગિન્દ્રરાવના જીવનનું આલેખન કર્યું છે અને પદ્ધતિસર પુસ્તકની યોજના કરી છે. ભોગિન્દ્રરાવનો જન્મ ઇ. સ. ૧૮૭૫ માં થયો હતો. તેમનું અવસાન ઇ. સ. ૧૯૧૭ માં થયું. આમ એમનું આયુષ્ય અલ્પ હતું. તેમાંયે આધી વ્યાધી, અને ઉપાધિથી તે ભરેલું હતું, છતાંયે તેમણે ઘણું કાર્ય કર્યું છે. પુસ્તકની શરૂઆતમાં લેખકે ઓગણીસમી સદીની સંસ્થાનું સામાજીક અને સાહિત્ય વિષયક ટુંકું દિગ્દર્શન કરાવ્યું છે. પ્રથમ ખંડમાં જીવન અને કાર્ય આલેખ્યું છે. બીજા ખંડમાં લેખકના સાહિત્યની ચર્ચા અને તુલના કરી છે. તેમાં નવલકથા અને તેનો વિકાસ એ પ્રકરણ ખાસ ધ્યાન દોરે છે. આમ સુંદર પદ્ધતિસર આ પુસ્તક રચાયું છે. તે માટે લેખકને અભિનંદન ઘટે છે. પ્રકાશક સ્વ. ભોગિન્દ્રરાવના પુત્ર છે. પિતાનું જીવનચરિત્ર વધારે ફેલાય, તેમનું તે રીતે આ સ્મારક બને; તે હેતુથી કીંમત ઓછી કરીને વધુ પ્રચાર થાય તો સારૂં. ગુજરાતને મન તો આ તેમનું શ્રાદ્ધ છે. તેમને ફરી સ્મરીને તેમના મિત્રો આ પ્રસંગે બે આંસુ પાડશે.

**વિનોદ લહરી—**

{ લેખકઃ શ્રી. કેશવ હ. શેઠ. પ્રકાશકઃ ખડાયતામિત્ર કાર્યાલય, અમદાવાદ. કાર્ડનું સુશોભિત પુંઠું. પાનાં ૧૬૧. કીં. રૂ. ૧-૦-૦.

રાસના લેખક તરીકે વધારે જાણીતા થયેલા રા. કેશવ શેઠનું આ હાસ્યરસનું પુસ્તક છે. એમાં વિનોદની લહરી છે, પણ મુક્ત હાસ્ય નથી. એમાં સ્વાભાવિક રીતે રમૂજ ઉપજે તેવું નથી, પરંતુ બુદ્ધિથી વાંચકને હસાવવાનો પ્રયત્ન કરાયલો છે. લેખક શિષ્ટ અને અનુભવી છે એટલે પુસ્તક શિષ્ટ રહેવા પામ્યું છે. શૈલિ સારી છે. પણ હાસ્યરસના સાહિત્યમાં આ પુસ્તક ઉચ્ચ સ્થાન મેળવે તો કોણ જાણે! અલબત્ત અમરતા હળવા વાંચન તરીકે તે ઉપયોગી થશે અને વિનોદ ઉપજાવશે.

**બાળ ભૂમિતી ( ચાર ભાગ. )—**

{ લેખકોઃ શ્રી કાંતિલાલ મહેતા અને સોમેશ્વર દવે. પ્રકાશકઃ ઈશ્વરલાલ મગનલાલ શાહ. શાહપોર, સુરત.

ગણિતના પેટાઅંગ તરીકે ભૂમિતિનો વિષય હવે સ્વીકારાયો છે. બાળકોને રસ પડે તેવી રીતે આ વિષય આ ચાર ભાગોમાં લેખકોએ ચર્ચ્યો છે. ગુ૰ શાળામાં પાઠ્ય પુસ્તક તરીકે આ પુસ્તકો ઉપયોગી થવા સંભવ છે.

સ્કાઉટની પહેલી ચોપડી—

{ લેખક: રા. નરહરી કુરણારામ દેસાઈ. પ્રકાશક: મુંબઈની પ્રાંતિક બૉયસ્કાઉટ કાઉંસીલના મંત્રી. પાનાં ૧૬૦. કીં. રૂ. ૦–૪–૦.

સ્કાઉટ અથવા બાળવીર સંબંધી તો હવે ઘણા લોકો જાણે છે. બાળકોને ખડતલ, ઉદ્યોગી, અને સેવાપરાયણ બનાવવાની આ ઉત્તમ હીલચાલ છે. એના મૂળ સ્થાપક સર બેડન પૉવેલકૃત અંગ્રેજી પુસ્તક ઉપરથી આ પુસ્તક લખેલું છે. તેમાં જ્ઞાનદાયક અને રસ પડે તેવાં ઘણાં ચિત્રો પણ છે. દરેક કીશોર વિદ્યાર્થીએ તે વાંચવું જોઈયે. તેની કીંમત પણ ઘણી સસ્તી છે.

કીર્તિસ્તંભ—

{ લેખક: રા. મગનલાલ બાપુજી બ્રહ્મભટ્ટ. સોલ એજંટ: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. પાનાં. ૧૪૪. કાર્ડબોર્ડનું શોભિતું પુંઠું કીં. ૧–૦–૦.

ગુજરાતના ઇતિહાસને લગતી તેર વાર્તાઓ આ સંગ્રહમાં છે. ઈડર રાજ્ય અને બારોટ કવિઓની જ આ વાતો મૂખ્યત્વે છે. ભાષા સરળ પણ ભાવવાહી છે. એ કાળમાં બ્હારવટું અને વેર એ મૂખ્ય ચીજો હતી. તે જ આ વાતોમાં નજરે પડે છે. બારોટોનાં ગુણગાન વાતોમાં સારાં છે.

સામાજિક ક્રાન્તિ: ભાગ ૨ જો—

{ લેખક: શ્રી. ધનજી કાનજી ગાંધી. અમરેલી. કાઠીયાવાડ. પાનાં૧૭૬. કીં. ૧–૮–૦.

જાગૃતિ ગ્રંથમાળાના ઉત્સાહી તંત્રી ધનજી કાનજી ગાંધીએ આ પુસ્તક લખ્યું છે, તેમાં ૯ વાર્તાઓ છે. દરેકમાં સમાજસુધારો-ઉગ્ર સુધારો તે પ્રધાનવસ્તુ છે. સુધારાના ઉત્સાહમાં વાર્તાની કળા અને રસ સચવાયાં નથી. સામાજિક ક્રાન્તિ ભાગ પહેલો એક કલામય કૃતિ છે, તે જ નામ આ પુસ્તકને આપ્યું છે, તેથી બેની કક્ષા વચ્ચે વિરોધ જબરો દેખાય છે. લેખકની ધગશ વખાણવા જોગ છે.

સાહસિકોની સૃષ્ટિ—

{ મૂળ લેખક: મી. જૂલે વર્ન. સંક્ષિપ્ત અનુવાદ કરનાર: રા. મૂળશંકર મોહનલાલ ભટ્ટ. પ્રકાશક: દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર. પાકું પુંઠું. પાનાં ૩૩૫. કીં. રૂ. ૧–૪–૦.

સાગર સામ્રાટની દરિયાઈ કાલ્પનિક વૈજ્ઞાનિક વાર્તાના લેખકની જ. લખેલી આ વાર્તા five weeks in a Baloon નો અનુવાદ છે. એક ગામમાં બંધનમાં પડેલા પાંચ જણ બલૂનમાં બેસીને નાસી જાય છે. ભરદરિયા ઉપર બલૂન ઉડતું હતું ત્યારે તેની હવા ભરવાની કોથળીમાં કાણું પડે છે. એટલે બલૂન નીચે ઉતરવા માંડે છે અને ઘણી અડચણ પછી તેઓ એક અજાણ્યા ટાપુ ઉપર પહોંચે છે. ત્યાં આ સૌ વિજ્ઞાનની મદદથી અને પોતાના સાહસથી બધી જ વસ્તુઓ મેળવે છે, તેની આ કથા છે. આ વાંચતાં આપણને મનુષ્યોની બુદ્ધિ અને તેમના સાહસ માટે અભિમાન થાય છે. ઉગતા જુવાનો આવાં પુસ્તકો વાંચે તો તેમનો સાહસનો જુસ્સો પણ પોષાય. પુસ્તકમાં એક પણ સ્ત્રીપાત્ર નથી. ભર જંગલમાં અને વિકાળ પ્રાણીઓ તથા જ્વાળામુખી સન્મુખ જીવન ગાળવાનું છે. એટલે આપણી સામાજિક બાબતોની વાત તો તેમાં ના જ આવે. સંક્ષિપ્તકારે અનુવાદ બહુ સારી રીતે કર્યો છે. ગુજરાતી વાંચક જરાયે રસક્ષતિ વિના પુસ્તક વાંચી શકશે.

---




# આ વિશેષાંક : તંત્રીઓનું નિવેદન

'સ્ત્રીબોધ' માસિકનો આ વિશેષાંક કાઢવાનો ખ્યાલ સ્વ. ભાઈ જીવનલાલના મનમાં ઉદ્‌ભવ્યો અને તરત જ તેમણે અમારી સાથે તે સંબંધી વાત કરી અને તેનું તંત્રીપદ સ્વીકારવા માગણી કરી. તેમના અતિ આગ્રહને વશ થઈ અમે એ કાર્ય માથે લીધું હતું. પરંતુ અત્યંત ખેદની વાત એ બની કે એ અંક બહાર પડતાં પહેલાં અણધારેલું એ ભાઈનું અવસાન થયું. તેઓએ આ અંકને સારામાં સારો બનાવવા ઉમેદ રાખી હતી, અને તેને માટે બને તેટલા પ્રયત્નો કર્યા હતા. મનુષ્ય કેટલો અલ્પશક્તિ છે, તેના જ્ઞાનની મર્યાદા કેટલી ટૂંકી છે, તે આવા બનાવો આપણને તાદૃશ કરી દેખાડે છે. અમે એટલું જ ઇચ્છીએ છીએ કે, તેમના ચિરંજીવીઓએ એ કાર્ય પાર પાડવામાં જે જેહમત ઉઠાવી છે તથા જે ભાઈબહેનોએ આ અંકમાં લેખો આપી સહકાર આપ્યો છે તેના ફલરૂપ આ અંક સ્વર્ગસ્થના આત્માને પ્રસન્ન કરશે.

આજથી સો વર્ષ ઉપર નવા શિક્ષણ અને પાશ્ચાત્ય વિદ્યાના સંસર્ગથી આપણી પ્રજામાં નવીન જાગૃતિ આવી અને આત્મનિરીક્ષણ કરતાં સુશિક્ષિત વર્ગને જણાયું કે હિંદીઓ પોતાના આગલા જમાનાનું ગૌરવ ગુમાવી

બેઠા છે, તેમનામાંથી વિદ્યાપ્રેમ ચાલ્યો ગયો છે. ઘણા અનિષ્ટ રિવાજો જડ ઘાલી બેઠા છે. અને આ સર્વ દૂર કરવાની અતિ આવશ્યકતા છે. સામાજિક ઉન્નતિના પાયા રૂપ સ્ત્રીઓની ઉન્નત દશા કરવા માટે આ અગ્રેસરોને લાગ્યું કે સ્ત્રીશિક્ષણ જોસભેર વધારવાની જરૂર છે. શિક્ષણ વગર કોઈ પણ પ્રગતિ અશક્ય છે, એ જાણીતી વાત છે. અને તે કારણસર પ્રથમના આગેવાન સુધારકોએ કન્યાશાળાઓ અને સ્ત્રીકેળવણીનાં સાધનોનો પ્રારંભ કર્યો. આ હિંદીઓમાં માત્ર હિંદુ ભાઇઓ જ ન હતા. પારસી ભાઇઓએ પણ આ વસ્તુને વેગ આપવા સાથ આપેલો. તેમની કોમ પણ અત્યારે છે તે કરતાં પછાત દશામાં હતી, અને હિંદુ પારસી વચ્ચે અત્યંત એખલાસ હતો. એ સર્વેને સ્ત્રીશિક્ષણના મુખ્ય સાધન તરીકે ચાલુ વાચન પૂરું પાડવા માટે માસિક પત્રની અગત્ય સમજાઈ.

જેમ બીજાં દૈનિક અને અઠવાડિક પત્રો પારસી ભાઇઓના સાહસથી પ્રથમ ગુજરાતીમાં પ્રગટ થયાં, તેમ સ્ત્રીઓ માટેનું ખાસ માસિક મરહૂમ મિ. કેખુશરો નવરોજી કાબરાજીએ 'સ્ત્રીબોધ' એ નામે કાઢ્યું. સ્ત્રીઓની તે સમયની સ્થિતિ, તેમનું શિક્ષણ વગેરેને અનુકૂળ આવે તેવું પત્ર શરૂ કરી, તેમને જ્ઞાન અને વિચારોમાં આગળ વધારવાની તેમની નેમ હતી, અને તે મુજબ વિવિધ પ્રકારના લેખો એ પત્રમાં આવતા. પત્રની ભાષા તમામ પારસી હતી. લેખકો પણ ઘણે મોટે ભાગે પારસી હતા. અંગ્રેજી વાર્તાઓને પારસી સંસારમાં ઉતારી તેમને રસમય અને ચાનક આપનારી કરવામાં મરહૂમ મિ. કાબરાજી મોટી કીર્તિ પામી ગયા છે. તેમની તે વાર્તાઓ પારસી તેમજ હિંદુ વાંચનારામાં હોંસે હોંસે વંચાતી તે જાણીતું છે. એ જ વાર્તાઓ પુસ્તકરૂપે પ્રગટ થયા પછી પણ તેમની સંખ્યાબંધ નકલો ખપતી. ગુજરાતીમાં હિંદુ લેખકોની સંખ્યા જૂજ હતી અને આ પુસ્તકોને હિંદુ ભાઈ બહેનો તરફથી પણ પુષ્કળ આવકાર મળતો. આ વાર્તાઓ તે 'સ્ત્રીબોધ'નું ખાસ આકર્ષણ હતું એમ કહીએ તો વાજબી ગણાશે. તે ઉપરાંત માહિતી આપતા લેખો, નાની વાર્તાઓ અને વિજ્ઞાન એટલે સાયન્સના લેખો તેમાં આવતા. રૂપાંબાઈ નામનાં એક બહેન આ વિષયો ખાસ અભ્યાસપૂર્વક લખતાં. 'સ્ત્રીબોધ'ની જૂની ફાઇલો ઉથલાવતાં તેમાં અતિ ઉપયોગી માહિતીઓનું સંગ્રહસ્થાન માલમ પડશે. મરહૂમ મિ. નવરોજીનું આ લોકોપયોગી કાર્ય તેમનાં કુટુંબીઓ, તેમનાં દીકરી, દીકરા તેમજ પુત્રવધૂએ ચાલુ રાખ્યું અને એ torch of light જ્ઞાનદીપ ઓલવાવા ન દેવો એ વિચારે એ સુકાન હાલના સંચાલકોને સોંપ્યું અને મિસીસ પૂતલીબાઈ કાબરાજીએ જૂની સાંકળ સળંગ રાખવા પોતે તેમાં ભાગ લેવા કબૂલ્યું. નવા સંચાલનમાં સમય અનુસાર અનેક ફેરફારો થયા. કદ, લેખો, ભાષા વગેરેનું એટલું રૂપાંતર થયું કે 'સ્ત્રીબોધ' ઓળખાવું મુશ્કેલ થઈ પડે. તથાપિ સ્ત્રીઉન્નતિનો હેતુ તો કાયમ રહેલ જ છે. પારસી કોમને રસ પડે તેવી બાબતો તેમાં હવે જણાતી નથી. તેમ પારસી લેખક ભાઈબહેનો તરફથી તેમને ખરનાં ઘણાં માસિકો નીકળવા લાગ્યાં છે.

જૂના 'સ્ત્રીબોધ'નું કદ મોટું, આજના કરતાં ચારઘણું, એટલે કે મોટા છાપા જેવડું હતું. પાનાંની સંખ્યા ખાસ વધારે નહિ હોય. પૂઠા પર પારસી કુટુંબનું ચિત્ર આવતું, જેમાં નાનુંમોટું સ્ત્રીમંડળ પુસ્તકો અને પત્રો વાંચતું નજરે પડતું. એઓનો પોશાક પણ આજનાં પારસી સ્ત્રીઓ ને બાળકોથી તદ્દન જુદો જણાય તેમ છે. મોટા ટાઈપ, જોડાક્ષર વગરની ભાષા, એ બધું છતાં સંગીન લેખો તેમાં આવતા એ નિર્વિવાદ છે.

પત્રને ચલાવવામાં સંચાલકોની કાર્યદક્ષતા સાથે વાચકોનો સહકાર જરૂરી છે. નવા શેખાસના 'સ્ત્રીબોધ'ને વાચકવર્ગે ટેકો આપ્યો છે. સંચાલકોએ એમાંથી કમાણીની આશા રાખી નથી, અને એક જૂની શરૂઆતને ટકાવી રાખવા પોતાનાથી બનતું કર્યું છે. એ ખાતે તેમને અનેક ધન્યવાદ ઘટે છે. વચ્ચે કેટલાંએ માસિકો નીકળ્યાં અને કેટલાંએ સંજોગવશાત્ બંધ થઇ ગયાં, જ્યારે આ માસિકે પ્રસંગો અને મુશ્કેલીઓ વટાવી એંશી વર્ષ જેટલી લાંબી મુદ્દત સુધી પોતાનું અસ્તિત્વ ટકાવી રાખ્યું છે. આજે તેનો ૧૦૦૧ મો (૧૦૦૧ સો કહેવો બરાબર છે કે ૧૦૦૧ મો? તેનો નિર્ણય થઇ શકતો નથી. 'એકમો' બરાબર લાગતું નથી. આ ખ્યાલ અંગ્રેજી છે. એકહજાર એક એટલે ગુજરાતીમાં તેનો પર્યાય મુશ્કેલ થઈ પડ્યો છે) અંક પ્રસિદ્ધ કરવા તે પત્ર ભાગ્યશાળી બન્યું છે એ ગુજરાતી સાહિત્યમાં એક નોંધવાલાયક બીના છે.

સ્ત્રીઓ માટે જુદું સાહિત્ય હોવું જોઇએ કે કેમ એ પ્રશ્ન ઘણીવાર પુછાય છે. જ્ઞાનસામગ્રી સ્ત્રીપુરુષને સરખી ને સરખી જ હોવી જોઇએ; સ્ત્રીઓને આછુંપાતળું અને ઊંડું નહિ એવું જ્ઞાન બસ છે, એવી માન્યતા અમારી નથી. સ્ત્રીઓને ખપજોગું શીખવીએ તો ચાલે એમ અમે ધારતાં નથી. ગણિત, ભૂગોળ, બીજગણિત કે જ્યોમેટ્રી–ભૂમિતિ–શીખીને શું કરવું છે એમ પૂછનારને અમે સામો પ્રશ્ન પૂછીએ છીએ કે પુરુષને એ શીખીને શું કરવું છે? કલાર્ક કે વકીલ કે દાક્તર કે વેપારી પોતાના જીવનમાં ભૂમિતિ કે ત્રિકોણમિતિનો શો ઉપયોગ કરવાનો છે? અગર સંસ્કૃત કે ફારસી ભાષા જે ઘણે ભાગે આગળ જતાં ભૂલનારાની સંખ્યા મોટી છે તે તેમને ધંધામાં કેવી રીતે મદદગાર થઇ પડશે? એ પણ સવાલ છે. આ બધા વિષયો બુદ્ધિને વિકસાવનાર, મનને કસરત આપનાર, યાદદાસ્તીને વધારનાર અને સામાન્ય ગ્રાહક શક્તિઓને ઓપ આપનાર છે. તેની સ્ત્રીપુરુષ બંનેને સરખી આવશ્યકતા છે ગણિત વગેરે વિષયો સ્ત્રીઓ માટે અનાવશ્યક છે અને માત્ર સાહિત્ય જ તેમને શીખવો એમ એમ કહેનારને પૂછીશું કે ટેનીસન, બાયરન કે શેક્સપિયર કે સ્કોટ સ્ત્રીઓના જીવનમાં કયે ઠેકાણે કામ આવવાના છે? સ્ત્રીઓને બાળઉછેર, ગૃહવિજ્ઞાન, સંગીત, ચિત્રકલા માત્ર શીખવવાથી પર્યાપ્તિ છે એવો પણ મત અમારો નથી. અમુક જ્ઞાન જેમ પુરુષ તેમ સ્ત્રીને સરખું જરૂરી છે. એ ભૂમિકા તૈયાર થયા પછી જીવનક્ષેત્રને અનુકૂળ એવા ખાસ વિષયો સ્ત્રીઓ તેમજ પુરુષે શીખવાના રહે છે અને ધંધાદારીને લગતું અને સ્ત્રીઓને ગૃહજીવનને લગતું તથા લલિત કલાઓને લગતું શિક્ષણ મળવું જોઇએ એવી અમારી દૃઢ માન્યતા છે.

સ્ત્રીઓનાં ખાસ માસિકોની જરૂરિયાત એટલા માટે છે કે જે આવશ્યક ભૂમિકાનો ઉલ્લેખ ઉપર કર્યો છે તે પહોંચવાને બધાને અવકાશ, સંજોગો કે સાધનો હોતાં નથી. એટલે જે જ્ઞાનશ્રેણીમાં તેઓ સામાન્ય રીતે છે તેમાં તેમને સમજાય, તેમને તેમાંથી આગળ લઇ જાય અને સાથે સાથે તેમની ખાસ બાબતોની તેમને માહિતી આપે તેવું વાચન તેમને પૂરું પાડવું એ આવાં પત્રોની ફરજ છે. આગળ વધેલા દેશોમાં પણ આદર્શને તો સર્વ કોઇ પહોંચેલું ન હોય, એટલે ત્યાં પણ સ્ત્રીઓનાં ખાસ પત્રો નીકળે છે અને તેનો બહોળો ફેલાવો થાય છે. પત્રની ભાવના એવી હોવી જોઇએ કે વાંચનાર વર્ગને પ્રગતિને પંથે લઇ જાય.

'સ્ત્રીબોધ' પત્રે શુભ ઉદ્દેશથી શરૂઆત કરેલી તે જમાના કરતાં આજે સ્ત્રી–શિક્ષણ અનેકગણું વિસ્તાર પામ્યું છે. સ્ત્રીઓ માટે

માસિકો પણ ઠીકઠીક સંખ્યામાં નીકળે છે. સ્ત્રીઓના હિમાયતીઓ સ્ત્રીઓ માટે 'બોધ' ને 'ઉપદેશ' એવાં એવાં નામો આપતા તે સ્ત્રીવર્ગને હવે ખૂંચે છે. શું ફક્ત સ્ત્રીઓનેજ બોધની જરૂર છે? પુરુષો શું પરિપૂર્ણ છે? તેઓને કોઈ જાતના ઉપદેશની જરૂર નથી? એવું એવું સ્ત્રીવર્ગને લાગે છે, અને નવાં પત્રોનાં નામનિર્દેશ જુદા પ્રકારના થવા લાગ્યા છે એ સંતોષપૂર્વક નોંધીએ છીએ.

સ્ત્રીઓની ઉન્નતિ એટલે સમાજની ઉન્નતિ, અને 'સ્ત્રીબોધે' સમાજસુધારામાં જે ભાગ ભજવ્યો છે તેની જાહેર પ્રશંસારૂપે એ પત્રની જ્યુબિલી-સુવર્ણમહોત્સવ સને ૧૯૧૦ માં મુંબાઇ તથા અમદાવાદ એ બે શહેરોમાં સમાજસુધારાના હિતચિંતકોએ ઉજવ્યો હતો. વ્યાખ્યાનમાળાઓ ગોઠવાઈ હતી. એ પ્રસંગનો સ્મારક ગ્રંથ તૈયાર કરાવવામાં આવ્યો હતો અને જાહેર ફંડ એકઠું કરવામાં આવ્યું હતું. ગ્રંથ વગેરેનું ખર્ચ જતાં થોડીઘણી રકમ બચી હતી તે અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને ટ્રસ્ટ તરીકે સોંપવામાં આવી હતી અને શેઠ કામશાજીના કુટુંબીઓની ઇચ્છા અનુસાર સેકન્ડરી શિક્ષિકા માટે શિક્ષણ લેનાર બહેનને તેમાંથી એક સ્કોલરશીપ આપવામાં આવે છે. શરૂઆતમાં તેવી બહેનો મળી આવતી નહોતી. હવે કોને આપવી તે નિર્ણય કરવો મુશ્કેલ થઈ પડે છે. શિક્ષણશાસ્ત્ર એટલે બી. ટી. ની પરીક્ષામાં સંખ્યાબંધ બહેનો બેસે છે એ જોઈ આ ફંડ સ્થાપનારને આનંદ થતો જ હશે.

અમારા નિમંત્રણને માન આપી ઘણાં ભાઈબહેનોએ પોતાના અનેક વ્યવસાયો છતાં અમને લેખો મોકલ્યા છે, તેમનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. તેમના સહકાર વિના આ અંક નીકળી શકત નહિ. કેટલાંક ભાઇબહેનોના લેખ, આ અંક મોડો નીકળ્યા છતાં, તેને માટે પણ મોડા પડયા છે. તેમની ક્ષમા માગી 'સ્ત્રીબોધ'ના બીજા અંકો માટે તેમનાં લખાણ આપ્યાં છે. અંકનું કદ ઘણું મોટું થયું છતાં કેટલાક લેખોનો સમાસ ઉપરના કારણે થઈ શક્યો નથી એ અમારી દિલગીરી છે.

સ્વ. જીવનલાલભાઈના છેલ્લી ઘડીએ થયેલા અવસાનથી આ અંક કાઢવામાં નહિ ધારેલો વિલંબ થયો છે જે માટે આ અંકનાં લેખકોની તેમજ વાચકોની માફી અમારે માગવાની છે. અમને આશા છે કે જે વિવિધ રસથાળ ગુજરાતી વાચકવર્ગ આગળ ધરવા અમે શક્તિમાન થયાં છીએ તે તેમની પસંદગી પામશે. 'સ્ત્રીબોધ'ના ઉચ્ચ આદર્શો પરિપૂર્ણ કરવા પરમાત્મા તેના સંચાલકોને પ્રેરણા આપો, એ શુભેચ્છા સાથે અમારું નિવેદન પૂરું કરીએ છીએ.

શ્રી. વિદ્યાબહેન રમણભાઇ નીલકંઠ
શ્રી. સરોજિની મહેતા

ગૃહસ્થી કુટુંબો-સ્ત્રીઓ અને બાળકોનું માનીતું ને જૂનામાં જૂનું માસિક પત્ર—




अहमस्मि सहमान उत्तरो नाम भूम्याम् ।
अभीषाडस्मि विश्वाषाडाशामाशां विषासहिः ॥

હું મારી માતૃભૂમિમાં વધુ ઊંચો છું. હું વિરોધીઓના અનેક હલ્લા સહી, હઠાવી શકું છું.
અને તે સ્થિતિમાં મારું કૌવત-બળ અટલ રહેશેઃ હું ચોક્કસ વિજય મેળવીશ.—અથર્વવેદ.

વર્ષ ૮૪ :: જૂન : ૧૯૪૦ :: ૧૦૦૨ મો :: અંક ૬ ઠ્ઠો

## હજાર માસની વાત

[ પાલવડો મારો મેલો, મોહનજી ]

ઉરમાં હજાર કંઈ આવે ઉમળકા,
હૈયે હજાર આશ ઊગતી ફૂલે;
આંખે હજાર કંઇ ચિત્રો રહે ઊડતાં,
હોઠે હજાર વાત હસતી ઝૂલેઃ
ઉરમાં હજાર કંઈ૦



વીત્યા હજાર માસ દેવીના પૂજને,
થાળી હજાર રૂડાં ફૂલે ભરી;
પગથી હજાર ચઢી મંદિરની પેયંથી,
ઊભી શી ગુર્જરી રાસેશ્વરી !
ઉરમાં હજાર કંઈ૦ શ્રી. અરદેશર ફરામજી ખબરદાર

તૂટયાં તે ઝાંઝરાં ને ખોલ્યા તે ઘૂમટા,
ખોલ્યાં છે બાર નવતેજે રસ્યાં;
'સોનલા ગેડી ને રૂપલા દડૂલિયો'
આજે નવગોકુલને દ્વારે વસ્યાં:
ઉરમાં હજાર કંઈ૦

નવલા વૃંદાવનની કુંજગલીમાં,
કહાનાની મોરલી વાજી રહી;
ગુર્જરી સો જાય ત્યાં વિદ્યાવધામણે,
ભોળી અભણ ઘેર લાજી રહી:
ઉરમાં હજાર કંઈ૦

સાગરની છીપલીથી લાધ્યાં મોતીડાં,
ગગનને ગોખથી તારા મળ્યા;
વીત્યાં અંધારાં ને આવ્યા ઉજાસ આ,
આત્માના બાગ કંઈ ફૂલ્યા ફળ્યા:
ઉરમાં હજાર કંઈ૦

નંદનવન નવાં ઊગ્યાં છે આંખમાં:
આવોને, બહેનીઓ! રમિયે રસે!
જ્ઞાને કલ્યાણના પંથે પરવરીએ,–
સ્નેહ ને આનંદ ઉરજ્યોતે વસે:
ઉરમાં હજાર કંઈ૦*



* 'સ્ત્રીબોધ' માસિકના ૧૦૦૧મા ઉત્સવાંકે.

# સેન્ટ્રલ સ્ટેશને

શેષ



ન જાણું એવું તમને થતું કે,
જાઉં હું તો સ્ટેશન જ્યારજ્યારે,
—કો મિત્ર સાધારણુને વળાવવા,
છો હોય સામાન્ય જ ઓળખીતું,—
તો યે જતાં ઊપડી ટ્રેન, જાઉં
ઊંડો ઊંડો ઊતરી કો વિષાદમાં.
ખરું પૂછો તો નથી કાંઈ સ્ટેશન,
વિયોગનું સ્થાનક માત્ર એકલું.
સંયોગનું એ પણ એટલું જ !
છતાંય સંસ્કાર કયા વિલક્ષણે,
જાણે વિયોગો ખડકાયલા ત્યાં,
મારા થતા સ્પર્શ થકી સચેત
ને એકલો ભાળી મને સતાવતા !
એવી રીતે સેન્ટ્રલ સ્ટેશનેથી
જતો હતો કોઈકને વળાવી,
જાણે ઊંડા ખેદ મહીં ખૂંતેલા
ઉપાડતો હું પગ માંડમાંડ !
ત્યાં બીજી બાજુ ઊભી ટ્રેનકેરી
વાસેલી કો કાચની બારી સોંસરું
જોતો દીઠો બાળક એક ઊભો !
માતાતણો કાંઈક ગૌર ઓછા
જરા સૂકા કેડ-વીંટેલ હાથના
સિવાય આખેય શરીર નાગો !
કૂદી કૂદી લાળથી હાથ માતનો
ભીંજાવતો, ને ઘડી બારી સાથે
દબાવી મોં, નાક ચીબું કરંતો !
હું એ જરા કૌતુકથી ઊભો રહ્યો
અને અમારી મળી દૃષ્ટદૃષ્ટ !
ઘડીક જોઈ સ્થિર મારી સામું,
પછી હસ્યો એ સ્ફુટ અટ્ટહાસ્ય,
મોં માત્રથી, ગાલથી આંખથી ના,
હાથો પગો છાતી શરીર સર્વથી !
કૂદી કૂદી ઊછળી ઊછળીને
હલાવતો માતની દેહ આખી !
હસી પડચો હું ય, અરે ઊભે હસ્યા
અમારું એ દંત વિહોણું હાસ્ય !
તાકી રહીને પછી મારી સામું
એવો થયો એ ખુશ હું પરે કે
હિપ્પો સમું મોઢું ઉઘાડી મ્હોળું
પાડી બરાડો હું ભણી ધસ્યો એ.
જાણે મને ખાઈ જવા જ આવો !
ને કાચને છેક લગાડી મોઢું
આડું ઊભું ખૂબ ઘસી ઘસીને
લીંપી દીધો લાળથી કાચ એવો
કે સોંસરું નીરખવાં હું એની
દેખી શક્યો માત્ર વિરૂપ મૂર્તિ !
ને ભાઈ તો ત્યાં હસતા હતા, કો
અકથ્ય સાર્થક્યની તૃપ્તિ મ્હાલતા !
ત્યાં સીટી દે ગાડી ઊપડી ગાડી ધીમે,
તૂટચો અમારો પણ દૃષ્ટિતંતુ !
કિન્તુ હતું, દર્શન જેમ, એને
અદર્શને એક રમૂજી ખેલ !
કૂધો, હસ્યો, એ ઊછળ્યો ફરીથી !
ગયો. કહ્યું છે કવિએ સુધન્ય
મેલી થતી બાળથી માત જેહ,
કિન્તુ, ગમે તે અતરાપી એ છે
નિહાળનારો ઘડી એ સુધન્ય !

# અગમ બંસી

શ્રી ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ



સખી ! આસોની પૂનમ આવી, ચાંદલિયો ચમકે છે !
એ રાસની રમઝટ લાવી, ચાંદલિયો ચમકે છે !
ઝરે આભેથી અમૃતધારા, ચાંદલિયો ચમકે છે !
સખી ! ચિત્તમાં થાય ચમકારા, ચાંદલિયો ચમકે છે !
ઝીણાં ઝણુઝણુ ઝાંઝર ઝણુકે, ચાંદલિયો ચમકે છે !
પડે તાળી ને કંકણુ ખણુકે, ચાંદલિયો ચમકે છે !
ઘેરી રાસની રસભરી કુંજે, ચાંદલિયો ચમકે છે !
આજ ગરવી ગુજરાતણુ ગુંજે, ચાંદલિયો 'ચમકે' છે !
વેણુ વાલમનાં રાસમાં આવે, ચાંદલિયો ચમકે છે !
એ ઉરે ઉમળકા લાવે, ચાંદલિયો ચમકે છે !
એના સૂરનો સાગર હલકે, ચાંદલિયો ચમકે છે !
એમાં ભાવની ભરતી છલકે, ચાંદલિયો ચમકે છે !
ધરી છટા અજબ અંગ ડોલે, ચાંદલિયો ચમકે છે !
ચઢી સુંદરના હિંડોલે, ચાંદલિયો ચમકે છે !
આજ ગોપીઓ થઈ'તી ગાંડી, ચાંદલિયો ચમકે છે !
રાસ કાનુડા સંગે માંડી, ચાંદલિયો ચમકે છે !
એવી મસ્તીની લગની લાગે, ચાંદલિયો ચમકે છે !
ઉરે સૂતાં સંભારણાં જાગે, ચાંદલિયો ચમકે છે !
ચડચાં રસિયાં દિલ હિંચોળે, 'ચાંદલિયો ચમકે છે !
એમાં બંસી અનગમ ક્યાંક બોલે, ચાંદલિયો ચમકે છે !

# તું આવી ?

તું આ અમો પાસ, છતાં ય જાણે
ભાસી રહી દૂરસુદૂરની હજી,
હૈયે હજી ના પડતી પતીજ રે,
શંકા-અશ્રદ્ધાની ધૂણુંત વતરી
તારાં સ્ફુરે છે લલિતાંગ કોમળાં,
ને નિર્મળી આંખ રહે છ તાકી;
અહર્નિશે મા તવ પૂંઠ વ્યગ્ર થૈ
ભમી રહે છે, હું ય દોડધામો
બાકી ન મૂકું; જગ જાણતું યે

તારો અહીં ભૂમિપટે પ્રવેશ.
છતાં ય લાગે નથી તું ક્યહીં જ:
તારું ઝીણું રોદન હોય ન દૂરપ્રાંતની
કો કોકિલા શું સરી જાય કાનથી.
ને આંખ તારી અવકાશ-સાગરે
પ્રકાશવર્ષાન્તર કૈં દિગન્તે
તરંત બે તારક શી ઝબૂકતી-
નજીક ના લાગતી લેશલેશ
જાણું ક્યહીંથી તવ કામ આવી,
ન કિંતુ આવે રગ પ્રાણની કરે-
તે દૂરની દૂર કનેયની કને
કહેવાય, મારે મન તો સુદૂર એ.
તું આ અમારી પૃથિવીક્ષિતિજે
કો હોડલીના સઢ-ટોચ શી શનૈઃ
દૃષ્ટિંગતા થૈ અટવાતી શોચતી
લાગે-હવે આવવું ન વા.

અમે અહીં આતુર વ્યગ્ર બેઠાં,
તારે ઉરે શું નહિ જાણીએ જરા,
રખે ફરી જાય જ પાછી તું વળી !

ને, દૃષ્ટિના દોરથી માત્ર ગ્રંથીએ
તને અહીં ખેંચી વસાવવા સદા.

હૈયા તણી વર્ણવવી ન ઝંખના.
રે પ્રાણને સાધતું કર્ષતું જે
કો તત્ત્વ હો તે અહીં દે કદી જડી
જો, તો અમારાં લઘુ હોડલાં શું
તને ય સંગે લઈને ભમીશું.
લુહાર એ સાંધણહાર ક્યાં વસ્યો
જાણું નહીં, માનું નહીં; અહીં બધાં
સંધાય છેદાય અનિયંત્રિત ક્રમે;
ત્યાં કોણનું કોણ કહેવું લંગર ?
ને એટલે આ ઉરમાં ન શ્રદ્ધા.
શંકા અશ્રદ્ધા મુજ દુર્ગ ઘેરતી.
તું નેત્રથી નિર્મળ તેજ વેરતી,
ને હોઠથી શું સ્મિતલાસ્ય લેરતી.

નજીકની યે નજદીક તું પછી,
શંકા રહી અંતર તો ય આથડીઃ-
'શું સાચમાચે જ અહીં તું આવી ?'

એ પ્રશ્નનો ઉત્તર કાલ આપશે ?



સુન્દરમ્



શ્રી ઉમાશંકર જોષી

# આજે અહીં બેઠી છે નિકટ*

આજે અહીં બેઠી છે નિકટ,
સમારે છે લટ.
સુકુમાર ધીરે હાથે,
મંદશ્વાસે મૃદુહાસે સુવિલાસે
મલયઅનિલ સાથે વળી છે જે મૂંગી વાતે,
શાંત સ્વસ્થ સૌન્દર્યપ્રદીપ
સગી અહીં બેઠી છે સમીપ
જાણે ના તે—જાણે ના તે—જાણે ના તે
શક્તિસ્ફૂર્તિતેજ નિજ, રૂપરંગરસ નિજ.
મુકુલિત નેત્રસરસિજ
વિલોકે દિગંતપાર મીટ ભરી રસઘેને;
આત્મનાં ગહન એક જોવાની ન તમા એને !
પ્રકૃતિપિછાણે નહિ નિજમહાશક્તિબોધ
અણુસીમ અખંડ અમોઘ;
તેવી બેઠી સમીપે આ મારી
એક નારી :—
પ્રકૃતિની પુત્રી પ્રિય, માતા જે માનવતાની.
દેવોની દુલારી, મીઠી દુહિતા જે વસુધાની,
સહચરી સમુત્ક્રાન્તિ તણી એક ને અનન્ય,
પ્રેરણા પૌરુષતણી મંગલકારિણી ધન્ય
પ્રાગતિક પ્રયાણે, જે વિજયે વિજયમાળ
ધારનારી, પરાજયે પડખે સહી હૂંફાળ
મણાને ધોનારી ધીર સુધારે, રસરાસે
પ્રિયા જે રસર્ષિ કેરી, સંગિની જે શૌર્ય તણી,
રસરાહૃદયે મુક્ત ખેલનારી સમુલ્લાસે,
અપ્રાપ્ય આમોદ કાજે સદાતુર વિયોગિની,
કવિઓની કલ્પનાની કમનીય કટોરી જે,
આકાશી આદર્શોને જે ધરા પર રોપી રીઝે,
અગોચર આનંદની અદૃશ્ય અભિસારિકા,
સૃષ્ટિના મહાભાષ્યની પરમરમ્ય કારિકા,
રસયોગીતણું અંગ રંગોભરી થતી લીન,
રસયોગે સહજપ્રવીણ;
સકલનિંદિતા, સકલવંદિતા,
મૂર્તિ જે અમિના.

* એક લાંબા કાવ્યમાંથી

# કુળવધૂ

સૌ. કુસુમતી ધીરજલાલ દેસાઈ

રાગઃ ભૈરવી તાલ-ધુમાળી. [ લય—રક્ત ટપક તીસો સો ઝોળી. ]

કુલીન કુળની કુસુમકળિકા, કોમળ એ સુકુમારી;
યૌવન મદભર આશભરી કાં, પ્રજળે કુલીન કો નારીઃ
વહવે નયન ઊનાં વારિ, હૃદયમાં નિઃશ્વાસો ભારી.

આદર્શો ઉર વિહંગભાવે દિવ્ય ભર્યાં સુખકારી,
સુજન કાજે જીવનનાવે ભરિયાં નીર દુઃખકારીઃ વહવે.

પતિસેવાના પાઠો ત્યાગી ગૃહસેવા સંભારી,
પતિદર્શન તો દુર્લભ ! વાગી રૂઢિતણી તો સિતારીઃ વહવે.

યૌવન મદભર ઉર રસિક બે કદી મિલનતક સાધી,
ભારી ગુનો કુળવધૂનો કામ વધુ દે ધારીઃ વહવે.

શરમવિહોણી ઊનાં નિર્લજ, ને વળી કંઈક સુવાક્ય સુણાવી,
રાતદિન ઉર સેકાયે છે કુલીન કુળવધૂ નારીઃ વહવે.

શરીરશક્તિ હીન હોયે કે થાસે કો દુર્વ્યાધિ,
વહુ ઢોંગ ને કરે ફિતૂર એ દયા શી એની ખાવીઃ વહવે.

સાસુ, સસરા, નણંદ, જેઠ એ સૌનું દાસત્વ સ્વીકારી,
મુખથી પડતા શબ્દો ઝીલે સૌની એ ઓશિયાળીઃ વહવે.

લાડ, સ્નેહમાં વય વધશે પછી કુલિન કુળવધૂ નારી,
ભાન, સાન, સૌ એ વીસરશે વીતશે ગૃહે દુઃખ ભારીઃ વહવે.

નવીન નવોઢા લલનાઓ એ ના વડીલોની કારી,
હૃદય વીંધતી વાણી કાજે કરી કશી તૈયારીઃ વહવે.

સ્વતંત્રતા, આનંદ, કલ્લોલે વીત્યા દિનો સંભારી,
પરવશતા પતિથીયે વિખૂટી પડી હશે કો બીચારીઃ વહવે.

સહનશક્તિની હદ વટાવી કોંક કરે જીવહાનિ,
વાંક બિચારી દુખિયારીનો ન જગમાં આરો ક્યાંઈઃ વહવે.

કુલીનતાના મોહમહીં પટકાય અહા ! નરનારી,
અનેક કોમળ કુસુમકળીની દશા અતિ ભયકારીઃ વહવે.

ક્રૂર રૂઢિઓ ક્રૂર સમાજે પ્રજળે પાવક કારી,
કંપે હૈયું લખતાં આજે બલિદાનકથનીઓ કારીઃ વહવે.

# સ્ત્રીઓના બદલાયેલા આદર્શો તથા તેની સફળતા પર સમગ્ર નજર

શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

આજથી પચાસ પોણોસો વર્ષ પર આપણી સ્ત્રીઓના જે આદર્શો હતા તે જરૂર બદલાયા છે. ઘરકૂકડી થઈ રહેવાને બદલે, છૈયાંછોકરાંને પરણાવવાના લહાવા લેવાને બદલે, કેવળ પોતાના કુટુંબને જ પોતાની સેવા આપવાના સંકુચિત ક્ષેત્રને બદલે, હવે સમાજ-ઉન્નતિ, દેશઉન્નતિ અને એવાં જ બીજાં વિશાળ ક્ષેત્ર સંબંધે સેવા આપવાના આદર્શો સ્ત્રીઓ સેવવા લાગી છે. અને તેમ થવામાં મહાત્મા ગાંધીજીએ અને એમણે આદરેલી પ્રવૃત્તિઓએ ઘણો મોટો ભાગ ભજવ્યો છે. આજે ઠેકાણે ઠેકાણે મહિલા મંડળો, સ્ત્રી-સમાજો, કેવળ સ્ત્રીઓને જ હાથે ચલાવવામાં આવે છે. કોલેજોમાં શીખતી અને યુનિવર્સિટીની ડીગ્રી લઈ, સેંકડો યુવતીઓ દર વરસે બહાર પડી કાંઈ ને કાંઈ એ દિશામાં ઉપયોગી થઈ પડે એવું કામ કરવા મથે છે. મુંબઈ જેવા મોટા શહેરમાં તો શિક્ષિત સ્ત્રીઓ મારફતે થતા મેળાવડા, કોનસર્ટ, બોલાવાતી મિટીંગો વગેરે જોઈ એમ જ થાય કે આપણા સ્ત્રીવર્ગે જૂની બેડીઓ તોડી સ્વતંત્રતા મેળવી લીધી છે. અમદાવાદ, સૂરત, ભરૂચ વગેરે શહેરોમાં પણ કેટલેક દરજ્જે એ પ્રવૃત્તિઓ એવી જ વસ્તુસ્થિતિ હોવાનો ખ્યાલ આપે છે. એકલી એવી જ જગાઓ પર નજર નાંખીએ તો તો એમ જ થાય કે સ્ત્રીઉન્નતિના આદર્શો સફળ થઈ ગયા છે, અને સ્ત્રીવર્ગ દરેક રીતે છૂટાપણું ભોગવે છે ને તેને પરિણામે તે સુખી થઈ ગયો છે. પણ વસ્તુતઃ તેમ નથી. એ તો માત્ર આભાસ છેઃ પડછાયો છે. ગામડાંમાં વસતી આપણી સ્ત્રીઓની સ્થિતિ તો હજુ પણ જેવી હતી તેવી જ છે. તેઓ તેવી જ વગરભણેલી, સાસુનણંદના ભાર નીચે દબાયેલી, ને બેવકૂફ ધણીના ગડદાપાટુથી ત્રાસેલી જિંદગી ગુજારે છે. તેનું જીવન તો તે જ અંધકારમય રહ્યું છે કે જે અંધકાર દોઢસો વરસ પર વ્યાપતો હતો. તેના જીવન પર હજુ સૂર્યનો પ્રકાશ—આછો પ્રકાશ પણ—પડ્યો નથી.

આનું કારણ શું? સમાજને એક છેડે જુઓ તો સ્વતંત્રતામાંથી પરિણમતું સુખ અને બીજે છેડે જુઓ તો તેથી ઊલટી જ વિષમ સ્થિતિ. આનું કારણ તેમની ઉન્નતિ સાથે એવાં સાધનોનો તોટો. એમની ઉન્નતિ કરવા માટે હજારોની સંખ્યામાં મજકૂર સ્વતંત્રતા અને સુખ ભોગવતી સ્ત્રીઓએ કમર કસી બહાર પડવું જોઇએ. એટલી મોટી શિક્ષિત સ્ત્રીઓની સંખ્યા આપણી પાસે છે? જવાબ કે નથી. પોતાની સુખમય જિંદગી છોડી, ગામડે ગામડે જઈ, ત્યાંના જીવનની મુશ્કેલીઓ વેઠી, ત્યાં વસતી તેમની બહેનોના જીવન જોડે એકાકાર થઈ જઈ, તેમનાં હૃદયમાં પેસી, તેમનાં મન મેળવી લઈ, તેમને સ્વતંત્રતાને રસ્તે દોરવા, કમર કસી બહાર પડે એવી ઉચ્ચ સેવાભાવના સેવતી સંખ્યાબંધ સ્ત્રીઓ આપણી પાસે છે? જવાબ કે નથી; અને હોય તો એટલી થોડી કે જે નહિ જેવી જ ગણાય. ગામડું અને ગામડાંની વસતી એ જ ખરું હિંદુસ્તાન. અને જો ત્યાં સુધારો થાય

# પરાકાષ્ઠા

શ્રી. વિનોદિની નીલકંઠ



જ્યારે મેં જમના નદીને કિનારે બાલચન્દ્રનાં ઝાંખા તેજમાં, મૂર્તિમાન સૌન્દર્યસમા તાજમહાલને જોયો, ત્યારે મારા હૃદયમાં એવા અકથ્ય ભાવો ઊભરાયા હતા, કે મને લાગેલું કે આથી વધારે લાગણી કદી ઉદ્‌ભવી જ ન શકે !

પરન્તુ જ્યારે હિમાલયનાં બરફથી છવાઈ ગયેલાં શિખરોની હારમાળાની વચમાંની ખીણોમાં ફેલાયેલાં કાશ્મીરનાં ફૂલખેતરો તથા ફૂલવનો મેં જોયાં, ત્યારે મારા મનમાં એવા તો અવર્ણનીય ભાવો ઉત્પન્ન થઈ આવ્યા, કે મને લાગ્યું કે લાગણીના ઊભરાની આ આખરી સીમા જ હશે.

પણ, જ્યારે મેં નાયેગરાના ધોધનું ભવ્ય ને ગંભીર સૌન્દર્ય અખૂટ પાણી સાથે વહેતું જોયું, મેં જાપાનમાં, પરોઢના સ્વપ્ન જેવા, ધુમ્મસથી અર્ધઢાંક્યા અને સુંદરતાની અવધિસમા 'ફુજિયામા' પર્વતનાં દર્શન કર્યાં, ત્યારે મને સમજાયું કે સૌન્દર્યના દર્શનથી જે લાગણીઓ હૃદયમાં ઊભરાઈ આવે છે તેનું માપ કાઢવું મિથ્યા છે.

છતાં તે લાગણીની પરાકાષ્ઠા પામવાની મને હોંશ રહી જ હતી.

જ્યારે નિઃસ્વાર્થ સ્વર્ગીય પ્રેમની મૂર્તિનાં મને સાક્ષાત્ દર્શન થયાં, ત્યારે મેં સાચે જ માન્યું હતું, કે જે પરાકાષ્ઠા હું શોધતી હતી તે મને મળી રહી છે.

પરન્તુ, જ્યારે નાનકડા હાથપગ હવામાં ઉછાળતા, સોનેરી વાંકડિયા વાળ ને મોગરાનાં ફૂલના ઢગલા જેવા સુકોમળ મારા બાળકને મેં મારા ખોળામાં લીધો, ત્યારે જ મને સમજણ પડી ગઈ કે હૃદયની લાગણીની પરાકાષ્ઠા અનુભવવા, જગતમાં દેશપરદેશ રખડવું વૃથા છે—નિઃસીમ આનન્દની આ અણમૂલ પરાકાષ્ઠાનો અનુભવ કુદરતે કેટલો સુલભ બનાવ્યો છે !

---

[ પૃષ્ઠ ૨૯૦ થી ચાલુ ]

તો જ દેશમાં સુધારો થાય. પરિસ્થિતિ આવી છે. એટલે માત્ર ઉપરઉપરના, શહેરોમાં જોવામાં આવતા ચળકાટથી આપણે દોરવાઈ જવાનું નથી. હજુ ઘણો ભારે અંધકાર દૂર કરવાનો છે, તે આપણી નજરબહાર રહેવું જોઇએ નહિ.

"સ્ત્રીબોધ"ના ૧૦૦૧ અંકોએ આ બાબતમાં ઘણું કર્યું છે, અંધકારમાં "સ્ત્રીબોધે" ઝાંખાં ઝાંખાં પણ પ્રકાશનાં કિરણો ફેંક્યાં છે. છતાં ઘણું કરવાનું હજુ બાકી છે.

જેટલું થયું છે તેટલું બહુ જ પ્રશંસનીય થયું છે, અને તે આગ્રહપૂર્વક ચાલુ રહેવું જોઇએ અને રહેશે જ. પરંતુ હજુ ઘણું ઊંડે ઊતરવાનું છે, તે લક્ષબહાર રહેવું ન જોઇએ. તેટલા માટે મંડયા રહેવું જોઇએ. તો પછી, ઊંડાણ ગમે તેટલું હશે, તેને ધીમેધીમે પણ પહોંચી શકાશે.






# લક્ષ્મી પધાર્યાં

શ્રી. પ્રમલીલા મહેતા

મારી એક બહેનપણીને ત્યાં પુત્રીનો જન્મ થયો હતો. તેને જોવા હું દવાખાને ગઈ હતી. બીજીત્રીજી વાત કર્યા પછી તેણે મને કહ્યું, "બહેન તમે ઘણીવાર કહો છો કે આપણા સમાજમાં પુરુષો સ્ત્રીઓને પોતાનાથી ઊતરતી ગણે છે. પણ એકલા પુરુષો જ કેમ, સ્ત્રીઓ પણ પોતાની જાતને ઊતરતી ગણે છે." મેં કહ્યું, "શા ઉપરથી આમ કહો છો ?" ત્યારે તે કહે, "બહેન, કાલે રાત્રે મારી દીકરી જન્મી. આજે સવારના પહોરમાં ઓરડો સાફ કરવા બાઈ આવી તેણે મને પૂછ્યું કે ભાઈ આવ્યો કે બહેન ? મેં કહ્યું કે બહેન. એટલે એ બાઈએ ઠંડે પેટે કહ્યું, 'અરે રામ ! કંઈ નહિ. આવતે ફેરે ભાઈ આવશે.' હું ક્યારની એના આ શબ્દોનો વિચાર કરું છું, સ્ત્રીજાતને જ સ્ત્રીજાત તરફ કેટલો અણગમો છે !"

આ વાત ખરી બનેલી છે. અને એમાં નવું પણ કાંઈ નથી. એવું તો રોજ સેંકડો સ્ત્રીઓ બોલતી કે વિચારતી હશે. આપણાં મન જ જમાનાઓ થયાં એવાં ઘડાઈ ગયાં છે કે આપણે સ્ત્રીઓને ઊતરતી જ માનીએ છીએ.

આનું કારણ જોઈએ. પુત્ર મોટો થઈને પુરુષ થાય, કમાય, કુટુંબનું પોષણ કરે, પેટ ભરે, પાળે. પુત્રી તો મોટી થઈને પરણીને પારકે ઘેર જાય; ન કમાય કે ન પોષે, કે ન પાળે. જૂના વખતમાં તો પુરુષ રક્ષણ કરે, કે લડાઈ થાય ત્યારે રાજાને પણ મદદ કરે. સ્ત્રીનું તો ઊલટું રક્ષણ કરવું પડે. લાખમાં એકાદ સ્ત્રી કદાચ ઢાલતલવાર લઈને લડવા નીકળી પડી હશે, તો નવાઈની એક ઘટના તરીકે બધાં તેને વખાણે, પણ તેથી સમસ્ત સ્ત્રી-જાતનાં માન કાંઈ વધે નહિ. એ તો અબળા!

એટલે જન્મથી જ પુત્રી કરતાં પુત્રનાં માન વધારે જ હોય છે.

પુત્રનાં માનનું કારણ આર્થિક જ છે, તેનો એક પુરાવો એ છે કે મજૂરવર્ગ અને કામગારવર્ગમાં સ્ત્રી અને પુરુષ વચ્ચે તફાવત ઓછો હોય છે. એ વર્ગની તો સ્ત્રી પણ લગભગ પુરુષ જેટલું જ કમાઈ લાવે છે. એટલે બાળક જન્મે છે ત્યારે પુત્ર છે કે પુત્રી તેને માટે એ લોકોને ઓછી ફિકર હોય છે. કારણ કે, છોકરી હોય કે છોકરો, પણ જરા મોટું થતાં તે કામ કરવા લાગે અને પૈસો રળી લાવે. મજૂર અને મજૂરણ સાથે મળીને વજનભરેલી લારી ખેંચી લઈ જાય. એમાંથી એક પણ માંદું પડ્યું કે મરી ગયું, તો બાકી રહેલાને તેની ખોટ સરખી જ પડે. એ લોકોમાં તેથી સ્ત્રીઓમાં સ્વમાન વધારે હોય છે.

જેઓ ઉચ્ચવર્ણ કહેવાય છે, તેઓમાં સ્ત્રીઓનો દરજ્જો છેક હલકો છે. કારણ કે એ સ્ત્રીઓ પૈસેટકે પુરુષને અધીન છે. એમનામાં એક પૈસો કમાવાની પણ લાયકાત હોતી નથી. પક્ષીનાં બચ્ચાં જેમ માળામાં પડી રહે અને માબાપ ચણ ચણી લાવીને આપે તો જ તેમનું પેટ ભરાય અને તે જીવે, તેમ જ પુરુષ કમાઈને લાવે તો જ એ સ્ત્રીઓ પેટ ભરી શકે. હા, કદાચ ઘરનું કામકાજ કરે, છોકરાંને જન્મ આપે, ઉછેરે, પણ રળી ખાવાની સંપૂર્ણગી

લાયકાત જ નથી હોતી. અને તેથી જ પુરુષને તે માથે પડે છે. માંદા–સાજો પણ પુરુષ ભલો, પણ સ્ત્રી નકામી !

કેટલાક લોકોએ આપણા જૂના સંસ્કૃત ગ્રંથો ઉથલાવીને એક વાક્ય શોધી કાઢ્યું છે કે, "સ્ત્રીએ કન્યાકાળમાં બાપના તાબામાં રહેવું; યુવાન વયે પતિના તાબામાં રહેવું; અને ઘડપણે પુત્રના તાબામાં રહેવું; કારણ કે, સ્ત્રી સ્વતંત્રતાને લાયક નથી."

આ વાક્ય ઉપર એક જરાક જેટલો પણ વિચાર કરીએ તો ખબર પડશે કે આમાં તો સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતાનો ઉલ્લેખ છે—નાનપણમાં સ્ત્રીને બાપ પોષે, યુવાનીમાં પતિ, અને ઘડપણમાં પુત્ર પોષે,કારણ કે સ્ત્રીમાં પોતાની મેળે કમાઈ ને સ્વતંત્ર કે સ્વાધીન થવાની લાયકાત નથી. આ શ્લોક આપણે ઘણીવાર સાંભળીએ છીએ, પણ હજી આપણી બહેનોની આંખ ઊઘડતી નથી. **न स्त्री स्वातंत्र्यमर्हति** —સ્ત્રી સ્વતંત્રતાને લાયક નથી—એમ એકલા પુરુષો જ નહિ પણ અજ્ઞાન સ્ત્રીઓ પણ બોલે છે. પણ ખરો અર્થ તેઓ નથી સમજતાં.

સરજનહારે સરજેલી સૃષ્ટિનો એક મોટો નિયમ છે કે 'નિરુપયોગીનો નાશ' અને નાશ નહિ તો પડતી. જગતમાં જે ચીજનો જરાક જેટલો પણ ઉપયોગ છે, તે જ ચીજ ટકે છે. ફૂલમાંથી ફળ પેદા થાય એટલો ફૂલનો ઉપયોગ. જેવું ફળ થયું કે ફૂલની પાંખડી ખરી પડીને નાશ પામે છે. નાનાંનાનાં જીવડાં પક્ષીઓના ખોરાક માટે ઉપયોગી છે, માટે જ તેમનો જન્મ થાય છે. નિરુપયોગી જીવ જન્મતો નથી; અને જન્મે છે તો ટકતો નથી. જો કદાપિ ટકે છે તો તેની એવી અવદશા થાય છે કે એના કરતાં ન ટકે તે જ ઠીક.

આપણા કહેવાતા ઉચ્ચવર્ણોમાં સ્ત્રીઓની અવદશા પણ એ જ કારણે છે. છોકરાં પેદા કરવા સિવાય એ નિરુપયોગી જીવ છે. કારણ કે રસોઈ કે ઘરનું કામકાજ કે માંદાંની ચાકરી કે બાળકને ઉછેરવાનું કામ તો ભાડૂતી પણ થઈ શકે. જેને 'પેદાશ' કે 'કમાણી' કહીએ એવું કયું કામ એ સ્ત્રીઓ કરે છે. તે માટે જ, એ વર્ણની સ્ત્રીઓની સ્થિતિ સમાજમાં આવી અધમ થઈ છે. પુરુષો તો તેને ઊતરતી સમજે જ, પણ સ્ત્રીઓ પોતે પણ પોતાની જાતને ઊતરતી ગણે છે.

હવે આપણે જો આટલું સમજતાં થયાં છીએ, તો એ અવદશા ટાળવા આપણે કશો ઉપાય કરવો જ જોઈએ. અને તે આપણે સ્ત્રીઓએ જ કરવાનો છે. 'આપ મૂઆ વિના સ્વર્ગે ન જવાય' એ કહેવત જાણીતી છે. તે મુજબ આપણે જ આપણી જાતનો ઉદ્ધાર કરવાનો છે. અને તે કાંઈ બહુ અઘરું પણ નથી. દરેક બહેન મનમાં નિશ્ચય કરે કે પોતે ગમે તે એક ઉદ્યોગ હાથ કરી લેશે. જગતમાં ઉદ્યોગોની ખોટ નથી. તેમાંનો જે સહેલામાં સહેલો લાગે એ ઉદ્યોગ શીખી લેવો, અને પોતાની પુત્રીઓને પણ એ એકાદ ઉદ્યોગનું શિક્ષણ આપવું—એવું શિક્ષણ કે વખત આવ્યે એ એટલા ઉદ્યોગથી પોતાનું પેટ ભરી શકે. જો માત્ર એટલું જ આપણે નક્કી કરીને સંપૂર્ણ રીતે કરીએ, તો થોડાક સમયમાં આપણું સ્થાન સમાજમાં ઊંચું આવ્યા વગર નહિ રહે. ભલે તેટલી ધનવાન સ્ત્રી હોય, છતાં પણ તેણે એટલું યાદ રાખવું કે પોતે એક સ્ત્રી છે, અને હિન્દની સમસ્ત સ્ત્રીજાતનું સ્થાન ઊંચું લાવવાના કામમાં પોતે મદદ કરવાની છે. જગતમાં ચડતીપડતી તો ચાલ્યે જ જાય છે. ધન આજે છે અને કાલે નથી. તો ચોમાસાના દિવસ માટે જેમ કીડી જેવું નજીવું પ્રાણી પણ કણ સંગ્રહ કરીને રાખી મૂકે છે, તેમ આપણા સમૃદ્ધિના દિવસમાં આપણે પણ એક ધંધો હાથ કરી રાખવો કે કોઈવાર

કામ લાગે. વળી ધારો કે કામ ન લાગે, તોપણ શીખી લેવામાં આપણું શું જાય ?

મારાં ઓળખીતાં એક દેરાણીજેઠાણી છે. જ્યારે બહાર જાય ત્યારે બે સાથે. એક દિવસ જેઠાણી એકલાં દેખાયાં. મેં પૂછ્યું કે, "દેરાણી ક્યાં ?" તો કહે કે, "એમને ઠીક નથી." મેં પૂછ્યું કે, "કેમ શું થયું છે ?" ત્યારે ધીમે રહીને જેઠાણી કહે કે, "મારા દિયરે કાલે બહુ માર્યા." મેં કહ્યું કે, "તમે નહોતાં ? કેમ એટલું મારવા દીધું ?" ત્યારે જેઠાણી નિરાંતે કહે કે, "ધણી છે તે મારે પણ ખરો. આપણાથી કેમ વચ્ચે પડાય ?" આ સાંભળીને મને કેવું લાગ્યું હશે ! ધણી એટલે માલિક ! પુરુષ માલિક અને સ્ત્રી તે એની મતા ! પુરુષ ફાવે તે કરે, કારણ કે ગમે તેટલું મારશે, ઝૂડશે, પણ પેલી બિચારી ક્યાં જવાની હતી ? એનામાં સ્વમાનનો છાંટો હોય તો કદાચ નાસી જાય. પણ નાસીને ક્યાં જાય ? શું કરે ? સારા ઘરની સ્ત્રી કહેવાય, એટલે ઉદ્યોગ તો કાંઈ આવડે નહિ. ભૂખે મરવાનો વારો આવે. તેથી માર ખાઈને પણ મૂગા જાનવર માફક ધણીને ત્યાં પડી રહે ! કેવી પડતી ! કેવી અવદશા ! પોતાનામાં સ્વમાન નહિ ત્યારે ને ? પોતાનામાં સ્વાધીનતાની શક્તિ નહિ ત્યારે ને ?

એક બૅરિસ્ટર સાહેબની વાત છે. બૅરિસ્ટર તો નામના જ હતા, કારણ કે અસીલ કોઈ આવે નહિ. એ બૅરિસ્ટરનું લગ્ન એક મોટી મિલકતદાર કન્યા સાથે થયું. એમના કેટલાક મિત્રોએ કહ્યું કે હવે બૅરિસ્ટરી રહેવા દો, ખાઈપીને મઝા કરો. બૅરિસ્ટર સાહેબે તેમ કરવા માંડ્યું. પણ થોડા જ વખતમાં પસ્તાયા. કેમકે પોતાની કાંઈ કમાણી નહિ, પેદાશ નહિ, એટલે એમનું સ્વમાન કેમ સચવાય ? જ્યારે ને ત્યારે સ્ત્રીનો હાથ ઊંચો. કારણ કે, આર્થિક તાકાત સ્ત્રીની હતી. એટલે પુરુષજાત છતાં તે સાહેબને સ્ત્રીને અધીન રહેવું પડતું. એક સારા મિત્રે પછી બૅરિસ્ટર સાહેબને સલાહ આપી કે સ્ત્રીનો પૈસો છે, છતાં તમે તમારા ધંધાને વળગી જ રહો; થોડું તો થોડું, પણ કમાશો તો તમારું સ્વમાન રહેશે.

આ કોઈ અંગત દાખલો નથી. કહેવાનો હેતુ એટલો જ છે કે, 'કમાણી' કે 'પેદાશ' એ જ સ્વાધીનતા લાવે છે. બાકી 'અમને આ હક્ક આપો, ને તે હક્ક આપો' એવી માંગણી મિથ્યા છે. આપણી સ્વાધીનતા મેળવવી આપણા જ હાથમાં છે. અને સ્વાધીનતા મેળવવામાં શરમ રાખવાની ન હોય. અમે તો સાચું કામ કરવામાં શરમ ન માનવી જોઈએ. જે કામથી આપણને આપણી સ્વાધીનતા મળે, આપણું સ્વમાન સચવાય, તે કામ—પછી ગમે તેવું મજૂરીનું હોય તોપણ—નીચું ન ગણાય ઊંચું કામ શું અને નીચું કામ શું ? કામ એટલે કામ. ઉદ્યોગ એટલે કમાણી અને પેદાશ. કામ કર્યા વગર અસહાય અને પરતંત્ર જીવન જીવવું તેમાં શરમ છે—કામ કરીને સ્વાધીન રહેવામાં નહિ.

ઉચ્ચવર્ણોમાં કન્યાનો જન્મ થાય છે, ત્યારે પુત્રજન્મ જેટલી ખુશાલી નથી થતી તે શરૂઆતમાં જ કહ્યું છે. કન્યાના જન્મથી સંબંધીઓને જે નિરાશા થાય છે તે ઢાંકવા ઘણાં જાણ્યું. એમ કહે છે કે, "લક્ષ્મી પધાર્યાં." આ તમાચો મારીને મોં લાલ રાખવા જેવી વાત છે. પણ જ્યારે દરેકે દરેક સ્ત્રી પોતાના પગ ઉપર ઊભી રહી શકે એવી શક્તિ કેળવશે, સમાજમાં સ્ત્રીનું સ્થાન પુરુષની સમાન થશે ત્યારે એવો વખત આવશે કે આપણે કન્યાના જન્મપ્રસંગને ખરા અંતઃકરણથી આવકાર આપીશું અને યથાર્થ કહીશું કે 'લક્ષ્મી પધાર્યાં.'*

* મુંબઈના શ્રી કોટ હિન્દુ સ્ત્રીમંડળમાં તા ૨૬-૨-૪૦ ને દિવસે આપેલું ભાષણ.

# સ્ત્રીઓ અને માનવજાતિ

શ્રી. ડી. ડી. કાંગા. આઈ. ઇ. એસ. (રિટાયર્ડ)

માનવજાતિનું ભાવિ સ્ત્રીઓના હાથમાં છે. સ્ત્રીઓ ભાવિ જાતિને કાં તો બળવાન, તંદુરસ્ત, તાકાતદાર, વીર્યવાન, કાર્યક્ષમ, પરિસ્થિતિ સમજનાર અને તે પ્રમાણે વર્તનાર બનાવશે, અથવા તો શરીરે દુર્બળ કે બુદ્ધિની ઠોઠ કે બંને રીતે અશક્ત પ્રજા પેદા કરશે. સ્ત્રીઓ અને શિક્ષકો જીવન ઘડનાર છે. તેઓ કાં તો પ્રજાને જીવન અર્પે છે, કે જીવનનો નાશ કરે છે. એમની જવાબદારી મહાન છે. આપણો દેશ હાલમાં રૂપાંતર પામી રહ્યો છે; તેથી આ સમયમાં ઊગતી પ્રજા બની શકે તેટલા ઉત્તમ વાતાવરણમાં ઊછરે તેની જવાબદારી સ્ત્રી-શિક્ષકો, માતાઓ અને સ્ત્રીકાર્યકરો ઉપર વિશેષ કરીને છે.

અત્યારે મહાભારત યુદ્ધ ચાલી રહ્યું છે. આ યુદ્ધનો અંત કેવી રીતે આવશે તે આપણે જાણતા નથી. આ વિગ્રહાનલ ફેલાય અને દુનિયાના તમામ દેશો એમાં ઝંપલાવે, તો આપણને આશ્ચર્ય નહિ થાય. દુનિયા એક આખી જીવંત વસ્તુ છે. કદી લડાઈ યુરોપ-વ્યાપી જ રહે તોપણ તેની અસર હિંદુસ્તાન સુધ્ધાંત દુનિયાના તમામ દેશો ઉપર થવાની જ. જગતની તવારીખમાં આવા અણીને સમયે સારા સંજોગો લાવવામાં અને આ કટોકટીના મામલામાંથી સહીસલામત પસાર થવામાં સ્ત્રીઓએ શો ભાગ ભજવવો જોઈએ? એક તો દુનિયામાં આજે જે ચાલી રહ્યું છે તેથી દરેક સ્ત્રીએ વાકેફ થવું જોઈએ. આ બાબત તેણે ઊંડાણથી તપાસવા પ્રયત્ન કરવો જોઈએ, અને આ લડાઈનાં મૂળ કારણ શોધી કાઢવાં જોઈએ. જો તે એમ કરશે તો તેને માલૂમ પડશે, કે આજની અરાજકતા વિજ્ઞાનનાં અર્ધ સત્યોને પૂર્ણ સત્ય તરીકે સમજવાથી અને તે પ્રમાણે વર્તન કરવાથી ઊભી થઈ છે.

આ અર્ધસત્યોમાંનું એક એ છે કે ઉત્ક્રાંતિ ( evolution ) જીવનસંગ્રામ ( struggle for existence )ના નિયમને આધારે થાય છે. બેશક, આ નિયમ વનસ્પતિમાં અને અન્ય પ્રાણી જગતમાં સાચો છે, પણ તે માનવજગતમાં સાચો નથી, અને ત્યાં તેને લાગુ પણ ન કરવો જોઈએ. કારણ, પહેલાં તો મનુષ્ય એ પશુ નથી; અને જો તે માનવ-સંબંધોમાં આ જંગલી કાયદાને અનુસરે તો તે પશુ કરતાં જરાયે ચઢિયાતો કહેવાય નહિ. માનવદુનિયામાં સહકાર અને સુમેળનો નિયમ એ પ્રગતિનો નિયમ છે. આ સાદું સત્ય ભુલાઈ જવાયું, અને ચર્ચા અને લવાદના શાંતિમય માર્ગો સ્વીકારવાને બદલે 'બળિયો એ જ સાચો' એ સિદ્ધાંતને અનુસરી પ્રજા-પ્રજા વચ્ચેના ભેદ ચૂકવવા પ્રયત્ન થયો, તેથી જ આપણે મહાયુદ્ધમાં સપડાઈ પડ્યા છીએ.

બીજું, દુનિયાએ હરીફાઈ વિષે ઊંધો ખ્યાલ લીધો છે. આ સિદ્ધાંત બળજોરીના સિદ્ધાંતમાંથી જ ઉપસિદ્ધાંતરૂપે નીકળ્યો છે. આ હરીફાઈનો પુરાણો ખ્યાલ—એક પક્ષે બીજાને ખરી કે ખોટી રીતે હરાવવો કે તેના પર વિજય પ્રાપ્ત કરવો—એ છોડવાનો ખરે-ખરો અવસર આવી પહોંચ્યો છે. એને બદલે હરીફાઈ વિષે આપણે નવો ખ્યાલ બાંધવાની જરૂર છે. હરીફાઈમાં હમેશાં બે પક્ષોનો સંબંધ આવે છે. હરીફાઈ વિષેના નવા વિચારમાં પણ બે બાબત છે; એમાં ફક્ત ફેર એટલો છે કે

એમાંનાં બે વ્યક્તિત્વો એક જ વ્યક્તિમાં સમાય છે, અને જુદેજુદે સમયે જુદીજુદી રીતે વર્તે છે. અહીં બીજાની સાથેની હરીફાઈ નો ખ્યાલ તજી પોતાની જાત સાથે જ હરીફાઈ કરવાની છે. આવતી કાલનાં છોકરા કે છોકરી આજના છોકરા કે છોકરી કરતા વધારે સારાં થવાં જોઈએ. આવતા અઠવાડિયા (માસ કે વર્ષ) નો બાળક-વિદ્યાર્થી ચાલુ અઠવાડિયા (માસ કે વર્ષ) ના બાળક-વિદ્યાર્થી કરતાં વધારે સારો થવો જોઈએ. સહકાર અને સામુદાયિક કાર્યનું તત્ત્વ શરૂઆતથી જ બચ્ચાંઓમાં પ્રસરે અને તેઓ પોતાની જાતને બદલે આખા વર્ગ કે શાળા માટે કામ કરવાનો આદર્શ રાખે, એ માતા અને શિક્ષક તરીકે સ્ત્રીઓએ જોવું જોઈએ.

બીજો એક સિદ્ધાંત માતા અને શિક્ષક તરીકે સ્ત્રીઓએ બાળકો આગળ ધરવાની જરૂર છે; તે એ કે નબળાને મદદ કરવાની ફરજ છે. દુર્બળને દાબી દઈ બળવાન આગળ વધે અને તેવી ફતેહ મેળવવા માટે તેને કિંમતી ઇનામ અપાય એ ખરાબ વસ્તુ છે. ઇનામ આપવાની પદ્ધતિથી યુવક-યુવતીઓમાં ઈર્ષા પેદા થાય છે, અને બાકીનાઓમાં નિરાશા પ્રકટે છે. આથી તેમનામાં લડવાનો જુસ્સો જાગ્રત થાય છે, અને જીવનસંગ્રામ (struggle for existence) રૂપી દુષ્ટ વર્તુળમાં તેઓ ગૂંચવાઈ જાય છે. આનાં ભયંકર પરિણામો આજની દુનિયામાં આપણે જોઈ રહ્યા છીએ. કેળવણીમાં નવી દૃષ્ટિ લાવવા માટે પહેલો આ સુધારો કરવાની ભારે જરૂર છે: "આ જીવવા માટેની લડત (struggle for existence) નો વિચાર જે વિજ્ઞાનનું અર્ધસત્ય છે, તે સૌએ ભૂલથી જીવનની સાચી ફિલસૂફી તરીકે સ્વીકારી લીધો છે, સઘળા માનવસંબંધોમાં, નાનાથી મોટા પાયા પર વ્યક્તિ કે રાષ્ટ્રની બાબતમાં તેને અનુસરવામાં આવે છે. પરિણામે ઘરમાં, ખેતરમાં, કારખાનાંમાં, શાળા પાઠશાળાઓમાં, કોર્ટકચેરીઓમાં, વાહનોમાં —તમામ ધંધાઓમાં તે તિરસ્કાર અને કંકાસને પોષે છે. આંતરરાષ્ટ્રીય સંબંધોમાં દાખલ થતાં તેમાંથી જ વખતોવખત મહાયુદ્ધો ફાટી નીકળે છે. તન અને ધનથી જેમણે માનવજાતિના કલ્યાણ માટે વિજ્ઞાનની માનપૂર્વક સેવા કરી આશા ઉઠાવવી જોઈતી હતી, તે આજે માનવજાતિના અકલ્યાણ માટે વિજ્ઞાનનો હલકો નીચ ઉપયોગ કરી રહ્યાં છે.

માનવપ્રગતિના આ ખોટા ખ્યાલની સાથે વિજ્ઞાનનું વળી એક બીજું અર્ધસત્ય જોડવામાં આવે છે. તે એ છે કે મનુષ્ય એ ફક્ત તન અને મન અથવા તો શરીર અને મગજ છે. આવા ખ્યાલને લઈને એક સમયનો પ્રતાપી વૈજ્ઞાનિક સુધારો આજે લગભગ નાશની અણી ઉપર આવી રહ્યો છે.

જો જગતમાં નવીન વ્યવસ્થા સ્થાપવી હોય, તો આજ સુધી સ્વીકારેલાં વિજ્ઞાનનાં આ અર્ધસત્યોને કાઢી નાખી, માનવપ્રગતિ વિષેના નવા વિચારો—જેવા કે સુમેળ અને સહકારના નિયમો સ્વીકારવા જોઈશે. જિંદગીની શરતમાં નબળાથી બળિયા આગળ જાય એ પાયા પર ઇનામ અપાય એ વાત તજી દેવી જોઈશે, અને અન્ય સંગાથે નહિ પણ પોતાની જાત સાથે જ હરીફાઈ કરવાનો નવો ખ્યાલ દાખલ કરવો જોઈશે. કેળવણીમાં આ નવું દૃષ્ટિબિંદુ, દૃષ્ટિકોણનો આ ફેરફાર અને પરિણામે થનારો હૃદયપલટો—જેની આજે ઘણી જરૂર છે, તે માતા અને શિક્ષકરૂપે સ્ત્રીઓ કે જે છોકરા-છોકરીઓના પ્રારંભિક જીવનમાં ગાઢ સંબંધમાં આવે છે તે નહિ લાવે તો બીજું કોણ લાવશે? અત્યારે જે સમયમાંથી આપણે પસાર થઈએ છીએ તેનો વિચાર કરતાં મને લાગે છે કે શક્ય હોય તેટલા ઉત્તમ વાતાવરણમાં તેમના હાથમાંનાં કુમળાં બાળકોને ઉછેરવા

કરતાં આજની સ્ત્રીઓ પાસે વિશેષ કાળજી-પૂર્વક વિચારણા માગતો એકે બીજો પ્રશ્ન નથી. અને આ વાતાવરણથી હું એ સૂચવું છું કે જેમાં બાળકને આત્મપ્રકટીકરણ માટે સંપૂર્ણ છૂટ હોય, જેમાં હાથને તેમ જ પાંચે ઇન્દ્રિયોને કેળવી બાળકનો સર્વતોમુખી વિકાસ થાય, જેમાં એના મનના વિકાસ માટે તમામ સગવડ અને તક અપાય, જેમાં હૃદય વિશાળ થાય અને અંતર્દૃષ્ટિ ખીલે, અને જેમાં છેવટે ખાસ કરીને ફક્ત શરીર અને મગજરૂપે નહિ પણ નવા વિચાર મુજબ આત્મારૂપે બાળકનો વિકાસ થાય, એ ધ્યાનમાં રાખવામાં આવે. અહીં પોતાની જાત સાથે જ હરીફાઈ કરવામાં આવે, અને સહકાર અને સુમેળથી પ્રગતિ સધાય. ઇનામ આપવાની પદ્ધતિ નીકળી જાય, અને વર્ગ, ખેતર કે સમાજમાં ઉત્તમ કાર્ય કે સેવા કર્યાનો શ્રેષ્ઠ બદલો વધારે કામ અને ભારે સેવા કરવા સારુ વિશેષ બળ અને વધુ તક મળે તે જ આદર્શ તરીકે ફેલાય.

આ નવા વિચારો ગ્રહણ કરીને નાનાં છોકરાંછોકરીઓ ઊછરશે તો નવી જ જાતનાં સ્ત્રીપુરુષો ઘડવામાં મદદ કર્યાનો આજની સ્ત્રીઓને સંતોષ પ્રાપ્ત થશે. અને પરિણામે નવી જાતિ ઘડાશે કે જે સમાજમાં નવી વ્યવસ્થા—સંસ્કૃતિ રચશે.

---

# આર્યોનું સંતતિનિયમન

શ્રી. 'સ્નાતક' સત્યવ્રત

## વિષયપ્રવેશ

સંતતિનિયમનનો વિષય નાજુક છે. અનેક અંધશ્રદ્ધાળુઓને મન તે વિષય અસ્પૃશ્ય જ છે. તેની ચર્ચા કરતાં જ યુવાન-યુવતીઓ બગડી જાય, એમ પણ કોઇનો મત હોઈ શકે. એ સંસ્કૃતિનો વિરોધી વિષય છે, માટે તેની ચર્ચા ન થઈ શકે, અને એનું નામ લેવું એ પણ મહાપાપ સમાન ગણી શકાય—એવી અતીત જમાનાની ભાવના સેવનારા વિરલાઓ પણ હોય છે. તેથી આ વિષય પર લેખિની ઉઠાવવી એ એક ઓછું સાહસ હું નથી માનતો. અને માટે જ આ નાજુક વિષય પર બહુ જ સંકોચની સાથે લખવા પ્રેરાઉં છું. કામશાસ્ત્રની ચર્ચા કરવાનો કે સંતતિનિયમનનાં કૃત્રિમ સાધનોનો પ્રચાર કરવાનો અહીં ઉદ્દેશ નથી, એટલા આશ્વાસન સાથે, થોડી નિરાંત અનુભવી, વિષય તરફ વળીશ.

'સંતતિનિયમન'એ શબ્દને હું 'નઠારો' માનનારો નથી. તે ક્રિયાને અધાર્મિક કે અસાંસ્કૃતિક પણ માનવા તૈયાર નથી. જેઓની એવી માન્યતા હોય તેમને હું કહીશ કે તેમણે શારીરશાસ્ત્રનું અધ્યયન કરવું, અને મનુસ્મૃતિથી માંડી વાત્સ્યાયનકૃતિ અને અંતિમ 'સત્યાર્થપ્રકાશ' સુધી આર્ષ ગ્રંથોનું પઠન કરવું. કેવળ શબ્દમાત્રથી ભડકી જવાની જરૂર નથી.

આજકાલ પ્રાયઃ જગત આખામાં 'સંતતિનિયમન' વિષે અનુકૂળ-પ્રતિકૂળ ચર્ચા ચાલી રહી છે. યુરોપ અને અમેરિકામાં તો એની ચર્ચા પ્રાયઃ પ્રાધાન્ય ભોગવે છે. રાજદ્વારી દષ્ટિભેદથી ક્યાંક 'સંતતિનિયમન'નો વિરોધ થાય છે, તો ક્યાંક 'સંતતિનિયમન' માટે રાજ્ય તરફથી સાધનો અને સગવડો પૂરાં પાડવામાં આવે છે! કોઈ પ્રજા કેવળ પોતાના સુખવિલાસો માટે અનેક કૃત્રિમ સાધનો સર્જાવી સંતતિનિયમન કરવામાં મશગૂલ છે, તો ક્યાંક વધુ સંતતિ ઉત્પન્ન કરનાર દંપતીને રાજ્ય તરફથી ઇનામ મળે છે! આમ ઊલટીસુલટી પરિસ્થિતિમાં એ વિષય પરત્વે અનુકૂળ-પ્રતિકૂળ અભિપ્રાયો રહે, એ સ્વાભાવિક છે. હિન્દુસ્તાન પણ એ વિષય સંબંધે, આપણી મરજી હોય કે ન હોય, ચૂપ નથી. અહીં પણ તે સંબંધમાં વિવિધ ચર્ચાઓ ચાલે છે; તે માટેનાં કૃત્રિમ સાધનો અને આશ્રયસ્થાનો પ્રચલિત થતાં જાય છે; અને પરિણામે આપણા દેશની ભાવિ પ્રજાના જીવન-મરણ-રૂપ આ ગંભીર પ્રશ્ન ઉપર સાધક-બાધક આલોચનાઓ થતી રહે છે-એને હું ઉપકારક માનું છું. એમાં કેવળ ભાવનાને વચ્ચે લાવી નાક સંકોચવાની જરૂર નથી, પ્રજાની કેવળ શારીરિક સ્થિતિના મહાપ્રશ્નને છણવા ઉદાર વિચારની જરૂર છે.

## પ્રકારો

સંતતિનિયમનના બે પ્રકારો છેઃ એક કૃત્રિમ' અથવા artificial birth-control, અને બીજો નૈસર્ગિક અથવા natural birth-control. કોઈ વ્યક્તિ, આત્મસંયમ (self-control) ને નૈસર્ગિક સંતતિનિયમન (*natural birth control*) માનવાની ઉતાવળ ન કરે. આત્મસંયમ સાથે તો સંતતિનિયમનની આવશ્યકતા જ નથી. કેમકે જે ધન્યપુરુષ આત્મ-દમન કરી શકે છે, તેમને સંતતિઉત્પાદનની જરૂર નથી; તેનું સ્થાન તો સાંસારિક સામાન્ય માનવીઓ કરતાં બહુ જ ઉન્નત છે, અને પ્રભુપરાયણ બની તે મોક્ષનો

અધિકારી થાય છે. ઋષિ દયાનંદ અખંડ બ્રહ્મચારી રહી વાસ્તવિક આત્મસંયમ કોણ અને કેવી રીતે કરી શકે તેનું ઉજ્જ્વલતમ ઉદાહરણ પૂરું પાડે છે.

સામાન્ય જનસમૂહમાં ગૃહસ્થ છતાં આત્મસંયમ કરી શકે એવા તો મહાત્મા ગાંધી જવલ્લે જ પાકે છે. ગાંધીજીનો ગૃહસ્થાશ્રમ તો સંન્યસ્તાશ્રમ સમાન છે. તેમણે આત્મસંયમને સંતતિનિયમનના સાધન તરીકે નથી સ્વીકાર્યો, પણ આત્મકલ્યાણના માર્ગ તરીકે સ્વીકાર્યો છે. આત્મસંયમના રાહ નિરાળા છે. તે તો તલવારની ધારે ચાલવા સમાન વિકટ છે. સામાન્ય ગૃહસ્થી આત્મસંયમ ક્યાંથી કરી શકે ? અને તેમાંય આજના જમાનાના ભોગ અને વિવિધ વિલાસના રંગે રંગાયેલો આજકાલનો કૉલેજમાં ભણેલો તરુણ—જે પોતે સ્ત્રીસમાન થવામાં ઔદાર્ય માને છે, અને જે સ્ત્રીઓના જેવા હાવભાવ અને વેષભૂષા સજી પ્રેમને નામે સ્વચ્છંદતા આચરે છે, એ કરુણાસ્પદ માનવીની તો વાત જ શી ? શિક્ષિત કે અશિક્ષિત, ભારતનો કે યુરોપનો, અમેરિકા કે આફ્રિકાનો માનવી સ્ત્રી-પુરુષના કુદરતી આકર્ષણનો ભોગ થાય એ સ્વાભાવિક છે. તે વિશે ઇનકાર કરવો એ ધૃષ્ટતા છે. દરેક નિયમને સામાન્યતઃ અપવાદ હોય છે, પણ એવા અપવાદો બહુ વિરલ છે, આપણે તો સામાન્યતાનો વિચાર કરવો રહ્યો છે.

આર્યોની સંસ્કૃતિ જણાવે છે કે નિયમબાહ્ય કરેલો સ્વપત્ની-સંભોગ પણ એક વ્યભિચાર છે. તેમાં ફરક માત્ર એટલો કે ' વિવાહ-લગ્ન ' ને નામે તેમાં ' છૂટ ' મળેલ હોય છે ! એટલે જનસમાજ તે તરફ સદંતર ઉપેક્ષા કરતો આવ્યો છે. પશુ-પક્ષીઓ કરતાં માનવીને જાતીય આકર્ષણ-sex attraction-વધુ હોય છે, એમ વિશેષજ્ઞોનું કથન છે. સંભવ છે, માનવીની બુદ્ધિ તેનું કારણ હોય. જે બુદ્ધિથી મનુષ્ય જ્ઞાનવાન બની મોક્ષનો અધિકારી થવા સર્જાયો હોઇ, પ્રાણી જગતમાં પ્રાધાન્ય ભોગવે છે, તે જ બુદ્ધિના વિમાર્ગાનુસરણથી તે માનવી પશુકોટીથી પણ અધમ બને છે. માનવ-બુદ્ધિમત્તાની એ કેવી કરુણતા છે !

## સ્ત્રીઓની વર્તમાન પ્રવૃત્તિ

બુદ્ધિનાં એ વિવિધ વિમાર્ગાનુસરણથી મનુષ્યને પરાવૃત્ત કરવા માટે ઋષિમુનિઓએ અવનવીન, અનુભવયુક્ત, વિવિધ શાસ્ત્રગ્રંથો અને દર્શનો રચ્યાં, જેથી મનુષ્ય જ્ઞાનદર્શન મળતાં સન્માર્ગે ચાલી સુખના ભાગી બને ! પણ એ લાભ પણ કોઈ વિરલાને જ સંપન્ન થાય છે. બાકી તો, અંધપરંપરાથી ગતાનુગતિક બની તેઓ ઉન્માર્ગાનુસરણ કરે છે, એ આપણો સહુનો સામાન્ય અનુભવ છે. જાતીય આકર્ષણ કેવળ પુરુષને જ છે એમ નથી, સ્ત્રી પણ તેમાં હિસ્સો ધરાવે છે. પદે પદે ક્ષતિઓ—ભૂલો થાય છે, અને તેને પરિણામે પછી પશ્ચાત્તાપ વહોરે છે. એને આ ' આનંદાનુભૂતિ ' લેવી છે, પણ ગરીબી, રોગ, સુવાવડનો કંટાળો, શક્તિહીનતા, આદિ વિવિધ કારણસર તેના પરિણામની જવાબદારી સ્વીકારવી નથીઃ એ મનોભાવના વેગવતી બનતી જાય છે. અને આજની સંતતિનિયમનની ચળવળનું એ જ પ્રધાન કારણ છે. તે માટે કૃત્રિમ સાધનો—પ્રેસરી, વેજીનલ જેલી, આદિ વિવિધ ચીજોની શોધ સર્જાતી રહી છે. પણ તેના વિવરણમાં ઊતરવાની અહીં જરૂર નથી. બીજી બાજુ, સ્ત્રીઓમાં એક નવીન પ્રવૃત્તિ પણ ધીમે સ્થાન મેળવી રહી છે. એક બાજુ સંભોગની તીવ્રતા અનુભવાય છે, તો બીજી બાજુ સંભોગની ઉપેક્ષા પણ

કેળવાય છે ! તેથી એવી ઉપેક્ષા રાખનાર સ્ત્રીઓ ત્યાગથી એમ કરે છે, એમ સમજવા કારણુ નથી. તેમાં એક જાતનો પુરુષ પ્રતિ ધીમો તિરસ્કાર અથવા અભિમાન પણુ કારણુરૂપ હોય છે. સંભોગની અનિચ્છા કે ઉપેક્ષા રાખવા છતાં પણુ તેમને સંતતિ તો જોઈએ છે ! તે માટે અમેરિકામાં કસનળીદ્વારા બાળક ( Text-tube child )નાં પરીક્ષણો આરંભાયાં છે, અને વિનાસંભોગે અમેરિકન લલનાઓ સંતાનવતી બને છે ! અહીં એના વિશેષ વિવરણુમાં ન જતાં ટૂંકમાં એટલું જ સમજાવીશ કે પુરુષ-વીર્યને એક કસનળીમાં, લઈ તેને સ્ત્રી-ગર્ભાશય સુધી પહોંચાડવામાં આવે છે. અને ત્યાં રજ-વીર્યનો સંયોગ થતાં સ્ત્રી ગર્ભિણી બને છે ! આખરે સ્ત્રી-પુરુષનો નહિ તોય રજ-વીર્યનો સંયોગ થાય છે. અને પછી જ સ્ત્રી માતૃપદાધિકારિણી બને છે ! કુદરતનો નિયમ તો અબાધિત રહે છે—માત્ર ઉપકરણોમાં ફરક રહ્યાં કરે છે ! આપણા ઇતિહાસમાં કુમારિકાઓને સંતાન થયાની કે દેવોદ્વારા ગર્ભ રહ્યાની વાતો સાંભળીએ છીએ, તેમાં આ જાતનું કે એવું બીજું રહસ્ય કેમ ન હોય ? આ લેખનું તાત્પર્ય એ સાથે વધુ ન હોવાથી એ વાતને અહીં છોડી પ્રસ્તુત વિષયાનુસરણુ કરીશું.

**કૃત્રિમ સાધનો**

અગાઉ જણાવ્યા મુજબ સંતતિ-નિરોધ માટે કૃત્રિમ સાધનો, ખસીકરણુ ( sterilization ), ઓપરેશનો વગેરેની શોધ થઇ. પણુ જગતના નિષ્ણાત શારીરશાસ્ત્રીઓ કહેવા લાગ્યા કે **કૃત્રિમ સાધનોદ્વારા થતો સંતતિનિરોધ શરીરને નુકસાન કરે છે !** એ તો સરળ વાત માની શકાય તેમ છે કે કૃત્રિમ અને નૈસર્ગિકમાં જે મૂળભૂત તફાવત છે તે હંમેશાં રહેવાનો; અને કૃત્રિમ તે કૃત્રિમ અને નૈસર્ગિક તે નૈસર્ગિક જ રહેવાનું ! નિસર્ગાનુસરણુ કરવાથી સ્વાસ્થ્ય અને સુખસંપદ રહે છે, અને કૃત્રિમતાથી તેનો ધીમો નાશ થતો રહે છે, એ સ્વીકારવું જરાય અનુચિત કે કઠિન નથી. એટલે અગાઉ જણાવ્યા પ્રમાણે સંતતિનિયમનના બે મુખ્ય પ્રકારો ઉદ્દિષ્ટ કરાયા. અર્થાત્, એક કૃત્રિમ અને બીજો નૈસર્ગિક. બેઉ પક્ષના માનનારાઓએ પોતપોતાનાં ક્ષેત્રમાં પ્રયોગો શરૂ કર્યા. અલબત, તેના મૂળમાં માનવસુખની ભાવના કામ કરી રહી હતી, છતાં રાહ નિરાળા. કૃત્રિમ નિરોધમાં મનુષ્યને સ્વચ્છંદતાએ ઇજારો આપી માનવકોટીમાંથી પશુકોટીમાં ઊતરવા ઊંડી ખાઇનો રાહ દાખવ્યો, અને નૈસર્ગિક નિરોધના જ્ઞાને તેને **मत्वा कर्माणि करोतीति मनुष्यः** રાખી આત્મસંયમના પંથ દ્વારા માનવમાંથી દેવ બનવાની સીડી બતાવી ! પતન કરતાં ઉત્થાન—પડવા કરતાં ચઢવું—વિશેષ કઠિન કામ છે. અને તેનો તફાવત એ જ આ બેઉ પ્રકારો વચ્ચે રહેલો છે. આર્ય-સંસ્કૃતિ બીજા પ્રકારને એટલે કે નૈસર્ગિક સંતતિનિયમનને સમજાવે છે, એમ અભ્યાસીઓનું કથન છે.

**આધુનિક વિજ્ઞાનનું અજ્ઞાન**

આધુનિક સંતતિનિયમનનો ટૂંકે ઇતિહાસ આપું તો તે અયોગ્ય નથી. ભૌતિક વિજ્ઞાનની ઉન્નતિના ઠેકેદાર પશ્ચિમ ગોલાર્દ્ધ ( પાશ્ચાત્ય દેશો )માં ૧૭ મી સદીના ઉત્તરાર્દ્ધ સુધી લોકોને એ જ્ઞાન-ભાન નહોતું કે વીર્ય સાથે રજનો સંયોગ થવાથી ગર્ભધારણા થાય છે ! આજનાં શિક્ષિતોને એ કથનની અતિશયોક્તિ લાગશે. પણુ એ ખરું છે. એના પ્રમાણુમાં હું 'Woman' નામના An Historical Gynaecological

and Anthropological Compendium–એ સંબંધી મહાગ્રંથને અત્રે રજૂ કરીશ. ચાર હજાર પુસ્તકોના તારણ પરથી મોટા મોટા ૩ વિભાગોમાં અને ૧ હજાર (સ્ત્રીવિષયક તમામ માહિતી સમજાવતાં) ચિત્રોયુક્ત એ આકરગ્રંથને હરમન હેનરીચ પ્લોસ, મેક્સ બારટેલ્સ અને પોલ બારટેલ એ નામના ગ્રંથકારોએ રચ્યો છે. અને તેનું સંપાદન એરીચ જોન ડિંગવેલ દ્વારા થયું છે. ભારતવર્ષની લાયબ્રેરીઓમાં પ્રાયઃ એ મૂલ્યવાન ગ્રંથ દુર્મિલ છે (પણ વિશેષરૂપે "લિબર્ટિ લૉજ"ની લાયબ્રેરીમાંથી હું તે વાંચવા ભાગ્યશાળી થયો છું. એ માટે તથા હવે પછી આ લેખમાં ઉલ્લેખ થનાર ઇટાલિયન અધ્યાપક હેલ મેંટીગેઝાના 'Sexual Relations of Mankind' નામના ગ્રંથ માટે હું શ્રી. દશરથલાલભાઈનો અત્યંત આભારી છું.).

ઉપરિનિર્દિષ્ટ 'Woman'' ગ્રંથના બીજા ભાગમાં એ વિદ્વાન ગ્રંથકારો જણાવે છે કે—

"Only since Leuwenhock, Huygens and Swammerdam (1685) has it been known that contact of the ovum with the male semen is necessary for impregnation." (માત્ર લુવેનહોક, હ્યુજેન અને સ્વૅમર્ડમ (૧૬૮૫) એમનાથી જ જણાયું છે કે ગર્ભાધાન માટે રજ અને વીર્યના સંયોગની જરૂર છે.)

૧૯મી શતાબ્દી (ઇ. સ. ૧૮૪૩)માં ડયુ બરીએ વીર્યાણુ અને રજસાંશના સંયોગનું પ્રથમ પરીક્ષણ કર્યું ! આ વસ્તુસ્થિતિનું જ્ઞાન અને નિરીક્ષણ અમારા ઋષિ-મુનિઓને સહસ્રો વર્ષ પૂર્વે હતું એમ કહું તો કોઇ મને આર્યસંસ્કૃતિનો મિથ્યાભિમાની ન સમજે. આર્યવૈદ્યકની ચરકસંહિતાના શારીરસ્થાન અધ્યાય ૩-૨ માં સ્પષ્ટ જણાવ્યું છે કે "तत्र स्त्रीपुंसयोः संयोगे तेजः शारीराद्वायुरुदीरयति, ततस्तेजोऽनिल-सन्निपातात् शुक्रं च्युतं योनिमभिप्रतिपद्यते, संसृज्यते चार्तवेन, ततोऽग्निसोम-संयोगात्संसृज्यमानो गर्भो गर्भाशयमनु प्रतिपद्यते." સ્ત્રીપુરુષના સંયોગથી જે ઉષ્મા ઉત્પન્ન થાય છે, તે શરીરમાં વાયુને ઉત્પન્ન કરે છે. તદનંતર એ ગરમી અને વાયુના મિલનથી વીર્ય સ્ખલિત થઈ સ્ત્રીમાં પ્રાપ્ત થાય છે, અને આર્તવ સાથે મળે છે. બાદ અગ્નિ (આર્તવ—રજ) અને સોમ (વીર્ય)ના સંયોગ પામવાથી ગર્ભોત્પત્તિ થાય છે! "The process itself is called procreation. It falls into three sections: coitus or cohabitation, conception and fertilisation. [એ ક્રિયાને ગર્ભધારણા કહે છે. અને તેના ત્રણ વિભાગો છે–સંભોગ, સંધારણ અને સંતાનોત્પાદન] (Woman)."

**ગર્ભસ્થાપન**

વર્તમાન પાશ્ચાત્ય વિજ્ઞાન ગર્ભધારણને વિશદતાથી સમજાવે છે. ઉપર જણાવ્યા મુજબ ડયુ બરીએ રાજસાંશ સાથેના વીર્યાણુનું નિરક્ષણ કર્યું તેને સહેજ સ્પષ્ટ કરવાની જરૂર છે. આતર્વદર્શન–પૂર્વે અથવા પછી સ્ત્રી–રજ સાથે વીર્યનો સંપર્ક થતાં ગર્ભ રહે છે. તે વખતે "The spermatozoa approach the ovum and swarm round it." એક પુષ્પિતરજની ચારે બાજુ વીર્યકણો છવાઈ જાય છે અને તેમાંથી

સૌથી વિશેષ ચપળ–active–કણ હોય છે. તે પ્રથમ પહોંચે છે. આમ રજ સાથે તે વીર્યાંશના સંમિલનથી ગર્ભ રહે છે. આ જાતના રજસાંશ તથા વીર્યાંશના સંમેલન પછી બીજા તમામ અણુઓ અને અંશો બહાર નીકળી પડે છે; અર્થાત્, ગર્ભધારણ માટે એક જ અંશ પર્યાપ્ત છે. Spermatozoa ને આપણે "જીવનરસ" કે "કલલરસ"–ના નામથી ઓળખીશું. એ બહુ સૂક્ષ્મ રીતે માનવી શરીરના નાના કોષ–cells–માં સન્નિહિત રહે છે. તેની સૂક્ષ્મતા એથી જણાઈ આવે છે કે કલલબિંદુ spermatozoonની લંબાઈ ૦.૦૫ મિલીમિટર માત્ર હોય છે, અને તેના મસ્તિષ્કની પહોળાઈ ૦.૦૦૩ મિલીમિટર જેટલી હોય છે! તેનો આકાર સાપની સાંકળ જેવો હોય છે. એ રીતે જો આપણે ૩૩૦ કલલબિંદુઓને એકસાથે રાખીએ તો તે બધાની પહોળાઇ એક મિલીમિટર માત્ર બની શકે! વીર્યના એક ઘન મિલીમિટરમાં ૬૦,૦૦૦ કલલબિંદુઓ હોય છે. એક વખતના સંયોગમાં આશરે એક ડ્રામ (૩.૭) વીર્યનો પાત થાય છે. એટલે સ્ત્રીના ગર્ભમાં એક જ સંભોગ વખતે પુરુષ ૨૩,૦૦,૦૦,૦૦૦ વીર્યાણુઓ કે spermatozoa—કલાલબિન્દુઓ—આક્ષેપે છે!

વસ્તુતઃ એક જ કલલબિન્દુ ગર્ભ ધારણ માટે બસ છે, અને બાકીનાં નિરુપયોગી બની નિર્થક જાય છે, એ જોતાં શાસ્ત્રકારોએ વીર્યરક્ષા પર જે ભાર મૂક્યો છે, તેની યથાર્થતા સમજી શકાય છે. એક બિન્દુથી મરણ અને એક બિન્દુથી જીવન, "मरणं विन्दुपातेन, जीवनं विन्दुधारणात् ।" એમ કોઇએ કહ્યું હોય તો તેની સચ્ચાઈ આથી પુરવાર થતી નથી? એ માનીએ તો સ્વવિવાહિત પત્નીનો દુરુપયોગ પણ પાપ નથી? કૃત્રિમ સાધનો દ્વારા અહર્નિશ સંતતિ નિરોધ કરતાં કેવો ક્ષય થઈ રહ્યો છે, એ પણ આથી સ્પષ્ટ નથી થતું? પણ આ ઉપદેશની વાત બાજુએ રાખી તેનાં વિશેષ વિવેચનો વૈદ્યો, ડૉકટરો, કે હકીમો પર મૂકી હું આગળ ચાલીશ.

### સલામતીનો સમય

સંતતિનિયમનના પાશ્ચાત્ય નૈસર્ગિક માર્ગશોધકોએ, વનસ્પતિ અને પ્રાણીજગતમાં અમુક સમયમાં વંધ્યત્વ અને ફલિતત્વ–sterility and fertility–જોયા પછી સ્ત્રીઓમાં પણ એવા સમયો હોય એમ માની તે દિશામાં પ્રગતિ કરવા માંડી, અને સ્ત્રીઓના માસિક ધર્મ વખતે આ નિષ્ફળતા અને સફલતા–sterility and fertility–નો સમય નક્કી કરવા નિરીક્ષણો આરંભ્યાં. પૂર્વે જણાવેલ પ્રોફે. મોરગાઝાના ગ્રંથનું છેલ્લું પ્રકરણ જેકસ ધુસ નામના માનવવંશશાસ્ત્રીએ The natural method of birth control નામે જોડ્યું છે. તે જિજ્ઞાસુએ વાંચવા યોગ્ય છે. તેમાં જણાવ્યા મુજબ 'સહીસલામત સમય–Safe Period (જેમાં ગર્ભ રહેવા સંભાવના ન હોય તેવો સમય)–નક્કી કરનારાઓમાં ૧૯મી સદીના ડોકટર કેપલમેન સૌથી પ્રથમ હતા. તેમના મતાનુસાર છેલ્લા રજોદર્શન પછી, ૧૪મા દિવસથી લઈ, બીજા રજોદર્શન પૂર્વે થોડા દિવસ 'સહીસલામત સમય' ગણાતો. પરંતુ અર્દ્ધશતાબ્દીનાં વધુ નિરીક્ષણો બાદ એ ડૉ. કેપલમેનની ગણતરી ઊંધી વળી, અને તેના સ્થાનમાં છેલ્લી શોધ ઈ. સ. ૧૯૩૦ની સાલથી જાપાનના ડૉ. ન્યુગાટા—ક્યુસાકો ઓગિનો અને ઓસ્ટ્રિયાના ગ્રેઝના ડૉ. નાઉસની ગણતરી પ્રાયઃ માન્ય ગણવા લાગી છે. આ નવો સિદ્ધાંત "Ogino-Knaus theory"

અથવા "Normal method" કે "Rhythm–Period" તરીકે ઓળખાય છે. આ પદ્ધતિ પ્રમાણે સ્ત્રી–પુરુષ–સંયોગ પછી spermatozoa–૩૨ કલાક પછી ઉત્પાદન–શક્તિહીન બને છે (હેમંડ અને એસડેલના મતાનુસાર). જ્યારે ઑગિનો અને ડૉ. નાનોસ કહે છે કે ૪૮ કલાક પછી તે શક્તિહીન બને છે.

### ગર્ભ એટલે શું?

ડૉ. નાનોસના જણાવ્યા મુજબ, Graafian Follicles–સ્ત્રીના બીજકોષ–એ લગભગ ૩૦૦૦ જેટલા હોય છે, અને તેમાંથી માત્ર એક જ પક્વબીજ–Mature ovum–બીજ સાથે દર માસે બહાર પડે છે. તેને "Process of Ovulation" (પક્વ બીજનું નિઃસરણ) કહેવામાં આવે છે. એ Mature ovum–(mother–egg)–સાથે Spermatozoa (father–cell) Fallopian tubes (અંડવાહિની નલિકા) દ્વારા સંસર્ગ પામતાં Embryo–ગર્ભ રહે છે, એમ વિદ્વાનોનું કથન છે. ગૃહસ્થીઓ તે સરળતાથી સમજી શકે છે. ગર્ભ રહ્યા પછી, તેની વૃદ્ધિ કેમ થાય છે તેનો ખુલાસો આજ પણ પાશ્ચાત્ય વિજ્ઞાનીઓ આપતા નથી. રાસાયનિક સંયોગ કે chemical action–કહીને તેઓ સંતોષ પકડે છે! એ તો જ્યાં સુધી એઓ "જીવ" તત્ત્વની સ્વતંત્ર સત્તા માનવાના નથી, ત્યાં સુધી તેમની પાસેથી. એ વિષેનો સંતોષકારક ખુલાસો મળી શકવાનો નથી. આર્યોના સિદ્ધાંત મુજબ તે વૃદ્ધિનું કારણ 'જીવ' છે. જુઓ 'ચરકસંહિતા'ના શારીરસ્થાન અધ્યાય ૪–૨ માં સ્પષ્ટ જણાવ્યું છે કેઃ–"शुक्रशोणितजीवसंयोगे तु खलु कुक्षिगते 'गर्भ' संज्ञा भविष्यति" વીર્ય અને રજ તથા જીવનો સંયોગ થઈ કુક્ષિમાં પ્રાપ્ત થવાનું નામ જ "ગર્ભ" છે! કેવળ રજવીર્યનો સંયોગ તે ગર્ભ નહિ, પણ સાથે સાથે જીવનો પણ સંયોગ થાય ત્યારે તે 'ગર્ભ' સંજ્ઞાને પ્રાપ્ત થાય છે! આ રીતે 'જીવ'ના સંયોગ પછી ગર્ભની વૃદ્ધિ થવામાં જે પૂર્ણ સંતોષજનક જવાબ મળી રહે છે તે chemical action–રાસાયનિક ક્રિયાની વાતમાં મળે તેમ નથી. અસ્તુ.

### ગર્ભાધાનના દિવસો

ઉપર કહ્યા મુજબ પ્રતિમાસે એક mature ovum–પક્વબીજ બહાર પડે છે તેને "Process of ovulation" કહે છે અને માસિક ધર્મ વખતે જે વટાળ બહાર વહે છે, તેને "Process of Menstruation" કહે છે. ડૉ. ઓગિનોના જણાવ્યા મુજબ Ovulation (પક્વબીજ–નિર્ગમન) પછી ૧૨ થી ૧૬ દિવસોમાં Menstruation–ઋતુ–ધર્મ થાય છે. જ્યારે ડૉ. નાનોસ કહે છે કે, Menstruation એ ovulation પછી ૧૪ થી ૧૬ દિવસે થાય છે. એ ગણતરી તેણે પોતાની "Method of internal Decretion" મુજબ કરી છે, એટલે ૧૨ થી ૧૬ દિવસ સલામતી માટે સામાન્યતઃ ગણી શકાય. અને કુદરતી ગર્ભાધાનનિરોધ માટે એ આધારભૂત–Basic data–પ્રમાણ છે. ઉદાહરણ તરીકે, આપણે એક સ્ત્રી જેને ૨૮ મે દિવસે બરાબર માસિક ધર્મ આવે છે, તેને લઈએ. ધારો કે તે મહિનાની પહેલી તારીખે ઋતુધર્મમાં બેસે છે, એટલે બીજી વાર, તે મહિનાની ૨૯ મી તારીખે બેસે. ૨૯ મી તારીખથી પાછળ ગણતાં ૧૨ મીથી ૧૬ મી તારીખ સુધીના દિવસો તેને માટે Ovulation ના સમજી શકાય. Spermatozoa–કલલ–રસની જિંદગીના બે દિવસ આમાં ઉમેરીએ. એક દિવસ Ogino–પક્વરજની જિંદગીનો

ગણીએ, અને પૂર્ણ સલામતી માટે એક દિવસ વિશેષ ઉમેરીએ. એ રીતે ૧૨ થી ૧૯મી તારીખ સુધી (પાછળ ગણતાં) ગર્ભધારણ માટેનો સમય સમજી શકાય. એ સિવાયના બીજા દિવસોમાં ગર્ભ રહેતો નથી. અતઃ નૈસર્ગિક સંતતિનિયમનના પાશ્ચાત્ય પંડિતો આ બીજા દિવસોમાં સ્ત્રી–સંયોગની છૂટ આપે છે.

હવે પ્રથમથી ગણતરી કરીએ. પ્રથમના ૮ દિવસો ગર્ભધારણ શક્તિ વિના રહે છે. બીજા આઠ દિવસ ગર્ભધારણક્ષમ હોય છે; અને છેલ્લા ૧૧ દિવસો પુનઃ ગર્ભધારણા–શક્તિહીન રહે છે. બીજા શબ્દોમાં કહીએ તો ૨૮ દિવસે નિયમિત ઋતુમતી થનાર સ્ત્રીને ઋતુધર્મના આઠ દિવસ, અને બીજા વટાળ પૂર્વેના ૧૧ દિવસ નિષ્ફળતાયુક્ત રહે છે, એમ છેલ્લા પ્રમાણ મનાતા ડૉ. નાઉસ અને ઓગિનોનું કથન છે.

### બન્ને પ્રકારોની સ્થિતિ

પણ મને તો એમાંયે શંકા જેવું લાગે છે. સંસારમાં દરરોજના ૫૦ લાખ કૃત્રિમ સાધનોનો વપરાશ છે, અને અમેરિકામાં ઉપર જણાવેલા ઑગનો–નોસની કુદરતી ગર્ભાધાનનિરોધનો પ્રચાર વધતો જાય છે. એ એકલા અમેરિકામાં એક વર્ષમાં ૧૦ લાખ ગર્ભપાત થયાના દાખલા નોંધાયા છે! ઇતર દેશોની તે સંખ્યા ઉમેરીએ તો આંકડો ક્યાં જશે? કૃત્રિમ સાધનો દ્વારા સંતતિનિયમનને માનનારાઓમાં ૭૦ થી૯૦ ટકા સલામતી માને છે; જ્યારે નૈસર્ગિક સંતતિનિયમનમાં માનનારાઓ પોતાની પદ્ધતિથી ૯૫ ટકા સલામતી જણાવે છે; તો, નૈસર્ગિક નિયમનના વિરોધીઓ તેને ૫૦ ટકા સલામત હોવાનું કહે છે! એ સ્થિતિમાં કોઈ ચોક્કસ વસ્તુ તદ્દન ખાતરીપૂર્વક જણાવવી મુશ્કેલ જેવું છે. ગર્ભ ન રહેવાનાં પણ અનેકાનેક કારણો સ્ત્રીપુરુષોની પ્રકૃતિને અંગે પણ હોય છે. એટલે કદાચ આ પરીક્ષણ સંસારના અંત સુધી પ્રયોગદશામાં રહે એ અસંભવિત નથી! સંસારની આદિથી ઋષિમુનિઓ અને વિચારકોએ તેના પર મનન કર્યું છે. તેના વિચારો, પ્રયોગો ચાલુ છે, અને ચાલુ રહેશે. આપણે તો માત્ર તત્ત્વચિંતકોના અનુભવો અને પ્રયોગોનો બનતો લાભ ઉઠાવવો એ શ્રેયસ્કર છે. ડૉ. વાન ડી વેલ્ડેનો પણ એવો જ મત છે. તેઓ જણાવે છે કે "There is no ideal means for the prevention of conception; there never will be." (ગર્ભાધાનનિરોધનું એકે આદર્શ સાધન છે જ નહિ, અને કદી હશે નહિ.)

નૈસર્ગિક અને કૃતિમ રીતો પર વિચાર કરી, છેવટે થાકી, તેનો સુમેળ સાધતાં મો. જેમ્સ કહે છે કે, "On the basis of our own investigations we feel quite stronger that no one contraceptive method, be it 'artificial' or 'natural', can be unconditionally called 'safe,' and we, therefore, hold that a combination of the natural method together with any one of the artificial methods will prove as close to 100% effective as is humanly possible to attain." (આપણાં પોતાનાં સંશોધનોના પાયા ઉપર આપણે પૂરા આગ્રહથી માની લેશું કે નિરોધની કોઈ પણ પદ્ધતિ—પછી તે કૃત્રિમ હોય કે નૈસર્ગિક હોય—બિનશરતે સલામત નથી. આથી, અમે માનીએ છીએ કે નૈસર્ગિક પદ્ધતિ અને કૃત્રિમ પદ્ધતિની કોઈ એક રીત એ બેના સુમેળથી આપણે માનવને શક્ય એવી લગભગ સો ટકાની સફળ અસરકારિતા મેળવી શકીશું.)

**પ્રાચીન આર્યોનું કથન.**

પાશ્ચાત્ય દેશોમાં તથા આપણા દેશોમાં પણ સુધરેલા મનાતા લોકો સંતતિનિયમનમાં માનતા થયા છે. આપણા દેશમાં તો ગરીબીને તેમાં પ્રાધાન્ય અપાય છે. વર્તમાનકાળમાં એ અનુપેક્ષણીય કારણ છે, પણ પ્રાચીનકાળમાં આજના સમજાતા સંતતિનિયમન ઉપર વિશેષ ભાર મૂકયો નથી. અહીં તો '**दशास्यां पुत्रानाधेहि**' ના આદેશ હોઈ '**अष्टपुत्रा भव**' ના આશીર્વાદ છે! પણ હા, જેને નૈસર્ગિક સંતતિનિયમન જણાવવામાં આવે છે, તે ઉપર આત્મસંયમની ભાવનાથી અત્યંત સચક ભાર મુકાયો આવ્યો છે. જેમ, મનુ મહારાજ 'મનુસ્મૃતિ'ના ત્રીજા અધ્યાયમાં કહે છેઃ—

ऋतुकालभिगामी स्यात्स्वदारनिरतः सदा ।
पर्ववर्ज्यं व्रजेच्चैनां तद्व्रतो रतिकाम्यया ॥ ४५

આમાં '**ऋतुकालाभिगामी**' એ એક જ શબ્દમાં મનુ મહારાજે નૈસર્ગિક સંતતિનિયમનનો સુંદરતમ પ્રબોધ કરી જ્ઞાનના સાગરને એક શબ્દની ગાગરમાં સમાવ્યો છે–એ સહસ્ર વર્ષ પહેલાંનો ભારતીય સંસ્કૃતિનો એ ઉલ્લેખ છે! આગળ તો મનુ મહારાજ ડૉ. ઑગિનો નોસના આજના વાદનું સુંદર પ્રસ્ફોટન કરતા કહે છેઃ—

ऋतुः स्वाभाविकः स्त्रीणां रात्रयः षोडश स्मृताः ।
चतुर्भिरितरैः सार्द्धमहोभिः सद्विगर्हितैः ॥ ४६.

શ્રેષ્ઠ પુરુષોથી નિન્દિત ઇતર ચાર દિવસ સાથે ૧૬ રાત્રિ પર્યંત સ્ત્રીઓનો સ્વાભાવિક ઋતુ કાલ કહેવાય છે.

तासामाद्याश्चतस्रस्तु निन्दितैकादशी च या ।
त्रयोदशी च शेषास्तु प्रशस्ता दश रात्रयः ॥ ४७.

એ સોળ રાત્રિઓમાં પ્રથમ ચાર રાત્રિઓ અને ૧૧ મી તથા ૧૩ મી મળી ૭ રાત્રિ છોડી બાકીની દશ રાત્રિઓ ગર્ભાધાન માટે શ્રેષ્ઠ છે. બાકીની રાત્રિઓમાં ગર્ભધારણનો સંભવ ન હોવાથી તે નૈસર્ગિક રીતે સંતતિનિયમન માટે ઉપયુક્ત છે.

ઑગિનો–નોસના વાદ મુજબ અને મનુ મહારાજના આ કથન મુજબ ઉભયમાં વિશેષ અંતર નથી. હજારો વર્ષ પૂર્વેની ભારતની સંસારને એ કલ્યાણપ્રદ શીખ રહી છે. ચરકાચાર્યે પણ સ્પષ્ટ જણાવ્યું છે કેઃ

ततः पुष्पात्प्रभृति त्रिरात्रमासीद् ब्रह्मचारिण्यधः शायिनी पाणिभ्यामन्नम् जर्जरपात्रे भुञ्जाना न च काञ्चिदेव मृजामापद्यते ॥ शारीरस्थान० ८ । ३.

અનંતર જ્યારે સ્ત્રી ઋતુમતી થાય ત્યારે રજોદર્શનથી ત્રણ રાત્રિ સુધી બ્રહ્મચર્યમાં સ્થિત રહી પૃથ્વી પર શયન કરે, જૂના વાસણ યા માટીના વાસણ યા હાથ પર લઈ ભોજન કરે, કોઈનો સ્પર્શ ન કરે. અને પછી

"तच्चतुर्थेऽहन्येनामुत्साद्य सशिरस्कं स्नापयित्वा" ८.१४.

ચોથે દિવસે શરીર પર તેલની માલિશ કરી માથાબોળ સ્નાન કરે, અને પુરુષ પણ સુંદર વસ્ત્રો ધારણ કરે. ત્યારબાદ—

ततः शुक्लवाससौ च स्रग्विणौ सुमनसावन्योन्यमभिकामौ संवसेतामिति ब्रूयात् ॥ ८ । ५.

વૈદ્ય, એ પતિ–પત્નીને સંતાનની કામનાથી સહવાસ કરવા જણાવે! આપણાં શાસ્ત્રો

અને આર્ય સંસ્કૃતિના અભ્યાસીને સંભવ છે કે આ વાતમાં પણ હાલના વિદ્વાનો પાસેથી સિદ્ધાંતગત જાણવાનું ઓછું જ મળે છે. પણ એ જ્ઞાન માટે પરિશ્રમ તો અનિવાર્ય છે !

## દયાનંદ અને સંતતિનિયમન

પુણ્યશ્લોક સંસ્થાપક મહર્ષિ દયાનંદે 'સત્યાર્થપ્રકાશ'ના બીજા સમુલ્લાસના બીજા એક છેદક દ્વારા સુંદર રીતે કહ્યું છે. તે છેદક આ રહ્યો:–"ગર્ભાધાનસંસ્કારના દિવસોમાં પણ દરેક માતાપિતાએ દરેક જાતનાં માદક દ્રવ્યો, દારૂ, દુર્ગંધવાળા, લૂખા, તથા બુદ્ધિનાશક પદાર્થોથી દૂર રહી, આરોગ્ય, બળ, બુદ્ધિ અને પરાક્રમ મેળવી શકાય એવાં ઘી, દૂધ, સાકર અને નિરામિષ ઉત્તમ અન્નપાનાદિનું સેવન કરતા રહી, સુશીલતા અને સભ્યતાનું પાલન કરવું. આવી રીતે વર્તવાથી રજ અને વીર્ય દોષોથી રહિત થઈ ઉત્તમ ગુણવાળાં બને છે. ઋતુગમનના નિયમ પ્રમાણે રજોદર્શન થયા પછી પ્રથમની ચાર રાત્રિઓ બાદ કરી, બાકીની ચાર રાત્રિઓ ઋતુદાનને માટે યોગ્ય ગણાય છે. તેમાં પણ અગિયારમી અને તેરમી રાત્રિ ત્યાજ્ય ગણી છે. આ ત્યાજ્ય રાત્રિઓ સિવાય બાકી રહેલી દશ રાત્રિઓ રજોદર્શનના દિવસથી માંડી સોળ રાત્રિઓ વ્યતીત થયા બાદ કોઈ પણ દંપતીએ શરીર–સંબંધ કરવો નહિ. જો ગર્ભધારણ ન થયો હોય, તો ઉપર બતાવેલો ઋતુકાળનો સમય ફરીથી ન આવે ત્યાં સુધી બ્રહ્મચર્યનું પાલન કરવું જોઈએ. અને જો ગર્ભ રહ્યો હોય તો એક વરસ સુધી દંપતીએ સંયમ પાળવો જોઈએ."

ઉપરનો સમગ્ર લેખ આ છેદકને થોડું વિવરણ માગે છે, એમ વાચકોને લાગ્યા વિના નહિ રહે. મારા નમ્ર મતાનુસાર મહર્ષિ દયાનંદના આ કથન આગળ સંસારના પ્રયોગ-વિજ્ઞાનીઓ પાણી ભરે છે ! ઋષિઓની પ્રયોગશાળાઓ તો તેમના મસ્તિષ્કમાં છે; અને સમાધિ-યોગ દ્વારા રહસ્યભરી વાતોનું તેમને જ્ઞાન થાય છે. એ જ તેમનું ક્રાન્તદર્શન હોય છે. અને માટે જ તેઓ ઋષિ પદવી પામે છે. મહર્ષિ દયાનંદના ઉપલા પૅરેગ્રાફમાં બ્રહ્મચર્યનું મહત્ત્વ, રજ–વીર્ય શુદ્ધ થવા માટે સાત્ત્વિક અન્નનો ઉલ્લેખ, તે દૂષિત ન રહે માટે નિંદ્ય પદાર્થોનો નિષેધ, સંતાનોત્પત્તિની ચાવી, સંતતિનિયમનનો સરળ રાહ સંયમ અને શીલના સદુપદેશ દ્વારા લોકકલ્યાણનો સુખમાર્ગ અબાધિત રીતે ખુલ્લો મૂક્યો છે; એ મહર્ષિની મહાનુભાવતાને હું કયા શબ્દોમાં ગૌરવાન્વિત કરું ?

## અંતિમ નિવેદન

સારું એટલું પાશ્ચાત્ય વિદ્વાનોનું, અને આપણા પૂર્વમાં–ભારતના પ્રાચીન કાળમાં–મહિમાયોગ્ય વિશેષ નહોતું એવા વિચારો સેવતા શિક્ષિત ગણાતા સજ્જનોની સામે હું મહર્ષિનો ઉપલો પૅરેગ્રાફ તેમની જ્ઞાનચક્ષુ ખોલવા ધરું છું. તેનો વિચાર કરશે, તો એ પર ભાષ્યોનાં ભાષ્યો લખી શકાય એવો વિશાળ જ્ઞાન–સાગર સંનિહિત થયેલો તેમાં લાગશે. કેવળ કૃત્રિમ સાધનોના ઉપયોગથી ખોટા વિશ્વાસે ફસાઈ, શરીર અને મનના વિશે થતા અધઃપતન પર કોઈ બાઈ કે બહેન આ લેખ દ્વારા સાવચેત થઈ, સંયમ તથા નૈસર્ગિક દિનોનો ખ્યાલ રાખી તે દ્વારા પોતાના શરીરનું જતન કરશે, તો આ કામ સફળ થયેલું માનીશ.

સંદર્ભ ગ્રંથ : ૧ મનુસ્મૃતિ, ૨ ચરકસંહિતા, ૩ Woman, ૪ Sexual Relations of Mankind. ૫ સત્યાર્થપ્રકાશ.



ના. જસ્ટિસ ન્હાનાભાઈ હરિદાસ
'સ્ત્રીબોધ'ના અધિપતિ ૧૮૫૯

# ૧૦૦૧ માસનું 'સ્ત્રીબોધ'

શ્રી પુતળીબાઈ કાબરાજી

આ 'સ્ત્રીબોધ' ચોપાનિયું આજ ત્યાશી વર્ષની વાત ઉપર કેવા શુભ હેતુઓથી અસ્તિત્વમાં આવ્યું હતું, તેનો ખ્યાલ આજની જુવાન વાંચનારીઓને આપવા માટે તેના પહેલા, એટલે જાન્યુઆરી ૧૮૫૭ના અંકના 'દિબાચા'માંથી હું થોડો ઉતારો તે વખતની જોડણીમાં જ આપું છું: "આ પરાંતમાં અશતરી કેળવણીનો વધારો કરીને તથા બીજા ગુજગારા ઈલાજે કરીને ગામડી અશતરીઓની હાલત સુધારવાને જે કોશેશો કરવામાં આવે છે તેમને ટેકો આપવા તથા તે કોશેશમાં હમેશા તરીકે આએ ચોપાનીઉં પરવરતાવવા માંડીયું છે." વધુમાં પ્રકાશક જણાવે છે કે મુંબઈ શહેરના એક પરોપકારી પારસી ગૃહસ્થનો વિચાર છે કે ગુજરાતી જાણનારી અને મુખ્ય કરીને પારસી બાનુઓને વાંચવા લાયક થોડાં જ એવાં પુસ્તકો છે કે જે ઉપર ધ્યાન આપવાથી તેઓ ઊંચી જાતની ગમ્મત સાથે ઉપયોગી જ્ઞાન મેળવી શકે; વાસ્તે જો દર માસે એક એવું ચોપાનિયું પ્રગટ કરવામાં આવે કે જેથી એ મતલબ પાર પડે, એટલે તે વાંચવાથી આપણી



જુવાન તથા ઉમરે પુગેલી બાનુઓ જ્ઞાન તથા ગમ્મત મેળવી શકે, તો તે ચોપાનિયું કાઢવાના કામ સારુ દર વર્ષે રૂ. ૧૨૦૦) સુધીની મોટી રકમનો આશરો આપતો કરવાને તેઓ તૈયાર છે. એ શુભ ઈચ્છાનો ફાયદો લઈને અત્રેના કેટલાક વગવાળા અને કાબેલ સાહેબોની એક મંડળીનાં ઉપરિપણાં હેઠળ એવું એક ચોપાનિયું પ્રવર્તાવવાની ગોઠવણ કરવામાં આવી. અને એ કારણસર મળેલી એ મંડળીની પહેલી સભામાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે એ ચોપાનિયાની બારસો નકલો કાઢી સારાં સુશિક્ષિત કુટુંબોમાં મફત વહેંચવી. એટલી નકલો મફત વહેંચતાં જ 'સ્ત્રીબોધ' એટલું આવકાર પામ્યું કે બીજે મહિને ૧૧૯૭ ગ્રાહકો વર્ષે રૂ. ૧) ના લવાજમે નોંધાઈ ગયાં. વર્ષ પૂરું થયે છેલ્લા અંકમાં આપેલા હિસાબ પ્રમાણે તે જમાનામાં છપાઈનો ખર્ચ રૂ. ૭૨૯, શિલાચિત્રોનો ખર્ચ રૂ. ૧૫૯, ચોપડી ચોપાનિયાંની ખરીદીના રૂ. ૧૨, "એ ચોપાનીયાંને કાજે કવિ દલપતરામ ડાહ્યાભાઈ પાસે ગરબીઓ જોડાવી તેનું લવાજમ રૂ. ૨૫", વગેરે બાબી

કુલ ખર્ચ રૂ. ૨૦૨૨ થયો, અને ઉપલા સખી ગૃહસ્થે વળી બીજાં એક વર્ષ સારુ રૂ. ૧૨૦૦ આપ્યા જે મળી કુલ ઊપજ રૂ. ૨૪૬૨ થઈ. 'સ્ત્રીબોધ'ના જન્મની માત્ર આઠ વર્ષ જ પૂર્વે, એટલે ૧૮૪૯માં, મુંબઈમાં પહેલી કન્યાશાળાની સ્થાપના થયલી, એટલે ૧૮૫૭ માં તો પારસી કે હિન્દુ કુટુંબોમાં ઘણી જ થોડી સ્ત્રીઓ વાંચી લખી જાણતી હતી, અને તેમનો અભ્યાસ પણ ઘણો થોડો જ થયેલો, આથી શરૂઆતનાં વર્ષોમાં તેવી થોડું ભણેલી સ્ત્રીઓને લાયકના જ વિષયો તેઓ વાંચીને સમજી શકે તેવી સહેલી જોડણી અને શૈલીમાંજ લખવા પડતા. વળી તે વખતનાં છાપખાનાંઓમાં જોડાક્ષરનાં બીબાં પણ નહોતાં, માટે ઘણાં વર્ષ સુધી એમ ને એમ ચાલ્યું હતું.

૧૮૫૭ના પહેલા અંકમાં પહેલો વિષય "મા દીકરાંની અરસપરસની ફરજો" એ છે, અને ઘણું લંબાણ કરી માતાઓને સમજાવ્યું છે કે માતાઓએ જાતે જ્ઞાન મેળવી બાળકોનાં ચારિત્ર ઘડવાં જોઈએ. પહેલા પુસ્તકમાં દેશની તેમજ પરદેશની ઉચ્ચ ચારિત્રવાળી સ્ત્રીઓના દાખલા વાંચનારીઓ આગળ રજુ કરવા માટે એક હારમાળા "લાયકીવાળી ઓરતો" કરીને છે, અને મહારાણી વિક્ટોરિયાથી શરૂ કરીને "કીશન કુમારી," "અહલ્યાબાઈ", મીસ ફ્લોરેન્સ નાઇટિન્ગેલ, રાણી ઝીનોબિયા, ગ્રેસ ડાર્લિંગ, જોનં ઓફ આર્ક, એવી બાર સ્ત્રીઓની જિંદગીનાં વૃત્તાંત આપ્યાં છે અને સાથે તેમનાં ચિત્રો પણ આપ્યાં છે. સ્ત્રીઓને પોતાનાં ગામ શહેરની બહાર શું શું છે તે સમજાવવા માટે પાંચમા અંકમાં "હીંદુસ્તાનના મુલકની મુખતેસર હકીકત" નકશા સાથે આપી છે; અને તે પછીના અંકોમાં એકેકી એવી બાબત લખી છે અને "રશીઆ દેશ," "ચીન દેશ," ઈરાન દેશ વગેરે જુદા જુદા દેશોની માહિતી આપી છે. નાટકનો શોખ સ્ત્રીજાતિમાં ફેલાવવા સારુ ૬ઠા પુસ્તકથી શેક્સપિયરનાં નાટકોના અનુવાદ "ઈરાની સોદાગર," "ભુલચુકની હસાહસ," એવાં નામથી અપાતા, અને તે ઉપરાંત સંસારી બાબતો પર જોડેલી સહેલી વાર્તાઓ આપવામાં આવતી. સંસારી બાબતોમાં મુખ્ય સાસુવહુના કજીયા વિષે લખાતું, કેમકે તે વેળા હિન્દુઓની જેમ પારસીઓમાં પણ બાળલગ્નનો ફુચાલ હતો, અને સ્ત્રીઓ અજ્ઞાન હોવાથી સાસુઓ સજડ હાથે વહુઓને પગતળે દાબેલી રાખવાનો પોતાનો હક્ક માનતી. પણ એ લખાણોની સચોટ અસર થતી, ઘરડાં ડોસાંઓ નાની છોકરીઓને બેસાડી 'સ્ત્રીબોધ'માંની વાર્તા કે સંવાદરૂપે લખેલી સંસારી બાબતો વંચાવતી, તેમાં સમાયેલી શિખામણ અંગે ધરતી. અને આજે કેટલીક બાઈઓ કબૂલ કરે છે કે એ શિખામણોની અસરથી તેઓએ પોતાની દીકરાવહુઓ તરફ પ્રેમ અને વિવેકથી વર્તવાની પોતાની ફરજ વિચારી સુધર્યાં હતાં.

ગાયન અને કવિતાઓને દરેક અંકમાં યોગ્ય સ્થાન આપવામાં આવતું અને સદ્ગત કવિ દલપતરામ એ ચોપાનિયાને માટે સાદી પણ શુદ્ધ ભાષામાં સુંદર કવિતાઓ કરી મોકલતા; અને તેમાંના જે શબ્દો ટૂંકે કેળવણીવાળી બાઈઓને સમજ ન પડે તેના અર્થ સમજાવવા દરેક પર આંકડા મૂકી નોંધ આપતા.

વિજ્ઞાનની કેટલીક બાબતો જે તે વખતે આ દેશમાં જણાયેલી કે આજની પેઠે સાધારણ થયેલી નહોતી તેની સમજ આપનારા ઘણાક વિષયો લખાતા. "દીવાદાંડી", "ડુબકી મારવાનો ઘંટ," "બલુન," "શુક્ષ્મદર્શક યંત્ર," "વરાળ યંત્ર," "ટેલીગ્રાફ," "ફોટોગ્રાફ" એવી તે વખતે અજાયબ જેવી ગણાતી ચીજોને માટે સહેલ સમજણ આપી સ્ત્રીઓને દુનિયામાં થયેલી નવી શોધોથી વાકેફ કરવામાં આવતી.

તે વખતમાં પ્રખ્યાત થયેલા મહાપુરુષોનાં નામો અને વૃત્તાંતો આપી સ્ત્રીઓનાં જ્ઞાનનો વિકાસ કરવામાં આવતો. "મંગો પાર્ક", "લીવીંગસ્ટન," "એક હિંમતવાન મુસાફર", "જુલિયસ સીઝર," એવા એવા ઐતિહાસિક પુરુષોનાં તેમજ ચાલુ વખતમાં વિખ્યાતિ પામતા પુરુષોનાં નામો અને ચારિત્રોથી સ્ત્રીઓને વાકેફ કરવામાં આવતી કે જેથી તેઓ પોતાનાં દીકરાદીકરીઓને માટે તેવી ઉચ્ચ ભાવનાઓ ધરાવતાં શીખે.

## 'સ્ત્રીબોધ'ના આગલા તંત્રીઓ

પહેલા અધિપતિ તે વેળાના એક જાણીતા લેખક બહેરામજી ગાંધી હતા, પણ સ્ત્રીવર્ગના પ્રસિદ્ધ હિમાયતી શેઠ સોરાબજી બંગાળી–જેમનું બાવલું મુંબઇમાં બેન્ડ સ્ટેન્ડ સામે જાહેર પ્રજા તરફથી મુકાયેલું ઘણાં વાંચકોએ જોયુંજ હશે–તેઓ તથા મિ૰ જહાંગીર વાચ્છા શરૂઆતથી લખાણો કરતા. ૧૮૫૯માં મરહૂમ નાનાભાઈ હરિદાસે તંત્રીપદ સ્વીકાર્યું. આ તે જ ગૃહસ્થ જે પાછળથી હાઇકોર્ટના પહેલવહેલા દેશી જડજ નિમાયા હતા. પણ આ સઘળા ગૃહસ્થો પોતપોતાની ધંધાચાકરીમાં રોકાયેલા હોવાથી સ્વાભાવિક હતું કે તેઓ લાંબો વખત એ હોદ્દા પર રહી શકતા નહિ. એટલે ફેરફાર થયા જ કર્યા, અને તેમ ૧૮૬૩ સુધી ચાલ્યું. આ દરમિયાન મિ. સોરાબજી તાલેયારખાન તથા નામાંકિત સંસારસુધારક સદ્દગત શ્રી. કરસનદાસ મૂળજીએ પણ કેટલોક વખત આ માસિક ચલાવી સ્ત્રીઓની કેળવણી સુધારા તરફ કરી હતી. અંતે ૧૮૬૩માં કૈખુશરો કાબરાજી એકવીસ વર્ષની વયે નાના પગારે કાયમના તંત્રી નિમાયા. તે વખતે તેઓ સુધારક પક્ષના અઠવાડિક પત્ર 'રાસ્ત ગોફ્તાર'ના અધિપતિ અને એક હિંમતવાન લેખક તરીકે જાણીતા થઈ ગયા હતા, એટલે 'સ્ત્રીબોધ' માટે પણ તેઓ લાયક ગણાયા. અને ખરેખર આ નિમણુંક એટલી સુભાગ્યની નિવડી કે ત્યારથી તે તેમના ૧૯૦૪માં અણધાર્યા મરણ સુધી એટલે ૪૧ વર્ષ સુધી–તેમણે આ હોદ્દો સાચવીને પોતાની બળવાન તેમજ રસિલી કલમથી 'સ્ત્રીબોધ'ની લોકપ્રિયતામાં અતિ ઘણો વધારો કર્યો.

આ પહેલા તંત્રીઓ વિષે બોલતાં, આગળ મુંબઇ શહેરની ઘણીક સેવા બજાવી ગયેલા સર જ્યોર્જ બર્ડવુડ, એમ. ડી., એલએલ. ડી., એમણે 'સ્ત્રીબોધ'ની સુવર્ણ જ્યુબીલી પ્રસંગે રચાયેલા સ્મારક ગ્રંથ (૧૯૦૮)માં કાઢેલાં ઉદ્દગારો અત્રે ઉતારી લેવાની મને લાલચ થાય છે; કેમકે તે આજના કોઇક જ યુવકોના જોવામાં આવ્યા હોય.

"The *Stree Bodhe* was founded in 1857 by that band of youthful Hindu and Parsi social reformers, of whom the three most memorable among their contemporaries were, the immortal Karsandass Mulji (1832–71), an orphaned member of the Kapol Bania caste of the Hindu sect of Valabhacharyan Vaishnavas,–who having in 1853 written an essay in favour of the remarriage of Hindu widows, so offended the aunt who had brought him up and educated him, that she turned him out of her house and the home of his later boyhood, when he atonce commenced in the hospitable columns of the *Rast Goftar* (i.e.

"Truth Speaker") that momentous agitation against the esoteric religious observances of the Maharajas, or High Pontiffs of the Vallabhacharyas that, some ten years later, issued in the apocalyptical libel action brought by the Maharaj of the sect in Bombay against the *Times of India*;-Sir Mangaldass Nathubhai (1832-90), a wealtby enlightened and public-spirited member of the Kapol Bania caste,...one of the most liberal supporters of the agitation against the Vallabbacharyas, and Nanabhai Haridass (1832-89), also a Vaishnav, the most able intellectual co-adjutor of Karsandass Mulji and the first Indian appointed to the Bench of the High Court of Bombay. These three Hindus were warmly supported by a number of active sympatbisers among the Parsis, among whom I wonld especially record here the name of Dossabhai Framji Cama.........

"One of the first editors and, in an intellectual sense, founder of the *Stree Bodhe*, was Kaikhushro Kabraji. He had joined the *Jame Jamshed*, the leading Parsi newspaper of Bombay, in 1859; but when, a year or two later, the popular movement against the Vallabhacharyan Maharajas began in due earnest, Kabraji became joint editor with Karsandass Mulji of the *Rast Goftar*, and sole editor in 1863, continuing to edit the paper down to 1904, in which year he died—a period of 41 years. He was associated in the management of the *Rast Goftar* witb Sorabji Bengali, Naoroji Furdoonji, Dadabhai Naoroji-Hall distinguished Elphinstonians, all men of the highest integrity, fearlessness and independence of character, and 'absolutely disinterested in the work of social reform' to which they devoted their lives. I knew them all personally......

Kabraji's individual note as editor of the *Rast Goftar* was "moderation in all things." With his serene poetical temperament he felt with Goethe, "Moderation and a sunny sky are Apolls and the Muses,"but...it was really as editor of the *Stree Bodhe* that Kabraji found his exact vocation in the fermenting life of his time, and his exclusive niche in the Bombay Temple of Fame....

"He gathered around bim also several most able contributors to the columns of the *Stree Bodhe*...." The educational policy towards the furtherance of which the *Stree Bodhe* is devoted means

nothing revolutionary, but simply the revival of the ancient Parsi and generally Aryan ideals of womanhood, which owing to several circumstances had become dimmed and blurred in the East and that from the very time when, with the conversion of the Aryas of Europe to Christianity, they began, with more or less sincerity, to be cherished in the West. It was well, therefore, that at a moment-a passing moment at the longest,—when that beneficent inspiration would seem to be abating something of its natural force in Christendom, a spontaneous movement should have been initiated amongst the Parsis of Western India for the education of their women *pari passu* with their men.........In proof of the fact that their ideals of women are our own highest ideals, and ours because they were first theirs, conclude with two quotations; one from the Old Testament (1) containing the most ancient extant portraiture of the good woman and the other from the *Confessions of St. Augustine*, (2) the noblest picture in all literature of a mother's love for her child, and her child's for her-an ideal almost unattainable in Christendom itself, but which I have over and over again known realised both in Hindu and Parsi families......

"The love of his mother, Monnica, to St. Augustine was in a word the highest revelation of the Love of God. The thought would only have occurred to an Asiatic,-(he was a Numidian),-and no christianized European ever first came upon it, or ever re-read the passage without undergoing something of a momentary transfiguration. But, in Bombay, Monnica and her son are to be found in every Hindu and Parsi household. Nowhere indeed is the Divinity of Motherhood and the Divinity of Childhood understood as in India."

(1) *The Proverbs, ch. 31, v. 11-31.*

(2) *Ch. 9, (24, 25) "St. Augustine on the Death of his Mother."*

*

### કૈખુશરો કાબરાજીની નવલકથાઓ

સર જ્યોર્જ બર્ડવુડે ઉપરના લેખમાં નોંધ્યું છે કે કૈખુશરો કાબરાજી 'સ્ત્રીબોધ' માટે અનેક નામીચા લેખકોનું મંડળ ભેગું કરી શક્યા હતા, અને તેમ આજ સુધી સારા સારા લેખકો અને લેખિકાઓનો સાથ મેળવવાને આ માસિક ભાગ્યવંત નિવડ્યું છે. પણ તે જમાનામાં વાચકવર્ગમાં 'સ્ત્રીબોધ'નું ખાસ આકર્ષણ તેમાં તંત્રીની પોતાની કલમથી

| | |
|---|---|
| " સ્વપ્ને સગાઈ " | ૧૮૭૦માં |
| " તમેસમાતી વ્રુધાન " | ૧૮૭૦માં |
| " ધીરજનું ધન " | ૧૮૭૧માં |

તે પછી ૧૮૭૧ થી તંત્રીએ ઇંગ્રેજી નોવેલોનો આધાર લઇ પારસીઓને બરતી વાર્તાઓ દર મહિને હફતે હફતે લખવા માંડી તે નીચે પ્રમાણે;. એમાંની કેટલીક વાર્તાનાં પુસ્તકો જુદાં છપાયાં છેઃ—

| | |
|---|---|
| " ભોળો દોસો " | ૧૮૭૧–૭૩ |
| "પરણવું કે નહિં પરણવું ?" | ૧૮૭૫ |
| "આગલા વખતની આયડીઓ અને હાલના વખતની છોકરીઓ" | ૧૮૭૫–૭૬ |
| "દીનીને દીનો ગમતો નથી" | ૧૮૭૭ |
| "ભીલજી હોશનઆરા કેમ ઠેકાણે આવી ?" | ૧૮૭૮ |
| " પૈસા ! પૈસા ! પૈસા ! " | ૧૮૭૮–૭૯ |
| "દુઃખિયારી બચુનાં દુઃખના પહાડ " | ૧૮૮૦–૮૨ |
| "સોળીને સુધારનાર સુની" | ૧૮૮૧–૮૪ |
| "ગુમારતાની ગુળી ગરીબ" | ૧૮૮૪–૮૬ |
| " વેચાયલો વર " | ૧૮૮૭–૮૮ |
| " દારાશાનાં " | ૧૮૮૮–૯૦ |
| " ભીખો ભરભરિયો " | ૧૮૯૦–૯૨ |
| " હોશંગબાગ " | ૧૮૯૨–૯૪ |
| " દીની ડાહી " | ૧૮૯૪–૯૫ |
| " ખોવાયલી ખટલી " | ૧૮૯૬–૯૭ |
| " મિઠી મીઠી " | ૧૮૯૭–૯૮ |
| " ચાલીસ હજારનો ચાનજી " | ૧૮૯૮–૧૯૦૩ |
| " ખૂનનો બદલો ફાંસી " | ૧૯૦૩ |
| " સોળીશેઠની સુનાઇ " | ૧૯૦૪ |

# હજારો વર્ષ પછી

[એક નાટિકા.]

શ્રી. હંસા મહેતા, બી. એ.

**પાત્રો :**

૧. મુખ્યમંત્રી; ૨. અર્થમંત્રી, ૩. ધારામંત્રી, ૪. શિક્ષણમંત્રી, ૫. આરોગ્યમંત્રી, ૬. રક્ષણમંત્રી, ૭ ઉદ્યોગવ્યાપારમંત્રી, ૮. સ્થાનિકમંત્રી, ૯. પરદેશમંત્રી, ૧૦. જાહેર બાંધકામમંત્રી, અને ૧૧. પોલીસ કમિશનર, તે ઉપરાંત પુરુષ સ્ત્રીઓનાં અરજદાર મંડળો, સ્ત્રી સિપાઈઓ વગેરે.



સમય : હજારો વર્ષ પછીનો કોઈ સમય, જ્યારે સ્ત્રીઓએ પુરુષો પર પોતાની સત્તા જમાવી છે. આજના સમયમાં જે સ્ત્રીઓની અધોગતિ થઈ છે તેના મુખ્ય કારણ ગણીએ તો સ્ત્રીઓનું અજ્ઞાન અને પરાધીનતા છે. તે ઉપરાંત આ કારણોનું પણ જે કારણ ગણાવવામાં આવે છે તે સ્ત્રીઓની પ્રાકૃતિક રચના છે. ખ્રિસ્તી બાઈબલમાં છે કે જે વખતે ઈશ્વરે પૃથ્વીની ઉત્પત્તિ કરી તે વખતે શરૂઆતમાં આદમ અને ઈવ નામના દંપતીનું સર્જન કર્યું હતું. ઈશ્વરે એમને સ્વર્ગના ઉદ્યાનમાં રાખ્યાં હતાં—એ શરતે કે એ બાગમાંના જ્ઞાનવૃક્ષનું ફળ એમણે ચાખવું નહિ. પરંતુ ઈશ્વરની આ આજ્ઞાનો ભંગ કરી ઈવે આદમને આ ફળ ચાખવા લલચાવ્યો. ઈશ્વરે પોતાની આજ્ઞાનો ભંગ કરનારે દંપતીને સખ્ત શિક્ષા કરી. એમને સ્વર્ગના બાગમાંથી કાઢી મૂકી પૃથ્વી પર નાખ્યાં; સાથે ઈવને શાપ આપ્યો કે " I will greatly multiply thy sorrow and thy conception; In sorrow thou shalt bring forth children." " હું તારું દુઃખ અને તારા બાળજન્મનું પ્રમાણ વધારીશ. તું દુઃખથી બાળકોને જન્મ આપશે. " આ શાપને પરિણામે કહો કે જે કહો તે આજે સ્ત્રીઓને સુવાવડની યાતના ભોગવવી પડે છે, અને ઉપરાછાપરી સુવા-

વડોને લીધે એનું શારીરિક બળ પણ ઓછું થતું ગયું છે. એ રીતે સ્ત્રી સબળામાંથી અબળા બની છે. ધીમે ધીમે ઘર, બાળક અને ચૂલો એ જ એનું કાર્યક્ષેત્ર થઈ પડયું છે. જમાનો એવો આવ્યો કે સ્ત્રીને આ વિષય સિવાય બીજું જ્ઞાન પણ આપવામાં આવતું નહોતું. અને ધીમે ધીમે એવી માન્યતા પણ આવી કે સ્ત્રીને કોઈ પણ જ્ઞાનની જરૂર નથી. પ્રાણીઓ પણ જણે છે અને પોતાનાં બચ્ચાં ઉછેરે છે, પણ તે જ્ઞાન વિનાજ. ઝાડ પણ એની મેળે જ ઊછરે છે. તો પછી મનુષ્ય જેવાં બુદ્ધિમાન પ્રાણીની માદા સ્ત્રીને બાળક જણવા માટે અથવા તો ઉછેરવા માટે જ્ઞાનની શી જરૂર ? સ્ત્રીઓને અજ્ઞાન રાખવામાં આવી એટલે એની સ્થિતિ બરાવતબી થઈ. આ સ્થિતિ સાથે સ્ત્રીઓએ ઝુંબેશ ઉઠાવી. સમાન હકની લડત એમણે ચલાવી. રાજકીય હક મળ્યા એટલે સામાજિક હક મેળવવા પ્રયાસ કરવા માંડયો. ત્યાં તો દુનિયાભરમાં યુદ્ધનો દાવાનળ સળગ્યો. પુરુષોને લડવા જવું પડયું, એટલે સ્ત્રીઓને જ આખા દેશનું તંત્ર ચલાવવું પડયું. અને પછી તો લડાઈ બંધ થઈ, તોપણ સ્ત્રીઓએ લીધેલી સત્તા છોડી દેવાને બદલે વિશેષ જમાવી. લડાઈથી થાકેલા પુરુષોને શરૂઆતમાં ઘરમાં રહેવું સ્વર્ગસમાન લાગ્યું. પરન્તુ એમને ખબર નહોતી કે આ સ્થિતિ કાયમની થઈ પડશે ! સ્ત્રીઓને સત્તા મળી, એટલે એમણે દરેક દિશામાં પ્રગતિ કરી. વિજ્ઞાનનો ખૂબ અભ્યાસ કરી અનેક શોધખોળો કરી. મુખ્યત્વે તો એવી શોધ કરી કે જેથી ઈશ્વરે ઈવને જે શ્રાપ આપ્યો હતો તેમાંથી મુક્તિ મેળવી સ્ત્રીઓને નવ માસ બાળકને ઉદરમાં ધારણ કરવું પડે છે, તેને બદલે બે મહિને પિંડરૂપે કે ઈંડારૂપે બાળક બહાર આવે તેનું સેવનયંત્રમાં—incubatorમાં—સેવન થયા પછી નવ માસ પૂરા થયે બાળક ઈંડું ફોડી બહાર નીકળે. શરૂઆતમાં તો સ્ત્રી પુરુષ બન્ને એ ઈંડાનું સેવન કરતાં પણ પછી એ કાર્ય પુરુષને માથે પડયું; અને બાળક બહાર નીકળે પછીનું લાલનપાલનનું કાર્ય પણ પુરુષને સોંપવામાં આવ્યું. એ રીતે આ મહદ્દકાર્યનો બોજો પુરુષને માથે નાખી બહારનાં સઘળાં કાર્યો સ્ત્રીઓએ ઉપાડી લીધાં. ક્રમક્રમે બહારનાં બધાં ક્ષેત્ર સ્ત્રીઓએ સર કર્યાં, અને પુરુષને ભાગે ઘર, બાળક અને ચૂલો એ સંકુચિત ક્ષેત્ર રહ્યું. બાળકોની સંખ્યા પણ વધવા લાગી, એટલે પુરુષને બાળકોના ઉછેર તેમ જ ગૃહકાર્યમાંથી ભાગ્યે જ પરવાર મળતો. આથી બહારના કાર્યમાંથી એનો રસ પણ ઓછો થવા લાગ્યો. એને પરિણામે અનેક દુષ્ટ રિવાજોએ સમાજમાં પગ પેસારો કર્યો, અને કેટલેક ઠેકાણે પુરુષોને પડદામાં રહેવાનો પણ વખત આવ્યો. કહેવાય છે કે ઇતિહાસનું જ્ઞાન મનુષ્યને માર્ગદર્શક નીવડે છે. દુનિયાનો અનુભવ જુદો છે. એવું હોત તો ઇતિહાસનું પુનરાવર્તન ન થાત. પણ આપણે જાણીએ છીએ કે આ પુનરાવર્તન થાય છે. ઇતિહાસ જણાવે છે કે મોટાં મોટાં સામ્રાજ્યો એક વખત હતાં તે આજે ન હતાં થયાં છે—અને તે કેવળ મનુષ્યની મહત્ત્વાકાંક્ષા અને સત્તાના લોભને લઈને. તે છતાં સત્તાનો મોહ કે મહત્ત્વાકાંક્ષાથી આજના મનુષ્યો મુક્ત નથી! એમનાં સામ્રાજ્યો પણ યાવચ્ચંદ્રદિવાકરો રહેશે એમ તેઓ માની બેઠા છે! સ્ત્રીઓને સત્તા મળી એટલે સ્ત્રીશાસ્ત્રકારોએ પણ પુરુષને સ્વાધીન રાખવાના રસ્તા દેખાડ્યા.

આ નાટિકાનો સમય એટલે હજારો વર્ષ પછીનો—જ્યારે દુનિયાનાં મૂલ્યાંકન બદલાયાં

હતાં અને સ્ત્રીપુરુષોએ પોતપોતાની સ્થિતિ અદલબદલ કરી હતી. મનુષ્યના સમાન હક્કની તુલા સ્થિર રહેવાને બદલે સ્ત્રીઓના પક્ષ તરફ ખૂબ નમી હતી. પુરુષની સ્થિતિ અધમ થઈ હતી. એમાંથી ઊગરવાને પુરુષના સમાન હક્કની લડત શરૂ થઈ હતી. રાજ-કારણની સૂત્રધાર સ્ત્રીઓજ હતી. ધારાધોરણ કરવાનું કામ સ્ત્રીઓનું હતું. લોકશાહી તંત્ર હતું એટલે કે દરેક પુખ્ત ઉપરનાં સ્ત્રીપુરુષને મતનો અધિકાર હતો. પરંતુ ધારાસભા જેવું કંઈ નહોતું. લોકો જે પોતાના મત વડે જુદા-જુદા મંત્રીઓ ચૂંટતા. આમાં એક રીતે ફાયદો હતો. જે મંત્રી થવાને લાયક હોય એટલે કે પોતાના કાર્યમાં નિષ્ણાત હોય તેને જ ચૂંટણીમાં ઊભા રહેવાનો હક્ક મળતો. દાખલા તરીકે, અર્થખાતાના મંત્રીપદની ઉમેદવારી કરનારને અર્થશાસ્ત્ર વિષે જ્ઞાન હોય તો જ ઉમેદવારી કરવાનો હક્ક મળતો. એ જ પ્રમાણે બીજા મંત્રીઓને. આથી મંત્રીપદ મેળવવાનું સૌભાગ્ય જ્ઞાની અને અનુભવી વ્યક્તિને જ પ્રાપ્ત થતું—ખાલી ચણા જેવા વાચાળોને નહિ. આ મંત્રીપદ ત્રણ વર્ષને માટે ભોગવી શકાતું. ત્યાર પછી મંત્રીનાં કાર્યથી સંતોષ હોય તેની જ બીજી વાર ચૂંટણી થતી. આ રીતે લોકોનો હાથ સરકાર પર રહેતો. પુરુષો મોટે ભાગે અશિક્ષિત હોવાથી એમને મંત્રી થવાનો હક્ક મળતો નહિ, અને એને લીધે થોડાઘણા સુશિક્ષિત પુરુષોને પણ એમાંથી બાતલ રહેવું પડતું. આ આદર્શ વ્યવસ્થા ત્યાં લગી તો સંતોષકારક નીવડી, પણ પછી જેમજેમ પ્રજાનું શિક્ષણ ઓછું થતું ગયું; તેમતેમ પ્રજાની તન અને મનની કમજોરી વધી. પરિણામે ચારિત્ર, શિસ્ત વગેરે અનેક ગુણોનો પ્રજામાંથી નાશ થયો. ત્યારથી આ આદર્શ સંસ્થામાં પણ ધીમેધીમે સડો પેઠો. આ નાટિકાનો સમય એ રીતે સ્ત્રીસત્તાની સંપૂર્ણ આઝાદીનો સમય ગણી શકાય. આવા સમયના કોઈ પણ દિવસનો ચાર વાગ્યાનો સમય.

સ્થળ: મંત્રીમંડળની સરકારી બેઠકનો ઓરડો. પડદો ઊપડે છે ત્યારે સ્ત્રીમંત્રીઓ એક લાંબી ટેબલની આસપાસ ગોઠવાઈને બેઠી છે. કંઈ ગંભીર ચર્ચા ચાલતી હોય એમ લાગે છે. હજારો વર્ષ પછીની સત્તાધારિણી સ્ત્રીઓ કેવી હશે તેનો ખ્યાલ વાચકની કલ્પના પર છોડું છું. એણે ટૂંકા વાળ રાખ્યા હશે કે લાંબા, એણે સાડી પહેરી હશે કે કોઈ બીજો પોશાક એ પણ વાચકની ખ્યાલાત પર છોડું છું.

મુખ્યમંત્રી : ત્યારે પછી શો વિચાર કર્યો ! આ સરઘસ તો હમણાં જ આવી પહોં-ચશે! અને એમને કંઈ જવાબ તો આપવો જ પડશે!

રક્ષણમંત્રી : પણ એ શ્રીયુતોને જોઈએ છે શું ? એને તો કશું એ સમજાણ પડતી નથી.

મુ મં. : વાહરે વાહ! તમે પણ ઠીક પૂછો છો! તમે ઊંઘો છો કે જાગો છો? શું જોઈએ છે? એમને બધું જ જોઈએ છે. એમને સમાન હક્ક જોઈએ છે. તમે જે કરો છો તે બધું કરવાનો હક્ક એમને જોઈએ છે. (હસે છે) આપણા દેશમાં એ પરદેશીનો વાયરો આજકાલ વાયો છે.

ર. મં. : પણ સમાન હક્કની સ્પષ્ટ વ્યાખ્યા તો આપો. આપણે કરીએ તે બધું થોડું જ એમનાથી થઈ શકે? કુદરતે કામની વહેંચણી કરી છે તે ઓછી બદલી શકાય?

શિક્ષણમંત્રી : એમનું તો કહેવું છે કે આ કામની વહેંચણી તો સમાજે કરી છે, એટલે બદલી શકાય. એ માન્યતા કંઈ ખોટી નથી.

ધારામંત્રી : શું કહો છો! (હસે છે અને બીજા પણ હસે છે.) જુઓ, સાંભળો,

એમને શું જોઇએ છે તે (હાથવતી ગણાવતાં) એક તો રાજકીય હક; એટલે કે મંત્રીપદે ચૂંટાવાનો અધિકાર જે આજે એમને નથી. બીજું, જ્યાં જ્યાં સ્ત્રીઓ ધંધો કરી શકે ત્યાં પુરુષો પણ કરી શકે એ અધિકાર. (વળી બધાં હસે છે.)

અર્થમંત્રી : આ બધું કરવાને પુરુષો બહાર પડશે કે કેમ એ જ શંકા છે. પરંતુ જો એમની ઇચ્છા હોય તો એ અધિકાર આપવામાં મને વાંધો નથી.

ધા. મં. : અરે આગળ તો સાંભળો. આટલેથી બસ થતું હોય તો તો ઠીક જ તો. (ફરી ગણાવતાં) સામાજિક હક બાબત ધારાઓ બદલવાનો સ્ત્રીઓ અનેક પુરુષને પરણી શકે એને માટે પ્રતિબંધ કરવાનો.

ર. મં. : એમાં કંઈ ખોટું નહિ. આજે તો એ છૂટનો પુષ્કળ દુરુપયોગ થાય છે. માટે એ બાબત કંઈ કરવાની જરૂર છે જ.

ધા. મં. : હા, પણ હવે તો એથીયે આગળ જઈ છૂટાછેડાનો પણ કાયદો માગે છે, તેનું શું?"

શિ. મં. : એ તો બરોબર છે. એકપતિવ્રત કે એક પત્નીવ્રત જ્યાં હોય ત્યાં લગ્નવિચ્છેદની જરૂર છે, નહિતર લગ્ન એ જન્મભરનું બંધન થાય.

ર. મં. : અરે શું કપાળ થાય! એ માગણી તો ના જ સ્વીકારાય. પછી આપણા સમાજનું શું થાય? દરેક જણ છૂટાછેડા કરવા તૈયાર થાય એટલે થઈ ગયું!

શિ. મં. : કારણ વિના કોઈ છૂટાછેડા માગે?

ર. મં. : અરે, હાસ્તો શા માટે નહિ? એક વખત છૂટ આપો એટલે બધું કરે, આ સુરિયા દેશનો જ દાખલો ને.

શિ. મં. : તમે પણ શું આવી વહિયાત વાતો કરો છો! આપણે છૂટાછેડા માટે શરતો મૂકીએ એટલે વિનાકારણે કોઈ લગ્નવિચ્છેદ કરી શકે નહિ.

ર. મં. : જુઓને હું તો મારી વાત કરું. મારો પતિ તદ્દન અભણ છે. હવે ઊઠીને હું એને છૂટાછેડા આપું તો એ બિચારો જાય ક્યાં? અને એવા અશિક્ષિત પુરુષો આજે તો કરોડો પડ્યા છે. એ બધાનું થાય શું? માટે એ લગ્નવિચ્છેદની તો વાત જ ના કરશો.

શિ. મં. : "અશિક્ષિત હોય ત્યારે છૂટાછેડા આપવાનું કોઈ કહેતું નથી. બાકી તમારો પતિ ગાંડો હોત, તો જરૂર તમે બીજીવાર પરણવાનો વિચાર કર્યો હોત" (બધાં હસે છે).

ર. મં. : "ના, બહેન ના. મારી આગળ છૂટાછેડાની તો વાત જ ના કરશો. બીજી બધી વાત આપણને કબૂલ છે.

મુ. મં. : તમે નકામી તકરારો કરો છો. કંઈ નિર્ણય પર આવો તો સારું. આ અરજદાર મંડળ તો હવે આવી પહોંચશે. એને જવાબ શો આપીશું?

(અકળામણનો દેખાવ કરે છે.)

બધા મંત્રીઓ : તમારો પોતાનો શો અભિપ્રાય છે?

મુ. મં. : એ તો બધાં મળીને નક્કી કરો તે પ્રમાણે મારે કરવાનું છે. જો કે છૂટાછેડાની બાબતમાં તો હું રક્ષણમંત્રી સાથે સંમત થાઉં છું. છૂટાછેડાની વાત તો વધારે પડતી કહેવાય. મને લાગે છે કે આ બાબતમાં આપણા નેતા સીતાજીની સલાહ લઇએ.

ર. મં. : અરે આમાં એમને ક્યાં વચ્ચે નાખો છો? એમને તો પુરુષો માટે

સહાનુભૂતિ છે. એટલે જરૂર પુરુષોની માગણી સ્વીકારવાનું કહેશે.

ધા. મં. : નાના એવું તો નથી. મેં એમને બધી સ્થિતિ સમજાવી છે. હમણાં સનાતનીઓને ગુસ્સે કરવામાં ફાયદો નથી, કારણ કે થોડા જ વખતમાં પાછી ચૂંટણી આવે છે, વગેરે કહીને. એટલે એ જરૂર આ માગણીઓને ટેકો નહિ આપે.

( એક સ્ત્રીસિપાઈ પ્રવેશ કરે છે )

સ્ત્રી સિપાઈ (નમન કરીને): આપ નામદારોને મળવા પોલીસ કમિશનર સાહેબ પધાર્યા છે. ખૂબ જરૂરી કામ છે એમ કહે છે.

મુ. મં. : આવવા દો ત્યારે. (સિપાઈ જાય છે, પોલીસ કમિશનર—એ પણ સ્ત્રી જ છે એ કહેવાની જરૂર નથી—પ્રવેશ કરે છે અને બધાંને નમે છે)

મુ. મં. : કેમ શું જરૂરી કામ છે ! કંઈ તોફાનબોફાન તો નથી થયું ને !

પો. ક. : "ના જી, હજી સુધી તો નહિ. પરંતુ આપ નામદારોને ખબર નહિ હોય કે આજે એક નહિ, પણ બે સરઘસો આ તરફ આવવા નીકળ્યાં છે. એમના પ્રતિનિધિઓને મળવા નામદાર મુખ્ય મંત્રીજીએ એક જ સમય આપ્યો હોય એમ લાગે છે.

મુ. મં. : " બે, સરઘસ! શું બન્ને જુદાં જુદાં છે ! આમાં કાંઈ ભૂલ થઈ છે.

પો. ક. : જી, હા; એક સરઘસ સનાતનીઓનું છે, બીજું સુધારાપક્ષનું. એકને લેખિત સમય આપ્યો છે. અને બીજાને નામદારે ટેલિફોન પર એ જ સમય આપ્યો છે.

મુ. મં. : મેં તો જાણ્યું કે એ એક જ હશે એટલે. ત્યારે હવે, શું કરીશું !

ર. મં. : બન્ને સરઘસ જુદેજુદે દરવાજેથી આવે એવો બંદોબસ્ત કરો. એના પ્રતિનિધિઓને એક પછી એક મળીશું.

ધા. મં. : પણ પહેલાં કોને અને પછી કોને !

ર. મં. : એ તો વહેલો તે પહેલો. જે પહેલું આવે તેને પહેલાં મળીશું. પણ પોલીસ કમિશનરને, તમે જોજો કે બન્ને વચ્ચે અથડામણ ન થાય.

પો. ક. : જી, હા. (નમન કરીને જાય છે.)

ધા. મં. : લ્યો, આપણી મૂંઝવણનો મુકાદો આવ્યો.

મુ. મં. : કેવી રીતે !

ધા. મં. : આ સનાતનીઓને સુધારા જોઈતા નથી. સુધારાવાળાને સુધારા જોઈએ છે. આવી સ્થિતિમાં સરકારને તટસ્થતા જ શોભે !

શિ. મં. : એ કંઈ બરાબર ના કહેવાય. આપણે બીજી ઘણી સામાજિક બાબતોમાં તટસ્થ રહ્યા નથી. તો પછી આ પુરુષોની બાબતમાં તટસ્થ રહીશું તો એક બહાનું ગણાશે. આપણે તો સમાજને શું ઇષ્ટ છે તે ન્યાયની દ્રષ્ટિએ વિચારવાનું છે.

મુ. મં. : " એ તો ઠીક છે. પણ સુધારાવાળાના વિચાર તમે જાણો છો કે આપણી પુરાણી સંસ્કૃતિથી વિરુદ્ધ છે. આજકાલ એને પરદેશનો અને નવા વિચારનો પવન વાયો છે તે જ આવી માગણીઓ કરે છે. બધા પુરુષોને પણ આ માગણીઓ કબૂલ નથી. તો પછી એવા થોડાને શા માટે મહત્ત્વ આપવું !"

શિ. મં. : આમાં બહુમતીનો સવાલ ના હોય. આમાં તો ન્યાયાન્યાયનો સવાલ છે. પણ તમે જો ચોક્કસ નિર્ણય જ કર્યો હોય તો પછી સ્પષ્ટ કેમ કહેતાં નથી !

ધા. મં. : "અરે બહેન! રાજરમતમાં તે કંઈ સ્પષ્ટ થાય છે ! આપણી જમા

સંભાળવી હોય તો બન્નેને ખુશ રાખવા જોઇએ.

૨. મં.: (હાથના છાપા સાથે) બળી તમારી જગ્યા! આવી રાજરમતમાં હું માનતી નથી. હું પણ તડ ને ફડમાં જ માનું છું.

મુ. મં.: (સમાધાન કરતા હોય તેમ) ઠીક, ઠીક. તમારે કયાં જવાબ આપવાનો છે? એ કામ મારું જ છે ને? આપણી સરકારને પ્રગતિ નથી ગમતી એવું તો નહિ જ બતાવું, પછી કાંઈ?

[બહારથી ખૂબ અવાજો સંભળાય છે. જુદીજુદી ઘોષણાઓના અવાજ કાને પડે છે. એક બાજુથી 'પુરુષોને સમાન હક્ક આપો,' 'પુરાણા કાયદાનો નાશ કરો' વગેરે સુધારાપક્ષની ઘોષણા સંભળાય છે. તો બીજી બાજુથી 'સનાતન એજ સત્ય છે.' 'જૂનું એટલું સોનું', વગેરે સનાતનીઓની ઘોષણા કર્ણગોચર થાય છે—બન્ને પક્ષ કોણ વધારે જોરથી પોકારે તેની હરીફાઈમાં ઊતર્યા હોય એમ લાગે છે. પ્રધાનો કાને હાથ દે છે. એટલામાં પો. ક. પ્રવેશ કરે છે.]

પો. ક.: (નમન કરીને મુખ્ય મંત્રીને) નામદાર! બન્ને સરઘસો એકજ સાથે આવ્યાં છે. આપ કોને પહેલાં મળશો?

મુ. મં.: (મંત્રીઓ તરફ ફરીને) આ તો ભારે પંચાત! હવે બોલો પહેલાં કોને મળશું?

ધા. મં.: (મૂઝવણનો તોડ કાઢવા) ચાલો નાખો ચિઠ્ઠી. એમાં જે પહેલો આવે તેને પહેલાં મળીએ. (ચિઠ્ઠી નાખે છે. મુ. મં. એક ઉપાડીને. ધા. મં. એ લઈને વાંચે છે.) સનાતનીઓને પહેલાં મળવાનું આવ્યું (પો. ક.ને) સનાતની મંડળના પ્રતિનિધિઓને પહેલાં મોકલો. (પો. ક. જાય છે. અરજદાર મંડળનું સ્વાગત કરવા મંત્રીઓ કપડાં ઠીકઠાક કરી ગંભીર મોં કરી બેસે છે. મંડળ આવે છે. અગિયારેક જણાં છે. તેમાંથી પાંચેક સ્ત્રીઓ છે. બાકીના પુરુષો. સ્ત્રીઓ પુરુષોને દોરી લાવે છે, અને પછી એમને આગળ કરે છે. પુરુષોના પહેરવેશ જાતજાતના છે: ટોપી, પાઘડી, ફેંટા વગેરે અનેક જાતના મસ્તકવેશ છે. તે જ પ્રમાણે કપડાંની વિવિધતા. પુરુષોમાં કેટલાક દાઢીમૂછવાળા છે, કેટલાક એકલા મૂછવાળા અને કેટલાક દાઢી, મૂછ તેમજ માથાના વાળ વિનાના છે. એક પુરુષની કેડમાં તો બાળક પણ છે. આખી મુલાકાત દરમ્યાન પુરુષનું ધ્યાન બાળકમાં જ છે. પુરુષો આવીને સંકોચ પામે બેસે છે. એમનામાં આગળ પડીને બોલવાની હિંમત નથી. એટલે પ્રતિનિધિઓની ઓળખાણ એમાંની એક સ્ત્રી કરાવે છે. બધી સ્ત્રીઓના વાળ ટૂંકા—બૉબ્ડ છે.)

સ્ત્રી:—(દાઢી મૂછવાળા, માથે મોટા ફેંટાવાળા તરફ હાથ બતાવી) આ શ્રીયુત તારાસિંગ આ અરજદારમંડળના આગેવાન છે. (બીજાઓ તરફ અનુક્રમે હાથ કરી) આ શ્રી. ગોકુળદાસ, આ શ્રી. અભેચંદ, આ શ્રી. કૃષ્ણપ્રસાદ, આ શ્રી. માધવરાવ, આ શ્રી. રામલાલ. (સ્ત્રીઓ તરફ ફરી અનુક્રમે) આ શ્રીમતી સત્યભામા, આ શ્રી રુક્મિણી. આ શ્રી જાનકીદેવી, આ શ્રી શકુન્તલા અને હું પોતે ભદ્રંભદ્રા. (જેની જેની ઓળખાણ કરાવે છે તે બધા ઊઠી ઊઠીને પ્રધાનમંડળને નમે છે.)

(ભદ્રંભદ્રા તારાસિંગને ઊભા થઇને બોલવાનો ઇશારો કરે છે. તારાસિંગ ઊભા થઈ ગજવામાંથી કાગળ કાઢી જેમતેમ વાંચે છે. એમનો ગભરાટ સ્પષ્ટ જણાય છે.)

તારાસિંગ: (વાંચતાં) નેક નામદાર મુખ્ય મંત્રીજી અને અન્ય પ્રધાનો! અમો નીચે સહી કરનાર અરજ કરીએ છીએ કે આજે પુરુષોના સમાન હક્કની ચળવળ

ચલાવનાર, નામદારોને શિશુંચતું સમજાવી, આપણાં પવિત્ર સનાતનશાસ્ત્રમાં ફેરફાર કરવાની ફરજ પાડે તેની સામે અમે અમારો સખ્ત વિરોધ દર્શાવવા આવ્યા છીએ. આપણાં પવિત્ર શાસ્ત્રોમાં કહ્યું છે કે પુરુષોની ફરજ ગૃહ અને બાળકો સંભાળવાની છે. એ પવિત્ર ફરજ મૂકીને પુરુષો ગૃહ બહારનાં ક્ષેત્રમાં પડવા માંગે એ તદ્દન શાસ્ત્રવિરુદ્ધની વાત છે. આવી શાસ્ત્રવિરુદ્ધની ચળવળને સરકારે દબાવી દેવી જોઇએ, એવી અમારી માગણી છે. શાસ્ત્ર તો ઈશ્વરદત્ત બક્ષિસ છે. એ કંઇ મનુષ્યનાં લખાયેલાં નથી. શાસ્ત્રો આપણને સ્ત્રીપુરુષના ધર્મ સમજાવે છે. આ ધર્મ વિરુદ્ધ આચરણથી આપણો સમાજ નાશ પામશી.

શાસ્ત્રના આધારે પુરુષો સ્વતંત્રતાને લાયક નથી. બાળપણમાં એમણે માતાની છાંય નીચે, યૌવનમાં પત્નીની, અને ઘડપણમાં પુત્રીની છાંય નીચે જીવન વ્યતીત કરવાનું છે એવું શાસ્ત્રનું વચન છે. न स्वातंत्र्यं नरोऽर्हति । ( આ છેલ્લા શબ્દો ઘણા જ અચકાઈને બોલે છે. ) પુરુષે તો પત્નીવ્રત પાળી, પવિત્ર જીવન ગાળવાનું છે. આ શાસ્ત્રના વચનનો ભંગ કરવામાં મોટું પાપ સમાયું છે, જ્યાં પાપ વધે ત્યાં ધર્મનો લોપ થાય; અને ધર્મનો લોપ એટલે વિનાશ. પ્રાચીન કાળમાં મોટા સાધુ પત્નીવ્રત પુરુષો થઈ ગયા છે. એમણે ધાર્મિક જીવન ગાળીને જ આપણા દેશની કીર્તિ ઉજ્જ્વલ કરી છે. એમનાં ઉજ્જ્વલ દ્રષ્ટાંતો છતાં, આજના પુરુષો કેવળ પરદેશી વિચારોમાં તણાઈ શાસ્ત્ર વિરુદ્ધ ચળવળ ચલાવે એ મૂર્ખતા છે. આપ નામદારોને એવી નાદાનીને ઉત્તેજન નહિ આપવા અમારી નમ્ર અરજ છે.

અમે છીએ આપ નામદારોના નમ્ર સેવક
અ. સૌભાગ્યવાન્ તારાસિંગ
" " ગોકુળદાસ
" " એભેચંદ
" " કૃષ્ણપ્રસાદ
" " માધવરાવ
" " રામલાલ
અને બીજા બધાં.

( અરજ વાંચીને તારાસિંગ કાગળ મુ. મં.ને આપે છે અને બેસી જાય છે. મંત્રીઓ થોડીવાર એક બીજાની સામે જોયા કરે છે. પછી મુ. મં. જવાબ આપે છે. )

મુ. મં. :–"તમારી અરજ બરાબર છે. પરંતુ તમે જાણો છો કે સરકારને તો બન્ને બાજુઓ જાણવી જોઇએ. અત્યારે સુધારોપક્ષનું અરજદારમંડળ પણ બહાર બેઠું છે. એમનું શું કહેવું છે તે સાંભળી લીધા પછી જ અમે યોગ્યાયોગ્ય વિચાર કરી શકીએ.

( પુરુષો તો આનો ઉત્તર શો આપવો તે સમજતા નથી. એટલે ભદંભદ્રા બોલે છે. )

ભદંભદ્રા :–આપની વાતો સત્ય છે. પરંતુ શાસ્ત્રની બાબતમાં બે બાજુ હોય જ નહિ. શાસ્ત્ર ક્યાં તો સત્ય છે કે ક્યાં તો નથી, એ સત્ય હોય, તો પછી એવા ફેરફારની શી જરૂર ? અસલથી જે ચાલ્યું આવ્યું છે તેથી દેશને નુકશાન થયું નથી. તો પછી એમાં ફેરફાર શા માટે ? જો આપ નામદારોને શાસ્ત્રના સત્ય વિષે શંકા હોય—

મુ. મં. : (વચ્ચે જ) ના, ના; એમ નહિ. પરંતુ શાસ્ત્રમાંયે જુદેજુદે વખતે જુદાજુદા ફેરફારો ક્યાં નથી થયા! શાસ્ત્રકાર પણ એક નથી, પણ અનેક થઈ ગયા છે. જુઓને, આજે વિધુરો બીજી વાર લગ્ન કરે છે, તેને માટે કોઈને વાંધો લીધો નથી.

તારાસિંગ. (હિંમત એકઠી કરીને) શિવ ! શિવ ! શિવ ! પણ સાહેબ કેટલા વિધુરો આજે ફરી પરણે છે? સમજું પુરુષો

એવા નવા ફંદમાં પડતા નથી.

સુ. મં. : એ તો કઈ દ્રષ્ટિએ જુઓ છો તે પર આધાર રાખે છે. માટે અમુક ફેરફાર થાય તેથી એ બરાબર છે એમ માનવાને કારણ નથી. શાસ્ત્રમાં યોગ્ય ફેરફાર થવા જોઇએ એમ હું તો માનું છું. પરંતુ, એ ફેરફાર આપણી પવિત્ર પ્રાચીન ભાવનાને અનુકૂળ હોવા જોઇએ, એમ પણ મને લાગે છે.

સત્યભામા : મૂળ વાત તો એમ છેને, આ સુધારાવાળાઓ ફેરફાર કરવા માગે છે તે કઇ રીતે આપણી પ્રાચીન ભાવનાને અનુકૂળ છે ? શાસ્ત્રમાં પુરુષોને ગૃહના દેવ માન્યા છે, ગૃહના રાજા માન્યા છે. આવું મહત્ત્વનું પદ છોડીને ગૃહવ્યવહારની જંજાળમાં પડી એમણે શા માટે હલકા પડવું જોઇએ, તે જ હું તો સમજી નથી શકતી.

શિ. મં. : "ગૃહદેવનું પદ પુરુષોને કદાચ એક વખત હશે, આજે તો વસ્તુસ્થિતિ જુદી છે. પુરુષપૂજાના દિવસો હવે ક્યાં રહ્યા છે? આજે તો એની સ્થિતિ ગૃહમાં ગુલામ જેવી છે.

રુકિમણી : આ તો સાહેબ! અતિશયોક્તિ છે. એ તો આ નવા જમાનાના પુરુષો એવી વાતો કરે છે. બાકી, પુરુષોને દુઃખ શું છે ! સ્ત્રીઓ રળે અને પુરુષો ખાવ. એક ઘરનું અને બાળકોનું કામ એને કરવું પડે એ કંઈ બહુ કહેવાય ?

અ. મં. : બહુ નહિ ત્યારે એ ઓછું છે ?

ભદંભદા : એ તો ધર્મનો પ્રશ્ન છે. ગૃહ અને બાળકને સંભાળવાની ફરજ પુરુષને માથે છે. પોતપોતાના ધર્મનું આચરણ કરવું એવું શાસ્ત્રનું કથન છે.

ધા. મં. : ( જરા મશ્કરીને અવાજે ) જુઓને, મેં પણ શાસ્ત્રોનો બહુ સારો અભ્યાસ કર્યો છે, અને એ પુરાણી પ્રથા વિષે મને બહુ માન છે. એક વસ્તુ આપને પૂછું. શાસ્ત્રમાં તો એમ પણ કહ્યું છે કે પુરુષો તાડનને પણ પાત્ર છે. આપ શ્રીયુતો એ બાબત શાસ્ત્રમાં કંઈ ફેરફાર ઇચ્છશો કે નહિ ?

તારાસિંગ : " સાહેબ અમે તો ભણેલા નથી. પરંતુ પુરુષને માટે તાડનવિધિ શાસ્ત્રમાં લખી હોય તો એમાં કાંઇ ખોટું નથી. 'ક્ષુધે નર પાધરો' એ આપણી અનુભવજૂની કહેવત છે. એટલે આપ એ દલીલથી અમારો વિરોધ ઓછો નહિ કરી શકો.

ભદંભદા : શાસ્ત્રમાં તાડન માટે એમ કહ્યું છે કે

भर्ता पुत्रश्च दासश्च प्रेष्यो भ्राता च सोदरः ।
प्राप्तापराधास्ताड्याः स्यू रज्ज्वा वेणुदलेन वा ॥ એટલે

પુરુષે અપરાધ કર્યો હોય તોજ એ તાડનને પાત્ર થાય. આપે થોડા વખત પર ન્યાયમૂર્તિ ધર્મિષ્ઠાનો ચુકાદો વાંચ્યો હશે. થોડા વખત પર જ એવો કિસ્સો બન્યો હતો. પત્નીએ પતિને ખૂબ માર્યો અને એ કિસ્સો કચેરીમાં ગયો. ન્યાયમૂર્તિએ ચુકાદો આપતાં કહ્યું કે પતિને મારવો એ શાસ્ત્રાધારે સ્ત્રીના અધિકારની વાત છે એટલે સ્ત્રીનું આચરણ શાસ્ત્રવિરુદ્ધ નહોતું. એમ કહી ને સ્ત્રીને છોડી મૂકી. આવી ન્યાયમૂર્તિઓના હાથમાં જ આપણો સનાતનધર્મ સુરક્ષિત છે.

સુ. મં. : મેં આપની વિદ્વત્તાભરેલી દલીલો સાંભળી. આપને મેં જવાબ પણ આપ્યો છે કે જે યોગ્ય હશે તે અમે કરીશું. હવે આપ સિધાવો તો અમે બીજા મંડળની મુલાકાત લઈ શકીએ.

ભદંભદા : ( ઊઠતાં ઊઠતાં અથ જતાં જતાં ) અમે તમારે વિશ્વાસે છીએ. શાસ્ત્રમાં ફેરફાર કરશો તો સમાજનું સત્યાનાશ

વળશે એટલુંજ આપને ફરીને કહું છું.
(બધાં જાય છે. મંત્રીઓ કંટાળાથી આળસ મરડે છે, અને એક બીજા સામે જોઇ હસે છે.)

ધા. મં.: શી એમની દલીલો !

સુ. મં.: (હસતાં) કેમ મારો જવાબ તો બરોબર હતો ને ?

શિ. મં.: આ બીજા મંડળને શો જવાબ આપશો તે મારે જાણવું છે. એ કંઈ એમ સહેલાઇથી ભોળવાય એમ હું માનતો નથી.

(બીજું મંડળ દાખલ થાય છે. આમાં બધા જ પુરુષો છે—દાઢી, મૂછ વિનાના અને કેટલાકના વાળ 'બૉબ્ડ' છે. મંત્રીઓ ગંભીર થઈ પોતપોતાની જગા પર ઠીક બેસે છે.)

મંડળનો આગેવાન: (બધાની ઓળખાણ કરાવતાં) મારું નામ વિદ્યાપતિ છે. આ ભાઈઓ અનુક્રમે લક્ષ્મીધર, રમાનાથ, ઉમાશંકર, રાધારમણ, ચંદ્રાપીડ, કાળિદાસ, ભવભૂતિ, અગ્નિમિત્ર અને બાણાચાર્ય છે. (બધા પ્રધાનોને નમે છે અને બેસે છે.)

મુ. મં.: બોલો આપની શી ઇચ્છા છે ?

વિદ્યાપતિ (સંકોચ વિના છૂટથી બોલે છે) આપની આગળ કેટલીક માગણીઓ મૂકવા અમે આવ્યા છીએ. એ માગણીઓ આ નિવેદનમાં દર્શાવી છે. આપની સમક્ષ એ નિવેદનમાંથી વાંચવાની રજા લઉં છું. આ નિવેદન પર સહી કરનારાની સંખ્યા ખૂબ મોટી છે એ પણ આપ જોઈ શકશો. તેમજ એકલા પુરુષોની જ નહિ પરંતુ જે સ્ત્રીઓ વ્યક્તિસ્વાતંત્ર્યમાં માને છે એમણે પણ એમાં સહીઓ કરી છે એ પણ આપ જોઈ શકશો. [વાંચે છે.] નામદાર મુખ્યમંત્રી અને અન્ય પ્રધાનો !

આજે વર્ષોથી દેશની સ્થિતિ અધમ થતી ચાલી છે, અન્ય દેશોની સરખામણીમાં આપણો દેશ પછાત છે, તેનું મુખ્ય કારણ તો દેશની લગભગ અરધી વસ્તી અજ્ઞાન તેમજ ગુલામીમાં સડે છે. પુરુષો, જેમના હાથમાં ભવિષ્યની પ્રજાના શિક્ષણનો આધાર છે, તે જ આજે અશિક્ષિત છે. એટલે ભવિષ્યની પ્રજા ખાતર અને દેશને ખાતર પણ આ સ્થિતિ નભાવવી ઇષ્ટ નથી.

પુરુષો અશિક્ષિત છે. કારણ કે એમનું સ્થાન આજે સમાજમાં ઊતરતું છે. પુત્રીની કેળવણી પાછળ રાજ્ય તેમજ માબાપ જેટલા પૈસા ખરચે છે તેટલા પૈસા પુત્રના શિક્ષણ પાછળ ખર્ચતાં નથી. આ અજ્ઞાન એમની આર્થિક અને તેને લીધે સામાજિક તેમજ રાજકીય અવદશાનું કારણ છે. માટે અમારી પ્રાર્થના છે કે પુરુષોના શિક્ષણનો સવાલ બનતી ત્વરાએ હાથમાં લેવો અને એક પણ પુરુષ અશિક્ષિત ના રહે તેને માટે યોગ્ય પગલાં લેવાં.

પુરુષના શિક્ષણની વચ્ચે આવનાર સામાજિક બંધનોનો પણ સાથેસાથે નિકાલ લાવવાની જરૂર છે. ગૃહનો બોજો, બાળકોનાં લાલનપાલનનો બોજો. નાની વયથી પુરુષો પર પડે, તો એમનાથી આગળ શિક્ષણ લઈ શકાય નહિ, માટે બાળલગ્નની પ્રથા નાબૂદ કરવાની જરૂર છે. બાળલગ્નને લીધે સંતતિ પણ વધે છે, અને તેથી લાખ્ખો પુરુષોને આજીવન બીજાં કાર્યો માટે અવકાશ રહેતો નથી. તેથી કરીને સંતતિનિયમનનો પ્રશ્ન પણ હાથમાં લેવો જોઇએ.

લગ્નસંસ્થાને પણ સુધારવાની આવશ્યકતા છે. સ્ત્રીઓ ગમે તેટલી વાર લગ્ન કરી શકે છે, જ્યારે પુરુષો તો એક જ સ્ત્રી કરી શકે—પછી એ ગમે તેવી હોય. તેઓને

રાખતી પણ ના હોય, અથવા તે ગાંડી પણ હોય, તોપણ પુરુષને એની સાથે આખો જન્મારો કાઢવાનો. આ એકતરફી સંસ્થા સુધારવાની જરૂર છે.

એકપત્ની અને એક પતિનો કાયદો થવાની જરૂર છે, પણ સાથેસાથે લગ્ન બંધનરૂપ ન નીવડે માટે અમુક કારણસર લગ્નવિચ્છેદની પણ છૂટ આપવી જોઇએ. એ કારણો બેમાંથી એક ગાંડું હોય, એકે બીજાનો ત્યાગ કર્યો હોય, બેમાંથી એકને ખરાબ અથવા અસાધ્ય રોગ હોય, ઇત્યાદિ.

પુરુષની આર્થિક સ્થિતિ સુધારવા માટે એને પણ માતા તેમજ પત્નીની સંપત્તિમાં વારસાનો હક્ક મળવો જોઇએ. તે ઉપરાંત જે જે ક્ષેત્રો ધંધાથી અથવા નોકરીને અંગે સ્ત્રીઓ માટે ખુલ્લાં છે, તે ક્ષેત્રો પુરુષો માટે પણ ખુલ્લાં હોવાં જોઇએ.

રાજકીય બાબતમાં તો એક જ માગણી કરવાની છેઃ અને તે એ કે આજે પુરુષને મંત્રી થવાનો જે અધિકાર નથી, તે અધિકાર એમને મળવો જોઇએ.

" આ ટૂંકાણમાં અમારી વિજ્ઞપ્તિ છે. અમે આપનો અમૂલ્ય વખત લેવા માગતા નથી. અમને સાંભળવાની આપે આ તક આપી છે તે બદલ આભારી છીએ.

લી. આપના નમ્ર સેવકો,

શ્રી. વિદ્યાપતિ
,, લક્ષ્મીધર
,, રમાનાથ
,, ઉમાશંકર
,, રાધારમણ
,, ચંદ્રાપીડ
,, કાળિદાસ
,, ભવભૂતિ
,, અગ્નિમિત્ર
,, બાણાચાર્ય
અને બીજા અનેક
(વાંચીને બેસે છે)

સુ. મં. : તમારી માગણીઓ કેટલીક તો વાજબી છે. (મંડળમાં આશા પ્રગટી હોય એમ મોંપરથી લાગે છે.) પરંતુ કેટલીક દલીલો સાથે હું સંમત થઈ શકું એમ નથી.

વિદ્યાપતિ : કઈ દલીલો.

સુ. મં. : સામાજિક બાબતોની, શિક્ષણને અંગેની તમારી માગણી કબૂલ છે. પુરુષોને શિક્ષણની જરૂર છે જ. પરંતુ કેવું શિક્ષણ આપવું એ જ પ્રશ્ન છે. સ્ત્રીઓનું તેમજ પુરુષનું શિક્ષણ એક જ હોવું જોઇએ, કે જુદું, એ પ્રશ્ન તમે કબૂલ કરશો કે મોટો છે.

લક્ષ્મીધરઃ સ્ત્રી પુરુષનું શિક્ષણ જુદું હોય એ કેમ બની શકે?

શિ. મં. : શા માટે નહિ ? બધા પુરુષો ઓછા જ બહાર નોકરી કરવા જવાના હતા ? જે ગૃહ સંભાળે તેને તો ગૃહને લગતું શિક્ષણ જોઇએ ને ?

વિદ્યાપતિ : હા, પણ એ તો ભિન્નભિન્ન ક્ષેત્રને અંગે. પરંતુ જે શિક્ષણ મનુષ્યત્વ ખિલવવાને માટે જોઇએ તે તો બન્નેને સરખું જ હોય ને ! કારણ કે મનુષ્યત્વ તો બન્નેમાં છે.

સુ. મં. : એ તો બરાબર છે. એ બાબતનો આપણે જરૂર વિચાર કરીશું. એકાદ સમિતિ એને માટે ખાસ નીમીશું. તેમાં આપના જેવા મદદ કરશે તો આપણે ઘણું કરી શકીશું.

વિદ્યાપતિ : (ખુશ થતાં) આપ એ બાબત સત્વર પગલાં લો એવી અમારી વિનંતિ છે. હવે સામાજિક પ્રશ્નો બાબત આપને શો વાંધો છે ? "

ર. મં. : આ તમારા સંતતિનિયમન બાબતના વિચારો મને માન્ય નથી. દેશના રક્ષણ માટે જેટલી વધારે પ્રજા

જન્મે તેટલું સારું છે. પરંતુ એ રક્ષણનો પ્રશ્ન ના લઇએ તોપણ તમારા વિચારો તદ્દન અસ્વાભાવિક અને ધર્મવિરુદ્ધ છે.

ઉમાશંકર : (આ ભાષણને શબ્દે શબ્દે ઉશ્કેરાય છે. અને પૂરું થતાં જવાબ આપે છે.) એટલે તમે શું કહેવા માગો છો ? તમારે છોકરાં ઉછેરવાનાં હોય તો ખબર પડે. અને વળી ધર્મશાસ્ત્ર ક્યાં કહે છે કે કાઢીબંધ છોકરાં ઉત્પન્ન કર્યાં જ કરવાં ? ધર્મશાસ્ત્રોએ પણ મર્યાદા મૂકી છે. 'अष्टपुत्रवान् भव' એ આશીર્વચન ગણાય છે. જોકે આ જમાનામાં તો આઠની સંખ્યા પણ વધારે પડતી છે.

ર. મં. : આજ તમારી પરદેશી વિચારોની ઘેલછા ! આપણાં શાસ્ત્ર પ્રમાણે લગ્ન તો પ્રજોત્પત્તિ માટેની પવિત્ર સંસ્થા ગણાય છે. જે લગ્ન કરે છે તેણે તો આજીવન પ્રજોત્પત્તિ પાછળ જ મંડયા રહેવાનું. બાળક ન જોઇએ તો પરણો છો શું કામ ?

ઉમાશંકર : (વિશેષ ઉશ્કેરાઈ) આ 'ધર્મશાસ્ત્રો' 'ધર્મશાસ્ત્રો'ને નામે જ અમારા પર સરસાઈ ભોગવો છો ! તમારાં ધર્મશાસ્ત્રોએ જ લગ્ન ફરજિયાત કર્યાં અને હવે દાઝયા પર ડામ દેવા પૂછો છો કે લગ્ન કેમ કરો છો ? અમે કંઇ નવો વિચાર દર્શાવીએ અને તે તમારા વિચારની વિરુદ્ધ હોય એટલે અમારી પરદેશીની ઘેલછા ! તમને ઠીક બહાનું મળ્યું છે !

સુ. મં. : (ઠંડા પાડવા) આ સંતતિનિયમનનો પ્રશ્ન અટપટો છે એ તમે કબૂલ કરશો. એને પણ બે બાજુ છે. આરોગ્યની દૃષ્ટિએ આ પ્રશ્ન વિચારાય એ ઇષ્ટ છે. તો આપણા આરોગ્યમંત્રી શું કહે છે તે સાંભળીએ.

વિદ્યાપતિ : દરેક પ્રશ્નને બે બાજુ હોય છે. આપણે તો બધી રીતે કઈ સારી બાજુ તે વિચારવાનું છે. બાકી, તમારા વિચારથી અમારા વિચાર વિરુદ્ધ હોય, માટે પરદેશીની ઘેલછા એમ કહી અમારું અપમાન ના કરશો.

સુ. મં. : (આ. મં.ને બોલવાનો ઇશારો કરતાં) ના, ના; તમારું અપમાન કરવાનો જરાય ઇરાદો નથી. જુઓ, આરોગ્યમંત્રી શું કહે છે ?

આ. મં. : अतिसर्वत्र वर्जयेत् । એ સૂત્ર તો જાણીતું જ છે. એટલે વિશેષ કહેવાનું રહેતું નથી. પ્રશ્ન માત્ર એટલો જ કે 'અતિ' કોને કહેવા ?

ઉમાશંકર : એ પ્રશ્ન જ મોટો છે ને ?

આ. મં. : એક માણસ તંદુરસ્ત હોય તો વધારે મહેનત કરી શકે. બીજો કમતાકાત હોય તો ઓછી મહેનત કરે. એટલે મનુષ્યે કેટલી મજૂરી કરવી, કેટલું કામ કરવું, તેને માટે તો આપણે એક કાયદો કરી શકતા નથી.

ઉમાશંકર : પણ જે કમતાકાદ હોય તેને તો કહો કે નહિ, કે મહેનત ઓછી કરવી ?

આ. મં. : જરૂર. એવાંને સલાહ આપવી એ તો દાક્તરોનો ધર્મ છે. પણ એ સલાહ માટે ખાસ કાયદાની કે ખાસ દવાખાનાંની જરૂર અમને લાગતી નથી.

ઉમાશંકર : અમને તો લાગે છે. કારણ કે, નહિતર ખબર નહિ પડે કે સલાહ ક્યાં માગવી ? અને બધા જ દાક્તરો સારી સલાહ આપતા પણ નથી. લોકો તન્દુરસ્ત થાય, તો એમની કમાણી ઓછી થાય ને ?

સુ. મં. : આરોગ્ય મં.નું કહ્યું તમે સમજ્યા નહિ. આ જાતના પ્રશ્નને વ્યક્તિ પર છોડવો એ જ સારું છે. દાક્તરો તો આરો-

આપની દૃષ્ટિએ સલાહ આપે, બીજી દૃષ્ટિએ નહિ.

લક્ષ્મીધર : આમાં તો આર્થિક દૃષ્ટિનો પણ વિચાર કરવાનો છે. એક કુટુમ્બમાં ઘણાં માણસો હોય તો એનું ભરણપોષણ કરવું કેટલું અઘરું પડે ?

અ. મં. : આપણે એ પ્રશ્ન આના સંબંધમાં નહિ લઈએ. કારણ કે આર્થિક પ્રશ્ન તો આજે સમાજમાં બધી બાબતમાં મોટો પ્રશ્ન થઈ પડ્યો છે. કેવળ આને જ લાગુ પડતો નથી."

સુ. મં. : બીજું તો, બાળલગ્ન આપણે અટકાવીશું તો એ પ્રશ્નનો ઉકેલ આપોઆપ આવશે. બાળલગ્ન અટકાવવા બાબત અમે તમારી સાથે સંપૂર્ણ સંમત છીએ. ( જાણે મહેરબાની બતાવતાં હોય તેમ બોલે છે. )

બાણાચાર્ય : અમને તો લાગે છે કે લગ્નની સંસ્થા જ સુધારવી જોઈએ.

ધા. મં. : એટલે શું સંસ્થા કાઢી નાખવા માગો છો ?"

બાણાચાર્ય : ના એવું મેં ક્યાં કહ્યું ? હું તો સુધારવાની વાત કરું છું.

ધા. મં. : ખરાબ શું છે કે સુધારવા માગો છો ?

બાણાચાર્ય : એક પતિ અને એક પત્નીવ્રતનો કાયદો તેમજ લગ્નવિચ્છેદનો કાયદો હોય તો સમાજને ઘણો ફાયદો થાય.

સુ. મં. : તમને કદાચ ફાયદો થાય. બાકી સમાજને થાય કે કેમ એ શંકાભરેલું છે. આપણી લગ્નની પવિત્ર સંસ્થા તદ્દન નાખી દેવા જેવી નથી.

ધા. મં. : એકપતિવ્રત એ તો ઠીક, પણ લગ્નવિચ્છેદનો કાયદો તો સમાજને જરૂર નુકશાન કરશે. એકપતિવ્રતની બાબતમાં પણ ખૂબ વિચાર કરવાનો છે. આપણે આર્થિક દૃષ્ટિની વાત કરી. આર્થિક દૃષ્ટિએ સ્ત્રી અનેક પુરુષોને પરણે એ ઇષ્ટ છે. કારણ કે, પુરુષો પોતાની પત્ની માટે વગરપગારના નોકર જેવા અનેક કામ કરે. ખેડુતવર્ગને માટે તો એ પ્રથા સારી ગણાય.

વિદ્યાપતિ : એટલે તમે વેઠમાં માનો છો! પુરુષ વગરપગારે ગુલામી કરે !

ધા. મં. : "પોતાની પત્ની માટે કરે, તેમાં પગારનો ક્યાં સવાલ ? એને વેઠ પણ કેમ કહેવાય ? પત્ની એને ખવડાવે, પિવડાવે અને વર્ષે દહાડે બે ધોતિયાં આપે એ ઓછું છે ?"

વિદ્યાપતિ : આપ મશ્કરી કરો છો કે સાચે જ અનેક પતિમાં માનો છો ?

ધા. મં. : ( જરા ગભરાઈ ) ના, ના; હું પોતે અનેક પતિમાં માનતી નથી. પણ હું તો એક પ્રશ્ન તરીકે એની ચર્ચા કરું છું. ધારામંત્રી તરીકે મારે એક પતિવ્રતનો કાયદો કરતાં પહેલાં આ આર્થિક પ્રશ્નનો પણ વિચાર કરવો જોઈએ. બિચારા ખેડૂતોનું શું થાય ( અરજદાર મંડળ આ સાંભળી જરા આકુળ બને છે. એમ એમના ચહેરા પરથી તથા માંહોમાંહે ઘુસપુસ અને ચાળા પરથી સ્પષ્ટ જણાય છે. )

ર. મં. : અરે તમારા લગ્નવિચ્છેદના વિચારો સાથે મારી સંમતિ નથી.

ઉમાશંકર: "આપની સંમતિ તો અમે જોયું કે કશામાં નથી.

ર. મં.: એ તમે ભૂલો છો. હું બીજી દરેક છૂટ આપવા તૈયાર છું; પણ આ નહિ. બિચારા પુરુષોનું થાય શું ? તમને લોકોને તો ભાનજ નથી. તમે રહ્યા બધા શહેરી. ગામડામાં અજ્ઞાન પુરુષોને એમની પત્નીઓ છૂટાછેડા આપે તો જાય ક્યાં ? એમનું થાય શું ?

વિદ્યાપતિ : " એ બિચારા પુરુષોને પરાધીન તો બનાવ્યા. અને હવે કહો છો, થાય શું? અમારી તો એ જ માગણી છેને કે તમારે એમને શિક્ષિત બનાવી સ્વાવલંબી બનાવવા."

ર. મં. : હા; તો પછી એ સ્વાવલંબી થાય પછી જ લગ્નવિચ્છેદની વાતો કરજો. બાકી વાસ્તવિક સ્થિતિ સમજ્યા વિના—

સુ. મં. : (અરજદારમંડળને રાતુંપીળું થતું જોઈ એને આગળ બોલતાં અટકાવી) તમારી માગણી અમે સાંભળી છે. હવે મને લાગે છે કે એના પર વિશેષ ચર્ચાની જરૂર નથી. સમય પણ ખૂબ થયો છે. (ઘડિયાળ બતાવે છે) એટલે આ મુલાકાત ખતમ કરું છું. તમારી માગણીનો પૂરો વિચાર થશે. અને જે યોગ્ય હશે તેજ થશે.

વિદ્યાપતિ : " (ઊઠતાં) અમારું નિવેદન આપને આપ્યું છે. આપના કેટલાક વિચારો જાણ્યા પછી અમને બહુ શ્રદ્ધા તો નથી કે એમાંથી કંઈ થશે. એટલે અમારે તો આ બાબત ચળવળ કરવાની જ રહી.

સુ. મં. : (જરા ધીરજ ખાઈને) જુઓને, હમણાં જ અમારે તો સનાતની ભાઈ-બહેનોનું મંડળ આવ્યું હતું. સરકારને તો બધાંને સાચવવાના. આ તો લોકશાહી તંત્ર છે. એકદમ કંઈ નિશ્ચયાત્મક જવાબ અપાય છે?

વિદ્યાપતિ : હા, જી; આ લોકશાહી તંત્ર છે. એટલે જ હું કહું છું કે અમારે હવે પુરુષોનો-મત કેળવવાનો રહ્યો. આજે તો બિચારા પુરુષો એ ક્યાં સમજે છે કે એમને માટે શું સારું છે. (નમન કરી બધા જરા ગુસ્સામાં જાય છે. થોડી વારમાં પહેલાંના જેવી ધીપથી કરતાં બન્ને સરઘસો પાછા ફર્યાના અવાજ સંભળાય છે.)

સુ. મં. : (પરસેવો લૂછતાં અને ખુરશી પર ધબ દઈને પડતાં) તોબાહ! આ વ્યાધાવતાર ક્યાંથી! (રક્ષણમંત્રી તરફ જોઈને) તમે પણ શું એમને ઉશ્કેર્યાં?

ર. મં. : હું તો સૈનિક છું. તડ ને ફડ કરનારી. પંપાળપંપાળ કરીને વાત કરતાં મને ના આવડે. આ (ધા. મં. તરફ હાથ કરીને) સાહેબની રાજરમત મને ના આવડે.

સુ. મં. : અરે પણ એમનું છેલ્લું વાક્ય સાંભળ્યું? આ ચૂંટણી તો પાસે આવી છે. હવે આપણે શું કરીશું.

ધા. મં. : અરે બહેન! શબ્દોથી શું ગભરાઈ જાઓ છો? પુરુષ સંગઠિત થઈને એક થાય વહ દિન કહાં?

શિ. મં. : મને લાગે છે કે તમે સીતાજીની સલાહ પૂછો તો સારું.

સુ. મં. : હા; એ ઠીક કહ્યું. શંકા લાગે ત્યાં સીતાજી!

(સીતાજીના વિચારે બધા છુટકારાનો દમ લે છે અને પડદો પડે છે.)*

*લેખકની પરવાનગી મેળવ્યા સિવાય કોઈએ ભજવવું નહીં.

# ત્યારે અને અત્યારે

શ્રી. કેશવપ્રસાદ દેસાઈ
B. A. L. L. B.



'સ્ત્રીબોધ' માસિકનો આ અંક ૧૦૦૧ મો છે. તે પ્રસિદ્ધ થયું ત્યારે ખાસ બે કાર્ય માટે તેની પ્રસિદ્ધિ છે એમ જાહેર થયું હતું: સ્ત્રીકેળવણી અને સંસારસુધારો. તે જ આરસામાં "રાસ્તગોફ્તાર" તથા "સત્યપ્રકાશ". એ બીજાં બે અઠવાડિકો પણ ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થતાં હતાં. અઠવાડિકોમાં સ્વાભાવિક રીતે જ સમાચારો પ્રત્યે તથા ચાલુ બનાવો પ્રત્યે વધારે ધ્યાન આપવામાં આવે, એટલે આ પત્રોની જૂની ફાઇલો જોઇએ તો તે સમયની આપણી સામાજિક પરિસ્થિતિની માહિતી આપણને મળે. "સ્ત્રીબોધ"ની સ્થાપના ૧૮૫૬ માં થઈ. તે સમયની પરિસ્થિતિ માટે માહિતી મેળવવા માટે ૧૮૫૮ ના આખા વર્ષની "રાસ્તગોફ્તાર"ની ફાઇલ મેં જોઈ. તેમાંથી ઘણી જ રસભરી માહિતી મને મળી. તે વખતે બળવાનો અંત આવ્યો હતો, પણ નાના ફડનવીસ અને તાત્યાં ટોપી પોતાના લશ્કરો સાથે નાસતા ફરતા હતા. અયોધ્યાની બેગમ પણ પકડાઇ નહોતી. ઝાંસીની રાણીનું મૃત્યુ પણ તે જ વર્ષમાં થયું હતું. હિંદના રાજ્યબંધારણ માટે ઇગ્લાંડમાં પાર્લામેંટમાં ચર્ચા થતી હતી. અને રાણીનું રાજ્ય ૧-૧૧-૧૮૫૮ થી હિંદમાં શરૂ થયું. મુંબઈ મ્યુનિસિપાલિટી હતી નહિ, પણ એક નાની કમિટી મારફતે સુધરાઇનો કારોબાર ચાલતો હતો. વિહાર તળાવમાંથી મુંબઇને પાણી પૂરું પાડવાની ગોઠવણ થઈ હતી, અને તેનો કારભાર 'વિહાર વૉટર કમીશ'ન હાથમાં હતો. મુંબઈ ઇલાકાન 'કેળવણી ખાતાની' સ્થાપન તરતમાં જ થઇ હતી, અને કેળવણી ખાતાના ડિરેકટરે અને ઇન્સ્પેક્ટરોની જગાએ સ્થપાઈ હતી. આવા સમયમાં "સ્ત્રીબોધ"ની સ્થાપના થઇ હતી. તે સ્થાપના કાંઇ કેવળ પારસી સ્ત્રીઓની પ્રગતિ માટે નહોતી; કારણ કે, તેની સ્થાપનામાં પારસી અને હિંદુ બન્નેનો હાથ હતો. ૧૮૫૮ની સાલના "રાસ્ત ગોફ્તાર"ના અંકોમાંથી સામાજિક વિષયો માંના થોડાક ઉતારા અત્રે આપવાથી તે વખતની સામાજિક સ્થિતિનો કાંઇક ખ્યાલ વાંચનારને આવશે.

ઇ. સ. ૧૮૫૧ ના નવેંબરની પંદરમી તારીખે "રાસ્ત ગોફ્તાર"ની સ્થાપના થઇ હતી ૧૮૫૮ની જાન્યુઆરીની ત્રીજી તારીખના અંકમાં જણાવ્યું છે કે: "...આએ પતર પારશીઓના ફાએદાને સારૂ પરવરતાવીઉં હે હેવી ઢપથી તે આજ સુધી લખાતું આવી ઉંર તેજ રીતે માતરે હવે પછી લખાશે નહીં.

"...એ પતર તંમામ દેશી લોકોના ફાએદાનું છે...દેશી વરતમાન પતરમાં નામ રાખીને આએ પતરને ફક્ત પારશીઓનાજ ફાએદાને શારૂ કામે લગાડવું તેમાં હમો સુધ શમજીએથ. હીનદુશતાનમાં જુદી જુદી કોમ હોવાથી જે મમતા ઓછી ચાલે છે તે દીલગીરી ભરેલી છે. પણ જુદી જુદી કોમન

લોકોને વાસ્તે જુદા જુદા ' પતરો પરવરતાવીને તે ફરક વધારવો તે વાત ડાપણની નથી"

" ગુજરાતી હીનદુઓમાં શુધરાઇ કરવામાં આજ બે વરશથી ' શતીઅપરકાશ ' નામનું દર અઠવાડીઅનું પતંર અશથાપીઆમાં આવીઉં છે......વાણીઆઓ સહેજ કારણ ઉપરથી છવતી બાએડી ઉપર બીજી બાએડી ચકરે. તથા લગનની વેલાએ તેઓની અશતરીઓ લાજ છોડી ,દઇને ફટાનાં ગીતો ગાએચ, તથા તેઓમાં પુનરવીવા અટકાવી-આથી જે ઘાતકીપણું અને ખરાબી ચાલેચ, તથા તેઓમાં લગન અને મોતની વખતે અનઘટતો અને બેઢંગો ખરચ થાએચ, એ શવલી બાબતોની વીરૂધમાં,..............એ પતરના લખનારાઓની કલમથી શદા મદદ મલેલી છે......" [ ૧૦-૧-૧૮૫૮. ]

" અમદાવાદવાલા નામીચા શરાફ અને દેશી શેઠ હેમાંભાઇ વખતચંદે તા. ૧૫ મી જાનેવારી અને શોમવારને દને આએ પરથવી છોડી છે......શુધરાઇના મીતર તરીકે અને કેલવણીના દોશત દાખલ એ શેઠે જે કીરતી મેલવીચ તે એકાએક નીકલી નથી જવાની. અમદાવાદ ખાતે હાલ જે અંગરેજી નીશાલ શથાપેલી છે, અને જાંહાં શેંકડો બાલકો કેલવણી લીએચ તે નીશાલને માટે તહાંના લોકો ઘણાખરા શેઠ હેમાભાઇના દેણ-દાર છે. ગુજરાત વરનાકીઉલર શોશાઇટી જે હાલ દર ,માશે ચાર હજારનો અડશતો ઉતરે એટલી કીતાબો તાંહાંની દેશી નીશાલોને માટે છપાવતી જાએચ, અને જેહેનાં ઉપીઓગ વીશે કોઇ અનજાણું નથી, તે શોશાએટીને મુખીઅ મદદ કરનાર અને શથાપનાર શેઠની શઉથી મોટી ખુબી એજ હતી કે અશતરી કેલવણીનાં તેવણ એક શાચા મીતર હતા, અને નાજુક પંથને વીદીઆ અભેઆશ કરતાં જોઈ તેવણ બારે ,મધન થાતા હતા......" [ ૭-૨-૧૮૫૮. ]

" કપોલ ગનાત વાલાઓએ અગેંતનો બંદોબશત હવડાં હેવો કીધોચ કે જો કોઈ શખશ " કાંઇ ઘણુંજ વજનદાર કારણશર બીજી અશતરી કરવા માંગે તો તેણે પરથમમાં પોતાની નાતની રજા લેવી—રજા વગર જીવંતી બાએડી ઉપર બીજી બાએડી કોઇથી થઇ શકે નહી. તેઓએ બીજો હેવો ઠરાવ કીધોચ કે મરણની વેલાએ તેઓની અશતરીઓ જાહેર રશતા વચ્ચે મરીઆદા મુકીને તથા માંથાં ઉપરથી છાલ કાહાડી નાંખીને ઉઘાડી છાતીએ કુટે છે. તેમ કુટીઆને બદલે મરીઆદાથી. તથા છાતી અને માથું ઉંઘાડું મુકીઆ વગર કુટવું......" [ ૭-૨-૧૮૫૮. ]

" ૧૮૫૫-૫૬ ના વરશમાં......મુંબઈ, ગુજરાત અને દખણ, એ તરણ પરાંતો મધે તા. ૩૦ મી અપરેલ ૧૮૫૬ ને દીને શરકારના ખરચથી ૧૭ ઇંગરેજી નીશાલો તથા ૩૨૨ દેશી નીશાલો ચાલુ હતી. અંગરેજી શંગલી નીશાલો મલીને ૨૮૫૧ છોકરાઓ કેલવણી લેતા હતા; તેઓ ઉપર વરશ દહાડાનો રૂ. ૧૧૪૪૨૯ નો ખરચ થાએઓ હતો. દેશી નીશાલોમાં ૨૨૯૫૦ છોકરાઓ કેલવણી લેતા હતા. તેઓ પછવાડેનો ખરચ રૂ. ૭૫૯૯૦ નો થાએઓ હતો. આપણા શવરશથાનની વશતી તથા દોલત મુજબ શરકારની તરફથી કેલવ-ણીનો એ ફેલાવો ઘણોજ થોડો છે."

[ ૧૪-૨-૧૮૫૮ ]

" જરથોશતી છોકરીઓની નીશાલ મંડલી અશથાપવા સારૂ તા. ૨૩ મારચ ૧૮૫૮ ને દને ભરાએલી શભાની ઉપજ નીપજનો એહે-વાલ......બાઇ નવરોજજી ફરદુનજીએ જણા-વેઉ જે " પરિસીડેન્ટશ લીટરેરી એનડ શાઇએનટીફીક શોશાએટી " હશતેકની જરથો-શતી છોકરીઓની નીશાલો આપણા લોકોના શવાધીનમાં લીધીચ......તેને આશરો આપ-નારા જરતોશતીઓની આએ ખાશ શભા આજ દીને બોલાવીચ.

"...૨૧મી જુલાઈ ૧૮૫૭ ને દને પારશીની છોકરીઓની ચાર નીશાલો પોતાની શવાધીનમાં લીધી છે તેહની વીગત."

| | | |
|---|---|---|
| ૧. કોટની નીશાલ | છોકરીઓ | ૧૮૩ |
| ૨. ચંદનવાડીની નીશાલ | " | ૮૯ |
| ૩. બાહેર કોટની નીશાલ | " | ૮૦ |
| ૪. મજગાંમની નીશાલ | " | ૪૭" |

[૨૮-૩-૧૮૫૮]

"અતરેના કેલવણી ખાતાનો ઇનસપેક્ટર મી. હોપ ભરચ ખાતે બાલક છોકરીઓની એક નીશાલ ઉભી કરવાને શારૂ ઘણી મેહનત કરેચ, અને તહાંનાં લોકોને આગ્રે અગતનાં કામમાં મદદ આપવાને એ ઓધેદાર શમજાવેચ." [૨૮-૩-૧૮૫૮]

"નીતિ અને સદગુણ વીશે બાલક છોકરાઓને વાસતે ભાઇ નરમદાશંકર લાલશંકરે એક નહાનું પુશતક કવીતામાં રચીને તઈઆર કરેલું છે. અંગરેજી નામીચા કવી મીં વાટે બનાવેલા નીતિના ગીતો ઉપરથી ઘણું કરીને આ નાહનું પુશતક રચવામાં આવેલું છે...... ભાઇ નરમદાશંકરની શકતી કવીતા રચવામાં શારી રીત જણાએલી છે." (૧૮-૪-૧૮૫૮)

"કવિ નરમદાશંકર લાલશંકરની તરફથી અલંકાર પરવેશ નામનું એક પુશતક છપાઇને બાહર પડીઉં છે...ભાઇ નરમદાશંકરનું પોતાના ગુજરાતી ભાશા સુધારવા ઉપર તથા ગુજરાતી ભાશામાં કવીતા રચવા ઉપર લાગેલું જોઈને હમોને ઘણો આનંદ ઉપજે છે..." (૯-૫-૧૮૫૮)

"અમદાવાદની છોડીઓની નીશાલનું ખાતે મુહુરત......અમદાવાદમાં છોકરીઓની એક નીશાલ જે નામદાર શેઠાણી સખાવતે બહાદુર હરકુંવરબાઇ પોતાને ખરચે ચલાવે છે તે નીશાલને વાસતે રૂ. ૧૨૦૦૦)ની મોહટી રકમ કહાડતી વેલાએ એ શેઠાણીએ બીજા રૂપીઆ તરણ હજાર આપીને એ નીશાલને વાસતે એક સારૂ મકાન બાંધી આપવાને કબુલાત આપી હતી...તેનું ખાત મુહુરત ગએઆ મહીનાની તારીખ ૩૦મીએ સર રીચરડ શેકસપીઅરને હાથે કરાવ્યું હતું...અમદાવાદના પ્રખ્યાત થએલા કવેશર દલપતરામ ડાહ્યાભાઇએ ગુજરાતી ભાશામાં એક ભાશણ કર્યું હતું તે હમો...નીચે ઉતરી લઇએ છે.

'હે સભાસદો આપણા દેશ ઉપર પરમેશ્વરની મહેરબાની થવાથી ગુજરાત વરનાકીઉલર શોશાઈટી ઉભી થઈ...એ શોશાઇટીએ ૧૮૪૯માં છોડીઓની નીશાલ આ શહેરમાં સ્થાપણ કરી તે વખતે આશરે છોડીઓનાં નામ ૨૦ દાખલ હતાં, ને તેહનું તમામ ખર્ચ સોસાઈટીની તરફથી થતું હતું. પછી નેકનામદાર સખાવતે બહાદુર શેઠાણી હરકુંવરબાઇએ સને ૧૮૫૦ ની 'સાલથી' ઘણી ઉદારતાથી એ નીશાલનું તમામ ખરચ આપવા માંડયું અને...રાવબહાદુર શેઠ મગનભાઈ કરમચંદે વીશ હજાર રૂપીઆ આપીને બીજી બે નીશાલો આ શહેરમાં કરાવીને પછી મુંબઈ, સુરતમાં, રાજકોટમાં ખેડામાં, ભાવનગરમાં છોડીઓની નીશાલો થઈ. ને હાલ ધોધામાં પણ...છોડીઓની નીશાલ થઇ છે. આ સઘલી નીશાલોનું મુલ કારણ આ શોશાઇટીની નીશાલ છે..." (૧૬-૫-૧૮૫૮)

"...હીંદુના મહારાજો પોતાના પંચવાળાઓ ઉપર જે અતીશે જુલમ ગુજારે છે તે વીશે એક બીના હમોએ હમારાં...પતરમાં લખી હતી...એ જુલમી અને અણઘડ મહારાજોએ ભાટીઆના એક નામીચા વેપારી શેઠ કેસવજી જાદવજીને તથા તેના વહેવાઈ ઠકર મથુરાદાસ લવજીને થોડા દીવસ ઉપર વગર કારણે અને ગેરવાજબી રીતે દંડીઆ હતા તે વીશે ખરી બીના હમોએ પરગટ કરી હતી તેથી એ મહારાજોને ઘણોજ ચટકો લાગેઓ હોએ એવું દીસે છે..." (૬-૬-૧૮૫૮)



સોરાબજી જહાંગીર તાલેયારખાન
'મુંબઈ સમાચાર'ના એક આગલા અધિપતિ



પ્રસિદ્ધ સુધારક મી. કરસનદાસ મુલજી
'સ્ત્રીબોધ'ના અધિપતિ ૧૮૬૦-૬૨



કેખુશરો નવરોજજી કાબરાજી
'રાસ્ત ગોફતાર' (૧૮૬૨ થી ૧૯૦૨) અને 'સ્ત્રીબોધ'
ના પ્રસિદ્ધ અધિપતિ ૧૮૬૩ થી ૧૯૦૪

"જીવો જીવો રે શપુતનર,
તમે નારીઓની જાંણી કદર
ઈશ્વરે તમમાં કીધી અશર,
તમે અશતરી કેલવણીની ધાંલીરે જર
અંતે તેઓને આએ મલીઓ ઉપાંએ,
જે શુધારો માતરે તેઆરેજ થાએ,
કે આપણી અશતરીમાં કેલવણી ફેલાએ.
જીવો જીવોરે...
તેથી છોકરીની નીશાલો ઉભી કીધી,
જેપર અતીશ તેઓએ મહેનત લીધી,
નાંણાંની બી કોઇએ તો કુમક બી કીધી.
જીવો જીવોરે.
કેલવણી લીધેલી હોએ માંએ,
બચાં તેઓનાં રૂડાંજ થાએ,
ઉપદેશથી તેમનાં મગજ ભરાએ,
જીવો જીવોરે.
કોઈ રે પોતાનું કરવા નામ,
નેઆત જમતનાં કરેય કામ,
ને ખરચે છે તેમાં ઘણુંરે દામ.
શુનો શુનોરે તવંગર નર
નારીઓની તમે કરો ફીકર.
ખરૂં મેલવાએ તેઆરેજ નામ,
કે અશતરી કેલવણી જેવાં કરો કામ,
જેમાં ખરચો મહેનત વખતને દામ.
શુનો શુનોરે..."
(૧૩–૬–૧૮૫૮)

"હાલ આપણી ટાપુ ખાતે જે ગુજરાતી પતરો પરગટ થાએ છે તેની નોંધ નીચે જણાવી આ પરમાણે છે. (૧) મુંબઈ સમાચાર. (૨) જામેજમશેદ (૩) સમાચારદરપણ. આ તરણ રોજંદા. (૧) ચાબુક. (૨) રીફોરમર (૩) અખબારે શોદાગર (૪) બાગે નશીહત. આમાં અખબારે શોદાગર અઠવાડીઆમાં તરણ વખત. તથા બાકીનાં અઠવાડીઆમાં બે વખત. (૧) રાસતગોફતાર. (૨) આપએખતીઆર (૩) પારસી પંચ (૪) પારશીમીતર (૫) સતીઅ પ્રકાશ (૬) સુરીઅ પરકાશ. (૭) શમશેર બહાદુર (૮) હીમત બહાદુર. અઠવાડીઆંમાં એક વખત." (૨૭–૬–૧૮૫૮)

"...શુવાવડ ખાતાનો કાબેલ દાકતર મીડ એવી ખાએશ રાખેચ કે હરેક ઓરતને જણવાનુ દુઃખ શરૂ થાએ તેવામાંજ નીચે શહી કરનાર ગરાંટ મેડીકલ કોલેજના વીદીઆરથીઓમાંથી કોઈ નેબી તેડુ મોકલસે તો તરત વગર ફીએ હાજર થશે; પછી દાઈનું કાંઈ કામ પડસે નહી અને જો જરૂર જેવું માલમ પડે તો હમારીજ મારફતે દાકતર મીડ વગર ફીએ આવસે. (૧૮–૭–૧૮૫૮)

"આજ કેટલાએક દીવશ થયા મરદોની મંડલીમાં ઓરતોને આમેજ કરવા બાબદ અતરે કેટલીએક ચરચા લોકોમાં તથા જાહેર પતરોમાં થાએ છે તે વીશેનો ખરેખરો ખુલાશો નીચે લખી જણાઉંચ અને ઉમેદ રાખુંચ કે તમો છાપી પરગટ કરશો.

હમો એકઠા થઈએચ તેમાં કોઇ ઓરત પોતાના ખાવંદ વગર હાજર થાતી નથી. શાંહજનાં મલીએચ તે વેલાએ એક બાજુ શરવે ઓરતો એકઠી બેશે છે તથા મરદો જુદા પોતપોતા શાથે બેશે છે, અને જાંહાંશુધી ખાનાનો વખત થાએ તાંહાંસુધી મરદ ઓરતોની બીજલશાને લાએકની અને દુનીઆદારી તથા શંનશારનીતી વગેરેની નીરદોષ વાતચીતમાં ઇઆ તેવીજ કાંઈ બીના વાંચીઆમાં હમારો વખત ગુજારીએ છે. પછી ખાનાંની ટેબલ ઉપર દરએક ઓરત પોતાના ખાવંદ પાશે બેશે છે. ખાનું ખાઈ શગલાં પોતાને ઘેર જાઈએ છે." (૫–૯–૧૮૫૮)

"કછભુજના રાવે આજ કેટલીએક મુદતથી એક ઇશકુલ ઉઘાડી છે. એ ઇશકુલના હેડ માશતર તરીકે થોડાએક મહીના ઊપર

અતરેની એલફીનસટન કાલેજનો "ફરસટ નોરમલ" વીદીઆરથી મી. મોરલીધર ગીરધર ગંએસો છે......એ નીશાલ હાલ શારી હાલતમાં છે અને ૨૦૦ કરતાં વધારે છોકરાંઓ ઇંગરેજી તથા ગુજરાતી કેલવણી લીએ છે... વડોદરાના ગાએકવાડે પોતાના શંશથાનમાં હજુર કોઈપણ ઠેકાણે ઈશકુલ ઉઘાડી નથી એ ખચીત દલગીરીની વાત છે......પાલનપુર શરખા નાહના ઈલાકાના નવાબે તાંહાંનાં 'રેશીડંટ'ની ઉશકેરણીથી એક ઈંગરેજી ઈશકુલ આજ ઘણાંએક વરશ થયાં ઉઘાડી છે, અને વડોદરાના રેશીડંટે પણ જો તેવી ઉશકેરણી ગાએકવાડ શરકારને કીધી હતે તો હમો નહી ધારતા કે આજ તુલીક એ શરકાર પોતાના શેહર મધે ઈશકુલ ઉઘાડેઆ વીના રેહતે.

(૫–૯–૧૮૫૮)

"નોશારી મધે આજ આશરે આઠ માશની વાત ઉપર પારસીઓની છોકરીઓને સારૂં એક નીશાલ અસથાપીઆમાં આવી હતી......એ નીશાલ મધે હમણાં ૯૦ છોકરીઓ હાજર થાએ છે છોકરીઓને ગુજરાતી ભાષામાં લખેવા તથા વાંચવા તથા અરથ સમજવા તથા આંક અને હીસાબ શીખાડીઆમાં આવે છે, એક દશતુર તેઓને જંદ અવસતા ભણવા શીખવે છે, અને એક દરજણ ચડતા વરગની છોકરીઓને શીવવા શીખાડે છે, તથા એક મોબેદની ઓરત દાહાડાનો થોડો એકવાર સુધી તેઓને કુશતી વણવાની તાલીમ આપે છે"...

(૨૪–૧૦–૧૮૫૮)

"હીંદુઓમાં પુનરવીહવાનો રેવાજ ન હોવા છતાં એક ૫૫ ઈઆ ૬૦ વરસનો ઘરડો અવસથાએ પોહચેલો ગહરસથ આઠ ઈઆ નવ વરસની છોકરી સાથે પોતાના લગન કરે તો તે લગન ખચીત ઘણા કદંગા અને કુદરતના કાએદાથી ઊલટા કહેવાએ"... (૨૮–૧૧–૧૮૫૮)

"કલકત્તા તરફના વરતમાનપતરો ઉપરથી માલુમ પડે છે કે બંગાલ ઈલાકાનાં અને ઘણું કરીને કલકત્તામાં હીંદુઓની વીધવા અશતરીઓને પુનરવીવાહ કરવાનું કામ અછી રીતે ફતે પામતું જાએ છે. હમો દલગીર છઈએ કે મુંબઈ ઈલાકાના હીંદુઓની આંખ હજુર આ બાબ અગતની બાબતમાં ઉઘડતી નથી. વારે વારે અને જારેતારે જુવાન વીધવા અસતરીઓ ગરભપાત કરે છે, બચાંઓને જીવથી મારી રસતા વચે ફેંકી દીએ છે...વારેવારે ને જારે તારે હીંદુના ઘરડા અને પુખત ઉંમરના ગહરસથો બીજી અને તીજી વખત લગન કરવાને લજવાતા નથી અને પોતાની જુવાન બાર તેર વરસની દીકરીઓ જેઓએ પોતાના ભરથારનું શુખ ભોગવેંજ નથી તેઓના પુનરવીવાહ કરવાને લજ્વાએ છે......આ ઈલાકાના જુવાન દેશહીતકારી હીંદુઓ હીમતથી બાહાર પડવાને અને એક મહાભારત અને બાબ પુનીઅનું કામ ઉઠાવવાને પોતાની મોહટી ખુબીઅ ફરજ સમજે." (૨૬–૧૨–૧૮૫૮.)

આ થોડા નમૂનાના ઉતારા ઉપરથી તે વખતની સામાજિક સ્થિતિનો આછો ખ્યાલ મળી શકે છે. સ્ત્રીકેળવણી માટે શાળાઓ સ્થાપવી, એક ઉપર બીજી સ્ત્રી કરવા ઉપર અંકુશ મૂકવો, વૈષ્ણવ મહારાજોનો જુલમ દૂર કરવો, પ્રસૂતિ વખતે સ્ત્રીઓને દાક્તરી મદદ આપવી, સ્ત્રીઓ અને પુરુષોનાં સહભોજનને ઉત્તેજન આપવું, અને વિધવાપુનર્લગ્નનું ન્યાયીપણું સાબિત કરવું. એ વિષયો ઉપરના ઉતારા છે. એંશી વરસ ઉપર કરતાં આજની પરિસ્થિતિ ફરે તે તો સ્વાભાવિક છે. તે વખતે કન્યાઓ માટે છૂટક નિશાળો સ્થાપવા યત્ન થતા હતા. ત્યારે આજે કન્યાઓ માટે પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત કરવા માટે યત્ન થાય છે. સ્ત્રીઓમાં ઉચ્ચ શિક્ષણ ફેલાયું છે. હજારો સ્ત્રીઓએ યુનિવર્સિટીનાં પ્રમાણપત્ર મેળવ્યાં છે, અને મહિલા વિદ્યાપીઠની સ્થાપના

પણ થઇ છે. વૈષ્ણવ મહારાજોની અનુ-ઘટતી સત્તા અને તેમના ગેરવાજબી વર્તાવ હવે અસ્તિત્વમાં નથી. બાળલગ્નપ્રતિબંધક કાયદાઓ થયા છે. સ્ત્રીઓને સમાન હક્ક મળે તે માટે પણ કેટલાએક કાયદા થયા છે. પરંતુ એક ઉપર બીજી સ્ત્રી કરવાનો રિવાજ તથા મોટી ઉમરના પુરુષો નાની વયની સ્ત્રીઓને પરણે તે બાબતમાં આઠ દાયકાના ગાળા પછી ઇચ્છવા જેટલો સુધારો થયો નથી. વિધવાપુનર્લગ્નની બાબતમાં પણ તેવી જ અસંતોષકારક સ્થિતિ છે. જ્ઞાતિઓના દાબ હજી પણ સખ્ત છે. સ્ત્રીપુરુષના સહભોજન અથવા તો પુરુષ અને સ્ત્રીઓ જાહેરમાં સાથે જાય તે સંબંધી તો અજબ ફેરફાર અત્યારે થયો છે. 'રાસ્તગોફ્તાર'માં પારસી સ્ત્રીઓ પોતાના ધણીની સાથે મિશ્ર મેળાવડામાં જાય તે સંબંધી મહિનાઓ સુધી ચર્ચા ચાલેલી છે. આવા મિશ્ર મેળાવડા વિરુદ્ધ 'જામેજમશેદ' જેવાં પત્રોએ પોકાર ઉઠાવ્યો છે. જ્યારે પારસી સમાજમાં આવી સ્થિતિ હશે ત્યારે હિંદુઓમાં તો લગભગ પડદો અથવા ગાઢ મલાજો ચાલતો હશે. આ સ્થિતિ સુભાગ્યે અત્યારે નથી. મિશ્ર સભાઓ, મિશ્ર કેળવણી, મિશ્ર નાટ્યપ્રયોગો પણ અત્યારે સામાન્ય છે. પરિસ્થિતિના આ ફેરફારમાં બીજાં અનેક તત્ત્વો સાથે 'સ્ત્રીબોધ' અને તેના જેવાં પત્રોએ પણ પોતાનો ફાળો આપ્યો છે. દર માસે હજાર ઉપરાંત કુટુંબોમાં 'સ્ત્રીબોધ' જાય, પુસ્તકાલયોમાં પ્રવેશે, અને પાંચસાત હજાર મનુષ્યોમાં વંચાય તેનાં ફળ આવ્યા વિના રહે નહિ એવી શ્રદ્ધા અમે ધરાવીએ છીએ. અને તે શ્રદ્ધા જ અમારું પ્રેરકબળ છે.

લગભગ એક સદીના પ્રયાસ પછી આપણી સમાજવ્યવસ્થામાં ઘણી પ્રગતિ થઈ છે એ વાત સાચી, પણ હજીયે ઘણું કરવાનું છે. કેળવણી મફત અને ફરજિયાત થવી જોઇએ. શાળા છોડ્યા પછી વધુ જ્ઞાન માટે પુસ્તકાલયો, અને ખાસ કરીને ફરતાં પુસ્તકાલયો જોઈએ. ઘેરબેઠાં સ્ત્રીઓ કાંઈક હુન્નર કરી થોડું ધન સંપાદન કરે તેવા ઘરગતુ ઉદ્યોગોનો ફેલાવો ઘેરઘેર થવો જોઈએ. સ્ત્રીઓને વારસાના હક્ક તથા અંગત સ્વાતંત્ર્ય મળવું જોઇએ. લગ્નની સંસ્થામાં મોટા સુધારા થવા જોઇએ. તેમાં પસંદગીને સ્થાન મળવું જોઈએ. જ્ઞાતિઓ અને વર્ણોનાં કૃત્રિમ અને સંકુચિત વાડાઓ દૂર થવા જોઇએ. લલિત કલાઓનું જ્ઞાન સ્ત્રીઓને શાળામાં તેમજ શાળા છોડ્યા પછી મળે તેવી ગોઠવણ થવી જોઇએ. કામદાર સ્ત્રીઓ અને ખાણોમાં કામ કરતી સ્ત્રીઓની સ્થિતિ સુધારવી જોઇએ. સુવાવડ સમયે તેમને જોઇતો આરામ મળે તેવી ગોઠવણ થવી જોઈએ. બાળકોને યોગ્ય શિક્ષણ મળે તેવી સાર્વજનિક યોજનાઓ થવી જોઇએ. કામદાર સ્ત્રીઓનાં બાળકોને પણ પૂરતો ન્યાય અને હક્ક મળવાં જોઇએ. સંતતિનિયમનનું જ્ઞાન સ્ત્રીઓને મળવું જોઇએ.

આ તો સ્ત્રીઓ માટેની થોડી ખાસ બાબતોની વાત કરી. સ્ત્રીઓ પણ પુરુષોની માફક શહેરી અને રાજ્યપ્રજા છે. એટલે તે સંબંધી સર્વ બાબતો તો પુરુષોની ચળવળો સાથે સંકળાયેલી છે. તે માટેના હક્ક તે કંઈ તેમના નિરાળા હક્ક નથી. એટલે એ મંથન અને મથન તો તેમણે પુરુષોની સાથે જ કરવાનાં છે.

'સ્ત્રીબોધ' અને તેનાં જેવાં અન્ય માસિકોએ યોગ્ય ધ્યેય પ્રત્યે સ્ત્રીઓ અને સમાજને દોરવા પ્રયત્ન કરવો જોઇએ. અક્ષરજ્ઞાનના પ્રચાર પછી તેમનું કાર્ય વધારે ઝડપી બની શકે. તેમણે સમાજની સુવ્યવસ્થા અર્થે તથા સ્ત્રીઓના સર્વદેશીય વિકાસ માટે માર્ગસૂચનો મેળવવાં જોઇએ અને તે સાધવા મંથન કરવું જોઇએ.

——:*:——

# આપણાં ધાન્ય

શ્રી બાપાલાલ ગ. વૈદ્ય

## શૂકધાન્ય

ઘઉં, જવ, જુવાર, બાજરી વગેરે શૂકધાન્ય ( Cereals ) છે, જ્યારે તુવેર, વાલ, વટાણા વગેરે શિંબી ધાન્ય (legumes) છે. શૂકધાન્ય એ એકદળ વનસ્પતિ ( mocotyledonous plants ) છે, જ્યારે શિંબી ધાન્ય એ દ્વિદલ વનસ્પતિ (Dicotyledonous plants ) છે. આહારના આ બે મુખ્ય વર્ગો છે અને સકલ ખાદ્યપદાર્થો આ બે શ્રેણીમાં જ અંતર્ગત થઈ જાય છે. ડાંગર અથવા ચોખા એ પણ શૂકધાન્યમાં જ આવી જાય છે.

શૂકધાન્યમાં ઘઉં અને ચોખા એ બે સમસ્ત માનવજાત માટે જીવનોપયોગી ખાદ્ય પદાર્થો છે. પૃથ્વી પર વસતી તમામ પ્રજાઓમાંથી ૪/૫ ભાગ જેટલા મનુષ્યોનો આહાર ઘઉં અને ચોખા છે. શારીરિક શક્તિ ( energy ) આ જ આહારવર્ગમાંથી આપણને મળે છે. સૂર્યનાં પ્રચંડ કિરણોને પોતાના અંતરમાં ઉતારી અણુએ અણુમાં અચિંત્ય શક્તિ પ્રકટાવી આ શક્તિથી મનુષ્યજીવને આપ્લાવિત કરવાની ભીષણ તપશ્ચર્યા આ આહારવર્ગની વનસ્પતિઓ કરી રહી છે. સૂર્યનાં કિરણોમાંથી આ વનસ્પતિ પોતાના આહાર પ્રત્યેક અંગમાં 'સ્ટોર' કરે છે. આપણે આ જ સ્ટોર થયેલી શક્તિ ખાઈને શક્તિ સંપન્ન થઈએ છીએ અને પ્રત્યેક ક્ષણે ખર્ચાતી શક્તિને આ શક્તિથી ભરપાઈ કરીએ છીએ. શૂકધાન્ય એ જનસમાજનો મુખ્ય આહાર છે. આના સિવાય શક્તિસંચય સંભવતો જ નથી. માંસ અથવા આમિષ ખાદ્ય પદાર્થો કરતાંય આ શૂકધાન્યો ઉપયોગિતાની દૃષ્ટિએ અમૂલ્ય છે. "Cereals may be said to be an intestinal food, as meat is a gastric food." અર્થાત્ શૂકધાન્ય એ મુખ્યત્વે આંતરડાંનો ખોરાક છે. (કારણકે શૂકધાન્યનું પાચન મોટે ભાગે આંતરડાંમાં જ થાય છે ) જ્યારે માંસ એ હોજરીનો (હોજરીમાંથી સ્રવતો જઠરરસ માંસ પકાવવામાં આગળપડતો ભાગ ભજવે છે.) ખોરાક છે. લાલાસ્રાવ સાથે આ શૂકધાન્ય મિશ્ર થાય છે. સ્ટાર્ચમય આ શૂકધાન્યો લાલા સાથે સંસર્ગમાં આવવાથી ખાંડમાં પરિણત થાય છે. પરંતુ જઠરરસ આની ઉપર ઝાઝું કામ કરી શકતો નથી. આંતરડાંમાં જ આ જાતનો આહાર પચે છે. પાચક અવયવોને આનાથી ઓછામાં ઓછો પરિશ્રમ પડે છે. આ જ ખોરાક ખાઈને એશિયાની પ્રજા તનતોડ મહેનત કરી રહી છે અને અખૂટ સામર્થ્ય દાખવી રહી છે. ઇટાલીનો મુખ્ય આહાર મકાઈ છે, આયર્લેંડનો મુખ્ય આહાર ઓટ છે, હિંદુસ્થાનમાં ઘણાનો આહાર ભાત છે, થોડાનો ઘઉં છે. અર્થાત્ માનવજાતનો આ પરમ ખોરાક છે. આ આહારમાં આહારોપયોગી તમામ તત્ત્વો છે, કાર્યસાધક શક્તિ છે. આથી જ હચિન્સનનાં નીચેનાં વાક્યો ધ્યાનાર્હ છે.

"As a group cereals are extremely well absorbed, ranking in

that respect next to, and in some cases even above, the animal foods, and this fact, combined with their compactness and richness in nutrients places them in the front rank of human foods."
P. 220.

માંસનું નત્રિલ પ્રોટેન ૯૬ ટકા જેટલું શરીરમાં અભિશોષિત થાય છે, જ્યારે ચક્રધાન્યનું નત્રિલ ફળ, ૮૦ ટકા જેટલું જ અભિશોષિત થાય છે. આથી લાભ એ થાય છે કે નત્રિલનો વિપાક અમ્લ હોવાથી જેટલું યુરીક એસીડ-મૂત્રામ્લ-માંસ ખાદ્યમાંથી ઉદ્ભવે છે તેટલું ચક્રધાન્યમાંથી ઉદ્ભવતું નથી. યુરીક એસીડ અનેક દારુણ રોગોને જન્મ આપનાર છે. વળી ચક્રધાન્યમાં સ્નેહનું પ્રમાણ પણ અલ્પ છે. એટલે સ્નેહને પચાવવા માટે પાચક યંત્રને જે શ્રમ ઉઠાવવો પડે છે તે પણ ચક્રધાન્યને પચાવવામાં પડતો નથી. ચક્રધાન્યમાં સૌથી ઉપયોગી ખનિજ ક્ષારો છે અને આપણા દેહને આવશ્યક એવા ૧/૫ ભાગ જેટલાં ખનિજ ક્ષારો આ ચક્રધાન્યમાંથી જ આપણને પ્રાપ્ત થાય છે. મૂત્રપિંડોને આ ખોરાક સુરક્ષિત રાખે છે. આની પાચનક્રિયા પણ ધીરેથી ચાલે છે અને તે શક્તિ energy પણ ધીરેધીરે આપે છે એટલે શારીરિક કાર્ય કરનારાઓ માટે આ જાતનો આહાર જ ઉપયોગી છે.

પોષણની દૃષ્ટિએ અને ખર્ચની દૃષ્ટિએ પણ કોઇ પણ જાતના આહાર કરતાં આ જ આહાર ઉત્તમ ઠરે છે.

નત્રિલ (પ્રોટિન) સાથે કર્બોદિત પદાર્થો પૂરતા પ્રમાણમાં લેવામાં નથી આવતા તો નત્રિલ વધારે બળે છે, એટલે શરીરને વિશેષ પ્રમાણમાં નત્રિલ લેવું પડે છે. વિશેષ નત્રિલ લેવું પડે એટલે પાચનયંત્રને નત્રિલમાંથી ઉપજેલા મેલોને શરીરની બહાર કાઢવાને માટે વધુ કામ બજાવવું પડે છે. ઉષ્ણતા, શક્તિ અને ઘસાયેલાં અંગોનું રીપેરકામ—આ ત્રણ કર્બોદિતના મુખ્ય કામ છે અને ચક્રધાન્ય એ મુખ્યત્વે કર્બોદિત પદાર્થો જ છે.

ત્યારે થોડામાં વધુ ગરમી આપનાર ફક્ત ચક્રધાન્યો જ છે. ખોરાકોમાં આ ખોરાક સૌથી વધારે સસ્તો છે. નત્રિલ અને સ્નેહ બન્નેને આના સિવાય ચાલતું નથી. સૈનિકો પાસેથી વિશેષ કામ લેવું હોય છે, ત્યારે આ જ જાતના પદાર્થો તેમને આપવામાં આવે છે. (ચોકલેટ અને સાકર ઇત્યાદિ).

ચોખા, ઘઉં, બાજરી, જુવાર, મકાઇ, જવ એ મુખ્ય ચક્રધાન્યો છે. આ દરેકના ગુણદોષ આપણે હવે જોઇશું.

## ઘઉં

"દેહવૃદ્ધિ માટે ઘઉંનું નત્રિલ અત્યંત કિંમતી છે. દૂધ અને ઈંડાનાં નત્રિલ કરતાંય ઘઉંનું નત્રિલ દેહવૃદ્ધિ માટે ચઢિયાતું છે. હજી સુધી કોઈ પણ ધાન્ય એવું નથી શોધાયું જેનું નત્રિલ ઘઉંના નત્રિલની સરખામણી કરી શકે."[1]

गोधूम उक्तो मधुरो गुरुश्च
बल्यः स्थिरः शुक्ररुचिप्रदश्च ।

[1] મૅક કોલમ અને સાઈમન્ડકૃત ન્યુઅર નૉલેજ ઑફ ન્યૂટ્રીશન.

स्निग्धोऽतिशीतोऽनलपित्तहन्ता
सन्धानकृत् जीवनकोऽल्परेचो ॥
—શોઢલ.

"ઘઉં મધુર છે, બળપ્રદ છે, પચવામાં સહેજ ભારે છે, ધાતુઓને સ્થિર કરનાર છે, વીર્ય અને રુચિ બન્નેને વધારનાર છે, સ્નિગ્ધ છે, અતિ શીત છે, ગરમી અને પિત્તને હણનાર છે, ભાંગેલું હાડકું સાંધનાર છે, જીવનને માટે ખૂબ જ પથ્ય છે, સહેજ રેચક પણ છે."
—શોઢલ.

ઘઉં એ અનાજનો રાજા છે. જેની સ્થિતિ હોય તેને તો બાજરી, મકાઈ, જુવાર કરતાં હું તો ઘઉં ખાવાની જ સલાહ આપું. બાજરીમાં, જુવારમાં અને મકાઈમાં શરીર નિભાવવા જેટલાં તત્ત્વો ઓછાવત્તા પ્રમાણમાં જરૂર છે જ, પરંતુ જીવનોપયોગી ઊંચી કક્ષાનાં તત્ત્વો સારા પ્રમાણમાં, જેટલાં ઘઉંમાં છે તેટલાં બીજા ધાન્યમાં નથી એ નિર્વિવાદ વાત છે. અલબત્ત ઘઉંમાં સ્નેહનું પ્રમાણ નહિ જેવું અથવા અત્યલ્પ છે. વળી કેલ્શિયમ પણ ઘઉંમાં બહુ નથી. આ છતાં ઘઉંમાં જે ઊંચી જાતનું નત્રિલ છે તે જીવનવિકાસ માટે અમૂલ્ય છે અને એને લીધે જ ઘઉંની પ્રતિષ્ઠા છે.

**ઘઉંના દાણાના વિવિધ ભાગોનું રાસાયણિક પૃથક્કરણ:—**

| | થૂલું (બ્રાન) | અંદરનો મગજ (એન્ડોસ્પર્મ) | બીજાંકુર (જર્મ) | આખો દાણો ૧૦૦ ટકા. |
|---|---|---|---|---|
| પાણી | ૧૨·૫ | ૧૩·૦ | ૧૨·૫ | ૧૪·૫ |
| નત્રિલ | ૧૬·૪ | ૧૦·૫ | ૩૫·૭ | ૧૧·૦ |
| સ્નેહ | ૩·૫ | ·૮ | ૧૩·૧ | ૧·૨ |
| કર્બોદિત | ૪૩·૬ | ૭૪·૩ | ૩૧·૨ | ૬૯·૦ |
| કાષ્ટક | ૧૮·૦ | ०·૭ | ૧·૮ | ૨·૬ |
| ખનિજ ક્ષારો | ૬·૦ | ०·૭ | ૫·૭ | ૧·૭* |

ઘઉં ઘર આગળ ઘંટીથી દળેલા હોય તો જ આટલાં તત્ત્વો તેમાં સચવાઈ રહે. બજારમાં જે મેંદાનો લોટ વેચાય છે તેમાંથી થૂલું અને બીજાંકુર—દૂર કરવામાં આવ્યાં હોય છે. આથી મેંદો એ તો કેવળ સ્ટાર્ચ જ છે. એમાં નથી વિટામીન, નથી ખનિજ ક્ષારો કે નથી કોઈ જીવનોપયોગી તત્ત્વ. આ છતાંય જે શોભા ખાતર મેંદો વાપરે છે તેને શું કહેવું?

મેંદો બહુ મોટી મિલોમાં બને છે પરંતુ સાધારણ ફ્લોર મિલોમાં પણ ઘઉંનાં કેટલાંક તત્ત્વો તો નાશ જ પામે છે. ઘઉંનાં તત્ત્વો અબાધિત રાખવાં હોય તો લોટ ઘર આગળ જ દળાવવો જોઈએ. આ લોટનો સ્વાદ અને ઘંટી (ફ્લોર મિલ)ના લોટનો સ્વાદ —બન્નેમાં ખૂબ જ તફાવત હોય છે.

બીજાંકુરમાં નત્રિલનું પ્રમાણ ખૂબ છે, એમાં વિટામીન 'બી' અને 'એ'નું પ્રમાણ ખૂબ છે. આ બીજાંકુરમાં તેલ છે જેમાં વિટામીન 'ઇ' છે—જે પ્રજોત્પાદક વિટામીન

*ફુડ એન્ડ પ્રિન્સિપલ ઑફ ડાયેટેટિક્સ, હચિન્સન અને મોટરામ કૃત, આવૃત્તિ ૮ મી પૃ. ૨૨૧.

તરીકે ઓળખાય છે અથવા ઉત્પાદક શક્તિ વધારનાર છે, વંધ્યત્વ નિવારણ કરે છે. ઘઉંના થૂલામાં ખનિજ ક્ષારો પુષ્કળ પ્રમાણમાં હોય છે. માટે થૂલું કદી નાખી દેવું જોઈએ નહિ. આ થૂલાને ફરીથી દળાવી લઈ ચાળણીથી ચાળી લઇને લોટમાં નાખી દેવું જોઇએ. કબજિયાત દૂર કરવા માટે આ થૂલું અતિ કિંમતી પદાર્થ છે. એમાં અતિ અગત્યનાં ખનિજ ક્ષારો છે. બહુ જાડું થૂલું શરીરમાં પચતું નથી અને તે ઝાડા વાટે બહાર નીકળી જાય છે. જે સોડો ફ્લોર મિલનો લોટ ખાતા હોય તેવાઓએ તો આવું થૂલું ખાસ એમાં ઉમેરવું.

ઘઉ ઘઉમાં ઘણો તફાવત નજરે પડે છે. યુરોપમાં હંગરીના ઘઉ સૌથી ઉત્કૃષ્ટ મનાય છે. આપણે અહીં માલવાના ઘઉ શ્રેષ્ઠ ગણાય છે. ભરૂચ જિલ્લામાં હાંસોટના ઘઉ વખણાય છે. તેમાંય વળી ખાસ એકાદ ગામના ઘઉ વધુ વખણાય છે. ગુજરાતના ઘઉ કરતાં પંજાબના ઘઉ ખૂબ જ પૌષ્ટિક મનાય છે. સારીનરસી જમીન, ઓછોવત્તો વરસાદ, સારીનરસી ખેડ અને બી આ બધાને લીધે ઘઉંના નમૂનાઓમાં ખૂબ જ ફેર જોવામાં આવે છે. ખૂબ વરસાદને લીધે મૂળ પાસેના ક્ષારો–નાઇટ્રેટ્સ–ધોવાઈ જાય છે અને તેથી જે ઘઉ પર ખૂબ વરસાદ પડ્યો હોય તેમાં કસ જણાતો નથી. થોડું થોડું પાણી વારંવાર રહેવાથી ઘઉ ઘણા સારા થાય છે. સવારમાં ઝાકળ ખૂબ પડતું હોય તો ઘઉ સારા થાય છે.

જે ખેતરમાં ખાતર નાખેલું ન હોય તે ખેતરના ઘઉમાં નહિ જેવા ખનિજ ક્ષારો જણાય છે. ગાયભેંસનું છાણનું ખાતર રાસાયણિક ખાતર કરતાંય શ્રેષ્ઠ પુરવાર થયું છે. રાસાયણિક ખાતર પૂરેલા ખેતરના ઘઉમાં વિટામીનનું પ્રમાણ ઘણું સારું માલમ પડેલું છે, ખનિજ ક્ષારો પણ સારા પ્રમાણમાં જણાયા છે. જરા પણ ખાતર નાખેલું ન હોય એવા ખેતરના ઘઉમાં ખનિજ ક્ષારો, ફોસ્ફરસ, કેલ્શિયમ–લોહ અતિઅલ્પ—જૂજ—જણાય છે. જ્યારે સારા ખાતરવાળા ખેતરનાં ઘઉમાં આ ઉપયોગી ખનિજ ક્ષારો ઘણા સારા પ્રમાણમાં હોય છે. ઘઉ ખરીદતી વખતે તે ક્યાં અને કેવા ખેતરમાં થયેલા છે તે જાણી લેવું આવશ્યક છે.

ઘઉમાં 'ગ્લીઆડીન' અને 'ગ્લુટેનિન'–આ બે અગત્યનાં નત્રિલો છે. આ નત્રિલો બીજા કોઈ પણ ધાન્યમાં નથી. એટલે ઘઉની રોટલી, પૂરી કે ડબલ રોટી (કેક) અથવા બિસ્કીટ થઇ શકે છે, બીજા કશાનાં થઈ શકતાં નથી. થાય છે તો આવાં સારાં થઈ શકતાં નથી. ઘઉના લોટને પાણીમાં બાંધી રાખવાથી એમાં ખમીર થટે છે જેને લીધે ફૂલકા ફૂલીને દડો થાય છે, ડબલ રોટી કે બિસ્કીટમાં ફૂલીને છિદ્ર છિદ્ર પડી જાય છે. ખમીરને લીધે કાર્બન ડાયોક્સાઈડ ગેસ ગ્લુટેન સાથે મળે છે અને આથી જ બિસ્કીટ; પાંવ, ફૂલકા વગેરે હલકાં અને દડા જેવાં ફૂલેલાં બને છે.

ખમીર કે આથો એક જાતનાં અતિસૂક્ષ્મ જીવાણુ જેને યીસ્ટ કહેવામાં આવે છે તેને આભારી છે. હવામાં આ જાતનાં જંતુઓ હોય છે જ. લોટને પાણીથી બાંધી રાખવામાં આવે છે ત્યારે આ સૂક્ષ્મજીવાણુઓ લોટમાં પ્રવેશ કરે છે અને ઉત્સેચન ક્રિયા (Process of fermentation) જન્માવે છે. પરંતુ આ યીસ્ટ જીવાણુઓ સાથે

બીજી જાતનાં જીવાણુઓ પણ બાંધેલા લોટમાં પ્રવેશે છે એટલે કણકમાં ખમીર ચઢે છે એટલું જ નહિ પણ તેમાં ખટાશ (લેકટીક અને એસેટીક એસીડ) પણ જન્મે છે. આ ખટાશોત્પાદક પદાર્થને પ્રથમ (leaven)—લેવન—નામથી ઓળખવામાં આવતો હતો અને બ્રેડ બનાવવામાં આનો ઉપયોગ થતો હતો. આ લેવનમાંથી સહેજ કણકમાં નાંખવામાં આવતું અને યીસ્ટ સાથે તે મળતાં ખમીરની ક્રિયા ઝપાટાભેર ચાલુ થતી. અત્યારે યીસ્ટ સીલબંધ શીશીઓમાં વેચાય છે. કણક બાંધીને આ યીસ્ટ નાખવાથી ખમણની ક્રિયા ઝડપભેર વધે છે. પાંવરોટી અને બિસ્કીટની બનાવટમાં આ ખમણક્રિયા ખૂબ જ અગત્યનો ભાગ ભજવે છે.

આ ખમણક્રિયામાં કેટલાક પદાર્થોનો દુર્વ્યય (waste) પણ થાય છે એ યાદ રાખવું જોઇએ. સ્ટાર્ચનો થોડાક ભાગ તો ખાંડમાં પરિણમે છે.—ખાંડમાંથી આલ્કોહોલ થાય છે. આલ્કોહોલમાંથી કાર્બોનીક એસીડ ગેસ ઉત્પન્ન થાય છે. પોષકદૃષ્ટિએ આ ગેસ (કાર્બોનીક એસીડ ગેસ) જરા પણ ઉપયોગી નથી. અને આલ્કોહોલ તો ભઠ્ઠીના તાપમાં ઊડી જ જાય છે. ઓગણીસમી સદીના વચગાળાના વખતમાં ગ્રેહામની ગણતરી મુજબ એકલા લંડન શહેરની ભઠ્ઠીઓમાંથી દર વર્ષે ત્રણ લાખ ગેલન જેટલો આલ્કોહોલ ભઠ્ઠીઓની ગરમીથી ઊડી જતો હતો. આ આલ્કોહોલ એકઠો કરવા માટે એક સાહસિકે પેટન્ટ માગ્યું હતું જે તેને આપવામાં પણ આવેલું. પરંતુ આલ્કોહોલ ભેગો કરવામાં આ સાહસિકને બહુ ન પાલવ્યું ( આર્થિક દૃષ્ટિએ ) એટલે તે કામ સાધી શકાયું ન હતું. પરંતુ કેટલો બધો દુર્વ્યય થઈ રહ્યો છે તે આ પ્રસંગથી સમજાશે. અલબત્ત પાંવરોટીમાં જૂજજાજ આલ્કોહોલ તો બાકી રહે છે જ. એક મોટા પાંવમાં ૧૫ ગ્રેન જેટલો આલ્કોહોલ છે એમ વિદ્વાનો માને છે. ૨ શેર વજનની ૪૦ પાંવરોટી ( બ્રેડ ) માં સાધારણ રીતે પોર્ટનો શીશો ભરાય એટલો આલ્કોહોલ હોય છે.

રોટલી કે ફૂલકા કરવા માટે લોટને ૩–૪ કલાક અગાઉથી બાંધી રાખવામાં આવે તો ફૂલકા સારા બને છે. આપણે પાંવરોટીની બનાવટ અપનાવવા જેવી છે. આપણા ફૂલકા, વિવિધ જાતની રોટલીઓ, ભાખરીની બનાવટો એ બધુ ખૂબ જ સરસ છે એમાં તો સંદેહ જ નથી. પરંતુ પાંવરોટીની બનાવટ અપનાવવાથી એક ઉપયોગી નવીન વાની આપણને મળશે—જે પોષણદૃષ્ટિએ તેમજ સ્વાદની દૃષ્ટિએ—પચનીયતાની દૃષ્ટિએ—ઉપયોગી છે. પરંતુ આ રોટીમાં મેંદાનો લોટ વપરાય છે તે ન વપરાવો જોઈએ. મેંદાની નહિ પણ રવાની અને સાદા લોટની બન્ને પાંવરોટી બનાવવામાં આવે તો જ તે ઉપયોગી છે. એકલા લોટની પાંવરોટી બને તો છે જ, પરંતુ તે સ્વાદમાં, કુમાશમાં અને પચનીયતામાં ઠીક નથી જણાતી. આખા ઘઉંના લોટની બ્રેડ પચવામાં ભારે છે, ચાવવામાં કઠિન છે, સ્વાદમાં ઊતરતી છે અને પાચનને અંતે મલદ્વારા અણપચ્યો મોટો ભાગ ઝાડામાં નીકળી જાય છે. ખોરાક પોષણની દૃષ્ટિએ ઉત્તમ હોવો જોઇએ, પરંતુ સાથે સાથે તેની બનાવટ, રૂપરંગ તરફ પણ ધ્યાન દેવાની ખૂબ જ જરૂર છે. જે ખોરાકને મોંમાં મૂકતાં પાણી ન છૂટે તે ખોરાક પછી તે ચાહે તેટલો સત્ત્વવાન કાં ન હોય તોયે તે નકામો છે. પાકશાસ્ત્ર એ ઉત્કૃષ્ટ કલા છે એ યાદ રાખવું ઘટે છે. હચિન્સન તો કહે છે કે મેંદાનાં પાંવ ( White Bread ) કરતાં લોટના પાંવ–( Bran Bread ) લગારેય ચઢિયાતાં નથી. ( પૃ. ૨૪૬ )

આથી જ ડૉ. ચંદ્ર કહે છે કે "Bread making today, in all modern countries, has become a special technique, almost an exact science." અર્થાત્ તમામ સુધરેલા દેશોમાં આજ બ્રેડની બનાવટ એ એક નોખું શાસ્ત્ર થઈ પડ્યું છે. આ જ વિદ્વાન બ્રેડ વિષે કહે છે કે "The general idea, that bread is good for all people is a pathetic misconception. Yes, it is good for a muscular labourer who needs its carbohydrates for its energy, but rice is much better. In normal good health, in moderate quantity, it cannot do any harm to anyone. But those, who have any gastric affections, dyspepsia, hyper-acidity, dilatation of the stomach, intestinal troubles and diabetes should avoid bread. Even in normal health one should try to avoid bread that is entirely fresh. The gluten and starch are yet soft and adhesive and consequently it is not porous and does not absorb moisture; and when it is masticated, it becomes a leathery putty-like mass into which saliva cannot enter……" (Food and Health, by Chandra Chakraberty Page 72.)

"પાંવરોટી બધા માટે ઘણી સારી છે એવી જે સાધારણ માન્યતા છે એ કરુણાજનક મિથ્યા વિધાન છે. હા, પાંવરોટી એ ખૂબ શારીરિક શ્રમ ઉઠાવનારા માટે સારી ચીજ છે, કારણ કે એમને તો એના કર્બોદિતમાંથી ક્રિયાશક્તિ (energy) મેળવવી છે. પરંતુ બેઠુડાઓ માટે એ એટલી બધી ઉપયોગી ચીજ નથી. હા, સ્વાસ્થ્ય સારું હોય તો પાંવરોટી કોઈને કશું જ નુકસાન કરતી નથી. પરંતુ જેમને પેટની ફરિયાદો, અજીર્ણ, આમાતિસાર, અમ્લપિત્ત, આમાશયપ્રદાહ, આંતરડાના રોગો અને મધુમેહ જેવા રોગો હોય છે તેવાઓએ બ્રેડ ન ખાવી જોઈએ. સ્વસ્થ સ્થિતિમાં પણ તરતની તાજી બ્રેડ તો ન જ ખાવી જોઈએ; કારણકે ગ્લુટેન અને સ્ટાર્ચ બન્ને હજી તદ્દન મૃદુ અને પરસ્પરસંલગ્ન હોય છે, જેથી તે ભેજ ખેંચી શકતા નથી. આથી આવી તાજી બ્રેડ ચાવવામાં ચામડા જેવી કઠિન અને નિઃસ્વાદ લાગે છે. આવી બ્રેડમાં લાલાસ્રવ ભળી શકે નહિ અને પાચનક્રિયા સારી ચાલી શકે નહિ." પાંવ ઠરતાં—તાજાં—ન ખાવાં જોઈએ.

પાંવરોટી કે ફૂલકાં–દરેક ક્રિયા પાછળ એક સામાન્ય નિયમ એ છે કે બાંધેલા લોટમાં કાર્બોનિક એસીડ ગેસ ઉત્પન્ન કરવો. આ ગેસને લીધે તે ફુલે છે. ફૂલકો ફૂલે છે ત્યારે એ ફુલાવાવાળા ભાગમાં આ જ ગેસ હોય છે. આને લીધે સ્ટાર્ચ સુપાચ્ય બને છે, નત્રિલયૌગિકો પણ સુપાચ્ય બને છે. આપણા ગુજરાતીઓના નાજુક ફૂલકા રાંધણકલાનો ઉત્તમ નમૂનો છે. આથી જ આપણા ગુજરાતના રસિક વૈદ્ય કવિશ્રી કૃષ્ણરામ શર્મા કહે છે કે:—

'गन्धविह्वलभषा घृतप्लुता पूर्णचन्द्रपरिवेशयतुंला ।
तुष्टिपुष्टिबलवीर्यवर्धिनी फुल्लिका मधुभिदे निवेद्यताम् ॥

(સિદ્ધભેષજમણિમાલા પૃ. ૩૨)

પૂર્ણચંદ્રના જેવો ઘઉંના લોટનો પૂડલો ઘીમાં બોળીને ખાવાથી તુષ્ટિ, પુષ્ટિ, બળ અને વીર્ય વધે છે.

કેટલીક ચપાટી કે ભાખરી અતિશય જાડી હોવાથી અંદરથી કાચી રહે છે અને ચાવતાં મોંમાં લોચા વળે છે. આમાં લાળ બરાબર મિશ્ર થઈ શકતી નથી. પરિણામે બહુ જાડી અને બરછટ ચપાટીઓ ખાવી ન જોઇએ. ઠંડી રોટલી કે ભાખરી જો તાણી તૂટે નહિ એવી હોય તો પચવામાં ભારે પડે છે.

ઘઉંની ધાણી થાય છે જે ગુજરાતમાં હાંસોટ તરફ ખવાય છે. આ ઉત્તમ ખાદ્ય પદાર્થ છે. ધાણી ફોડવાથી ઘઉંના સ્ટાર્ચકણો ફાટી જાય છે, જેથી પચવામાં આ ધાણી સારી પડે છે. સહેજ મીઠું લગાવવામાં આવે છે. એટલે સ્વાદ પણ સરસ હોય છે. માંદા માણસો માટે આવી ધાણી સુપાચ્ય અને રુચિકર બને છે. આ ધાણીનો પ્રચાર વ્યાપક થાય એમ હું ઇચ્છું છું.

ઘઉં અનાજનો રાજા છે એમ કહેવામાં આવ્યું છે તે તદ્દન યોગ્ય જ છે.

## મકાઈ (Zea mays. Linn.)

મકાઈ એ અમેરિકાની મૂળ વતની છે. કોલંબસે ૧૪૯૨ માં સીબામાં આ ધાન્ય જોયું હતું અને અમેરિકાથી કોલંબસ જ આ ધાન્ય યુરોપમાં લાવ્યો હતો.

ડીમક ફાર્મોકોપિઆ ઇન્ડીકામાં લખે છે કે મકાઈ એ નામ જાણે કે તે મક્કાથી આવ્યું હોય એમ સૂચવે છે અને યૂરોપમાં આ 'ટર્કીશ કોર્ન' તરીકે ઓળખાય છે.

મકાઈ અમેરિકામાં ખૂબ ખવાય છે. મેક્સીકો અને નાતાલમાં તો મકાઈ "Staff of life"—જીવનઆધાર—મનાય છે. ૧૮૪૮ ના બટાટાના દુષ્કાળના વખતે આયર્લેંડમાં દાખલ થઇ હતી.

મકાઈ ગુજરાતમાં દાહોદ તરફ ખૂબ ખવાય છે. લીલી મકાઈ શેકીને ખાવામાં અતિ સ્વાદિષ્ટ લાગે છે. કુમળા મકાઈના દાણામાં સાકર હોય છે જે મકાઈ મોટી થયે સ્ટાર્ચમાં રૂપાંતરિત થઈ જાય છે.

ગરીબ માણસો માટે મકાઈ ઉત્તમ ખોરાક છે. કોઈ પણ ધાન્ય (ઓટના અપવાદ સિવાય) કરતાં મકાઇમાં સ્નેહનું પ્રમાણ વધુ છે એટલે જે તેલઘી ખાઈ શકતા નથી એમને માટે મકાઇ સરસ ખોરાક છે. ઘઉંનાં તમામ તત્ત્વો મકાઈમાં છે. ફક્ત ખનિજ ક્ષારો જેટલા ઘઉંમાં છે તેટલા મકાઇમાં નથી. મકાઈનું નત્રિલ ઘઉંના નત્રિલ જેટલું કિંમતી ગણાતું નથી.

મકાઈની પીળી, સફેદ, લાલ—આવી ત્રણ જાતો થાય છે. આ ત્રણમાં પીળી જાતની મકાઈ ઉત્તમ ગણાય છે. આનું કારણ એ છે કે પીળા રંગવાળા છોડના ભાગમાં વિટામીન 'એ' વધુ હોય છે. પરંતુ હમણાં હમણાં આ માન્યતાને ઝાઝું વજૂદ આપવામાં આવતું નથી. પ્રથમ આ માન્યતા ખૂબ જ પ્રચલિત હતી કે વનસ્પતિના પીળા રંગવાળા ભાગમાં વિટામીન 'એ' વધુ પ્રમાણમાં હોય છે.

ઘઉંની માફક મકાઈમાં વિટામીન 'બી' હોય છે. ઘઉંનાં જેવાં અને જેટલાં પોષક તત્ત્વો મકાઈમાં નથી તેમ છતાં મકાઈ ફેંકી દેવા જેવી તો નથી જ.

| | નત્રિલ | કર્બોદિત | સ્નેહ | શર્કરા |
|---|---|---|---|---|
| પીળી મકાઈ | ૧૦.૧૧ | ૬૭.૪૪ | ૪.૨૩ | ૨.૭૦ |
| ધોળી મકાઈ | ૯.૫૪ | ૬૪.૩૬ | ૪.૮૫ | ૨.૬૮ |
| મકાઇનો લોટ | ૧૪.૦ | ૭૦.૬૮ | ૪.૮૮ | |

અર્થાત્ મકાઈમાં નત્રિલ છે, કર્બોદિત છે, સ્નેહ છે, શર્કરા છે અને વિટામીન 'બી' પણ છે. આમાં પોટાશિયમ્, સોડીયમ્, કેલ્શિયમ્, મૅગ્નેશિયા, લોહ, ફૉસ્ફરસ, સલ્ફર વગેરે અનેક ઉપયોગી ક્ષારો છે.

ઘઉંના જેવું ગ્લુટેન નત્રિલ મકાઈમાં નથી, એટલે મકાઈની રોટલી કે ભાખરી કે બિસ્કીટ બની શકતાં નથી. મકાઈનું નત્રિલ ઘઉંના નત્રિલ કરતાં ઘણું જ ઊતરતું ( Low Biological value ) માલૂમ પડયું છે માટે જેની સ્થિતિ હોય તેને તો મકાઈ કરતાં ઘઉં જ પસંદ કરવા હિતાવહ છે.

'Sturtevant's Notes on Edible Plants' નામના પુસ્તકમાં મકાઇનો સવિસ્તર પ્રતિહાસ આપવામાં આવ્યો છે. ( પૃ. ૬૦૮ થી ૬૧૯ ) ઘાસના વર્ગની આ વનસ્પતિ છે.

मकायस्तु महाकायो फटिलः कांडजः स्मृतः ।
शिखालुः सुपुटांतस्थः यावनालसमो गुणैः ॥
महाकायः तृप्तिकरः वातलः कफपित्तहृत् ।
विष्टंभजनको रूक्षः कोमलो रुचिपुष्टिकृत् ॥

( કતોભટ્ટ નિઘંટુમાંથી )

મકાઈમાં જુવાર ( यावनाल ) જેવા જ ગુણો છે. મકાઇ તૃપ્તિ કરનાર છે, વાયડી છે, કફ અને પિત્તને હરનાર છે, પેટમાં ગડગડાટ કરનાર છે, રુક્ષ છે. કુમળી મકાઈ રુચિ અને પુષ્ટિ કરનાર છે.

## બાજરી ( Panicum milliaceum )

ગુજરાતના ઘણા ભાગમાં બાજરી મુખ્ય ખોરાક છે. ડૉ. ચંદ્ર કહે છે કે પોષક તત્ત્વો જોતાં તો ઘઉં અને ચોખા કરતાંયે બાજરી ઉત્તમ ખોરાક છે. બ્લૅન્ડ બાજરીની પૃથક્કરણ નીચે બતાવ્યા આપે છે:

પાણી ૧૦.૧૩ ટકા, નત્રિલ ૮.૯ થી ૧૫ ટકા, સ્નેહ ૨૨.૭ થી ૪ ટકા, શર્કરા અને સ્ટાર્ચ ૫૬.૬૬. રાખ ૧.૪.૬ સુધી કાષ્ટક (સેલ્યુલોઝ) ૩.૧૦,. કેનીગ ( Koenig ) નામનો વિદ્વાન કાષ્ટકનું પ્રમાણ ૧૨ થી ૧૮ ટકા જેટલું દર્શાવે છે.

બાજરીના 'વિટામીન' માટે વિદ્વાનોમાં હજી મતભેદ છે. મેક કોલમ, સાયમોન્ઝ અને પીટ્ઝ ( ૧૯૧૭ ) માને છે કે બાજરીમાં 'એ' અને 'બી' બન્ને જાતનાં વિટામીન છે અને વિટામીન 'એ' વધુ પ્રમાણમાં ( high content ) છે, એમ તેઓ માને છે.

લેફ્ટે. કર્નલ રોબર્ટ મૅક કેરીસન નીચે પ્રમાણે લખે છે—"જે ખેતરને ઘણાં વર્ષોથી ખાતર મળેલું નથી હોતું, પણ દર વર્ષે જેમાં બાજરી વાવવામાં આવે છે એ બાજરીમાં પોષક તત્ત્વોનો એટલો બધો અભાવ હોય છે કે ખાનારને તે નુકસાન કરે છે; કારણ કે એ

બાજરીના દાણામાં ઝેરી તત્ત્વ હોવાનો સંભવ છે.[1] જ્યારે છાણનું ખાતર જે ખેતરને સારી રીતે મળેલું હોય છે તે ખેતરની બાજરીનાં પોષક તત્ત્વો તેમજ વિટામીન ઘણા સારા પ્રમાણમાં હોય છે. રાસાયણિક ખાતરવાળા ખેતરની બાજરીમાં છાણના ખાતરના ખેતરની બાજરી જેવાં પોષણકારક તત્ત્વો નથી હોતાં—" કબૂતરો ઉપરના પ્રયોગોથી એ નક્કી થયું છે કે છાણના ખાતરવાળા ખેતરની બાજરી ઉત્કૃષ્ટ, રાસાયણિક ખાતરના ખેતરની બાજરી મધ્યમ અને તદ્દન ખાતર વિનાના ખેતરની બાજરી અધમ ( બલ્કે નુકસાનકારક ) હોય છે. છાણના ખાતરવાળી બાજરીમાં રાસાયણિક ખાતરની બાજરી કરતાં વિટામીન 'બી'નું પ્રમાણ સારું હતું. ખનિજ ક્ષારોનું પ્રમાણ પણ સારા ખાતર ઉપર જ નિર્ભર હોય છે.

સાધારણ રીતે લોકોમાં એવી માન્યતા છે કે ઘઉં કરતાં બાજરી પચવામાં ઘણી હલકી છે. પણ ડૉ. ચંદ્ર ચક્રવર્તી તેમના " ફુડ એન્ડ હેલ્થ " નામના પુસ્તકમાં લખે છે કે " બાજરીમાં રહેલા વધુપડતા કાષ્ઠક અંશ ( સેલ્યુલોઝ ) ને લઇને કોઈ પણ ધાન્ય કરતાં બાજરી પચવામાં સૌથી ભારે ( Hardest to digest ) છે અને બાજરીનું એલ્બ્યુમિનનો ૫૩ ટકા જેટલો ભાગ તો શરીરમાં પચ્યા વિના જ બહાર ચાલ્યો જાય છે. જે માણસની જઠરાગ્નિ ખૂબ જ તીવ્ર હોય તે માણસે જ લાંબા વખત સુધી બાજરી ખાવી. ( પા. ૭૫ )" મને આ વાત બરાબર નથી લાગતી. કેનીંગે જે કાષ્ઠકનું પ્રમાણ આપ્યું છે તે ખોટું જણાય છે. હચિન્સનના કોષ્ટકમાં કાષ્ઠકનું પ્રમાણ જૂજ છે. લાખો લોકો બાજરીના રોટલા ખાય છે અને ઘણી સહેલાઈથી તે પચી પણ જાય છે, એટલે કાષ્ઠકનું અતિશય પ્રમાણ જે દાખવે છે તે ભૂલ છે.

બાજરીમાં ઘઉં કરતાં સ્નેહનું પ્રમાણ વધારે છે એટલે બાજરીના લોટમાં, રોટલા બનાવતી વખતે, મોણ નાખવામાં નથી આવતું. આથી ગરીબ લોકો માટે બાજરી સારો ખોરાક છે.

બાજરીની ઘૂઘરી ગોળ સાથે ખાવાથી શક્તિ આવે છે—બળ વધે છે. બાજરીનો લીલો પોંક પણ ખવાય છે; ધાણી પણ ફોડાય છે.

बर्जरी नालिका नाली नीलसस्यं च साजकः ।
अग्रधान्यं बर्जरीका तथा नीलकणास्मृताः ॥
साजको वातलो हृद्यो बल्यः कांतिकरो मतः ।
अग्निदीप्तिकरश्चोष्णः रुक्षः पित्तप्रकोपनः ॥
स्त्रीकामदो दुर्जरश्च पुंस्त्वपुष्टिहरो मतः ॥

( નિઘંટરત્નાકર. )

બાજરીનાં સંસ્કૃત નામો બર્જરી, નાલિકા, નાલી, નીલસસ્ય, સાજક, અગ્રધાન્ય, બર્જરીકા, નીલકણા—વગેરે છે.

1 " It has been found in regard to millet—a common food grain in South India—that soil, on which it is repeatedly grown, but which has received no manure for many years, yields a grain the nutritive value of which is so low that it may actually be harmful to the users of it, suggesting the acquirement by the grain of toxic qualities."

બાજરી વાયુ કરનાર છે, હલ છે, બલપ્રદ છે, શરીરને કાંતિ આપનાર છે, જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર છે, ઉષ્ણ છે, રુક્ષ છે અને ગરમ હોઈ પિત્તને કોપાવનાર છે. બાજરી કફ-વાતને હણનારી છે.

બાજરી ગરમ મનાય છે. પુંસ્ત્વ ( પુરુષાતન ) આપનાર છે અને કામોદ્દીપક છે. કાઠિયાવાડ તરફ બાજરી જ મોટે ભાગે ખવાય છે. મહેનતુ માણસો માટે બાજરી અને અડદની દાળનો ખોરાક બધી રીતે યોગ્ય છે. બાજરી અને ઘઉં વારાફરતી ખાવામાં લેવાં ઠીક છે. બાજરીમાં સ્નેહનું પ્રમાણ વિશેષ હોવાથી, ગરીબ લોકો સ્નેહ ખાઈ શકે તેવી તેમની આર્થિક સ્થિતિ હોતી નથી એટલે તેમને માટે સુંદર ખાદ્યપદાર્થ છે. બાજરીનું રાસાયણિક પૃથક્કરણ નીચે આપવામાં આવે છેઃ—

બાજરીનું રાસાયણિક પૃથક્કરણ

| | | | |
|---|---|---|---|
| જલ | ૧૨·૨ ટકા | કર્બોદિત | ૭૦·૬ ,, |
| નત્રિલ | ૮·૨ ,, | કાષ્ટક | ૩·૧ ,, |
| સ્નેહ | ૪·૨ ,, | ખનિજ ક્ષારો | ૧·૭ ,, |

( હચિન્સન પ્રમાણે )
પૃ. ૨૬૩

## જુવાર

યાવનાલ (સં)
( Andropogon sorghum )

મદ્રાસના ખેતીવાડી ખાતા તરફથી પ્રસિદ્ધ થએલા એક પુસ્તકમાં જુવારના વાપર નીચે મુજબ દર્શાવવામાં આવ્યો છે અને તે સારો છે. અત્યારે જ્યાં ને ત્યાં આપણે મૉલ્ટ શબ્દ સાંભળીએ છીએ—'કોડલિવર ઑઇલ વીથ મૉલ્ટ એક્સ્ટ્રેક્ટ' એ અતિ જાણીતું છે. મૉલ્ટ એ અંગ્રેજી શબ્દ છે. મૉલ્ટ એટલે ફણગા ફુટાડેલા ધાન્યનો લોટ. અને જુવારના લોટ કરતાં આ લોટ (મૉલ્ટેડ જુવાર) ખાવામાં ઘણો જ સારો છે એ નિઃસંદેહ છે. મૉલ્ટેટ જુવાર બનાવવાની રીતઃ—

"સારી જુવારને ૨૪ કલાક સુધી પાણીમાં ભીંજવી રાખવી, દર ૭ કલાકે પાણી બદલતા રહેવું. પછી આ જુવારને એક ભીના કપડાની પોટલીમાં બાંધી ઉપર ભાર મૂકી દબાવવી. ફણગા ફૂટે એટલે પોટલી છોડીને તે ફણગા ફૂટેલી જુવારને એક સાદડી કે કપડા ઉપર એકસરખી સુકવવી. અમુક અંતરે સહેજસાજ પાણીનો છંટકાવ તે ઉપર કરવો. જ્યારે ૦॥ ઈંચ જેટલા લાંબા ફણગા ફૂટી ગયા હોય ત્યારે ફરીથી તેને છાયામાં ૭ કલાક સુધી સુકવવી અને પછી સૂર્યના તાપમાં સુકવવા મૂકવી. બરાબર સુકાય ગયા બાદ આ જુવારને સહેજ પાણીનો હાથ આપી ખાંડી નાખવી. આથી જુવારનાં બધાં છોડાં અને ફણગા સહેલાઈથી ઊખડી જશે. (ફણગા સ્વાદમાં કડવા લાગે છે એટલે દૂર કરવા કહ્યું છે.) આવી રીતે છોડા અને ફણગા બન્ને દૂર કર્યો પછી જુવારને તવા ઉપર ધીમા તાપે રતાશ પકડે ત્યાં સુધી સેકવી. આથી ઝડપભેર ચાલતી મૉલ્ટની ક્રિયા અટકી જશે. આ પ્રમાણે તૈયાર થયેલી જુવાર 'મૉલ્ટેડ જુવાર' કહેવામાં આવે છે. આનો લોટ ૧ થી ૬ ના પ્રમાણમાં બીજા લોટ સાથે ભેળવીને પછી રોટલી કે કાંજી વગેરે બનાવી લેવાં એ હિતાવહ છે."

આ વિધિથી જુવારમાં વિટામિન 'એ' અને 'સી' બન્ને સારા પ્રમાણમાં આવે છે અને આની પચનીયતા પણ વધે છે. આવી જુવારનું સાત્મીકરણ (assimilation પણ સારું થાય છે.

આપણા ગરીબ લોકો ચોધરા, દૂબળા, કોળી ઇત્યાદિ મોટે ભાગે બારે માસ જુવાર ખાઇને જ જીવે છે. આ સાદી વિધિ આ લોકોને સમજાવવામાં આવે તો તેમને લાભ થશે 'મોલ્ટેડ જુવાર'નું ભૈડકું અથવા કાંજી સાદી જુવાર કરતાં સ્વાદમાં અને ગુણમાં સારું છે.

પોષણની દૃષ્ટિએ જુવાર બાજરી જેટલો જ ઉપયોગી ખોરાક છે. બાજરી વિષે જે કહેવામાં આવ્યું છે તે જુવારને પણ લાગુ પડે છે. જુવારનું રાસાયણિક પૃથક્કરણઃ—

| | | | |
|---|---|---|---|
| પાણી | ૧૨·૫ ટકા | કબોદિત | ૭૪·૫ ,, |
| નત્રિલ | ૯·૩ ,, | ખનિજ ક્ષારો | ૧·૭ ,, |
| સ્નેહ | ૨·૦ ,, | | |

ઘઉં કરતાં જુવારમાં સ્નેહનું પ્રમાણ સારું છે. જે ગરીબોને સ્નેહ ખાવા નથી મળતું તેમને માટે મકાઇની માફક જુવાર પણ સારો ખોરાક છે.

ચોમાસુ જુવાર કરતાં શિયાળુ જુવાર ખાવામાં સારી ગણાય છે. જુવાર પચવામાં હલકી છે, સહેજ વાયુ કરનાર છે, કફ અને દાહને મટાડનાર છે, સંગ્રાહી છે.

यावनालो यवनालः शिखरीवृत्ततण्डुलः।
दीर्घनालो दीर्घशरः क्षेत्रेक्षु चेक्षुपत्रकः ॥ ઇત્યાદિ ( રા. નિ )

અર્થાત્ જુવારનાં સંસ્કૃત નામો યાવનાલ, યવનાલ, વૃત્તતંડુલ મૌક્તિકતંડુલ, દીર્ઘનાલ, દીર્ઘશર, ક્ષેત્રેક્ષુ, ઇક્ષુપત્રક, જૂર્ણાહ્વય, દેવધાન્ય, જૂર્ણલ, બીજપુષ્પકઃ—આ બધાં છે. એ જ ગુણોઃ—

धवलो यावनालस्तु शैत्यो बल्यः त्रिदोषजित्।
वृष्यो रुचिप्रदोऽर्शोघ्निः पथ्यो गुल्मव्रणापहः ॥
तुवरो यावनालस्तु कषायोष्णो विशोषकृत्।
संग्राही वातशमनो विदाही शोफकारकः ॥
शारदो यावनालस्तु श्लेष्मदः पिच्छलो गुरुः।
शिशिरो मधुरो वृष्यो दोषघ्नो बलपुष्टिदः ॥

( राजनिघण्टु )

ધોળી જાર—મધુર છે, બલ આપનાર છે, વાત પિત્ત અને કફ જીતનાર છે, ટોનિક છે, રુચિપ્રદ છે, હરસને હણનાર છે, પથ્ય છે, ગુલ્મ અને વ્રણને હણનાર છે.

ગૂગલી જાતની જુવાર તૂરી છે, દસ્તને કબજ કરનારી છે. ઉષ્ણ છે, વાયુ શમાવનારી છે, કંઇક અંશે દાહની બળતરા થયા કરે છે અને સોજો કરનાર છે.

શરદઋતુમાં થનાર એટલે શિયાળુ જુવાર કફ કરનાર છે, પિચ્છિલ અને ગુરુ છે, ઠંડી છે, મધુર છે, બલપ્રદ છે, વાતપિત્ત કફ— આ ત્રણે દોષોને હરનાર છે બલ અને પુષ્ટિપ્રદ છે. (રાજનિઘંટુ)

જુવારની ધાણી વાયુ કરનાર છે, તૃપ્તિ કરે છે, વિશેષ ખાય તો પેટ ચઢે છે અને પાછળથી ઝાડો સાફ થાય છે. ભરુચ જિલ્લામાં જુવારની ધાણી ખાવાનો ચાલ છે અને કેટલાંક ઘરોમાં તો ધાણી બારે માસ ખવાય છે. વાયુ ન કરે એટલા માટે તેમાં લસણ

મરચાની ચટણી તેલમાં મિલાવીને મેળવવામાં આવે છે. આ પ્રમાણે ધાણી ખાવાથી વાયું કરતી નથી, બલ્કે જલદી પચી જાય છે, સારક છે, શક્તિપ્રદ છે. ગરીબ દેશનાં બાળકો માટે આવી ધાણી પોષણ દૃષ્ટિએ સારી છે.

## જવ

(Hordeum distichon)

"જવ તૂરા છે, મધુર છે, શીત છે, વિપાકમાં તીખા છે, કફને તથા પિત્તને હરનારા છે, વ્રણ ઉપર સર્વદા તલના જેવા જ પથ્ય છે, મૂત્રને અલ્પ કરનાર છે, વાયુ તથા વિષ્ટાને વધારનાર છે, વયઃસ્થાપનકૃત્ છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે, બુદ્ધિ (મેધા) વધારનાર છે, સ્વરને સારો કરનાર છે, વર્ણને સારો કરનાર છે, સ્નિગ્ધ છે, જાડા માણસના મેદને ઓછો કરનાર છે. મેદથી આવરણ પામેલા વાયુને તથા તૃષાને હરનાર છે, અતિરુક્ષ લોહી તથા પિત્તને સારૂં કરનાર છે." સુ ત

જવ તેની સુપાચ્યતાને લીધે મશહૂર છે. જવમાં ખનિજ પદાર્થોનું પ્રમાણ વિશેષ છે–ખાસ કરીને ફોસ્ફરસ અને મેગ્નેસિયાનું. ફોસ્ફરસનું પ્રમાણ એટલું તો મોટું છે કે ભાગ્યે જ કોઈ અનાજમાં એટલું હશે. એના ફોસ્ફરસ પ્રમાણમાં કેવળ નાની મચ્છીઓ, ઘઉંની પીળી દાળ અને પનીર(cheese)જ તેનાથી વધે છે અને મેગ્નેસિયાના પ્રમાણમાં એક ફક્ત ગાજર (carrots) જ તેની સરખામણી કરી શકે છે. જવમાં ૧૫·૦૧ ટકા પાણી, ૧૧·૭૫ ટકા નત્રિલ, ૭૦·૯ ટકા કાર્બોદિત, ૦·૧૧ ટકા રેશા, અને ૦·૪૬ ટકા રાખ છે. ઘઉંમાં જેમ અગત્યનું નત્રિલ 'ગ્લીયાડીન' છે તેમ જવમાં 'હોર્ડીન' (Hordein) છે. જવને ખાંડી તેનાં છોડાં કાઢી નાંખીને તેની રોટલી, પૂરી વગેરે બનાવી શકાય છે. છોડાં સાથે જવ ખાવાથી તે પચતા નથી. અને તેનું ૫૬ ટકા જેટલું આલ્બ્યુમિન પચ્યા સિવાય શરીરમાંથી બહાર નીકળી જાય છે. પણ જવ મોટે ભાગે ખાવામાં ઓછા વપરાય છે. જવનું પાણી તાવમાં પીવા માટે અપાય છે. જવનું પાણી પીવાથી તાવની બળતરા કમી થાય છે, તરસ ઓછી લાગે છે અને ખોરાકની ગરજ સારે છે. આ જવના પાણીને બચ્ચાંને પીવાના દૂધમાં પણ નાખવામાં આવે છે. કારણ કે એથી દૂધના કેસીનો ઍન્યુલ્સ (કણો) બહુ સૂક્ષ્મ થાય છે અને દૂધ જલદી પચી જાય છે. કીનીગ (Koenig)ના મતાનુસાર જવમાં નીચે પ્રમાણે ખનિજ તત્ત્વો છેઃ– પોટાશ ૨૧, સોડીયમ ૨·૩૯ લાઈમ ૨·૬૪, મેગ્નેસિયા ૮·૮૩; લોહ ૧·૧૯, ફોસ્ફરીક ઍસીડ ૩૩·૧૦, સિલિસિક ઍસિડ ૨૬ સલ્ફ્યુરિક ઍસિડ ૧·૮૦, અને ક્લોરીન ૧·૦૨ ટકા જેટલું છે. જવ રેચક છે અને મૂત્રને રોકનાર છે–અલ્પ કરનાર છે. માટે તે મધુપ્રમેહવાળાઓ માટે ઉત્તમ ખોરાક છે. જવની રાબ પિત્તજ્વરમાં, ક્ષયમાં, અને બળતરામાં, તાવની તરસમાં આપવાથી સારો ફાયદો થાય છે.

ચરક કહે છે કે यवः पुरीशजननानाम् અર્થાત્ ઝાડો લાવનાર તમામ પદાર્થોમાં જવ ઉત્તમ છે.

જવના પાણીને "બાર્લી વોટર" કહેવામાં આવે છે. આનું પૃથક્કરણ નીચે મુજબ છેઃ—

| | | | |
|---|---|---|---|
| પાણી | ૯૯·૨૭ ટકા | સ્ટાર્ચ | ૦·૩૯ ,, |
| સ્નેહ | ૦·૦૨ ,, | સાકર | ૦·૦૫ ,, |
| નત્રિલ | ૦·૦૩ ,, | ખનિજ ક્ષાર | ૦·૦૪ ,, |

જવનાં અનેક સંસ્કૃત નામો પૈકીમાં એક નામ "પવિત્રધાન્ય" છે.

यवः कषायो मधुरः सुशीतलः
प्रमेहजित् तिक्त कफापहारकः।
अश्वकमंडस्तु यवो बलप्रदो
वृष्यश्च नृणां बहुवीर्यपुष्टिदः॥ रा. नि.॥

જવ સ્વાદે તૂરા છે અને મધુર છે; શીતલ છે, પ્રમેહ (પેશાબનાં તમામ દરદો) ને મટાડનાર છે, સહેજ કડવા છે અને તેથી તે કફને હરનાર છે. જવ શક્તિપ્રદ છે, અત્યંત વીર્ય અને પુષ્ટિ આપનાર છે.

જવ ચામડીના રોગોને, કફને, પિત્તને, મેદને, પીનસ, શ્વાસ, કાસ, ઉરુસ્તંભ, લોહી-વિકાર, તૃષા—આ સર્વ રોગને મટાડનાર છે.

બજારમાં ફોલેલા જવ (પર્લ બાર્લી) વેચાય છે-તે લેવા ઠીક છે.

## બંટી

नीवारः अरण्यधान्यः, मुनिधान्यम्, तृणोद्भवम् આ બંટીનાં સંસ્કૃત નામો છે.

બંટી શ્લેષ્મલ (કફ કરનાર), રુક્ષ, કષાક, વાતલ (વાયડી), શીત, લેખન, ઝાડો, પેશાબને રોકનાર, પિત્તને હરનાર અને પચવામાં હલકી છે (શોઢલ).

બંટી પિત્તને હણનારી તથા કફ અને વાયુને કરનારી છે, ગરમીને ટાળે છે.

પંચમહાલ તરફ બંટી બાવટાના રોટલા ખવાય છે. આ કુધાન્યની ગણતરીમાં આવે છે. આમાં બહુ પોષણતત્ત્વો નથી.

## બાવટો—નાગલી

वरकः, क्षोतानिका-સંસ્કૃત નામો છે.

બાવટો અથવા નાગલી સ્વાદે જરા કડવાશ લેતી અને તૂરી છે. પચવામાં તે હલકી છે, ઠંડી છે, પિત્તને હરનાર છે અને ત્રિદોષને શમાવનાર છે, રક્તદોષને હરનાર છે. વિશેષ ખવાય તો વાયુ કરે છે. ગરીબ લોકો આના રોટલા બનાવીને ખાય છે.

## કોદરા

कोद्रवः, कोरदूषः-સંસ્કૃત નામો છે.

કોદરો વાયુ કરનાર છે, ગ્રાહી છે, શીત છે, પિત્ત અને કફને હરનાર છે. એક બીજી જાતના ઝીણા કોદરા થાય છે જે ખાવાથી મીણો ચઢે છે અને કેટલીક વખત માણસ મરી પણ જાય છે. ઝીણા કોદરાનું મારણ ભૂરાકોળાનો રસ છે. કુષ્માંડ (ભુરું કોળું) રસ પીવાથી મીણો ઊતરી જાય છે.

કોદરાને કૂટીને અંદરથી તેના દાણા જેને કોદરી કહેવામાં આવે છે તે કાઢે છે. તે પચવામાં હલકી ગણાય છે. ઘણા માંદા માણસો આ કોદરી ખાય છે. પરંતુ તે રુક્ષ ધાન્ય છે કુધાન્ય છે. ઝાઝાં પોષકતત્ત્વો આમાં નથી. કોદરી ગરમ છે, જલદી પચી જનાર છે. મધુમેહ તેમજ અજીર્ણજન્ય અન્ય વિકારવાળાઓ માટે કોદરી સારો ખોરાક છે.

---

# કવિનો અપરાધ

પ્રયોજક : ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

"તને ખબર નથી? એ બેંક તો ભાંગી પડે એમ છે! લોકો પોતાના મૂકેલા બધા પૈસા એમાંથી ઉપાડી લાવે છે અને તેથી તો, હું યે મારા રૂપિયા ઉપાડી લાવ્યો, જોકે મને વ્યાજ નહિ મળે પણ મારી મૂડી તો જળવાઈ! હજાર રૂપિયા! દોસ્ત, એ કાંઈ નાનીસૂની રકમ નથી."



"મારી તો એ બેંકમાં એક પાઈયે નથી! અને ખરું પુછાવે તો આપણે રામ એક દોકડોયે બચાવી શકતા નથી! પછી બેંકમાં ખાતું જ કયાંથી હોય?"

"કેમ? ધંધો બરાબર ચાલતો નથી કે શું?"

"ચાલે. ગુજરાન પૂરતું મેળવીએ. કંઈ બચાવવા જેટલું મળે નહીં. મિત્ર મહેશ, હવે હું જઈશ."

"ચા તો પીતો જા! આજ તો મારી મૂડી બચી તેની ખુશાલીમાં હું જ તને ચા પાઉં છું, દોસ્ત રમેશ." મહેશે કહ્યું અને ચા મંગાવી.

રમેશ એક દાકતર હતો. મૂળ તે કંપાઉડર હતો અને જૂના વખતમાં એચ. એ. થયેલો ત્યારથી સ્વતંત્ર દવાખાનું કાઢી રગશિયા ગાડાની પેઠે ધંધો ચલાવતો હતો. મહેશ ખાનગી નોકરી કરતો હતો. બચાવી બચાવીને તેણે બેંકમાં હજારેક રૂપિયા મૂકેલા હતા. પરંતુ અફવાઓને લીધે તેણે આજ તે ઉપાડી લીધા હતા. બેંકમાંથી પોતાને ઘેર જતાં અધવચ્ચ દાકતરનું દવાખાનું આવતું હતું; અને કોઈ કોઈવાર તેની દવા તે લેતો હતો એટલે થોડો વખત અહીં થોભ્યો હતો.

ચા પીને તેઓ છૂટા પડ્યા ત્યારે મહેશ મનોગત ગણગણ્યો: "હજાર રૂપિયા! એવડી મોટી રકમ મેં કદાપિ મેળવી નથી. કેવો ભાગ્યશાળી માણસ કે, તે એટલી યે રકમ એકઠી કરી શકયો છે?"

એના મનના વિચારોનો વેગ વધ્યો, એના પોતાના જીવન પર એની કરુણ દૃષ્ટિ પડી, પંદર-પંદર વર્ષથી તે દાક્તર તરીકે કામ કરતો હતો પણ એને માંડ ગુજરાન જોગ નાણાં મળે એટલા જ દરદીઓ એને ત્યાં આવતા. દવાખાનાંઓ વધી પડયાં હતાં. ઇગ્લાંડ જઇને દાકતરી પદવી લઇ આવેલાઓ પણ ખૂબ થઈ ગયા હતા. દરદીઓ તેઓની મોટી ફી આપીને પણ તેઓને ત્યાં જતાં અને જો મહેશ વધારે ફી રાખતો તો એનો કોઈ ભાવ પણ પૂછતું નહીં! આવી હાડમારીના જમાનામાં જો દવાખાનું કાઢી નાંખે તો ખાવા પૂરતું યે એને મળે નહીં!

"કમનસીબ આત્મા! નિષ્ફળ જીવન!" તે બબડયો: "એક હજાર રૂપિયા! કેવી સંતોષજનક રકમ છે? મને જો એટલી રકમ મળે તો હું કંઈ કંઈ તરકીબથી મારો ધંધો ધપાવી શકું!"

લગભગ એક કલાક સુધી તેને મહેશના જ રૂપિયા સંબંધી વિચારો આવ્યા કર્યા અને એને અંતે એક ભયંકર નિર્ણય તેણે કરી લીધો.

"આજ રાતે ચોક્કસ!" આમ કહેતો તે દવાખાનું બંધ કરીને ઘેર જવા લાગ્યો.

તે બેએક ડગલાં આગળ ચાલ્યો હશે ત્યાં એનો એક બીજો પાડોશી મળ્યો: "ઘેર ચાલ્યા કે શું? આજ કેમ વહેલા?" તેણે પૂછ્યું.

"મારી તબિયત ઠીક નથી, કવિરાજ! આમ ક્યાંથી?"

"મારા એક સ્નેહીને ત્યાં ગયો હતો." આમ કહી કવિ તેનાથી છૂટો પડ્યો.

મહેશ મનમાં ગણગણ્યો: "આ પણ એક મારા જેવો જ મવાલી આદમી છે! કવિતાઓની ચોપડીઓ બહાર પાડે છે પણ તે ખપતી નથી અને નાણાંની રકમ તેની પાસે જમા થતી નથી!"

સ્મિત કરતો તે ઘેર જઈ પહોંચ્યો.

રાત્રિના નવ, દશ, અગિયાર અને બાર વાગ્યા ત્યારે પોતાના મકાનની બારીએ દાક્તર આવ્યો. ચારેક ફીટની એક સાંકડી નળીની બીજી બાજુએ સામે જ એના પાડોશી મહેશની બારી હતી. એ બારી ક્યારની ખુલ્લી હતી એમ તેણે નવ વાગ્યાથી જોયા કર્યું હતું; અને એ બારીમાં કેવી રીતે જવું એનો બેત તેણે ઘડી રાખ્યો હતો આઠેક ફીટનું એક મજબુત પાટિયું તેને ત્યાં હતું એ પાટિયું તેણે બારી આગળની ભીંતે તૈયાર જ મૂકી રાખ્યું હતું. આ શાન્ત સમયે તેણે તે ઉઠાવ્યું અને ધીમેથી તેનો એક છેડો મહેશની બારીની કિનાર ઉપર અને બીજો પોતાની બારીની કિનાર ઉપર ગોઠવી દઈ, બરાબર પુલ જેવું સાધન બનાવી, તે હિમ્મતભેર તે પાટિયા પરથી ચાલીને મહેશના મકાનના ખંડમાં દાખલ થયો.

મહેશ તે ખંડની અંદરના ખંડમાં સુતો હતો પણ......

રમેશ ચોંક્યો. મહેશના બિછાના નજદીક એક આકૃતિ ઊભી હતી. એક ટેબલ પર મીણબત્તી સળગતી હતી અને એ આકૃતિ, એક પેટીમાંથી કેટલીક ચલણી નોટોનો થોકડો કાઢીને ગણતી હતી.

"આ કોણ છે? મારા દિલની ઉમેદ બરબાદ કરનાર અને મારી લૂંટ પર તરાપ મારનાર આ મવાલી કોણ છે?" રમેશે મનોગત પ્રશ્નો પૂછ્યા. મીણબત્તીના અજવાળામાં એ આકૃતિએ સહેજ વાર ઊંઘતા મહેશ તરફ જોયું ત્યાં રમેશ એનો ચહેરો જોઈ ગયો.

"આ તો કવિરાજ!" રમેશ મનમાં બોલી ઉઠ્યો, અને એણે દાંત કચકચાવ્યા. જે ચોરી પોતે કરવા આવ્યો હતો તે આ ગરીબ કવિ કરી જાય છે? એમાં કદાપિ એ ન ફાવવો જોઈએ.

સ્ફૂર્તિથી પણ હળવે પગલે તે મહેશના બિછાના કને ગયો અને તેને ઢંઢોળીને બૂમો મારવા લાગ્યો: "મહેશ? જાગ, જાગ, ચોર તારી નોટો ચોરી જાય છે!" અને બીજી જ પળે તેણે કવિને કહ્યું: "ખબરદાર, જો તમે અહીંથી એક ડગલું આગળ ભર્યું તો!"

મહેશ જાગ્યો અને પોતાના બન્ને પાડોશીઓને જોઈને પૂછવા લાગ્યો: "ક્યાં છે ચોર?"

અધોવદન સાથે કવિ ત્યાં જ થંભી ગયેલો હતો. "આ કવિ ચોર છે! જો એના હાથમાં તારી નોટોનો ચોકડો છે!" રમેશ બોલ્યો

મહેશે કવિના હાથમાંથી નોટો ઝૂંટવી લીધી અને કહ્યું: "આવું કરતાં શરમાયો નહીં? રમેશ, તેં એને કેવી રીતે દીઠો?"

"મને તારા ખંડમાં દીવો બળતો જણાયો. કોઈ આકૃતિને મેં આમતેમ ફરતી દીઠી. એટલે બારીમાંથી પાટિયું મૂકીને ચૂપચાપ હું અહીં આવી લાગ્યો; તો આ મિસ્ટર મવાલીપુરના મહારાજને નિરાંતે નોટો ગણતા દીઠા. એને હવે પોલીસને જ સોંપી દેવો જોઈએ."

"મને માફ કરો. મારી ભૂલ થઈ. મારી દરિદ્રતામાં કરુણ વિપત્તિ આવી અને હું લલચાયો. આ અધમ કૃત્ય કરવાની મને

દુર્બુદ્ધિ સૂઝી તેથી હું પસ્તાઉં છું. મારા જીવનના સંયોગો તમે જાણો તો તમને દયા આવે."

"દયા તો મેજિસ્ટ્રેટ પાસે માગી લેજે, સમજ્યો ?" મહેશે કહ્યું: "હું તો તને પકડાવી જ દઈશ. ભાઈ રમેશ, જો પોલીસને બોલાવી લાવ. તારી મહેનત હું નકામી નહીં જવા દઉં."

અને થોડીક ક્ષણ પછી કવિ દિનેશને પોલીસની સાથે જવું પડયું.

(૨)

"બંધવાને ગુનેગાર ઠરાવવામાં આવે છે અને તેને બે વર્ષની સખ્ત કેદની સજા ફરમાવવામાં આવે છે."

મેજિસ્ટ્રેટે દિનેશનો કેસ ચલાવી, રમેશની સાક્ષીના પુરાવા ઉપરથી તેને ઉપર મુજબ સજા ફરમાવી. કવિ એ સજા સાંભળી રડી પડયો.

મહેશે કઠોરતાથી રમેશને કહ્યું: "જોયું ? હવે રડવું આવે છે! પારકા પૈસા પોતાના કરતી વખતે કેમ એણે વિચાર નહોતો કર્યો ?"

રમેશે ટૂંકમાં જવાબ દીધો: "તમારું કહેવું ખરું છે."

મહેશે તેને પોતાને ઘેર લઇ જઇને પચાસ રૂપિયા બક્ષિસ આપ્યા. મહેશ તે લઇને જ્યારે ઘેર આવ્યો ત્યારે નિસાસા સાથે તે ખુરશીમાં પડયો.

તેની આંખ આગળથી કવિની કરુણમૂર્તિ ખસતી નહોતી. જ્યારથી એને એણે પકડાવ્યો ત્યારથી તે ઠેઠ કેસ પૂરો થયો ત્યાં સુધી એ કવિના મુખ ઉપર જે દીનતા, જે લજ્જા અને જે દુઃખના ભાવ દેખાતા હતા તે તમામ રમેશ સમક્ષ તરવરી રહ્યા અને છેલ્લું એનું રુદન તો એના દિલમાં ખૂબ કંપો કરી રહ્યું. એના હૃદયમાંથી કોઇ ન સમજાય એવો અવાજ સંભળાતો હતો: "તેં મરતાને માર્યો છે, એમાં વડાઈ નથી કરી! જ્યાં તું પોતે જ ચોરી કરવા ગયો હતો, ત્યાં તેને તેં દ્વેષથી, વેરભાવથી અને તારી પોતાની નિરાશાથી પકડાવ્યો. તને જ એ સ્થિતિમાં કવિએ પકડી પાડયો હોત તો ? અને...અને...તેં અસત્ય કર્યું–જૂઠી સાક્ષી પૂરી. કવિને તેં તારા ઘરની બારીમાંથી ચોરી કરવા ગયેલો દીઠો નહોતો. પાટિયું તેને પકડવા તેં મૂકયું નહોતું. નૈતિક દૃષ્ટિએ તું જ ચોર છે કદાચ ત્યાં કવિ પણ ન હોત તો એ જ નોટો તેં તારા ખિસ્સામાં ખુશીથી સરકાવી દીધી હોત! દુષ્ટ, દંભી!..."

રમેશનું મસ્તક ભમી ગયું. દવા પી તે સૂઈ ગયો પણ સ્વપ્ન તેને સતાવી રહ્યું: જાણે મેજિસ્ટ્રેટ સમક્ષ તેને પોતાને જ ઊભો કરવામાં આવ્યો છે અને મેજિસ્ટ્રેટ તેને ઉદ્દેશીને કહે છે: "બંધવા રમેશ! તને અપરાધી ઠરાવવામાં આવે છે અને બે વર્ષની સખ્ત કેદની શિક્ષા કરવામાં આવે છે."

"ઓહ્ ! હા!" રમેશનું સ્વપ્ન સરી પડ્યું. તે જાગ્રત થઈ ગયો. પોતાના આ કૃત્ય બદલ હવે તેણે અપાર પશ્ચાત્તાપ કરીને જીવન સખ્ત કામમાં પ્રવૃત્ત કર્યું.

તે ગરીબોની મફત દવા કરવા લાગ્યો. જે જે કેસ તેના હાથમાં આવે તેમાં સચોટ દવા આપીને જલદી આરામ કરવા તરફ લક્ષ આપવા લાગ્યો. થોડાક દિવસમાં તેને ત્યાં વધારે કેસ આવવા લાગ્યા. રમેશ હવે ગરીબોના દાક્તર તરીકે જાણીતો થઈ ગયો.

એક દિન બપોરે ૨૦ વર્ષની એક યુવતિ તેના દવાખાનામાં આવી. "દાક્તર સાહેબ, હું ગરીબ છું. મારી વૃદ્ધ માતા ખૂબ જ બિમાર થઈ ગઈ છે. મહેરબાની કરીને આપ તેને જોઈ જશો ?" રમેશ તે યુવતિને ત્યાં ગયો. ખરે જ! ગરીબોની ચાલીમાં એક ઓરડીમાં તેની માતા સાથે તે રહેતી હતી. વૃદ્ધાની ચિકિત્સા કરતાં રમેશને માલૂમ પડયું કે–તેને આખર વખતે બોલાવવામાં આવ્યો છે બહુ બહુ તો એકાદ કલાકમાં આ વૃદ્ધા ગુજરી જશે.

યુવતિને આ હકીકત કહેવી કે કેમ એ

વિષે તે વિચાર કરતો હતો. એવામાં એ ચાલીમાં વસનારાઓમાંના એકે કોઈ ગીત ગાવું શરૂ કર્યું. એ ગીત બુલંદ અવાજે સંભળાતું હતું. એની બે-ત્રણ લીંટીઓ ગવાઈ એટલે દરદી વૃદ્ધા એકદમ પથારીમાં બેઠી થઈ ગઈ અને ઉત્સાહમાં આવી જઈને એજ ગીતની લીંટીઓ ગાવા લાગી.

"મા, મા" બાળાએ તેને રોકવા યત્ન કરતાં કહ્યું. બહાર તો ગીત ગવાતું જ રહ્યું અને માતાએ પુત્રી તરફ જોઈને કહ્યું: "હાશ! હવે મને શાન્તિ વળી!" અને એ શબ્દો સમેત તે પથારીમાં ઢળી પડી.

પુનઃ તે કદી ઊઠી નહીં. એનો આત્મા એના દેહને છોડી ગયો હતો.

(૩)

જે ગીત સાંભળીને વૃદ્ધા 'શાન્તિ વળી' એમ કહીને મરણ પામી હતી એ ગીતની થોડીક લીંટીઓ રમેશને યાદ રહી હતી. "અહા! એમાં શબ્દોની કેવી મીઠાશ છે? અને ભાવનાઓ કેટલી બધી સરસ છે? એક સ્ત્રી-હૃદય-ચાહે તો તે માતા હો, ભગિની કે પત્ની-પણ તેના પવિત્ર સ્નેહનો કેવો સરસ ખ્યાલ આ કવિતાની લીંટીઓ રચનારે આપ્યો છે? એ વૃદ્ધાને આ લીંટીઓ સાંભળીને કેવી અજબ શાંતિ થઈ હતી? મારું હૃદય એવી શાંતિ ચાહે છે! પણ મારા મનતરંગો મને એ શાંતિ ક્યાં આપે છે?" વારંવાર આ ઉદ્ગાર દાક્ટર રમેશ કાઢતો અને એ ગીતની જે અસર મરનાર પર થઇ હતી તે જ અસર પોતાના પર થાય એમ ઇચ્છતો હતો.

"એ ગીત કોનું બનાવેલું હતું? એના રચનાર પાસે જઈને એના પૂરા ભાવ સમજવા કોશિશ કરું તો મને યે શાંતિ ન મળે?" દાક્ટરે એક દિન નિર્ણય કર્યો અને એક પુસ્તકાલયમાં જઈ કાવ્યસંગ્રહોનાં પુસ્તકો તે ઉથલાવવા લાગ્યો. સહૃદયી યત્ન નિરર્થક નથી જતા. દાક્ટરે એક કાવ્યસંગ્રહમાં કવિ "મંગલમ્"નું રચેલું એ ગીત જોયું. એ કોઈ સંજ્ઞાધારી કવિ હતો. એ કાવ્યનું મથાળું 'નારીહૃદય' હતું. ટીકા અને ટીપણો સહિત એ કાવ્યની ખૂબીઓ સમજાવેલી હતી અને એ વાંચી જતાં રમેશનું હૃદય એના રચનારને વંદન કરી રહ્યું.

એ સંજ્ઞાધારીને શોધવો નકામો હતો. પણ એનું દિલ એ યુવતિ તરફ ખેંચાયું કે જે વૃદ્ધાના મરણ પછી એકલી અટૂલી પડી ગઈ હશે, એમ તેને લાગ્યું; કારણ કે, તેનો કોઈ પુરુષસંબંધી તેની ખોલીમાં તેણે દીઠો ન હતો.

એ દિવસ પછી દાક્ટર તે ખોલીએ ગયો. બાળાએ તેને આવકાર આપ્યો. હાથના શીવવાના સંચાથી સિલાઈકામ કરીને તે ગુજરાન ચલાવતી હોય એમ જણાતું હતું.

દાક્ટરે દિલસોજી ભરેલા પ્રશ્નો પૂછીને જાણી લીધું કે-સંસારમાં હવે તે એકલી હતી. એ પરણેલી નહોતી. એક શાળામાં અગાઉ તે શિક્ષિકા હતી પણ તેની માતાની બિમારી લંબાઇ હતી તેથી તેણે લાંબી રજા લીધી હતી. પણ ફુરસદ મેળવીને તે સિલાઇ કામમાંથી ઠીક ઉત્પન્ન કરી શકતી હતી.

દાક્ટરે 'નારી હૃદય' કવિતાની વાત કાઢી; એનાથી જે શાંતિ એની માતાને મળી હતી તે શાંતિની પોતાને વાંચ્છના હોવાનું જણાવ્યું અને વિવેકભર્યા શબ્દોમાં તેણે તે બાળાની ઇચ્છા જાણવા માગી કે-મને એવું કોઇ નારીહૃદય મળી શકે કે જે ચિત્તને શાંતિ આપે?

યુવતિનો જવાબ ટૂંકો, મક્કમ અને વિનયભર્યો હતો: "હું કોઇને પરણી શકું તેમ નથી. મારો ખ્યાલ કોઇએ કરવા જેવો નથી. મારા વિષે કશું ન પૂછશો. કદાચ તમે મને ધિક્કારો એવી ઘટના મારા જીવનમાં ઘડાયલી છે."

આમ કહ્યા પછી તે ત્યાંથી બહાર જતી રહી. દાક્તર વિસ્મિત થતો ઘેર ગયો. આઠેક દિવસ બાદ તે જ્યારે તે ખોલી આગળ ગયો ત્યારે તેને માલૂમ પડ્યું કે—એ યુવતિ તો ત્યાંથી ખાલી કરી ગઇ હતી અને બીજાં કોઈક ભાડૂત ત્યાં વસતાં હતાં. એ ક્યાં ગઇ તેની ખબર કોઇને નહતી.

(૪)

બે વર્ષ પૂરાં થવા આવ્યાં હતાં. "તા. ૧૫ મી" દાક્તરને એ તારીખની સાથે એક વાતનું સંસ્મરણ થયું. બે વર્ષ પર કવિ દિનેશને તા. ૧૫ મીએ સજા થઇ હતી. હવે તે તા. ૧૫ મીએ છૂટશે. જીવનમાં હવે તો ભલાઇ કરવાનો જ તે નિશ્ચયી બન્યો હતો એટલે તેને ઊર્મિ ઊઠીઃ "હું જેલને દરવાજે જઇને તેને મળું તો?" એ ઊર્મિ પર તેણે મનન કર્યુંઃ "ખચિત જ મારે જવું જોઇએ. હવેથી મારે એના સાચા મિત્ર તરીકે રહીને એના જીવનની ગરીબી ટાળવામાં એને મદદ કરવી જોઇએ. મારે ઘેર એને હું લાવીશ અને કોઇ વાતે નહીં મુંઝાતાં મારા ભેગો જ રહેવા એને હું વીનવીશ. મારુ પાપ ત્યારે જ પુણ્યમાં પલટાશે."

તા. ૧૫ મીએ પ્રાતઃકાલમાં પાંચ વાગ્યાથી જેલને દરવાજે વિવિધ કેદીઓનાં સગાસંબંધીઓ [illegible]હ જોતાં હતાં. એ દિવસે દરેક કેદીઓનો [illegible]ટકારો થનાર હતો. રમેશ પણ ત્યાં ગયો [illegible]ને ક્યારે દિનેશ છૂટીને બહાર આવે એમ [illegible]હ જોતો ઊભો.

જે અનેક જણ ત્યાં આવેલાં હતાં તેમાં [illegible]ક યુવતિને જોઇને તે અચંબો પામ્યો. એ જ યુવતિ હતી, જેની વૃદ્ધ માતા બે વર્ષ પર [illegible]રણ પામી હતી, જેણે પોતાના જીવન વિષે [illegible]કટરને સંદિગ્ધ શબ્દો કહ્યા હતા અને જે [illegible]જ સુધી ક્યાંક વિલીન થઇ ગયેલી હતી. "કિયા કેદીને સત્કારવા તે આવી હશે?" રમેશ મનમાં બોલ્યોઃ "એનો કોઇ સંબંધી શું અપરાધી હોવાને કારણે તે પોતાના જીવન વિષે સંદિગ્ધ વાક્યો બોલી હતી? જોઉં છું. હવે અહીં શું બને છે?"

એકાદ કલાક વીત્યો અને કેદીઓ છૂટ્યા. દિનેશ એમાં હતો. રમેશ એના તરફ જવા લાગ્યો ત્યાં તો પેલી યુવતિ દિનેશ પાસે જઇ પહોંચેલી જણાઇ. હસીને તેણે દિનેશનો હાથ ઝાલ્યો અને મધુરા સ્વરે તે બોલીઃ "ભાઇ."

"બહેન!" દિનેશે હસીને જવાબ વાળ્યો.

હવે રમેશ તે બન્નેની પાસે ગયો અને બે હાથ જોડીને બોલ્યોઃ "ભાઇ, હું તારો અપરાધી છું. તારી કાણાઇના કારણરૂપ હું છું. મને માફ કરીશ? મારે ઘેર આવીને મારા ભેગો રહીશ? હું તારો ભાઇ બનીશ."

કવિને શો ઉત્તર દેવો તે સૂઝ્યું નહીં. રમેશે એક ભાડૂતી ગાડી બોલાવી અને ભાઇ બહેનને તેમાં બેસાડીને તે તેમની સામે બેઠો.

(૫)

રમેશના દિલ પરથી હવે બધો બોજો સદંતર જતો રહ્યો છે. કવિને શાથી ચોરી કરવા જવું પડ્યું હતું તેનો ખરો ખુલાસો અત્યંત કરુણાજનક હતો. પોતાની કવિતાઓનાં પુસ્તકો એણે પોતાનું ઘર ગીરો મૂકીને પ્રકટ કર્યાં હતાં. ગીરોની મુદત પૂરી થવા આવ્યા છતાં કમાણી થઇ ન હતી. આથી તે ચોરી કરવા પ્રેરાયો હતો. મહેશ અને રમેશ વચ્ચે રૂ. ૧૦૦૦) વિષે થયેલી વાત તેણે દવાખાનાના બારણા નજદીક ઊભા રહીને સાંભળી હતી. સાંજે મહેશનું બારણું ખુલ્લું હતું ત્યારે તે તેના ઘરમાં ભાઇ ગયો હતો. મધ્યરાત્રે તે ચોરી કરવા તત્પર થયો હતો. કવિની માતા અને બહેન કવિનાં કાવ્યોમાં ખૂબ રસ લેતાં હતાં. માતાને કવિનાં ઘણાં કાવ્યો મોઢે હતાં. મરણ સમયે પુત્રનું કાવ્ય એક વાહિતને મુખેથી લલકારાતું સાંભળીને માતાને શાંતિ મળી હતી કેઃ આખરે પુત્રની 'કવિ' તરીકે કદર થઈ! અને એ શાંતિમાં એણે દેહ છોડ્યો.

"ત્યારે કવિ "મંગલમ્" તું જ?" દાક્તરે કવિને પૂછ્યું. કવિની બહેને જવાબ દીધોઃ "હા." અને ત્યારે દાક્તરને યાદ આવ્યું કે—એ જ કવિને એણે હૃદયથી વંદન કર્યું હતું.

---

*અંગ્રેજી ઉપરથી સૂચિત.

# ગૃહસંસ્થા અને રાષ્ટ્રસેવા

શ્રી : મનુ અ. વ્યાસ

આજે વિજ્ઞાન કૂદકે અને ભૂસકે આગળ પ્રગતિ કરી રહ્યું છે, અને તેની એવી તો પ્રબળ અસર પ્રત્યેક માનવી ઉપર થઈ છે કે તેને પોતાની જૂની રહેણીકરણીને છોડવી જ પડી છે. આર્થિક સ્વતંત્રતા જ માનવમાત્રના જીવનની સફળતા કે નિષ્ફળતાનું કારણભૂત આલેખાય છે. પુરુષ તેમજ સ્ત્રી બન્નેને પ્રત્યેક ક્ષેત્રમાં સરખી તક મળવી જોઈએ તેના ઉપર ભાર મૂકવામાં આવે છે, અને તેમ થાય તો જ પ્રગતિ થાય એમ માનવામાં આવે છે. વળી એમ પણ સમજાવવામાં આવે છે કે સ્ત્રી તેમજ પુરુષ બન્ને જો રળવા બહાર પડે તો બન્ને પૂર્ણ સ્વતંત્ર બને. પાશ્ચાત્ય લોકોનાં હોટલજીવન, સંતતિનિયમન સમપ્રથા વગેરે અપનાવતાં તરત તે બધીય વસ્તુ શક્ય બની, સ્ત્રીની આર્થિક સ્વતંત્રતા સરલ બની શકે. આ વિચારસરણીમાં ગૃહસંસ્થાના આદર્શોને સ્થાન ઓછું જ અપાઈ જાય તે સ્વાભાવિક છે.

હજારો વર્ષ પહેલાં એક એવો સમય હતો કે જ્યારે સ્ત્રી અને પુરુષ પૃથ્વીના પટ ઉપર સ્વતંત્ર રખડતાં હતાં. પછી સ્વાભાવિક રીતે તેમને એક નિયત સ્થાન કરવાની જરૂર પડી. સમય જતાં તે સ્થાન ઉપર બન્નેનું મમત્વ વધતું ગયું, અને ગમે ત્યાં જાય તો પાછા ત્યાં જ આવે. તેની આસપાસ એવું વાતાવરણ થયું કે તે તેઓના વસ્તારના બાળકોને પણ ગમ્યું. એટલું જ નહિ પણ તેમને તેના વિના ન જ ચાલ્યું. આવા અનેક સ્થાનો થયા અને તેના અહીંતહીં સમૂહ વધતા ગયા. સમાજની રચના પણ તેમાંથી જ જન્મી હશે હતી કે આવતી હશે તે બનશે તોપણ એક નિયત નિવાસસ્થાન કરવાની સાર્વત્રિક વૃત્તિ ગમે તેવા સ્વરૂપમાં રહેવાનીજ.

સમાજનો જનક ઘર અને ઘરસંસ્થા છિન્નભિન્ન થતાં સમાજને ક્યાંય સ્થાન નથી જ. જેમ ગમે તેવી સદ્ધર કંપની નાની નાની એજન્સીઓના સંપૂર્ણ શાખા ઉપર પોતાના અસ્તિત્વને ટકાવે નહિ તો તે તરત તૂટી ભાંગે, તેમ ગૃહસંસ્થામાં તેથી પણ કાંઈ વધારે છે. આ ગૃહસંસ્થાની રચના આર્થિક લાભ કે સ્વાતંત્ર્ય, અને આર્થિક વ્યવહારના માત્ર ધ્યેયથી થઈ નથી. જો તેમ હોય તો તે વીમા કંપની જેવી જ લેખાય. પ્રત્યુત તેના મૂળભૂત અને તેના જન્મકાળથી ચાલ્યા આવતા—'પરસ્પર સહાય,' 'અન્યોન્ય સહાનુભૂતિ અને પ્રેમ,' આપશે, આપવું તેટલું ઇચ્છવું'—તેવાં વ્યવહારોના ધ્યેયથી રચાઈ છે.

દરેક સંસ્થાને તેમ આ ગૃહસંસ્થાને પણ સંચાલકની જરૂર રહે છે, અને તે કેવળ કાર્યદક્ષની નહિ પણ શારીરિક અને માનસિક શક્તિશાળી, સહિષ્ણુ અને સ્વાર્પણ કરી શકે તેવા ઉદાત્ત સંચાલકની. તે પછી પુરુષ હો કે સ્ત્રી. કેટલાક દેશો આજ પણ એવા છે કે જ્યાં ગૃહસંસ્થા પુરુષોના હાથમાં છે. આપણે ત્યાં તેની જવાબદારી સંસ્થાના પ્રારંભથી જ સ્ત્રીએ સ્વીકારી હતી, જ્યારે પુરુષે બહારની ખેતીવાડી, મહેનત વગેરે સ્વીકાર્યાં હતાં. છતાંય અત્યુગ્ર તપસ્વિનીઓ અને વિદુષીઓને પોતાને યોગ્ય માર્ગ લેવામાં ગૃહસંસ્થાએ કદી વિરોધ કર્યો નહોતો, તેમજ તેઓએ પણ ગૃહસંસ્થાને છિન્નભિન્ન કરવાના પ્રયત્નો કદી આદર્યાં ન હતાં.

પછી એક જમાનો એવો આવ્યો કે જ્યારે ગૃહસંસ્થાની ધુરા સ્ત્રી ઉપર લાદવામાં આવી. સહર્ષ સ્વીકારેલી જવાબદારીમાં કાર્યની કેવી સફળતા રહેલી છે તે, તે સમયમાં કોઈને ન સમજાયું. તે સ્મૃતિકારે સ્ત્રી માટે બધાં જ ક્ષેત્રનાં દ્વાર બંધ કર્યાં. દ્વાર ઉઘાડાં હતાં ત્યારે સ્ત્રીઓને ગૃહસંસ્થામાં જ પૂર્ણ સ્વાતંત્ર્ય હોવાથી બહાર જવાની ઇચ્છા સરખી ન હતી; કિન્તુ બંધ થતાં પ્રત્યાઘાતી પરિવર્તન થયું. સ્વતંત્ર રાષ્ટ્રની સ્વતંત્રતા ઝૂંટવી લેવાય તો જે તેની સાર્વત્રિક પ્રગતિ રૂંધાય, તેમ ગૃહસંસ્થાનું થયું. તે એક પ્રગતિહીન નાગ માત્ર રહ્યું. સ્ત્રી અને પુરુષ એક વખતના સ્વતંત્ર સમાજના અંગોમાંનું એક અંગ નિષ્પ્રાણ બન્યું.

આપણે તે કલંકિત કાળને વીસરી પ્રાચીનતમ કાળને સ્વીકારીએ અને मातृदेवो भव નાં પુનિત ગાનને ગાઈએ, વાતાવરણ તેનાથી ગુંજિત કરીએ. તો જ આપણી આજની પ્રાણહીન ગૃહસંસ્થા (સ્ત્રી) પુનર્જીવિત થાય.

ગૃહસંસ્થા એટલે એ સંસ્થા કે જ્યાં વ્યક્તિત્વશાળી અને ચારિત્ર્યશાળી પ્રજાનું ઘડતર થાય છે. જગત્સરસ્વતીમંદિરો અને દેવતામંદિરો કરતાંય વધારે પવિત્ર અને પ્રેરક ગૃહમંદિર છે. ત્યાં જ બાળકોમાં સંસ્કારોપણ થાય છે. સંસ્કાર એટલે આચાર અને આચાર એટલે સારા અને નરસામાં વિવેકબુદ્ધિ. ત્યાં પડેલી છાપ ચિરકાલ પર્યન્ત ભુસાતી નથી. પ્રત્યેક માનવીના જીવનની સફળતા કે નિષ્ફળતા ત્યાંના ઘડતર ઉપર જ નિર્ભર છે. એટલે કે, એક જીવનની ઉત્કૃષ્ટતા કે નિકૃષ્ટતા તે ગૃહસંસ્થા અને તેના સંચાલકને જ આભારી છે. ઘરનો આચાર, ઘરનો પ્રેમ, ઘરની ઉદાત્ત વૃત્તિ, ઘરની નાગરિકતા અને સંસ્કારિતાનું પ્રત્યેક માનવી પ્રતિક છે.

પ્રતાપી વ્યક્તિત્વશાળી સમાજ બનાવવા માટે ગૃહસંસ્થા તેવી પ્રથમ બનવી જોઈએ. ગૃહસંસ્થાદ્વારા સમાજની અને સમાજદ્વારા રાષ્ટ્રની સેવા બજાવવા માટે એ સંસ્થા એક પુનિત તીર્થધામ છે. એવી સંસ્થાની સર્જક અને સંચાલક સન્નારીઓને સાક્ષાત ગૃહસંસ્થાઓ, સમાજ અને રાષ્ટ્રની સેવા કરવાની આથી બીજી કઈ અણમોલ તક હોય?

જગજ્જનનીઓની શક્તિ તે જ ગૃહસંસ્થા. ત્યાં સંસ્કૃતિ, સભ્યતા, ચારિત્ર્ય અને વ્યક્તિત્વનાં પારણાં ઝૂલે છે. માટે જ 'वन्दे मातरम्'નું દિવ્યગાન માટે જ; 'मातृदेवो भव' સમાં વેદનાં પરમ રહસ્યમય પુણ્યઅનુશાસનો.

આજના યુવકયુવતીના માનસનું દિગ્દર્શન ભલભલાં માનસશાસ્ત્રીઓને પણ સ્પષ્ટ રીતે કરતાં નિષ્ફળતા અપાવે તેવું વિષમ અને વિકૃત થયું છે. તેને સરળ અને શુદ્ધ બનાવવાનાં બધા જ બાહ્ય પ્રયત્નો નકામા છે. તે તો ત્યારે જ બને જ્યારે પ્રત્યેક જણ સુધરે, સુધરવાના પ્રયત્ન કરે. પોતાનું કર્તવ્ય સિનેમાનાં નટ અને નટીનાં જીવનને અનુસરવાના ધ્યેયમાં નથી, બેજવાબદાર મનોવૃત્તિઓને ખૂબ અસંયમિત રીતે બહલાવવામાં પણ નથી. કિન્તુ મૈત્રેયી અને ગાર્ગી, સીતા અને તારામતી, આજની કસ્તુરબા સમી જગદંબાઓ અને, રામચંદ્ર અને હરિશ્ચંદ્ર, શંકર અને વિવેકાનંદ, આજના ગાંધીજી સમી પુણ્યશ્લોક વિભૂતિઓની પુનિતજીવનસરણી ને અનુરૂપ જીવન ઘડવા પાછળ મરી ફીટવામાં જ જીવનકર્તવ્ય, જીવનધ્યેય અને જીવનધર્મ સમાયેલાં છે.

જો આજની આપણી માતાઓ અને બહેનભગિનીઓ, સ્વકર્તવ્યમાં જ પોતાની મહાશક્તિનું સ્થાપન કરે, ગૃહસંસ્થાને પુનર્જીવન આપી આજની સ્થિતિમાંથી સમાજ અને રાષ્ટ્રને ઉગારે અને તે રીતે જ સ્વાતંત્ર્યની લડતમાં ફાળો આપે તો જ આજની હીનતા, નિર્જીવતા અને અંધકાર દૂર થતાં રાષ્ટ્ર ફરીથી શ્વાસોચ્છવાસ લેતું થાય.

# નારીની મહત્તા

'ઊર્મિલ'

વાસ્તવમાં સ્ત્રીઓ અને પુરુષોના કાર્યમાં મૌલિક અંતર છે. પાશ્ચાત્ય સ્ત્રીઓ આ અંતર નગણ્ય કરવા વાંછે છે, પણ એ તેમનો ભ્રમ માત્ર છે. જો સ્ત્રી અને પુરુષના સ્વભાવમાં કશું અંતર નથી, ઉભય સમાન છે; તો ઈશ્વરને આદમની રચના પછી હવ્વાને સર્જવાની આવશ્યકતા જ શી હતી ? ! જે દિવસે સ્ત્રીઓ એમ માનતી થશે કે શારીરિક ગઠનની દૃષ્ટિએ તેમના અને પુરુષોના કાર્યમાં ભલે અંતર હોય, પણ માનસિક દૃષ્ટિએ તેમાં કશું અંતર નથી: અથવા જે દિવસે જગતનું મસ્તિષ્ક એકદમ પૌરુષ બની જશે, તે દિવસે સારું વિશ્વ નીરસ જણાતું દૃષ્ટિગોચર થશે. કેમકે જીવનની સાર્થકતા અને આનંદ નિરંતર વસ્તુસંચયમાં નહિ, પણ ભિન્ન ભિન્ન શક્તિઓના સામંજસ્યમાં છે,

સ્ત્રી અને પુરુષના સ્વભાવમાં પરિસ્થિતિએ પણ અનેક ભેદો ઉત્પન્ન કરી દીધા છે. સ્ત્રીસહજ માનસિક ઉત્તરદાયિત્વ અને શારીરિક કઠિનતાઓ પુરુષોને નથી, વાસ્તે તેમણે સ્ત્રીઓના રક્ષણનો ભાર પોતાના ઉપર લઈ લીધો. પરંતુ આ કૃપાના ફળસ્વરૂપ પુરુષે સ્ત્રીને એકદમ દબાવી દીધી. સ્ત્રી-સ્વાતંત્ર્યમાં બાધા પડવા લાગી. ક્રમશઃ એ અસમાનતાના કારણે તેમના પારસ્પરિક વ્યવહારનો આનંદ સુકાયો અને તેમનું હૃદય-ક્રમશઃ દુઃખી થવા લાગ્યું. અને લાચાર બની સ્ત્રીઓએ પોતાને પુરુષોની ભોગ્ય સામગ્રી બનાવી દીધી. પુરુષો પોતાને વશ થાય એવા ગુણો તેમણે જાણી જોઈને અપનાવ્યા. કોઈની નિમ્ન વાસનાઓ તૃપ્ત કરીને અને કોઈની ઉચ્ચ ભાવનામાં સહાયક બનીને તેઓએ પુરુષો પરનું પોતાનું આધિપત્ય હકરૂપે ટકાવી રાખ્યું. પરિણામ એ આવ્યું કે કાલાંતરમાં સ્ત્રીપુરુષનું સામાજિક કાર્યક્ષેત્ર બિલકુલ પૃથક બની રહ્યું. ખાસ કરીને આ પરિણામ એકદમ તો ખરાબ નથી. તેમના વ્યક્તિત્વના વિકાસમાં એથી સહાયતા પણ મળતી હતી, પરંતુ જે કાર્ય બાધ્ય થઈને કરવામાં આવે છે, તેમાં પતનની અનિવાર્ય સંભાવના સન્નિહિત રહે છે. પ્રાચીનકાળમાં જે લોકો આધ્યાત્મિક મુક્તિને નિજ જીવનનું ચરમ લક્ષ્ય માનતા હતા તેમણે ભોગવિલાસોના પ્રલોભનથી બચવાને માટે સ્ત્રી જાતિની નિંદા પ્રારંભી દીધી. પરંતુ જાણવા જેવી અને વિચારવા જેવી તો એ હકિકત છે કે તેવા કેટલાય ઋષિમુનિઓ કામિનીના કારણે જ નિજ સ્થાનથી ચ્યુત થયા હતા. વસ્તુતઃ તો એ કારણ "કામિની" ન હોતાં તેમનું મિથ્યાભિમાન અને પ્રાકૃતિક નિયમ જ હતાં. વાસ્તવમાં જે સંબંધમાં બન્ને તરફથી પૂર્ણ સ્વાતંત્ર્ય નહિ હોય, તો તેથી સબળ નિર્બળ ઉભયની ક્ષતિ થશે. સબળ તેના કુફળથી બચી શકતો નથી. અને એટલા વાસ્તે જ આપણા ગાર્હસ્થ જીવનનો આટલો મહિમા છે. એ જ કેવળ એક એવું સ્થાન છે જ્યાં સ્ત્રીપુરુષ સમાન રૂપે રહી શકે છે. ઉપરાંત ત્યાં જ ઉભયની શક્તિઓનું સામંજસ્ય સંભવિત હોવાથી ઉભયના હૃદયમાં સમાન અનુરાગ ઉદ્ભવી શકે છે.

પરંતુ આ વૈજ્ઞાનિક યુગમાં મનુષ્યોની ભૌતિક લિપ્સા એટલા અધિક પ્રમાણમાં વૃધ્ધિગત થઈ છે કે યુરોપમાં તો ગાર્હસ્થ જીવનની મહત્તા તદ્દન ઘટી ગઈ છે એમ કહીએ



શ્રી પૂતળીબાઈ કાબરાજી 'સ્ત્રીબોધ'ના તંત્રી ૧૯૧૨
શિક્ષિકાઓ અને વિદ્યાર્થિનીઓ સહિત

# સ્ત્રીની પ્રગતિ




ચિત્રકાર ] [ શ્રીમતી નીલાકુમારી

સમાજમાં સ્ત્રીની પ્રગતિ જોઇ સમાજ ચોંકી ઉઠે છે. એ પ્રગતિને અટકાવવા સમાજના અગ્રગણ્ય ગણાતા જૂના વિચારના માણસો રોકવા માટે પ્રયત્ન કરે છે. પણ જમાનો બદલાયો છે. જમાનાની સાથે તેઓએ પણ બદલાવું જોઇએ, નહિતર જાગ્રત થયેલી સ્ત્રી-શક્તિ જરૂર તેઓના માનનું ખંડન કરશે.

તોપણ ચાલે. પ્રથમ ઘરના ચઢાઉના અન્નમાં પ્રેમના સ્પર્શના કારણે જે સ્વાદ-આનંદ મળતો હતો તે હવે નથી મળતો. આમોદપ્રમોદની તીવ્ર લાલસાએ તેમના જીવનને ખૂબ સ્વાર્થપરાયણ બનાવી દીધું છે. આજકાલ ત્યાંનાં ઘર હોટેલ બની રહ્યાં છે. પારિવારિક પ્રેમસંમેલનના બદલે કલબમાં નાટક-સિનેમા, સિગારેટ અને શિકાર તેમજ જુગાર અને ઘોડદોડ આદિની ચર્ચામાં તેમને વિશેષ આનંદ મળતો લાગે છે. આવી સંપન્ન દશામાં પણ ત્યાંની સ્ત્રીઓ કહી ઊઠી છે કે સ્ત્રીઓ અને પુરુષોમાં કશું અંતર નથી ! પરંતુ વાસ્તવમાં તો એથી એ સિદ્ધ થાય છે કે તેઓ દુઃખી છે, અસંતોષી છે. પુરુષોએ તેમની વાસ્તવિક સ્વતંત્રતાનું અપહરણ કરી તેને નષ્ટપ્રાય બનાવી દીધી છે. વાસ્તે જ તેઓ નિજ પુત્રીઓને આકર્ષિત બનાવવામાં વિશેષ ધ્યાન આપી રહી છે. પરંતુ એથી એમનું વાસ્તવિક દુઃખ દૂર થઈ શકવાનું નથી.

સમાજના આદિકાળથી જ સ્ત્રીઓને એવું શિક્ષણ મળેલું છે કે તેમના હૃદયમાં સંસારની સાધારણ વસ્તુઓ પ્રત્યે પણ કેદી વૈરાગ્ય ઉત્પન્ન થતો નથી. પોતાના ગૃહકાર્યમાં ગુલાબીનું એક બુંદ પણ તે નથી અનુભવતી અને પરિણામે એક પ્રકારનું સૌંદર્ય ઉપજાવે છે. પરંતુ તેમને કોઈ હૃદયશૂન્ય અથવા અતિ વિલાસ-પ્રિય મનુષ્યરુચિનો અનુભવ થાય છે, ત્યારે તેમના કાર્યથી જાણે અજાણે ઉપજેલું ગૃહકળાસૌંદર્ય નષ્ટ થઈ જાય છે. પરિણામે જીવન એક દુઃખાન્ત નાટકના રૂપમાં પરિણત થઈ જાય છે. અને આજકાલ આપણા આર્ય સંસારમાં એવાં નાટકોની કમી નથી. વાસ્તવમાં આર્થિક દૃષ્ટિથી સ્ત્રીઓની અવસ્થા બહુ જ દયનીય છે. અને એટલા વાસ્તે જ તેમના ઉપર આટલો અત્યાચાર થઈ રહ્યો છે. પશુબળથી પુરુષ સ્ત્રી ઉપર શાસન કરે એથી વધારે ઘૃણિત કાર્ય જગતભરમાં એક પણ નથી.

શારીરિક અને આર્થિક શક્તિનું ફળ તત્કાળ મળી જાય છે. પરંતુ આદર્શની સિદ્ધિને વાસ્તે તો અનંત ધૈર્ય જોઈએ. ચાહે આપણે આપણા આદર્શો સુધી જઈ શકીએ યા ન જઈ શકીએ, પણ એના પ્રયાસોથી જ આપણને પુરસ્કાર મળતો થઈ જશે. ભારતમાં સ્ત્રીઓમાં આજે પણ આદર્શની ભાવના જાગ્રત છે. તેમનામાં શ્રદ્ધા છે, ભક્તિ છે, અને પ્રેમ છે. અત્રે તો પ્રેમની પવિત્રતામાં જ સ્ત્રીજન્મની સાર્થકતા માનવામાં આવી છે. એટલા જ વાસ્તે આપણે સતીની પ્રશંસા તો શું પણ એની એક દેવીના રૂપમાં પૂજા કરી આપણને ધન્ય માનીએ છીએ. ભારતીય સ્ત્રીના અંતરતલમાં ઉજ્જ્વળ આદર્શની પવિત્રતાનો વિચાર સદૈવ વિદ્યમાન રહે છે. અને એથી એમની સાથે પુરુષોને પણ નિરંતર શિક્ષણ મળે છે. ભારતીય સ્ત્રી નિજ પ્રેમમાં શિથિલતા યા કલુષિતતા સહી શકતી નથી. કેમકે પ્રેમમાં જ તે શ્વાસ લે છે અને જીવન ધારણ કરે છે. પ્રેમ વિના તેને સર્વત્ર અંધકાર છવાઈ રહેલો દેખાય છે. એટલા વાસ્તે તો તે સદૈવ યાચના સહન કરવાને માટે પ્રસ્તુત રહે છે. અન્ય દેશની સ્ત્રીઓ પણ યાતના સહે છે, પરંતુ તેમની યાતના અને ભારતીય સ્ત્રીની યાતનામાં મહદ અંતર છે. ભારતેતર દેશોની સ્ત્રીઓ શક્તિને માટે યાતના સહે છે, જ્યારે ભારતીય લલના આદર્શને માટે યાતના સહે છે. અને ખાસ કરીને એથી જ એનામાં યાતના સહન કરવાની ક્ષમતા રહેલી છે. ભારતીય સ્ત્રીઓની સમક્ષ સીતા અને સાવિત્રીનો

આદર્શ ખડો છે. સીતાને પોતાના અપૂર્વ ત્યાગના બદલામાં શું મળ્યું છે? દુઃખોની પરંપરા જ ને? છતાં રામચંદ્ર એકપત્નીવ્રતી રહી શક્યા હોય તો તે સીતાના પ્રેમ બળે જ. ભગવતી સાવિત્રીએ પ્રેમબળે મૃત્યુદેવ ઉપર વિજય મેળવવાની હકીકત ખૂબ જાણીતી છે. ભારતીય સ્ત્રીઓ સારી રીતે જાણતી હતી કે ક્ષણભંગુર જીવન પણ પ્રેમબળે અનંત બની શકે છે. ભારતીય સતીઓએ દ્રવ્ય લાલસાની કે સંગ્રહની તરફ, શક્તિ-સંચાલનની તરફ કે શુષ્ક વૈજ્ઞાનિકો જેમ પ્રકૃતિને છિન્નભિન્ન કરવા તરફ કદી ધ્યા આપ્યું નથી. ઈશ્વરે સ્ત્રીને મુખ્યતઃ પારિવારિક જીવન અર્થેજ ઉત્પન્ન કરી છે. પારિવારિ જીવનમાં વ્યક્તિવિશેષનું મૂલ્યાંકન કોઈ વ્યાપારી દૃષ્ટિએ નહિ મપાય. તેની કસોટી તો એક માત્ર પ્રેમ. પરંતુ આ બધાનો અર્થ એ નથી જ કે સ્ત્રીએ સદા ચાર દીવાલોમાં પુરાઈ રહેવું. તેના પ્રેમનો પ્રકાશ ઘરની બહાર યથેચ્છ પ્રસરી શકે છે. આવશ્યકતા જણા ઘર અને કુટુંબની બહાર જીવનનાં અન્ય કાર્યોમાં પણ તે ભાગ લઈ શકે છે. પણ કાર્યો એવાં જ હોવાં જોઇએ કે જેમાં હૃદયપૂર્વકની આવશ્યકતા હોય. સ્વાર્થમૂલક ના હોતાં તે પરમાર્થમૂલક હોય. જેનું ધ્યેય વિલાસિતા નહિ, પણ સેવા હોય, તેમજ જે સહાનુભૂતિ સંકીર્ણ નહિ પરંતુ વિસ્તીર્ણ થઈ શકે.*

---

* શ્રી, રવીન્દ્રનાથ ઠાકુરના એક લેખ ઉપરથી.

# શનિમાહાત્મ્યની બે લોકકથાઓ

લેખકોઃ—શ્રી. મંજુલાલ મજમુદાર તથા સૌ. શ્રીમતી મજમુદાર

[ ૧ ]

ઉપદેશ માટે કથાસાહિત્યનું નિર્માણ તો ખૂબ પ્રાચીન કાળથી થતું આવ્યું છે. મિત્રની જેમ ઉપદેશ આપનારાં પૌરાણિક ઉપાખ્યાનો, અવતારકથાઓ અને દેવોની માહાત્મ્ય-કથાઓ એ, સામાન્ય પ્રજાથી સમજી શકાય અને તેમને ગળે તે ઊતરી જાય તેવો લોક-ધર્મ છે.

આ લોકધર્મમાં સરળમાં સરળ અને પ્રાકૃત લોકોની શ્રદ્ધા દૃઢ કરાવવામાં ખૂબ સફળ થયેલી એવી માહાત્મ્યકથાઓનો સમાવેશ થાય છે. સાચું બોલવું અને સાચું વર્તન રાખવું એના ઉપદેશ માટે 'સત્ય-નારાયણ'રૂપી સચ્ચાઇના દેવની કથા આપણને સૌને પરિચિત છેઃ એ કથામાં વ્રત કેમ કરવું, વ્રતનું પાલન કેમ કરવું વગેરે સંબંધી વીગતો નહીં જેવી છેઃ પરંતુ એ વ્રતને અંગે કેવા કેવા લોકોએ એ વ્રત કર્યું હતું, એ વ્રતમાં ભૂલ પડવાથી કે વ્રતને વીસરી જવાથી કે વ્રતદેવના પ્રસાદની અવગણના કરવાથી તે વ્રત કરનાર લોકોને કેટકેટલું સોસવું પડ્યું હતુંઃ વગેરેનું રોચક વર્ણન તેમાં આવે છેઃ તેની માહાત્મ્યકથાઓ સાંભળીને શ્રોતાઓ સંકલ્પ કરે છે કે સત્યનારાયણનું વ્રત મનથી ધાર્યા પછી, તેને અચૂક પાર પાડવુંઃ અને કદી પણ તેનું ઊજવણું કરવાનું ભૂલી જવું નહીં.

દેવતાઓની જ કોટિમાં ગણાતા અને મનુષ્યના ભાગ્યનું નિયમન કરનાર નવ ગ્રહોની પૂજા પણ હિંદુઓ ભૂલી શકે નહીં, એવા નભોમંડળમાં વસનારા નવગ્રહોમાંથી શનિ-દેવનું સ્વરૂપ ઉગ્ર ગણાય છેઃ અને ઉગ્ર દેવનો પ્રતાપ, જાગતી જ્યોતની જેમ, સૌને સ્વી-કારવો પડે છે, અને વખાણવો પણ પડે છે. આ શનિદેવની કથા પુરાણોમાં આવે છે. ગણપતિનું માથું કપાઈ ગયું તથા તેને ઠેકાણે હાથીનું માથું ચોઢવામાં આવ્યું તે શનિ દેવની વક્ર દૃષ્ટિને લીધે બન્યું હતું એમ વાત પુરા-ણોમાં આવે છે.

પરંતુ પુરાણકથાઓના જેવી જ, છતાં કોઈ પણ સંસ્કૃત પુરાણોમાં ન આપી હોય એવી લોકકથાઓની જન્મભોમકા પણ હિંદુસ્તાન જ છે. બંગાળી ભાષામાં 'ચંડી-માહાત્મ્ય' તથા 'શનિમાહાત્મ્ય'ની એવી લોકકથાઓ છે, જે હિંદના બીજા પ્રાંતોમાં ધીમે ધીમે જાણીતી થવા લાગી છે. 'બેહુલા'= ની વાર્તામાં ચંડીનું માહાત્મ્ય અને 'શ્રીવત્સ-ચિંતા'નીx વાર્તામાં શનિદેવનું માહાત્મ્ય અદ્ભુત લોકકથારૂપે વર્ણવેલું છે*.

શનિના પ્રતાપનો પરચો જોનાર રાજા શ્રીવત્સ તથા રાણી ચિંતામણિની વાર્તાને, મારી જાણ પ્રમાણે, સૌ. શારદાબહેન મહેતાએ વડોદરા રાજ્ય માટે લખેલી "પ્રાચીનપુરાણની (૪૦) બાલબોધક વાર્તાઓ"માં ૩૪મી વાર્તા તરીકે સને ૧૯૦૧માં પહેલવહેલી ગુજરાતમાં

= "બેહુલા" 'શ્રી સયાજી બાલજ્ઞાનમાલા' પુઃ ૨૨૩ઃ (૧૯૩૫ઃ લેખકઃ મંજુલાલ મજમુદાર.)

x "ચિંતામણિ" 'શ્રી સયાજી બાલ જ્ઞાન માલા' પુ. ૨૭૮ (૧૯૩૯ઃ લેખકઃ સૌ. શ્રીમતી મજમુદાર.)

* આ બન્ને કથાઓનો સંક્ષેપ 'કુમાર' માસિકમાં વર્ષો પર છપાયેલો તે 'અજવાળી રાત'ના વાર્તાસંગ્રહમાં પુસ્તકાકારે વાંચવા મળી શકે તેમ છે. જિજ્ઞાસુએ તે જોવા વિનંતિ છે.

જાણીતી કરી હતી. એ અસલ કથાને મૂળ બંગાળી ઉપરથી 'ચિંતામણિ' નામથી ગઈ સાલમાં શ્રી સયાજી બાલ જ્ઞાનમાલામાં પ્રકટ થઈ છે.

જાણવા જેવું છે કે એ બંગાળી કથા પણ તેના અંગ્રેજી રૂપાન્તરમાં ખૂબ કાયાપલટ અનુભવે છેઃ આ રૂપાન્તરમાં રાજા રાણીને બદલે શ્રીવત્સ–ચિંતાને કોઈ મોટા શહેરનાં શેઠશેઠાણી બનાવ્યાં છે. શનિદેવ ત્રણ વરસ માટે તેમના પર રૂઠે છે એમ એમાં આપ્યું છે. મૂળમાં તો બાર વરસ છે. ગુજરાતી લોકકથામાં તે અવધિ સાડા સાત વરસનો છે. એમ કેટલાક મુદ્દાઓમાં ફેરફાર દાખલ થવા પામ્યો છે. ઘરબાર છોડીને જતાં તેઓ રજાઈમાં ઝવેરાત ભરી લે છેઃ એ વીંટો હોડીવાળો હરી જાય છે. વળી બધું હારી બેઠેલાં શેઠશેઠાણી કોઈ ગામમાં કઠિયારાની વચ્ચે રહી પડે છે. આ રૂપાન્તર પ્રમાણે કોઈ વણકરના ગામમાં પણ રહે છે. પછી વહાણમાં પકડાઈ ગયેલી ચિંતામણિને વહાણના ભંડકમાં જ શ્રીવત્સનો ભેટો થાય છેઃ શ્રીવત્સ પાસાની રમતમાં ખારવાઓને રોજ હરાવે છે તેથી તેને દરિયામાં ફેંકી દેવામાં આવે છે. તણાતો તણાતો કોઈ કિનારે આવે છે, અને એક વાડીમાં જાય છે. સૂકી વાડી લીલી બને છે પણ ભદ્રા પરણ્યાની વાત આ રૂપાન્તરમાં આવતી નથી. મૂળ બંગાળી કથામાં તે અગત્યનો ભાગ છે. વિશેષ સરખામણી સ્થળસંકોચને લીધે આપી નથી.

હિંદુસ્તાનના પૂર્વમાં આવેલા બંગાળની લોકકથાનો પરિચય અહીં "શનિની પનોતી" નામની શ્રી. ગિરીશભાઈએ લખેલી વાર્તા દ્વારા આપવામાં આવ્યો છે. હિંદના બીજા કોઈ પ્રાંતમાં 'શનિમાહાત્મ્ય'ની આવી કોઈ લોકકથા કે વ્રતકથા પ્રચલિત છે કે નહીં તે જોવું પ્રાપ્ત થાય છે. પશ્ચિમ હિંદમાં અને તેમાં યે ખાસ કરીને ગુજરાત, મારવાડ તથા આખા રજપૂતાનામાં શક વર્તાવનાર પરદુઃખભંજન વિક્રમ રાજાના નામ સાથે સંકળાયેલી તે વાર્તા મળી આવે છે.

આ વાર્તા અઢારમા શતકના કોઈ કવિએ ગુજરાતીમાં ૧૫૮ દુહા ચોપાઈમાં રચેલી મળી આવે છેઃ એ આખીયે વાર્તા *અહીં ઉતારવાનું બની શકે નહીં, પરંતુ એવી કોઈ ગુજરાતી વાર્તા ઉપરથી મરાઠીમાં ઓળાબદ્ધ રચાયેલી "વિક્રમ અને શનિ"ની વાર્તા અસ્તિત્વમાં આવી છે. તે વાર્તાનો સાર બંગાળી લોકકથાની સાથે સરખાવવા માટે અહીં આપ્યો છે. વિક્રમ રાજાને અનુલક્ષીને ઘણાં વાર્તાચક્રો રચાયાં છે; અને ઘણે ભાગે તેના સંબંધની વાર્તાઓ પશ્ચિમ હિંદમાં વિશેષ જાણીતી છે. પરંતુ મહારાષ્ટ્રમાં સ્વતંત્ર લોકકથા જેવું સાહિત્ય નહીં જેવું છેઃ અને જે કાંઈ એવું મળી આવે છે (ઉદાહરણ તરીકે 'ગજગૌરીની કથા') તે પ્રાચીન ઇતિહાસ કે પુરાણ સાથે સાંકળી લીધેલું હોય છે. તેવી પરિસ્થિતિમાં, ગુજરાતમાં પ્રચલિત એવી 'વિક્રમ અને શનિ'ની કથાને મરાઠીમાં અવતારેલી જોતાં આશ્ચર્ય થાય છે.

તાત્યાજી મહિપતિ નામના કવિએ ૩૮૮ ઓળાઓમાં આ 'શનિમાહાત્મ્ય'ની કથા મરાઠી ભાષામાં રચી છે. ગુજરાતી મૂળમાં રૂપાન્તર વખતે થોડોક કથાભેદ દાખલ થવા પામ્યો છેઃ તેની ચર્ચા અહીં કરી નથી. કવિનો નીચેનો સ્પષ્ટ એકરાર સમજાય તેવો છેઃ

> गुजराथ भाषेची कथा ।
> नवग्रहांची तरतता ।
> ही एकतां एक चिता ।
> संकट व्यथा न बाधती ॥

એટલે આ પ્રમાણે લોકકથાઓની ગણનામાં આવતી એવી બે હિંદના જુદાજુદા

* આ આખી કવિતા "શ્રી સયાજી બાલ જ્ઞાનમાળા"માં છપાયેલી 'ચિંતામણિ'ની વાર્તાના 'ઉપોદ્‌ઘાત'માં આપી છે.

ભાગમાં પ્રચલિત માહાત્મ્યકથાઓનો પરિચય આ નોંધ દ્વારા કરાવ્યો છે: જેવી વ્રતકથાઓનો એક કથાવિભાગ છે તેવો જ માહાત્મ્યકથાઓનો પણ વિભાગ છે તેનો તુલનાત્મક અભ્યાસ થવા જેવો છે.

—સંપાદકો

## વિક્રમ અને શનિ

[ ગુજરાતી પદ્યકથાના મરાઠી કથાકાવ્યને આધારે ]

[ ૨ ]

વિક્રમની ઉજ્જૈણી નગરીથી કોણ અજાણ્યું હશે? વિક્રમ ન્યાયી અને પરોપકારી રાજા હતો.

એકવાર રાજા સભા ભરીને બેઠો છે પંડિતો ચર્ચા કરે છે એમાં નવગ્રહની ચર્ચા ચાલતી હતી.

"નવગ્રહમાં મોટું કોણ?" રાજાએ પંડિતોને પૂછ્યું.

રવિભક્તે સૂર્યને મોટો કહ્યો. કોઈએ ચંદ્રને મોટો કહ્યો. કોઈ એ શુક્ર, કોઈ એ મંગળ, તો કોઈએ રાહુ કે કેતુને મોટા કહ્યા.

આમ જુદાજુદા બધાએ જવાબ દીધા. ત્યાં એક શનિભક્ત હતો, તેણે શનિદેવને બધામાં મોટો કહ્યો. જ્યાં સુધી શનિદેવની કૃપા હોય, ત્યાં સુધી કાંઈ જ અનિષ્ટ થાય નહીં. પણ જો એમની અવકૃપા થઈ તો બધું મેદાન-મેદાન થઈ જાય. શનિદેવ રંગે શ્યામ છે અને કાળભૈરવના ઉપાસક છે. ભગવાન સૂર્યનારાયણ શનિદેવના પિતા છે.

બીજો એક ચંદ્રનો ઉપાસક હતો તે બોલી ઊઠ્યો, "મહારાજ! શનિદેવની વાત તો સાંભળો. શનિદેવ જનમ્યા કે તરત જ પિતાને દુઃખી કર્યા, પિતાના રથનો સારથિ પાંગળો થયો, અને અશ્વને આંધળા કર્યા!"

રાજાએ આશ્ચર્યથી શનિભક્ત સામું જોયું. શનિભક્ત અભિમાનથી બોલ્યો—"સૂર્યદેવને રોગ થયો પણ તે શનિદેવે દૂર કર્યો. સારથિ પાંગળો બન્યો, અને અશ્વ આંધળા થયા એ તો ખોટી વાત છે. કવિની કલ્પનાની વાત છે, મહારાજ!"

રાજા અત્યારે લહેરમાં હતો. એને તો મશ્કરી જ કરવી હતી, એટલે એ બોલ્યો:

"આવો પુત્ર જન્મે તેનાં કરતાં તો ના હોય તે સારો! જન્મતાની સાથે જ પિતાને રોગથી ભરી દે, તે આગળ જતાં શું ના કરે?"

આમ કહી પાસે વિદૂષક બેઠો હતો તેને ખેંચી-પકડી હલાવ્યો.

વિદૂષક "ઓ રે! ઓ રે! મહારાજ" કહી બૂમ પાડી ઊઠ્યો. એટલે બધા પંડિતો હસી પડ્યા.

"આ તે પુત્ર કેવો?" એમ કહી બધા સભાજન ખડખડાટ હસી પડ્યા; માત્ર શનિભક્ત ચિડાઈ ગયો અને બોલ્યો:—

"મહારાજ! શનિદેવની આવી મશ્કરી કરો છો તે સારું નથી. શનિમહારાજ બધે જ વ્યાપેલા છે. આ વાત એ સાંભળશે તો બહુ જ ખરાબ પરિણામ આવશે!"

મહારાજા ફરી હસીને બોલ્યા: "ખરેખરું કહો પંડિતરાજ, જે પુત્ર જન્મીને પિતાને દુઃખ દે તે પુત્ર કેવો કહેવાય?"

વિદૂષક બોલ્યો: "હા, એવા પુત્રનો ઉપયોગ શો?"

આમ મશ્કરી ચાલી રહી છે. સભાનો આવો રંગરાગ જોતાં શનિ ભક્ત હાથ જોડી મનમાં પ્રાર્થના કરવા મંડ્યો.

"મહારાજ! આપના બળનો મહિમા આ પામર લોકોને દેખાડજો, તો જ આપની મશ્કરી કરવી એ મૂકી દેશે."

એકદમ એક મોટો ધડાકો થયો, અને સભાની વચમાં ખર્ ર્ ર્ કરતું એક વિમાન આવીને ઊભું રહ્યું. એમાં શનિદેવ બેઠેલા હતા.

શનિભક્તે તરત એમને ઓળખ્યા. અને મહારાજાને શનિદેવની ઓળખાણ આપી.

મહારાજા વિક્રમ તો શનિદેવના આકસ્મિક આગમનથી આશ્ચર્ય પામ્યા, અને મનમાં ગભરાયા પણ ખરા. બે હાથ જોડી શનિદેવ સામે ઊભા રહ્યા, અને બોલ્યાઃ "મહારાજ, આ સેવકને શી આજ્ઞા છે?"

પણ શનિદેવે તેને ધુતકારી કાઢયો. અને કહ્યુંઃ "અત્યાર સુધી તું જ મારી મશ્કરી કરતો હતો, ખરુંને? તો હવે મારો ચમત્કાર જો. સાડાસાત વર્ષ સુધી તું હેરાન પરેશાન થઈશ."

આમ કહી શનિદેવ વિમાનમાં બેસી ત્યાંથી જતા રહ્યા.

રાજાએ બહુ જ કાલાવાલા કર્યા પણ કાંઈ વળ્યું નહિ. સભા વિસર્જન થઈ. રાજા ચિંતાતુર મોંએ મહેલમાં ગયો.

શનિદેવને આવી ગયે મહિનો થઈ ગયો છે. શનિદેવના જપ કરાવવા માટે રાજાને બધા બનાવવા લાગ્યા.

પણ રાજાએ કહ્યુંઃ "શનિદેવ જાતે જ આવીને મને કહી ગયા છે, પછી બીજા ઉપચાર કરવાથી શું વળવાનું છે? શનિદેવ મને જે શિક્ષા કરશે, તે હું સહન કરીશ. મારે માથે જે જે પડે તે વેઠયે જ છૂટકો છે.

આમ કેટલાક દિવસ નીકળી ગયા.

એક દિવસ બપોરે રાજા આરામ લેતા હતા, એટલામાં પ્રધાને આવી કહ્યુંઃ "મહારાજ! એક સોદાગર સુંદર અને સુલક્ષણવાળા ઘોડા વેચવા આવ્યો છે."

વિક્રમરાજા ઘોડાના બહુ જ શોખીન હતા. સાંભળતાંની સાથે જ પોશાક પહેરી તૈયાર થયા, અને ઘોડાની પસંદગી કરવા ગયા.

સોદાગરે અનેક ઘોડા દેખાડયા. સેનાપતિએ તેના ઉપર સ્વાર થઇ ફેરવી જોયા

છેવટે એક ઉત્તમ ઘોડો હતો તે ફેરવવા ખુદ મહારાજાને સોદાગરે વિનંતી કરી.

અને મહારાજાએ તેની વિનંતી કબૂલ રાખી.

સોદાગર લગામ ઝાલી ઊભો હતો. મહારાજાએ ઘોડાની પીઠ થાબડી. અને પછી એના ઉપર સ્વારી કરી. ઘોડો આથી ખૂબ આનંદમાં આવી ગયો.

ઘોડો મહારાજાની ઇચ્છા પ્રમાણે ફરવા લાગ્યો. ઘોડાની ચાલ જોઈ મહારાજાને મનમાં થયું, "આ જો વિમાનની માફક આકાશમાં ઊડતો હોય તો કેવું સારું?"

રાજા આમ વિચારે છે. એટલામાં તો ખરે જ ઘોડો ગગનમાં ઊડયો. અને રાજા તો ચકિત થઈ ગયો!

ઊડતે ઊડતે ઘોડો એક અઘોરં જંગલમાં આવી પહોંચ્યો રાજા તેના ઉપરથી ઘડીવાર માટે ત્યાં નીચે ઊતર્યો કે તરત જ ઘોડો એકદો ત્યાંથી ઊડી ગયો!

રાજા તો ચારે તરફ જંગલમાં જોવા મંડયો. પણ અંધકાર સિવાય કાંઇ જ દેખાયું નહિ. "આ બધું શનિદેવના પ્રતાપે તો નહિ હોય?" એમ રાજાને થયું. નિરુપાયે છેવટે એક ઝાડ ઉપર પડી આખી રાતએ સૂઈ રહ્યો.

સવાર પડતાં જ રાજાએ ત્યાંથી ચાલવા માંડયું, અને એક નગરમાં ગયો. ત્યાં એક વાણિયાની દુકાને ગયો.

ઉજ્જેણીમાં વિક્રમના ગયા પછી થોડીવાર સૌએ રાહ જોઈ. પણ રાજા પાછો આવ્યા નહિ, એટલે પ્રધાન અને બધા વિચારમાં પડયો.

સોદાગરે પ્રધાનને કહ્યુંઃ "મહારાજા ઘોડાને લઈને બહુ આગળ નીકળી ગયા લાગે છે. તો મને મારા પૈસા આપો એટલે હું જાઉં."

પ્રધાને ચારે બાજુ માણસો દોડાવ્યા, પણ ક્યાંયે રાજાને પત્તો લાગ્યો નહિ.

સોદાગરને એના પૈસા આપી વિદાય કર્યો.

[ ૩ ]

રાજા વિક્રમ જે વેપારીની દુકાને ગયો તે બહુ જ ઉમદા સ્વભાવનો હતો. એણે વિક્-

મનું સારું સ્વાગત કર્યું અને "ક્યાંથી આવ્યા? અને કેમ આવ્યા છો?" એમ પૂછ્યું.

રાજાએ કહ્યું: "હું એક ક્ષત્રિય સરદાર છું અને થોડા દિવસ અહીં રહેવાનો છું."

વેપારીએ એને પોતાને ત્યાં જ રહેવાનું કહ્યું, અને નાવાધોવાની તથા જમવાની બધી વ્યવસ્થા કરી.

વેપારી ખૂબ શ્રીમંત હતો. તેને અશોલિકા નામની એક કન્યા હતી. તે અત્યારે સત્તર વર્ષની હતી. તેણે પોતાનો વર પોતાની મેળે જ પસંદ કરવાની પ્રતિજ્ઞા કરી હતી.

આ ક્ષત્રિય સરદાર પોતાની કન્યાને પસંદ આવશે એમ ધારી વેપારીએ અશોલિકાને વાત કરી.

તે રાતે અશોલિકાએ વિક્રમના બુદ્ધિબળની ખૂબ પરીક્ષા લીધી. વિક્રમ તેમાં લાયક નીવડ્યો.

વેપારી બે જણાની વાત સાંભળતો હતો. તે ત્યાં જ ઊંઘી ગયો હતો.

એમ કરતાં કરતાં મોડી રાત ગઈ એટલે અશોલિકા પોતાનાં ઘરેણાં ઉતારી સૂઈ ગઈ.

વિક્રમ પણ જોડેના દીવાનખાનામાં સૂઈ ગયો.

દીવાનખાનું ખૂબ શણગારેલું હતું. ચારે બાજુ ચિત્રો દોરેલાં હતાં. વિક્રમ આડે પડખે થયો, પણ એને ઊંઘ ના આવી.

દીવાનખાનામાં એક હંસનું ચિત્ર હતું તે તરફ એની નજર ગઈ. એટલામાં એક ચમત્કાર થયો.

ચિત્રમાંનો હંસ જીવતો થયો, અને અશોલિકાના ખંડમાં જઈ, એનાં ઘરેણાંમાંથી મોતીનો હાર ચાંચમાં લઈ આવ્યો, અને પાછો ભીંતમાં હતો ત્યાં આવી હાર ગળી ગયો.

હાર અલોપ થઈ ગયો. હંસ ચિત્રમાં સમાઈ ગયો!

વિક્રમને આ જોઈ બહુ જ નવાઈ લાગી, અને તેનો વિચાર કરતાં કરતાં ઊંઘ આવી ગઈ.

સવાર પડ્યું. વેપારી અને વિક્રમ મોં ધોઈ, દાતણ કરી, વાતો કરવા બેઠા છે. એટલામાં અશોલિકા ગભરાયેલી ગભરાયેલી ત્યાં આવી; અને બોલી: "પિતાજી! મારો મોતીનો હાર જડતો નથી. મેં બધા નોકર-ચાકરને પૂછી જોયું; પણ કોઈએ લીધો નથી, હવે તો આ આપણા મહેમાનને પૂછો. એમણે એ જોયો છે!"

વેપારીએ અશોલિકાની વાત સાંભળી સહજ ભાવે પૂછ્યું: "ભાઈ, તમે કાંઈ હાર બાર જોયો છે?"

વિક્રમ પાસે હાર હતો જ ક્યાં! એટલે એણે જવાબ દીધો: "ના, હાર મારી પાસે તો નથી." આવા ઊડતા જવાબથી વેપારી ચિડાયો અને ગુસ્સામાં બોલ્યો:

"મેં તમારી સારી આગતાસ્વાગતા કરી અને મારી પુત્રી જોડે વાત કરવા દીધી તેનો આ બદલો? કહી દો, હાર ક્યાં મૂક્યો છે?"

વિક્રમે તો ફક્ત એક જ જવાબ દીધો, "મારી પાસે હાર નથી."

"બરોબર એણે પોતાની પાસે રાખ્યો નહિ હોય. પણ એના સાથીદારને આપી દીધો હશે," અશોલિકા કરડાકીમાં બોલી.

પણ વિક્રમ તો કાંઈ જ બોલ્યો નહિ.

ન છાજે એવું વર્તન અજાણ્યા મુસાફર ઉપર થવા માંડ્યું.

વેપારીએ પોતાના નોકરો મારફત વિક્રમને ખૂબ માર મરાવ્યો, અને અધમૂઓ કરી નંખાવ્યો. કારણ કે વિક્રમ કંઈ પણ બોલ્યો નહિ.

વેપારીએ આખરે રાજાને ફરિયાદ કરી. રાજાએ વિક્રમને સમજાવ્યો: "તું હાર આપી રસ્તે પડ."

પણ વિક્રમ પાસે હાર હોય તો આપેને! એણે કહ્યું: "મેં હાર લીધો નથી, પછી

ક્યાંથી આપું ? મને ક્ષમા કરો. મારા ઉપર કૃપા કરો."

વિક્રમની વાત સાંભળી રાજા એકદમ ગુસ્સે થઈ ગયો. અને સેવકોને તે વખતના કાયદા પ્રમાણે હુકમ કર્યો:

"અરે ! આ ચોરના હાથનાં કાંડાં કાપી શહેર બહાર તેને ફેંકી દો. કોઈ એને ખાવાનું કે પીવાનું આપશો નહીં"

વિક્રમના હાથ તત્કાળ કાપી નાખવામાં આવ્યા. એને ગામબહાર મોકલી દેવામાં આવ્યો.

[૪]

વસંતકુમાર રાજા વિક્રમનો આઠ વર્ષનો પુત્ર હતો. સુમંત પ્રધાન વસંતકુમારના નામથી રાજ ચલાવતો હતો. વિક્રમનો હજી કાંઈ પત્તો લાગ્યો નહોતો.

ઉજ્જનમાં એક તેલી રહેતો. તેની છોકરી રખમાનું સાસરું તામ્રલિપ્તીમાં હતું. તેને તેડવા આજે માણસ આવ્યો હતો. રખમા બાલવિધવા હતી. રખમાનો સસરો તામ્રલિપ્તીમાં પ્રસિદ્ધ તેલી હતો.

ત્યાંના રાજા ચંદ્રસેનનો એ તેલી હતો. રખમા પાલખીમાં બેસી એને સાસરે આવવા નીકળી. ત્રીજે દિવસે સાંજે એ ગામની ભાગોળે આવી ત્યાં એક ખાડામાં કોઇ પ્રભુનું નામ દેતું હોય એમ સંભળાયું.

વિક્રમના રાજ્યની એ સ્ત્રી હતી, એટલે તેનામાં દયાનો ગુણ હતો. તેથી એ ખાડા પાસે ગઈ અને જોયું તો કોઈ હાથ કપાયેલો માણસ દીઠો, અને તે પૂરા ભાનમાં નહોતો.

તે પાસે ગઈ. રાજાને શરીરે તેણે હાથ ફેરવ્યો અને પોતાની પાસે પાણી હતું તે પાયું. એટલે વિક્રમે આંખ ઉઘાડી.

એણે જોયું તો એક સ્ત્રી પોતાની પાસે બેઠી છે. વિક્રમે એને પૂછ્યું, "બાઈ, તું કોણ છે ? મને કોઇ અન્નપાણી ના આપે એવો રાજાએ હુકમ કર્યો છે. તેની તને ખબર નથી ? તું કોઈ બહારગામથી આવેલી જણાય છે. મારી તરફ દયા બતાવવાથી રાજા તને દંડ કરશે. તેથી મને વળી વધારે દુઃખ થશે. માટે બહેન ! તું આવી તે રસ્તે જા. મારું કર્યું હું ભોગવી લઇશ."

રખમાએ કહ્યું: "મહારાજ ! ઉજ્જન મારું પિયર થાય અને અહીં મારું સાસરું છે. તમને આવી સ્થિતિમાં મૂકીને મારાથી કેમ જવાય ? હું તો તમને મારે ઘેર લઇ જઈશ."

એમ કહી ઘાયલ રાજાને તેણે પાલખીમાં બેસાડી ઘેર આણ્યો. પાલખી ઘેર આવી ત્યારે તેને જોઈને તેલી ચમક્યો.

સસરાએ રાજાના અપરાધીને ઘરમાં સંઘરવા ના કહી. પણ જ્યારે વહુએ કહ્યું કે "આ તો વિક્રમરાજા છે. શનિની પનોતી ભોગવતા અહીં આવી ચડયા છે." એમ બહુ આજીજી કરી ત્યારે એક રાત ઘરમાં રાખવાની હા પાડી.

તેલીને તો રાતે ઊંઘ ના આવી. સવાર પડતાં જ તે રાજદરબારમાં જવા તૈયાર થયો. તેની પાછળ રખમા પણ ગઇ. બન્ને સભામાં આવી પહોંચ્યાં, અને રાજાને વિનંતી કરી:

"મહારાજ ! પેલા હાથ કાપેલા ચોરને ચાર ચાર દિવસનાં અપવાસ થયા છે ને અમારી પાડોશમાં એ ભૂખ્યો ને તરસ્યો પડયો છે. તો કૃપા કરી એની સંભાળ લેવાની અમને રજા આપો. અમે એને ઘરમાં રાખીશું."

રાજાએ હા પાડી.

વિક્રમને ઘેર આણ્યો, ખવરાવ્યું, પિવરાવ્યું અને ઘાણીએ બેસાડયો. વિક્રમ મોંથી બળદને હાંકે છે અને હાથના ઠૂંઠાને બાંધેલી લાકડી વડે બળદને ફેરવે છે.

વચ્ચે વચ્ચે સંગીતના આલાપ કરે છે. આમ ઘાણી ફેરવતાં સાત વરસ નીકળી ગયાં.

વિક્રમે ભારે ધીરજથી આ બધું સહન કર્યું. છતાં શનિદેવને કદી વગોવ્યા નહીં.

એકવાર એણે દીપક રાગ ગાયો એટલે ઘાંચીનું ઘર દીવાથી ઝળાંઝળાં થઈ રહ્યું.

ઘાંચીના ઘરથી થોડે દૂર દેખાતો રાજ-કુંવરીનો મહેલ હતો. એ મહેલના ઝરૂખામાંથી ઘાંચીનું ઘર જોઈ શકાતું.

એકાએક ઘાંચીના ઘરને ઝાકઝમાળ થયેલું જોઈ. રાજકુંવરીએ પોતાની દાસીને તપાસ કરવા મોકલી કે "આ બધું તેજ ક્યાંથી?"

એટલામાં કુંવરીએ મધુર ગાયનના સૂર સાંભળ્યા. ગાયન બંધ થતાંની સાથે જ દીવા બંધ થયા. દાસી ખબર કાઢીને આવી કેઃ "ઘાંચીના ઘરમાં રહેતો પેલો ઠૂંઠો ચોર આવું સરસ ગાય છે, છતાં દેખાવે તો સાવ કદરૂપો છે."

રાજકન્યા સંગીત બહુ સારું ગાઈ શકતી. બધા રાગ એને આવડતા હતા. પણ દીપક રાગ એને આવડતો નહિ. તેથી એ કલા પાછળ ઘેલી થઈ. અને હઠ લઇને બેઠી કે "પરણું તો આ દીપક રાગના ગાનારને જ પરણું." અને દાસીને કહ્યું કે, "તું ગમે તેમ કરી એને અહીં લઈ આવ."

દાસીને રાજાનો ભય લાગ્યો. એટલે આનાકાની કરવા લાગી.

કુંવરીએ કહ્યું! "રાજા વઢે તો મારે માથે! તું તારે એને અહીં લઇ આવ!"

દાસી પેલા ઠૂંઠા ચોરને જેમતેમ સમજાવી મહેલમાં લઇ આવી.

ચોર દીપક રાગ ગાય છે, અને કુંવરી સાંભળતાં ધરાતી નથી.

ચાર દિવસ થયા. અને વાત રાજાને કાને પહોંચી, કે, "કુંવરીને ત્યાં ગાનતાન ચાલે છે અને કોઇ પુરુષનો સ્વર સંભળાય છે."

[૫]

વિક્રમને શનિની પનોતીનાં સાડાસાત વર્ષ પૂરાં થવા આવ્યાં હતાં. એટલે એક દિવસ સાક્ષાત્ શનિદેવ આવી પહોંચ્યા.

વિક્રમ આવી દયામણી સ્થિતિમાં પણ પોતાનું ગૌરવ ભૂલ્યો નહતો. એણે શનિદેવને ઠૂંઠા હાથ વડે પ્રણામ કર્યા.

શનિદેવ પ્રસન્ન થયા, અને બોલ્યાઃ

"રાજા વિક્રમ! ધન્ય છે તને! તું આટ-આટલો દુઃખી થયો છતાં તેં કદાપિ મારી નિંદા કરી નથી, અને ન કહેવાનું કહ્યું નથી. ધન્ય છે તારી ધીરજને! પહેલાં તેં મને અવ-ગણ્યો, તેથી મારા કોપનો ભોગ થયો, પણ દુઃખમાં તું અગ્નિશુદ્ધ પાર ઊતર્યો છું, માટે તું કાંઈ વર માગ."

"રાજાએ કહ્યુંઃ મારે કાંઇજ જોઇતું નથી, મારે તો માત્ર તમારી કૃપા જોઇએ છે."

શનિદેવે અમીદૃષ્ટિ કરી. અને વિક્રમ હતો તેવો અસલી રાજતેજથી દીપવા લાગ્યો.

શનિદેવને પગે લાગી વિક્રમે માગ્યુંઃ "દેવ! કોઇ પણ મનુષ્યને તમારી પીડા ન હજો!"

શનિદેવે કહ્યુંઃ "તું તો ખરો પરદુઃખ-ભંજન પણ લોકોને પોતપોતાનાં કર્મ તો ભોગવ્યે જ છૂટકો છે. સારીમાઠી દશા સૌને આવવાની જ. રાત પછી દિવસ અને દિવસ પછી રાત. બાકી તને જે દુઃખ પડ્યું તે તો કાંઇ હિસાબમાં નથી. ગુરુ બૃહસ્પતિનો અનુ-ભવ તને ખબર છે! માત્ર સવા પહોર માટે એમને મારો ચમત્કાર મેં બતાવ્યો, અને એ ત્રાહિ ત્રાહિ કરવા લાગ્યા.

એક દિવસ બૃહસ્પતિનો મારે ભેટો થયો. મેં એમને કહ્યું. ગુરુદેવ! સાડાસાત વર્ષ પછી હું તમને પીડા કરું તો તમે સહેવા તૈયાર છો?'

બૃહસ્પતિ બોલ્યા, 'ના ભાઇ, તમારો તો પડછાયો પણ કોઇને ના પડશો, મારે ચમ-ત્કાર જોવો નથી.'

પણ હું કાંઇ ગુરુને એમ જવા દઉં ? રકઝક કરતાં સવા પહોર માટે મારી પીડા સહેવાની એમણે તૈયારી બતાવી. ગુરુના મનમાં એમ કે 'સવાપહોર' તો કયાંયે નીકળી જશે, પોણાચાર કલાક સ્નાન સંધ્યામાં અને જપજાપમાં જતા રહેશે. એટલે શનિથી મને શું થવાનું છે ?

બૃહસ્પતિ એમ ગર્વ કરવા લાગ્યા. એક દિવસ ગુરુ ગંગાસ્નાન કરી મૃત્યુલોકમાં આવવા નીકળ્યા. એટલામાં શનિદેવ એમને કોઇ વાઘરીના વેશમાં મળ્યા. તેણે બે તડબૂચ ગુરુને આદરપૂર્વક ભેટ કર્યાં.

ગુરુએ વાઘરીને આશીર્વાદ દીધો. બૃહસ્પતિએ પેલાં બે ફળ પોતાની પછેડીમાં બાંધી લીધાં.

ચાલતાં ચાલતાં રસ્તામાં એક નગરની કેડી આવી, ત્યાંના રાજા અને પ્રધાનના કુંવરો શિકાર કરવા ગયેલા તે વખતસર પાછા ન આવવાથી સવારો તેમને શોધવા નીકળ્યા હતા.

પછેડીમાં બાંધેલા બે ફળ સાથે ગુરુ. રસ્તામાં તેમના જેવામાં આવ્યા.

બ્રાહ્મણ જાણી સેવકોએ તેમને પ્રણામ કર્યા. પણ પછી ઊભા થઈને જુએ છે તો ગુરુને ખભે લૂગડામાં બાંધેલી પોટલી જોઈ. એ પોટલીમાંથી લોહીનાં ટપકાં પડતાં હોય તેમ એમને આભાસ થયો.

એટલે તેમાંના એકે કહ્યું: "મહારાજ ઊભા રહો." બીજાએ આવી ખભા પર લટકાવેલી પોટલી ઉતારી અને છોડીને જુએ છે તો ખોવાઈ ગયેલા બે કુંવરોનાં માથાં હોય એમ એમને લાગ્યું.

તત્કાળ ગુરુને રાજા પાસે લઈ ગયા.

'રાજપુત્રોનું ખૂન !'

સાંભળતાં બરોબર જ રાજાએ કાંઇ પણ તપાસ કર્યાં વગર બ્રાહ્મણને શૂળી દેવાનો હુકમ કર્યો.

બૃહસ્પતિ મનમાં વિચારવા લાગ્યા: 'કહો ન કહો, પણ ગ્રહદશાનું આ ફળ જણાય છે.' થોડીવાર તો એ ગભરાઇ ગયા. પછી સ્વસ્થ થતાં એમને સાંભર્યું, એટલે શૂળી દેનારને વિનંતી કરી કે "ભાઇ, બે ઘડી થોભી જાઓ. પછી ભલે મને શૂળી દેજો."

ચંડાળોને આ બ્રાહ્મણની દયા આવી. અને તેમણે થોભવાનું કબૂલ કર્યું.

બે ઘડી વીતી ન વીતી એટલામાં રાજાનો કુંવર અને પ્રધાનનો પુત્ર મારતે ઘોડે નગરમાં આવી પહોંચ્યા.

રાજા અને નગરજનો ચકિત થયા !

ગુરુદેવની ફાંસીનું વિઘ્ન અટકી ગયું. નોકરોને આવો ભ્રમ કેમ થયો તેની ખાતરી કરવા બ્રાહ્મણની પોટલી આણી અને છોડીને જુએ છે તો માત્ર બે તરબૂચ દેખાયાં !

બધા ઓશિયાળા થઈ ગયા અને ગુરુદેવની ક્ષમા માગવા લાગ્યા.

શનિદેવે બૃહસ્પતિનો અનુભવ કહી સંભળાવી આગળ કહ્યું. "માટે રાજા વિક્રમ જે કોઈ અભિમાન કરશે તે પછી ગમે તેવો મોટો હશે તો યે એને મારી દશા ભોગવવી જ પડશે."

માણસને એની જિંદગીમાં મારી દશા એકવાર તો ભોગવવી જ પડશે. તે વખતે એણે નમ્રતાથી જે પડે એ વેઠી લેવાનું છે. તેં દુઃખમાં અજબ હિંમત રાખી છે. માટે તને ધન્યવાદ ઘટે છે. તું ખરેખરો પરોપકારી દયી છે અને તારા પરોપકારની વાત મૃત્યુલોકમાં બધા લોકો યાદ કરશે. અને સાથે સાથે મારી માહાત્મ્યની વાત પણ લોકો સંભારશે. જે લોકો મારી વાત ભાવપૂર્વક સાંભળશે, કદી પણ અભિમાન ન કરે અને દુઃખમાં યે સાચો માર્ગ નહીં છોડે તેમને હું ધીરજથી તે ખમવાની શક્તિ આપીશ. અને અંદરથી રહેમ નજર રાખીશ.

જે તમારી કથા રોજ વાંચશે, અને દર શનિવારે ઉપવાસ કરી તેનો પાઠ કરશે, તેને મારી કૃપા મળશે."

આટલું કહી શનિદેવ અલોપ થઈ ગયા.

[૬]

ચંદ્રસેનના દરબારમાં નૃત્યગાન ચાલી રહ્યું છે. એટલામાં રાજાને કોઇકે આવીને કહ્યું કે "કુંવરીના મહેલમાં જેનું સંગીત સંભળાતું હતું, એ તો કોઈ રાજા હતો."

એ ઠૂંઠો ચોર રાજાના તેજસ્વી સ્વરૂપમાં દેખાયો તે જાણી રાજા ચંદ્રસેન ગભરાવા લાગ્યો.

તત્કાળ સભા છોડી રાજા કુંવરીને મહેલે આવ્યો. રાજાને પગે પડયો, અને ઓછો ઓછો થઈ ગયો.

રાજા છતા થયાની વાત ગામમાં વાયુવેગે પ્રસરી. જે વેપારીને ઘેર વિક્રમ પહેલાં ઊતર્યો હતો અને જેનો હાર ચોરાયો હતો તે વેપારીએ પણ આ વાત સાંભળી એટલે કુંવરીના મહેલે આવ્યો.

બીજી તરફથી પેલો તેલી અને રખમા પણ ત્યાં આવી પહોંચ્યાં.

વિક્રમે આ બન્નેને પ્રણામ કર્યા. તેણે રાજા ચંદ્રસેનને નમસ્કાર કર્યો નહિ, અને પેલા તેલીને પગે પડયો, તે જોઇ ચંદ્રસેનને આશ્ચર્ય થયું હોય એમ લાગ્યું.

એટલે તેલીએ રાજાને કહ્યું: "મહારાજ! આપે જેના હાથ કાપી ઉકરડામાં ફગાવી દીધા હતા તે આ મહારાજા વિક્રમાદિત્ય."

ચંદ્રસેન આ વિક્રમરાજા છે જાણી થરથર ધ્રૂજવા લાગ્યો.

ત્યારે રાજકન્યા હસું હસું થઇ રહી હતી. એણે શરમાતાં શરમાતાં પિતાને કહ્યું: "પિતાજી! જેના સંગીત ઉપર હું મોહી પડી હતી, તેમને હું મનથી વરી ચૂકી છું."

ચંદ્રસેનને આ સાંભળી નિરાંત વળી.

એટલામાં પેલી અલોલિકા જેનો હાર હંસ ગળી ગયો હતો, તે હંસે હાર પાછો નાંખ્યો છે એમ કહેતી કહેતી ત્યાં આવી પહોંચી. વિક્રમ માથે આળ ચડાવ્યા માટે પસ્તાવા લાગી. એટલે શ્રીપતિ શેઠે પોતાનો અપરાધ ભૂલાવવા માટે કહ્યું. "રાજન! મારી કન્યાનો આપ સ્વીકાર કરો."

રાજા ચંદ્રસેનના આગ્રહથી વિક્રમ તેમ કરવા કબૂલ થયો.

ઉજ્જનમાં આ સમાચાર એકદમ પહોંચાડવામાં આવ્યા.

ચંદ્રસેનના રાજ્યમાં એકસામટાં બે લગ્નના સમારંભની ધામધૂમ થઈ રહી.

ચંદ્રસેનની કુંવરીને પરણીને વિક્રમ ઉજ્જનમાં આવે છે—જાણીને ઉજ્જનવાસીઓએ રાજાનું ભારે સ્વાગત કર્યું.

રાજાએ ઉજ્જનમાં આવી દરબાર ભરી પોતાની વીતક કથા સંભળાવી.

રખમાએ એની જે સંભાળ લીધી અને એને ખરા દુઃખમાં સહાય કરી, તે માટે એને બે ગામ ઇનામમાં આપ્યાં.

આખી સભાને રાજા વિક્રમે, શનિદેવનું માહાત્મ્ય કહી સંભળાવ્યું, અને 'દુઃખની ઘડીમાં માણસે ધીરજ રાખવી અને કદી પણ અભિમાન ના કરવું' એવો બોધ આપ્યો.

આખા ગામમાં શનિમાહાત્મ્યના પાઠ થવા લાગ્યા અને સૂર્યપુત્ર શનિનો આકરો તાપ કોઈને ખમવો ન પડે તે માટે પ્રાર્થના થવા લાગી.

સૌ. શ્રીમતી મજમુદાર

[૩]

## શનિની પનોતી*

[બંગાળી લોકકથાના અંગ્રેજી રૂપાન્તરને આધારે]

'લક્ષ્મી માતાની જરાક મીઠી નજર થાય તો ન્યાલ થઈ જઈએ. ને શનિદેવની જરાક

કરડી નજર થાય તો બધું ધનોતપનોત થઈ જાય.

એકવાર લક્ષ્મીદેવી અને શનિદેવ વાદે ચડ્યાં. લક્ષ્મી કહે છે કે હું મોટી ને શક્તિવાળી, અને શનિ કહે કે મારી તોલે તમે ન આવી શકો. વાતવાતમાંથી કજિયો વધી પડ્યો. છેવટે નક્કી થયું કે એક ત્રીજા માણસ પાસે ન્યાય કરાવવો.

શ્રીવત્સ એક મોટા શહેરનો શેઠિયો. ખૂબ ખાનદાન, આબરૂદાર ને પ્રામાણિક. ડહાપણ અને બુદ્ધિનો તો જાણે દરિયો. નાના મોટા સૌ લોકો ન્યાય તોળાવવા એની પાસે આવે. વખતે ધર્મરાજા ન્યાયનો કાંટો તોળતાં ચૂકે પણ શ્રીવત્સ તે શ્રીવત્સ.

લક્ષ્મી અને શનિએ શ્રીવત્સને પોતાના પંચ તરીકે પસંદ કર્યો; અને તેને કહેવરાવ્યું કે અમે અમુક દિવસે તારે ત્યાં આવીશું.

શ્રીવત્સ આ ખબર સાંભળી જરા કોચવાયો તો ખરો. લક્ષ્મીમાતાની તેના પર પૂરી મહેર હતી, તેને કેમ કોચવવાં ? અને ન્યાય જોખતાં શનિભાઈ વચકયા તો વળી આ બધી સાહેબી ઘડીવારમાં ફૂ થઈ જાય ! પણ ખબર લાવનારને 'ઠીક' એમ કહી તે વેળા તો વિદાય કર્યો.

શાંત મને શ્રીવત્સે વિચાર કર્યો. તેણે નિર્ણય કર્યો કે મોઢેથી કાંઈ કડવું મનાવવું જ નહીં; કાંઈક યુક્તિ કરવી કે જેથી બન્ને દેવદેવી પોતાની મેળે સમજી જાય કે હું કોને મોટુંછોટું ગણું છું.

તેણે બે બાજોઠ કરાવ્યા. એકને સાવ સોનાને પતરે મઢાવ્યો અને બીજાને સાવ રૂપાને પતરે મઢાવ્યો.

ઠરાવેલે દિવસે બન્ને જણ આવ્યાં. શ્રીવત્સ જે ગાદી પર બેઠો હતો તેની સામે જ બન્ને બાજોઠ મુકાવ્યા હતા.

"માતાજી ! તમે સોનાને બાજોઠે બિરાજો, અને શનિદેવ આપ આ રૂપાળા રૂપાના બાજોઠ પર બિરાજો "—બન્નેને આવકાર આપતાં શ્રીવત્સ બોલ્યો.

ત્યાં તો શનિની આંખ ફાટી. "વિવેક વગરના ! રૂપાનો બાજોઠ મને ચીંધી, લક્ષ્મી કરતાં તું મને નીચો ઠરાવવા માગે છે, એ તારી યુક્તિ હું સમજી ગયો; જોઈ લેજે હવે આ શનિની વાંકી દૃષ્ટિનો પ્રભાવ. ત્રણ વરસ લગી તો તને સુખે બેસવા ન દઉં."

શ્રીવત્સને ખાતરી જ હતી કે શનિભાઈ પોતાનો પરચો બતાવ્યા વગર કદી ન છોડે; એટલે એણે પોતાની સ્ત્રી ચિંતામણિને કહ્યું. "આપણું ઘર, ઘરવખરી, માલમિલકત ને પૈસાટકાનું સંભાળજે. શનિની વાંકી નજર થશે તે તો મારી ઉપર. ત્રણ વરસ લગી હું કયાંક દૂર ચાલ્યો જઈશ. પછી એને જે કરવું હોય તે કરી લે."

પણ ચિંતામણિને ગળે એ વાત ઊતરે ? તે તો કહે: "હું તો તમને વરી છું. તમારી આ સાહેબીને નહિ. જ્યાં તમે ત્યાં હું. તમારે સુખે સુખી ને દુઃખે દુઃખી."

બન્ને જણાંએ ઘર છોડી ચાલી નીકળવાનો નિશ્ચય કર્યો. ઘરમાં જે કાંઈ હીરા, મોતી ને ઝવેરાત હતું તે બધું એક રજાઈની બેવડમાં સીવી લીધું. રજાઈ ફક્ત સાથે લીધી.

* "શનૈશ્ચરમાહાત્મ્ય" બતાવતી શ્રીવત્સ તથા ચિંતામણિની બંગાળી કથાને અંગ્રેજીમાં ઉતારેલી કોઇ વાર્તા ઉપરથી શ્રી. ગિરીશભાઈએ આ વાર્તા લખી છે (જુઓ 'ગિરીશભાઇની વાતો'). "શ્રીવત્સ–ચિંતા" એ નામથી આ વાર્તાનો સંક્ષેપ 'કુમાર'માં, અને પછી 'અજવાળી રાત'ના સંગ્રહમાં પ્રકટ થયો છે તે જિજ્ઞાસુએ સરખાવવા જેવો છે: અસલમાંથી રૂપાન્તર થતાં લોકકથાઓ કેવી કાયાપલટ કરે છે તે દૃષ્ટિએ તેનું મહત્ત્વ છે. ગુજરાતી લોકકથા સાથે વળી તેની નવી જ સરખામણી કરવી પડે.

બીજું બધું એમનું એમ પડતું મૂકી એ તો ચાલી નીકળ્યાં.

પણ ત્યાં તો લક્ષ્મીજી દેખાયાં. કહેઃ "બચ્ચાંઓ ! ડરશો મા હો ! શનિને જે કરવું હોય તે ભલે કરી લેતો. મારું તમને સદાય રક્ષણ છે. દુઃખથી મૂંઝાશોમા. ત્રણ વરસ કેડે અહીં પાછાં હેમખેમ આવી જશો."

માનો એ આશીર્વાદ માથે ચડાવી એમણે તો વનવગડાની વાટ લીધી. છેક સાંજે એક નિર્જન વનમાં એક મોટી નદીને કાંઠે તે આવ્યાં. નદી જબ્બર હતી; ચાલીને ઉતરાય એમ ન હતું.

ત્યાં એક નાનકડી હોડી પડી હતી. પડખેના જ આંબાના ઝાડ હેઠળ હોડીવાળો સૂતો હતો.

"અમને પેલેપાર મૂકી જાને, બાઈ!" શ્રીવત્સે કહ્યું.

"મારી હોડી છેક જ નાની છે. બધાંનો ભાર એ ઝીલે નહિ. હું તો સૌને એક પછી એક સામે પાર લઈ જાઉં. તમારા આ વીંટાને, તમને અને આ બાઈને."

હોડીમાં પેલી ઝવેરાતભરેલી રત્નકનો વીંટો મૂકતાં શ્રીવત્સ જરા કોચવાયો તો ખરો; પણ બીજો ઇલાજ નહતો, અને એમ પૈસો ગાંસી નજરવાળો ખલાસી ક્યાં માને એવો હતો?

હોડી તો સરરર સરરર કરતી ચાલી, બરોબર અધવચ પહોંચી હશે ત્યાં તો એક મોટું જબરું મોજું આવ્યું ને પેલી હોડી ને વીંટો બધું ડૂબી ગયું!

"રામ રામ!" એમ બોલતાં શ્રીવત્સ અને ચિંતામણિની આંખો જ મીંચાઈ ગઈ. અને આંખ ઉઘાડે છે ત્યાં તો ન મળે નદી ન મળે નાવ, ન મળે નાવિક ને ન મળે પેલો ઝગમગતી વીંટો! ચારેકોર ભયાનક વેરાન પડ્યું છે.

સમજી ગયાં કે આ તો શનિમહારાજની માયા!

ઊંચે આભ ને નીચે ધરતી. પહેરેલે કપડે શેઠશેઠાણી આગળ ચાલ્યાં. દીવા વખતે એક ગામડું આવ્યું.

આ ગામમાં કઠિયારાની વસ્તી. સૌને દયા આવી ને તેમને બેઉને પોતાના ગામમાં રાખ્યાં.

સવારમાં ઊઠીને બીજા કઠિયારાની સાથે શ્રીવત્સ લાકડાં કાપવા જાય. ખભે કુહાડો ને હાથમાં ભારો બાંધવાના બંધિયા.

બધા કઠિયારા બાવળ ને બોરડી જેવાં ઝાડવાં કાપે, ત્યારે શ્રીવત્સને એકાદું ચંદન વૃક્ષ જડી જાય; શહેરમાં ભારો વેચવા જાય ત્યાં પેલાઓને આઠ દસ આના મળે, ત્યારે શ્રીવત્સની નાનકડી ભારી માટે ચારછ કે વધારે રૂપિઆ આપનારો કોઈ મળી જતો.

સૌને આથી એની અદેખાઈ થઈ. હરબહાને સૌ તેમને રંજાડવા લાગ્યા; અને છેવટે આ શેઠશેઠાણીને તે ગામ છોડવું પડ્યું.

ચાલતાં ચાલતાં એ બીજે ગામડે આવી પહોંચ્યાં.

ગામ નર્યું વણકરનું હતું. ચિંતામણિને કાંતતાં બહુ સુંદર આવડતું. ખૂબ ઝીણા તાર કાંતી સૌથી વધારે પૈસા એ મેળવતી. બીજી કાંતનારીઓને તેની અદેખાઈ આવતી. પણ કરે શું?

એકવાર શ્રીવત્સે પોતાના વણકર દોસ્તોને પોતાને ઘેર જમવા તેડયા. ચિંતામણીના હાથની સ્વાદિષ્ટ વાનીઓ જમી વણકરો તો ખુશખુશ થઇ ગયા; ઘેર જઇ પોતાની વહુઓને તેમની રસોઇની અણઆવડત માટે તેમણે ઘણું ઘણું કહ્યું. આથી ગામના સ્ત્રીમંડળમાં ચિંતામણિ અળખામણી થઇ પડી.

એકવાર કેટલીક પનિહારીઓ સાથે ચિંતામણિ પણ પાણી ભરવા ગયેલી. નદીને કાંઠે

એક લાધી ગયેલું વહાણ પડેલું. કોણ જાણે કેમ ચિંતામણિનો હાથ તે વહાણને અડી ગયો. અને વહાણ તરતું થયું. વહાણવાળા તો મહેનત કરી કરીને થાકી ગયેલા.

વહાણવાળાને થયું : "આ માળું ભારે! કોઇક વખત આ બાઇ આપણને કામ લાગે તેવી છે." એમ વિચારી ચિંતામણિને બળ-જબરીથી નાખી વહાણમાં, ને વહાણ મૂક્યું વહેતું. સાથેની પેલી સ્રીઓ પણ કાંઇ બોલી નહિ. એમને થયું : "આ ઠીક ટાઢે પાણીએ ખસ જાય છે!"

શ્રીવત્સે આ જાણ્યું ત્યારે તે લગભગ ગાંડા જેવો બની ગયો. તેને થયું કે આ સપાટો પણ શનિનો.

અને એ નદીને કાંઠે કાંઠે, જે દિશામાં પેલું વહાણ ગયું હતું તે તરફ ચાલવા લાગ્યો. સવારનો ચાલતો છેક સંધ્યા વખતે તે અટક્યો. આસપાસ ક્યાંઈ માણસની વસ્તી ન હતી. એક ઝાડપર ચઢી રાત ગાળવા તેણે નિશ્ચય કર્યો.

સવારે જાગીને જુએ છે તો નીચે એક કપિલા ગાય ઊભેલી. શ્રીવત્સે નીચે આવી ગાય માતાનું દૂધ પેટ ભરીને પીધું. ગાયે છાણ કરેલું તે જાણે કે નર્યો સોનાનું જ! છાણ લીલું હોય ત્યારે શ્રીવત્સ ઘાસના તણ-ખલાવતી ઉપર પોતાનું નામ કોતરી લે અને સુકાઇ જાય ત્યારે એવા પોદળાને એકઠા કરીને ગોઠવે-જાણે કે સોનાની ઈંટાનો થર!

એકબે દિવસ રહીને શ્રીવત્સે જોયું કે ગાય તો આ જ ઝાડ તળે આવીને ઊભી રહે છે; અને ઝાડ નદીને કિનારે જ છે. તેથી તેણે પોતાની વહુની વાટ જોતાં જોતાં ત્યાં જ રહે-વાનો વિચાર કર્યો. એને એમ કે કોઇક દહાડો પણ કોઇ જતા આવતા વહાણમાંથી પોતે પોતાની ચિંતામણિને શોધી કાઢશે.

કપિલા ગાયના છાણની સોનેરી ઈંટો તો વધતી જ જતી હતી. દૂરથી જોનારને તો લાગે કે આ તે સોનાની ટેકરી હશે કે શું?

પણ પેલીમેર ચિંતામણિનું શું થયું?

ચિંતામણિ રૂપરૂપનો ભંડાર હતી. પેલા વહાણવાળા તેને ઉપાડી ચાલ્યા, ત્યારે તેને થયું : "આ રૂપ કોઇક દિવસ મારું દુશ્મન બનશે, માટે હે લક્ષ્મી માં! મારા પર દયા કરીને મને વિરૂપ બનાવી દેજે : ને એ રીતે મારા પર આવતી અનેક આફતોને અટકાવજે!"

અને સાચે જ તેનું રૂપાળું શરીર ઘડીવારમાં કોઢિયું બની ગયું. રૂંવાડેથી લોહીપરુ ચાલ્યાં જવા લાગ્યાં. રૂપની તો રેખા પણ ન રહી.

ખારવાઓને આ બાઇના રોગની જાણ થતાં વહાણના ભંડકમાં તેને નાખી મૂકી; થોડુંક ખાવાનું ને ટીપુંક પાણી રોજ આપે. આમ ચિંતામણિના દિવસો જાય છે. ત્યાં વહાણવાળાઓ પોતાને ધારેલે બંદરે પહોંચ્યા, માલ લીધો અને આવેલે રસ્તે જ વહાણને ઘર ભણી વાળ્યું.

રસ્તામાં નદી કિનારે પેલી ઈંટાનાં ઢગ ભણી તેમનું ધ્યાન ગયું. વહાણને ત્યાં નાંગરી, બધી ઈંટો લઇ લીધી, શ્રીવત્સને પકડીને વહાણમાં નાખ્યો, ને વહાણ હંકારી ચાલતા થયા.

ચિંતામણિ હતી તે ભંડકમાં જ શ્રીવત્સને નાખ્યો. વાતવાતમાં બન્ને અરસપરસને ઓળખી ગયાં; પણ છતા થવામાં ડહાપણ નથી એમ સમજી મૂંગાં રહ્યાં.

શ્રીવત્સને પાસા ફેંકતાં સરસ આવડે; અને પેલા ખલાસીઓ પણ વખત કાઢવા પાસા જ કૂટે. દરેક રમતમાં શ્રીવત્સ તેમને હરાવે. એક દિવસ તો ગુસ્સામાં ખારવાઓએ શ્રીવત્સને નદીમાં જ ઝીંક્યો!

પણ ચિંતામણિએ વખત વરતી, પોતાની લાકડાની બેઠક શ્રીવત્સ તરફ પાણીમાં ફેંકી :

એની મદદથી તરતો તરતો તે છેક રાતે નદી કિનારે પહોંચ્યો.

નદીકિનારે એક બાગ; પણ બાગ જુઓ તો સુક્કો વેરાન. એકેએક ઝાડ, એકેએક છોડ, એકેએક વેલો સાવ સુક્કાં. શ્રીવત્સને ટાઢ ખૂબ ચઢેલી, તેમજ થાક પણ અતિશય લાગેલો. તેનામાં એક ડગલું પણ ચાલવાની શક્તિ કે હિંમત રહી નહોતી.

એક ઝાડની ડાળને બાથ ભીડી બેભાનની જેમ આખી રાત તે ત્યાં જ પડ્યો રહ્યો.

પણ એક ચમત્કાર થયો. બીજા દિવસની સવાર ઊગી ત્યાં તો આખો બગીચો લીલો-છમ, ફૂલોથી લચી રહેલો. એ બગીચો દર-બારી માલણનો. જેટલાં ફૂલ ઊતરે તે બધાં રાજદરબારમાં લઈ જાય.

પણ કોણ જાણે કેમ, અઠવાડિયાથી બગીચો આમ કરમાઈ ગયેલો તેથી માલણે દરબારમાં કહી દીધેલું કે: "હવે હું રાજાજી માટે ફૂલ નહીં આપી શકું: કારણ કે બગીચો આખો વેરાન બની ગયો છે."

વળતી સવારે તેણે આ ચમત્કાર નિહાળ્યો અને કારણ શોધતી બગીચામાં આવી. નદી-કાંઠા તરફ આવતાં શ્રીવત્સને બેભાન દશામાં તેણે જોયો. માલણને આ અજાણ્યાની દયા આવી; અને પોતાની ઝૂંપડીમાં તેને લેવરાવી ગઈ. સારવાર પછી શ્રીવત્સ સચેત થયો.

માલણને તો દસી જ ગયું હતું કે આ નવીન માણસનાં પનોતાં પગલાંથી જ તેનો સુકાઈ ગયેલો બગીચો ફરી નંદનવન સમો થઈ ગયો છે; તેથી તેને આગ્રહ:કરી પોતાની ભેગો જ રાખી લીધો.

અને થયું પણ તેમજ. વાડીનાં દરેકેદરેક ઝાડ તે પછી ગમણાં ને ત્રમણાં ફળફૂલથી લચી રહેલાં, ને ફૂલોની મીઠાશ તથા સુવા-સથી આખો બાગ મઘમઘી રહેતો.

માલણનાં ફૂલ પાછાં રાજદરબારમાં ચાલુ થયાં. કોઈકોઈવાર શ્રીવત્સ પણ માલણ સાથે દરબારગઢમાં જતો. એમ કરતાં રાજાના પાસવાનો સાથે તેની દોસ્તી થઈ ગઈ. આનો લાભ લઈ શ્રીવત્સે એકવાર રાજ્યમાં સારી નોકરી લેવાની ઇચ્છા બતાવી.

પ્રધાન પાસે તેને લઈ જવામાં આવ્યો, અને તેની ઇચ્છા મુજબ તેને નદી મારફત જતા આવતા માલના દાણી તરીકેની જગ્યા આપવામાં આવી.

આ નોકરીમાં તેનો હેતુ પોતાથી વિખૂટી પડેલી ચિંતામણિને શોધી કાઢવાનો જ હતો.

બન્યું પણ તેમ જ. થોડાજ દિવસમાં પેલું વહાણ નદીમાર્ગે ત્યાં આવી પહોંચ્યું. રાજાના કોટવાળ પાસે શ્રીવત્સે તેની ઝડતી લેવરાવી. તો અંદરથી રોગવાળી ચિંતામણિ તથા સોનાની ઈંટો વગેરે બધું નીકળ્યું. દરેક ઈંટ પર શ્રીવત્સનું નામ ઉકેલી શકાતું હતું: પછી એની માલિકી માટે વધારે સાબિતીની શી જરૂર હતી?

ચિંતામણિએ વહાણમાંથી જમીન પર પગ મૂક્યો કે તરત જ તેનું અસલ રૂપ તેને પ્રાપ્ત થયું; અને રોગદોગ સઘળાં ટળી ગયાં: ચિંતામણિ હતી એવી કંચનવર્ણી થઈ રહી.

બધી વાત કોટવાળે રાજાને કહી. રાજાએ શ્રીવત્સનો ખૂબ સત્કાર કર્યો: અને રાજ-મહેમાન ગણી તેની સરભરા કરી: અને વિદાય દેતી વખતે તેને હાથી, ઘોડાં, ઝવેરાત બધું આપ્યું.

દરમિયાન ત્રણ વર્ષની શનિમહારાજની પનોતી દશા પણ પૂરી થઈ: એટલે ફરી પાછાં શ્રીવત્સ અને ચિંતામણિ પોતાને ગામ આવ્યાં, અને પહેલાં જેમ રહેતાં હતાં તેમ રહેવા લાગ્યાં.

આમ શ્રીવત્સ ખરેખર "શ્રી–વત્સ"– એટલે લક્ષ્મીદેવીનો લાડકો પુત્ર બની રહ્યો; અને ઘણાં વર્ષો સુધી અનેક જાતનાં સુખ ભોગવ્યાં.

—શ્રી ગિરીશભાઈ

# બાળગુનેગારો

શ્રી ઊર્મિલા મહેતા.



વિચાર કરીએ તો ' બાળગુનેગારો ' એ શબ્દજ કેટલો વિરોધાભાસી લાગે છે. બાળક એટલે નિર્દોષતા એ જ ખરો ખ્યાલ છે. ગુનેગાર સોએ સો ટકા જન્મતો નથી, પણ તે સારો નિર્દોષ મનુષ્ય જ હોય છે ને પછીથી ગુનેગાર બને છે તે ધ્યાનમાં રાખવું જોઇએ. ગુનો કરવો એ આનુવંશિક ઊતરી આવે છે. અને ગુનો કરવો એ કેટલાકની રગમાં જ હોય છે એ ખોટું છે. ગુનેગાર માબાપનાં છોકરાંને સારા અનુકૂળ વાતાવરણમાં ઉછેરવામાં આવે તો તે ગુનેગાર નહિ જ થાય, અને સારાં માબાપનાં છોકરાંને પ્રતિકૂળ સંજોગોમાં, વધારેપડતાં દબાણમાં, કે એવા બીજા વાતાવરણમાં ઉછેરવામાં આવે, તો તે થોડો ગુના કરતાં શીખે છે.

ગુનો એટલે શું ? સમાજ સરળતાથી ચાલે, તે માટે અમુક નિયમો જેને કાયદા કહેવામાં આવ્યા છે તે ઘડવામાં આવ્યા છે. તે કાયદાનો ભંગ તે ગુનો. સોળવરસ ઉંમરની વ્યક્તિ કંઈ ગુનો કરે તે બાળગુનેગાર. આ બાળગુનેગારો માટે જુદા જુદા દેશમાં, તેમજ હિંદમાં પણ જુદાજુદા પ્રાંતમાં જુદાજુદા કાયદા છે.

અમુક બાળકે ચોરી કરી કે બીજો ગુનો કર્યો. હવે આવે વખતે પ્રથમ આપણે નક્કી કરવાનું છે કે આપણે એ બાળકને એના ગુના માટે સજા જ કરી વેર લેવું છે કે એ બાળકે ગુનો તો કર્યો પણ હવે તેમ ફરીથી ન કરે ને તે સમાજની એક જવાબદાર વ્યક્તિ તરીકે આગળ વધે તે જોવું છે. ફક્ત વેર લેવાની વૃત્તિ તો પાશવ વૃત્તિ છે. અને આપણે બધાં તે પ્રમાણે કરવાનું ભાગ્યે જ કબૂલ કરીશું. તો શું કરવું ? તે બાળકે ગુનો તો કર્યો. પણ તે ગુનો શા માટે કર્યો તે પ્રથમ શોધી કાઢવાની આવશ્યકતા રહે છે. તેમ કરી શકીએ તો જ તેના ગુના કરવાનું મૂળ દૂર કરી તેને સુધારાને માર્ગે ચઢાવી શકાય. ઘણી વખત ખબર કાઢતાં માલમ પડે છે કે બાળકે સંજોગોનો ભોગ થઈને જ ગુનો કર્યો હોય છે. કેટલીક વખત તેની માનસિક નબળાઈ તેના ગુના માટે જવાબદાર હોય છે. સંજોગોમાં ઘરમાં ખરાબ શિસ્ત, કુટુંબમાં ક્લેશ અને અશાન્તિ, અત્યંત ગરીબાઈ, કે ખરાબ દોસ્તી મોટે ભાગે જવાબદાર હોય છે. કેટલીક વખત તેનાથી વધારે સારી સ્થિતિનાં બાળકો જે ભોગવતાં હોય તે ભોગવવાની ઉત્કંઠા કેટલાક બાળકને ગુનો કરવા પ્રેરે છે. તો આ બધાં માટે કોણ જવાબદાર છે ? બાળકનું ઘર શાળા હોય, તો તે, અને ન હોય તો સારી શાળાનો અભાવ અને સમાજ—તો જે ગુના માટે બાળક તો કારણભૂત જ ગણાય તેને દોષિત ઠેરવી તે માટે સજા કરી, ગુનેગાર તરીકે સ્થાપી દેવો તે

અન્યાય જ કહેવાય તેમાં શંકા નથી. આવાં બાળકોમાં કોઈ બાળક એવું નીકળે પણ ખરું કે જે બધું સારું મેળવ્યા છતાં પણ ગુના કરવાનું. પણ તેવા કોઇકને ખાતર મોટા ભાગના બાળકોને પણ શંકાની દ્રષ્ટિએ જોઈ સુધારવાની તક ન આપવી એ તદ્દન ખોટું છે; એટલું જ નહિ પણ તેમાં આપણને જ નુકસાન છે. કારણ કે બાળકો તે જ ભવિષ્યની પ્રજા છે. તો આવાં બાળકો માટે શું કરવું? મુંબાઇમાં તો 'બાળરક્ષક મંડળી' છે અને બાળરક્ષક કાયદો છે. એ લોકો માટે જુદી અદાલત છે. મદ્રાસ અને બંગાળમાં આવા કાયદા છે. એટલે એ દિશામાં વિચાર કરવાની શરૂઆત તો ક્યારનીય થઈ ગઈ છે. અને આ કાયદા પ્રમાણે બાળકને તેના ગુના માટે સજા કરવાનો હેતુ હોતો નથી, પણ તેને પ્રતિકૂળ સંજોગોમાંથી ખસેડી રક્ષણ આપવા અને યોગ્ય રીતે કેળવવાનો હેતુ હોય છે. આવા ગુનેગારોની અદાલતો પણ જુદી હોય છે. અને આવાં બાળકોને તેમનાં ઘરનું વાતાવરણ બહુ જ ખરાબ હોય કે ઘરમાં કોઇ દેખરેખ રાખનાર ન હોય; ત્યાં સુધી ઘરમાંથી ખસેડવામાં ભાગ્યે જ આવે છે. તેમને તેમની ઉંમર પ્રમાણે શાળામાં મોકલવાની ફરજ પાડવામાં આવે છે, અને તે પ્રમાણે ઘરના લોકો કરે છે કે નહિ તે જોવા એક હોદ્દેદાર નીમવામાં આવે છે. ઘરમાં ન રાખી શકાય તેવાં બાળકોને આવાં બાળકો માટેના ખાસ ગૃહમાં મોકલવામાં આવે છે, અને ત્યાં કેળવવાને પ્રયત્ન કરવામાં આવે છે.

બાળક ગુનો કરે છે. શા માટે? ઉપર તેના થોડાં કારણો જણાવ્યાં. આપણું બાળક કંઇ ઉપાડે. તમે તેને કહેશો કે બાળકે 'ચોરી' કરી—પણ તેમાં વાંક કોનો? વાંક માબાપનો જ હોય છે. માબાપ બાળકના દેખતાં જ ઘણી વખત બીજા સાથે જૂઠું બોલે છે, અને અપ્રમાણિક રીતે વર્તે છે. બાળકને માબાપ ખૂબ લાડ લડાવે છે, અને તેથી ઘણી વખત બાળક ખોટે રસ્તે ચઢે છે. એટલે અભણ માબાપોનાંજ બાળકો ગુના કરે છે એમ નથી. માંબાપને બાળકોને કેવી રીતે ઉછેરવાં, બાળમાનસ કેવી રીતે કામ કરે છે વગેરેનો ઘણાંએ માંબાપોને સહેજ પણ ખ્યાલ હોતો નથી. એટલે બીજા સંજોગો સારા હોય પણ માબાપની કોઈ ભૂલને લઇને બાળક કેટલીક વખત ગુના કરતું થઇ જાય છે. માટે તે માટે બાળકને જ દોષ દેવો, તેને સજા જ કરવી એ ખોટું છે. મનુષ્ય જન્મે સારથી ગુના કરવા માટે જ નથી જન્મતું, પણ એ પછીથી તે પ્રમાણે કરતું થાય છે તે સિદ્ધાન્ત પ્રથમ સ્વીકારવાની જરૂર છે. અને બાળગુનેગારો અટકાવવા હોય તો માબાપને કેળવવા જોઇએ. જે બાળકોના વાલી ન હોય તેની જવાબદારી સરકારે લેવી જોઇએ. દરેકે દરેક બાળકને યોગ્ય કેળવણી મળે તેવો કોઈ પણ રીતે પ્રબંધ થવો જોઇએ. કેળવણી એટલે વાંચી લખી શકે તેટલું નહિ પણ સાથે સાથે કંઈ ધંધાદારી શિક્ષણ મળવું જોઇએ. તે ઉપરાંત મોટી ઉંમરનાં સ્ત્રી પુરુષો, ભલેને પછી તે બાળકનાં માબાપ હોય, પણ તે બાળકને પોતાના લાભ માટે અથવા બાળકને ખરાબ કે નુકસાન થાય એવી રીતે ન વાપરી શકે તેની ખાતરી થવી જોઈએ. બાળકને જન્મ આપ્યો માટે બાળકનો માબાપ ગમે તેમ ઉપયોગ કરી શકે એ ખ્યાલનો સદંતર નાશ થવો જોઈએ. અને જે માબાપ બાળકોને કેમ ઉછેરવાં તે ન જાણતાં હોય તે બાળકનાં માતપિતા થવાને લાયક નથી, તે ભૂલવું ન જોઈએ. જો ઘરનું વાતાવરણ બાળકને નુકસાનકારક હોય તો સરકારે તેવા બાળકની કેળવણીની જવાબદારી લઈ લેવી ઘટે છે.

---

### ૩

પણ આરમ્ભે કહ્યા પ્રમાણે સંસાર પરિવર્તનશીલ છે. જૂનું જાય, નવું સર્જાય: પાછું નવું ફીટીને જૂનું દાખલ થાય. કાળ–ચક્રની એ ઘટમાળ પ્રમાણે જૂનાની જગા નૂતનતાએ ભોગવ્યા પછી જૂનું પાછું નવા પોશાકમાં ઝગમગવા માંડ્યું છે। ગામડી લાગેલ મણિયાણીનો કબજો પાછો 'ફેશન' બન્યો છે. બાંટ, પટોળાં ને બાંધણી કે કિનખાબ, અતલસ ને ખાંડ સ્વદેશીનો ભવ્ય પોશાક બન્યો છે. આહિરણનાં મંગિયાં ને ઘેરઘાઘર ચણિયા તો સમારંભ પ્રસંગે ભાડે આણીને ય સજવામાં શોખાશી મેળવાય છે. રસ્તાની ગંદકીને ચાંપતાં ચંપલ ઠેઠ રસોડા સુધી પગપેસારો કરતા હતા, તે અટક્યા છે, ને આસ્તેકદમ ચરમોજડી કે પાવડીનો પગરવ સંભળાવા લાગ્યો છે. એલ્યુમિનમ ને લોખંડનાં વાસણનું સ્થાન પાછું અસલી તાંબાપિત્તળ ને સિલ્વરની ધાતુએ લેવા માંડ્યું છે. ધીરી ત્વરાએ ચાનાં માન દુગ્ધપાને ઘટાડવા માંડ્યાં છે. 'ટેબલપાર્ટી'ને બદલે અસલનાં આપણાં પાટલા ભોજન પ્રત્યેનો ભાવ પાછો સતેજ થવા લાગ્યો છે. વીજળીરાણીનું રાજ્ય પ્રવર્તમાન છતાં સિલ્વર કે પિત્તળની દીવડીઓ પાછી ચળકતી થઇ છે. ફ્લોર ફેક્ટરીઝ કરતાં ઘંટીના આટાની મહત્તા બહેતર સ્વરૂપે સમજાવા લાગી છે. આ બધાં શુભ ચિહ્ન પરથી એવી આશા સેવી શકાય, કે તપતા સંક્રાન્તિકાળની ગુજરાતણ, પુરાણપ્રસિદ્ધ આપણી આર્યસંસ્કૃતિનું ધાવણ પીને પાછી વિશુદ્ધ આર્યમહિલા રૂપે વિકૃતિરહિત પવિત્ર દર્શન કરાવે.

પણ એવાં દિલભર દર્શન વાસ્તે આજની માતાઓ, એમની બાળકન્યાઓનો ઉછેર સ્વાધીન રાખશે કે પરાધીન ? નર્સ, નોકર કે બાલમન્દિર કન્યાઉછેરનું એવું ઉત્કૃષ્ટ સ્થાન નથી, જે માતૃઉછેરનો મુકાબલો કરી શકે: બીજું બધું જ બની શકે છે; માતા કોઈ જ બની શકતું નથી. માતા થતાં બીજાને નથી આવડતું, ત્યાં જ માતૃત્વનું સાચું મહત્ત્વ છે. દૂધની હાટડીઓ ભલે ઠેરઠેર હોય; માતાના થાનનું અમૃત તો એની જ પાસેથી પમાય: શિક્ષિત, સંસ્કારી ને સદ્‌ગુણી માતાના ઉછેરપોષણથી પોપાયલી કન્યાવેલ વડે જ આપણો દેશ સર્વ રીતે સમૃદ્ધ હતો; એના જ વિકાસ વડે સમૃદ્ધ બનશે–અન્યથા નહિ: રજકણમાંથી રત્ન ને નરમાંથી નારાયણ નીપજાવનારી એ નારાયણીને નમન હો.

---

# સ્વાગત

શ્રી અંબાલાલ નાથાલાલ મિસ્ત્રી, બી.એ., એલએલ.બી.

જે સ્ટેશને અમારે ઊતરવાનું હતું તે સ્ટેશન નજીક આવી પહોંચ્યું હતું. કપડાં ઠીકઠાક કરી, સામાન તૈયાર કરી, અમે ઊતરવાની તૈયારી કરી રહ્યાં હતાં. વીરભાઈ સામા આવવા જ જોઈએ એમ અમારી ખાતરી હતી. કાઠિયાવાડની મુસાફરીમાં ટ્રેનોની ધીમી ગતિ, મોટાં સ્ટેશને હદપારનું થોભવું અને ઉનાળો હોય તો આંખો દઝાડે તેવું શુષ્ક દૃશ્ય તેમજ ઉના વાયરા એ અનુભવો મુસાફરોના મન પર ન ભુંસાય તેવી કંટાળાની છાપ પાડે છે. અમે પણ એવી છાપ સાથે પરસેવાથી રેબઝેબ થતા, સવારના નીકળેલા તે બપોરના ત્રણેક વાગે અમારાં મિત્રના આગ્રહથી...સ્ટેશને ઊતર્યાં. એકબે દિવસ ત્યાં રોકાઈ રાજસ્થાનોમાં જાણીતા એવા તે રાજ્યની રાજધાનીનું સૌંદર્ય નીરખવાના હતા. સ્ટેશન આવ્યું. હું બહાર ડોકિયું કરી ભાઈના દર્શન માટે આતુર બન્યો. મારાં પત્ની પણ કોઈ સામું આવે તો ઠીક એમ ઇચ્છી રહ્યાં હતાં. કારણ આ જ મુસાફરીમાં બીજે ઠેકાણે અમને કડવાં નહિ, તો છેવટ વિચિત્ર અનુભવો થયાં જ હતા. મારા પુત્રો તેમની નાની બેગો લઈ પ્લેટફોર્મ પર કૂદી પડવા આતુર હતા, કારણ ઊતરીને કોલ્ડડ્રીંક મળે તો લેવાનો તેમનો વિચાર હતો.

જેમને હું વીરભાઈ તરીકે ગણી શકું તેવું કોઈ નજરે પડયું નહિ. એમને મળ્યે વરસો વહી ગયાં હતાં એટલે તુર્ત જ ઓળખાય કે નહિ તે પણ પ્રશ્ન હતો. ટ્રેન થોભી. એકાદ



મિનિટ અમે નિરીક્ષણ ચાલુ રાખ્યું. ઊતરવાની ઉતાવળ કરવાની જરૂર નહોતી, કારણકે સ્ટેશન મોટું હતું એટલે મુસાફરોની ચડઊતર નિરાંતે થાય તેટલો વખત ટ્રેન જરૂર રોકાવાની હતી.

"કોઈ જણાતું નથી," છેવટ મેં કહ્યું.

"કદાચ મોડા પડયા હશે—આવી પહોંચશે—તેમણે ખાનગીથી લખ્યું છે. આવ્યા વિના રહે નહિ;" મારાં પત્નીએ શ્રદ્ધા બતાવી. મેં ધાર્યું, કદાચ તે એમ કહેશે ટિકિટો આગળની લઈ લો અને ઊતરવાનું માંડી વાળો. મને જરા તેની શાન્તિથી આશ્ચર્ય થયું. અમે સામાન ઉતારવા માંડયો અને હું પોર્ટરને બોલાવવા

જરા દૂર ગયો. પોર્ટરને લઇ આવ્યો ત્યારે જાણ્યું કે મારાં પત્નીએ પ્લેટફૉર્મ પર દાખલ થયેલા ગાડીવાળા સાથે ટપ્પાનું નક્કી કરી રાખ્યું હતું, અને અરધો સામાન તો પ્લેટફૉર્મની લાકડાની વાડ ઉપર થઇને બહાર પહોંચી ગયો હતો. ગાડીવાળાએ ખાતરી આપી કે વીરભાઇ માસ્તરસાહેબને તે બરાબર ઓળખે છે અને તેમનું ઘર જોયેલું છે. મારાં પત્ની બોલ્યાં, "ચાલો ઠીક થયું—મહાલક્ષ્મી બહેનને મહેણું દેવા થશે કે બહુ આગ્રહ કરી સંભાળ તો ઠીક રાખી!"

અમે ટપ્પામાં બેસી અમારા મિત્રને ત્યાં જવા નીકળ્યાં. મારાં પત્ની અને મહાલક્ષ્મી બહેન—એટલે મારાં મિત્રનાં પત્ની—પણ નાનપણમાં બહેનપણીઓ હતાં અને થોડો વખત સાથે ભણેલાં, એટલે મળવા માટે આતુર હતાં. અલબત્ત ઘણાં વરસોથી તે પણ મળ્યાં નહોતાં. શહેર ધાર્યા કરતાં મોટું જણાયું. રોનક પણ હતી. બજારમાં માણસોની અવરજવર સારી હતી. ગાડીવાળો અમને કહેતો ગયો કે છેલ્લાં દસ વરસમાં તો શહેર કેટલુંય વધી ગયું હતું. બે નવાં જીન થયાં હતાં અને તેનો પોતાનો ધંધો ખટારો દરબારી ચાલુ છતાં ઠીક ચાલતો હતો.

વીરુભાઇ જે શેરીમાં રહેતા હતા તે શેરીના નાકે ગાડી આવી પહોંચી. ગાડી ઘર સુધી જઇ શકે તેમ નહોતી, એટલે નાકે ઊભી રાખીને સામાન ઉતારવા માંડ્યો. ગાડીવાળો સારી મદદ કરતો હતો. એક આઠેક વરસનો છોકરો નીકળ્યો, તેને જોઈ ગાડીવાળાએ જ કહ્યું: "કાં, રમુભાઈ! સાહેબ ઘરે નથી—શાના હોય? નિશાળે ગયા હશે!—તમારા મહેમાન આવ્યા છે, ઘરે ખબર આપો."

રમુભાઇ છોકરો ચબરાક જણાયો. તે બોલ્યો, "હાં, હાં, મારા કાકા બહાર ગયા છે. મહેમાન આવવાના છે તેમ કહેતા ગયા છે. હું આ આવ્યો," કહી તે ઘરે ગયો અને બે મિનિટમાં એક તેનાથી મોટો એટલે દશેક વરસનો અને એક તેનાથી નાનો એટલે સાતેક વરસનો છોકરો તેડીને આવ્યો, અને અમને ઘરે જવા કહ્યું. અમે બધાંએ સામાન ઊંચકી લીધો. છોકરા, ગાડીવાળો અને અમે મળી સહેલાઇથી બધા દાગીના લઇ વીરુભાઈના ઘરે પહોંચ્યા. જતાં જતાં છોકરાં બોલ્યાં, "કાકા ડાકદરને તેડવા ગયા છે—હમણાં આવશે."

"કેમ! કોઈ સીક છે!"

"મારી બાને કંઇ થઈ ગયું છે," રમુભાઇએ જવાબ આપ્યો. ઘરે પહોંચતાં એક બારતેર વરસની છોકરી બારણામાં ઊભી હતી તેણે આવકાર આપ્યો.

"આવો કાકી! આવી પહોંચ્યાં. મારી બા માંદાં થઈ ગયાં છે એટલે મારા કાકા ડાકદરને બોલાવવા ગયા છે—આપણે ઉપર ચાલો—ત્યાં ઠીક પડશે." તેણે છોકરાઓને બાજુના દાદરથી ઉપર સામાન લઈ જવા કહ્યું, અને અમને પણ ઉપર જવા સૂચવ્યું. મારાં પત્નીએ ખબર પૂછ્યા તેના જવાબમાં છોકરીએ કહ્યું કે, "તમે જરા નિરાંત કરો. પછી આને વાત કરું." છોકરી ઉમ્મરના પ્રમાણમાં ચતુર લાગી! મારાં પત્ની કંઈક સમજ્યાં હોય તેમ જણાયું. અમે ઉપર ગયાં.

જે ઓરડામાં દાદર પડતો હતો તે કંઇક મોટો હતો, પરંતુ સામાનથી ભરેલો હતો. એક ખૂણો ખાલી હતો ત્યાં સામાન ગોઠવી, ગાદીતકિયાની બેઠક કરી રાખી હતી તેના પર અમે આસન લીધાં. 'પાણી મોકલાવું,' કહીને છોકરી નીચે ગઈ અને કહેતી ગઇ: પડખે ઑફિસ છે ત્યાં બેસવાથી પવન વધારે આવશે. છોકરા પણ તેની સાથે નીચે ગયા.

હું ઑફિસમાં ગયો. ઑફિસ એટલે પડખેની પરસાળમાં એક આરામખુરશી, ત્રણ નેતરની ખુરશીઓ અને એક નાનું ટેબલ

ગોઠવી એક ગોઠવેલી હતી—એક નાના કબાટમાં પુસ્તકો હતાં. ટેબલ પર ખૂણામાં ખોટાં ફૂલોથી શોભતી ફૂલદાની અને થોડાં વર્તમાનપત્રો તથા માસિકો પડ્યાં હતાં. લખવાનાં સાધનો પણ હતાં. ભીંતો પર નાનામોટા ફોટાઓ હતા. એક ગ્રુપ ફોટો ઝાંખો થઈ ગયેલો ટીંગાતો હતો. મેં નજર કરી—કૉલેજના દિવસો તાજા થયા. હિસ્ટરી અને ઈકોનોમીક્સ ઑનર્સ ક્લાસમાં હું અને વીરુભાઈ સાથે હતા. અમારા બુઢ્ઢા પારસી પ્રોફેસરને વચમાં બેસાડી અમે ગ્રુપ લેવરાવ્યો હતો. હું અને વીરભાઈ આ ગ્રુપમાં ઊભા હતા. અભ્યાસ પૂરો કરી અમદાવાદની એક મોટી મિલનો હું સેક્રેટરી થયો—મારા મિત્ર કાઠિયાવાડની એક હાઈસ્કૂલના બીજા આસિસ્ટન્ટ હતા. અમે કૉલેજ છોડ્યા પછી કોઈ કોઈવાર મળ્યા હોઈશું, પરંતુ આવી રીતે કુટુંબમેળો તો આજે જ થવાનો હતો. મહાલક્ષ્મીબહેનનો વિચાર મનમાં ઘોળાતો હતો. પરસેવો સમાવવા હું કઠેરાને અઢી ઊભો: નીચે નજર ગઈ. એક વરસ દોઢ વરસના બાળકને પેલી છોકરી પોતી હતી. પાંચેક વરસનો છોકરો પાણીનો લોટો પકડી મદદ કરતો હતો, અને તેને બરાબર તે કામ નહિ ફાવતાં છોકરી સૂચનાઓ આપતી હતી. રમુ અને અમે જોયેલા બે છોકરાઓ ઉપરાંત બીજાં ત્રણચાર છોકરાનું ટોળું નજીકમાં ધમાચકડી મચાવતું હતું અને ભમરડાનું યુદ્ધ શરૂ થયું હતું. તેમને ધીમે બોલવા પણ આ છોકરી કહ્યા કરતી હતી. એક ત્રણ વરસનો છોકરો આ છોકરીની પાછળ ઊભો રહી તેને ફ્રૉકથી ખેંચી રડતો રડતો પૂછતો હતો:

"મહેમાન ખાવાનું શું લાવ્યા?"

છોકરી બાળકને સાફ કરતી બોલી, "ચુપ, છાનો રહે—મહેમાન બિસ્કીટ લાવ્યા છે—છાનો રહે તો આપું."

ફોનની રેકર્ડ પૂરી થતાં ગ્રામોફોન બંધ થાય તેટલી ઝડપથી આ બાળકનું રુદનસંગીત બંધ થયું—ફક્ત "હું...હું...આપતી કેમ નથી!" તેવું બોલવું ચાલુ રહ્યું.

કંઈક નવાઈ સાથે હું આ દૃશ્ય જોઈ રહ્યો હતો—મારા મિત્ર પર ઈશ્વરની કૃપા ઊતરી જણાતી હતી. જોકે આ બધામાં મારા મિત્રની સંતતિ કેટલી અને પાડોશનાં છોકરાં કેટલાં તે હજી હું નક્કી કરી શક્યો નહોતો. બધાં તો એમનાં શાનાં હોય! એક મોટો છોકરો પંદરેક વરસનો ઘરમાંથી બહાર આવ્યો ને પૂછ્યું: "સુશી સાચું કહે છે? મહેમાન બીસ્કીટ લાવ્યા છે? ચા સાથે મને આપજે હોં; નહિતર લપટાવી નાખીશ."

છોકરી આ લપટાવી નાખનાર ભાઈને જોઈ જરા ચિડાઈ: "તમેય મોટા થયા પણ ગાંડા જ રહ્યા. હું તો વિનુને સમજાવું છું—અરે! ચાનું પૂછવું તો હું ચૂકી જ ગઈ—જરા ઉપર તો જાઓ—મહેમાનને પૂછી તો આવો—કાકાય કેમ આવ્યા નહિ! અને પૂરી ડોસીય વખત જોઈ ઊડ્યાં! હું તો કેટલે પહોંચું! બાનેય શું થયું છે! બોલીય શકતી નથી—"

છોકરી હૃદયની વરાળ કાઢતી હતી, મોટો છોકરો ઉપર આવવા દાદર તરફ વળ્યો તેવામાં વીરુભાઈ દેખાણા. કોટપાટલૂન અને હેટમાં સજ્જ થયેલા, જરા સ્થૂળ, ઠીંગણા કદના ડૉક્ટર સાહેબ અને વીરભાઈ વાતો કરતા કરતા આવતા હતા—એક છોકરો બેગ ઊંચકી પાછળ ચાલતો હતો: ફળીમાં આવી મારા મિત્રે પૂછ્યું:

"કાં! મહેમાનનું શું થયું! ના આવ્યા ને? હવે શું આવે! ગાડીનો વખતે થઈ ગયો! ચાલો...ઠીક...અણધારી ઉપાધિ આવી, સામું પણ જવાયું નહિ...અરે! પનુ ક્યાં જાય છે? ચાલ! જલદી કર સ્ટવ ચેતાવ—ગરમ પાણી ઇન્જેક્શન માટે જોઈશે! કેમ!

ડૉક્ટરસાહેબ! ખરું ને!" મારા મિત્ર ગભરાટના કારણે કે સ્વભાવના કારણે બોલે જ જતા હતા. પનુ જે ઉપર આવવા દાદર તરફ વળ્યો હતો તે ઊભો રહ્યો ને બોલ્યો, "મહેમાન તો ક્યારના આવ્યા છે—"

ડૉક્ટર પણ બોલ્યા, "આ ઉપર ઊભા છે, તે તો નહિ?"

મારા મિત્રે ઉપર જોયું અને અમારી આંખો ઘણાં વરસે મળી—હાથમાં ગ્રહણ કરેલા ચાંદીની ખોલ સાથેના ધોકા સાથે જય જય કરવા હાથ ઊંચા કરી મારા મિત્ર જરા ઝંખવાણા પડ્યા, પણ ઉમળકાથી બોલ્યાઃ

"અહો હો! આવી ગયા છો ને! બહુ સારું થયું—બહુ સારું થયું—હું આવું—એ મિનિટમાં આવું છું—આ જરા એની તબિયત નરમ થઇ ગઈ......"

"તમે ચિંતા ન કરો—સારવાર કરાવી પછી નિરાંતે ઉપર આવો," મેં ઉપરથી કહ્યું.

મારાં પત્ની નીચે જવા તલપાપડ થઇ રહ્યાં હતાં. પરંતુ મિત્રના છતાં અજાણ્યાં ઘરમાં આવા સંજોગોમાં જવું કે નહિ તે વિચાર કરતાં હતાં કપડાં બદલી તે દાદર તરફ જોતાં હતાં ત્યાં પનુભાઈ એટલે પંદરેક વરસની ઉમ્મરનો છોકરો જે બિસ્કીટ માટે બહેનને પૂછતો હતો તે ઉપર આવ્યો—તેને પૂછ્યુંઃ

"ભાઇ! તારી બાને શું થઈ ગયું છે!"

"કોણ જાણે. કાલે તો સાજી હતી અને કહેતી હતી કે મહેમાન આવશે ત્યારે પુરણપોળી અને ભજિયાં અને બધુંય કરીશું. અને રાતે રાડો નાખવા માંડી—કાકા નર્સ અને ડૉક્ટરને બોલાવી લાવ્યા—આજેય બે વખત ડૉક્ટર આવી ગયા. નર્સ પણ આવી હતી—પણ એ તો એવી મિજાજી છે કે આવે એટલે અમને બધાને કહેઃ ચાલ્યા જાઓ, ગરબડ થાય છે—મોટી ગરબડવાળી. હું રસોડામાં ચા પીતો હતો અને વિનુ સાથે વાતો કરતો હતો, ત્યાંથી પણ અમને સવારે કાઢી મૂક્યા હતા—બહુ મિજાજ કરે છે. પણ એકવાર છોકરા ભેગા કરી તેના બંગલા પાછળ એની હુર્રે...કરાવું ને!"

પનુભાઈએ તો ધાર્યા કરતાં ઘણી માહિતી આપી. ખાવાની વસ્તુઓ તરફનો તેમનો પ્રેમ—તેની બાને એકાએક માંદાં પડી જવાની ઘટના અને નર્સની રીતભાત ઉપર તેણે સારું ભાષણ શરૂ કર્યું.

મારાં પત્ની ખાવાનાં પડીકાં અને મેવાનો નાનો કરંડિયો લઇને, પનુભાઇ પાસે જ ઉપડાવી નીચે ગયાં. બધી વસ્તુસ્થિતિ હવે સમજાઇ ગઇ હતી.

× × ×

આશરે વીસેક મિનિટ પછી વીરુભાઇ ઉપર આવ્યા. કોટ ટોપી તેમણે ખીંટીએ મૂક્યાં—ધોકો ખૂણામાં મૂક્યો અને હાસ કરતા બોલ્યા.

"શું કરું! મનહરભાઈ!—અણધારી ઉપાધિ એવી આવી પડી—મીસકેરેજ (કસુવાવડ) થઇ ગઇ—બ્લીડીંગ (લોહી) પણ એટલું બધું કે આ વખતે તો અમે ગભરાઇ જ ગયાં—ડૉક્ટર અને નર્સ અને માણસોને બોલાવવા કરવામાં પણ વાળી કાલ રાતના બાર વાગ્યાનો બેઠો નથી—સ્ટેશને સામુંય ક્યાંથી અવાય! કેટલો આનંદ હતો—તમે બધાં આવશો ને મઝા કરીશું—ત્યાં તો રંગમાં ભંગ પડ્યો—કુદરતની ગતિ છે-પણ હવે ઠીક છે—ઇંજેકશનોથી બહુ લાભ થયો. ડૉક્ટર સાહેબ એવા સરસ છે—હાં, ને અમને મોટો લાભ તો તમારા આવવાથી થયો—"

મારા મિત્ર બોલ્યે જતા હતા—તેમને બોલવા દેવા એ જ ઠીક હતું—પૂછવાપણું બાકી રહેશે જ નહિ તેની ખાતરી હતી. પણ અમારા આવવાથી શો લાભ તે સમજાયું નહિ. ઊલટું, અમને એમ થયાં કરતું હતું કે આવા કવખતે ક્યાં આવ્યાં! કાઠિયાવાડ જોવાની ઇચ્છાએ દ્વારિકાની યાત્રાનું નિમિત્ત કાઢી અમે નીકળ્યાં

આ અંકના તંત્રીઓ

લેડી વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ



શ્રીમતી સરોજની મહેતા

હતા અને અહીંતહીં મિત્રોની ઓળખાણો તાજી કરી જોવાજેવાં શહેરો અને સ્થળો જોવાનો કાર્યક્રમ અમે રાખ્યો હતો. વચમાં વીરુભાઇએ તો ખાસ આગ્રહ કરી અમને આવવા લખ્યું હતું, એટલે અમે આમંત્રણ વિનાના નહોતા. પણ આવવું કવખતે થયું હતું તેમ અમને લાગ્યું હતું. છતાં શો લાભ અમારા આવવાથી થવાનો હશે ? મિત્રે જ ખુલાસો કર્યો:

"સરલાબહેન જાણે એમનું જ ઘર હોય તેમ ભળી ગયાં છે—એને તો એટલી રાહત મળી છે—એને હિમ્મત આપીને સરલાબહેન કહે છે—'તમને ચાર દિવસમાં સાજાં કરી દઈશ—ફિકર કરશો નહિ—નર્સનું કામ મને થોડુંઘણું આવડે છે—કોઈની જરૂર નથી'."

"હા—હા—એ વાત ખરી છે—" મને યાદ આવ્યું. સરલાએ નર્સનો કોર્સ લીધો હતો—કોઈ પ્રસંગે કોઈ બાબને ઉપયોગી થવાય તે દૃષ્ટિએ. અમારી મિલમાં કામદારવર્ગ અને ગરીબવર્ગની રાહતો માટે અમે જે યોજનાઓ કરી હતી તેમાં સુશિક્ષિત દાયણો અને નર્સની મદદ સહેલાઈથી કામદાર સ્ત્રીઓને મળે તેવી વ્યવસ્થા કરી હતી—બીજી યોજના પણ હતી તે પણ મને યાદ આવી. અને મને સ્ફૂર્યું કે મારું આગમન સફળ થશે તો જરૂર મારા મિત્રને લાભદાયી નીવડશે. અમારી મિલમાં અમે પહેલી તકે 'બર્થ-કન્ટ્રોલ ક્લીનીક (સંતતિનિયમનનું સલાહગૃહ) ઉઘાડ્યું હતું અને મને તે બાબતોની ઘણી માહિતી હતી—અમે સફળતા પણ સારી પ્રાપ્ત કરી હતી. મેં ઉત્સાહથી કહ્યું: "અહો આવી બાબતોનું તેનું જ્ઞાન તો બહુ સારું છે—અને ઈશ્વર કરશે તો ફરી આવા જોખમી પ્રસંગો ઉત્પન્ન જ નહિ થાય."

ડોક્ટરે નર્સ રોકવા કહ્યું હતું પણ નર્સનો ખર્ચ અને મિજાજ મારા મિત્રને પરવડતો નહોતો. સરલાનું આવવું ઉપકારી નીવડ્યું હતું. તેથી તેમને આનંદ થયો હતો. મારા મિત્રને રાહત મળી—અમે પરસાળમાં જઈ બેઠા એટલામાં ચા આવી. ચા પીતાં પીતાં તેમણે જિંદગીનો ભાર હાલવતા હોય તેમ વાતો કરી, પૂરી નિખાલસતાથી અને વિગતો સાથે—એ બધી હકીકતો રજૂ કરવા જતાં જિંદગીની એક આત્મકથા આલેખાય તેમ છે. પણ આત્મકથાઓમાં ઘણું રસદાયક તેમજ હૃદયદ્રાવક મળી આવે તેમ હોવા છતાં, આપણને આપણી આત્મકથામાં વધારે રસ હોય છે; એટલે ટૂંકામાં જ કહીશ કે તેમના કહેવાનો સાર એ હતો કે રૂ. ૫૦ થી શરૂઆત કરી અઢાર વરસે તેઓ પંચાસીએ પહોંચ્યા હતા—દીવાન સાહેબ અને બાપુની સારી કૃપા હતી—કોઈ વારે હેડમાસ્તર પણ થવાના—રૂ. ૧૪૦ ની ગ્રેડ હેડમાસ્તરનો હતો-ભાવિ ઉજ્જવળ હતું—અલબત્ત ખટપટના ભોગ ન બની જવાય તો. અને બીજી રીતે આ તેમનાં પત્નીની ત્રીજી કસુવાવડ હતી, અને સુવાવડો સાથે આંકડો મૂકીએ તો ચૌદમી કે પંદરમી સુવાવડ હતી. એ બાબતમાં એટલે કે ચૌદમી કે પંદરમી સુવાવડ સંબંધમાં મારા મિત્રને પણ ચોક્કસ યાદ નહોતી. અને જ્યારે જિંદગીની આ મહત્ત્વની બાબતમાં દસ ઉપર આંકડો પહોંચે ત્યારે સ્મૃતિ ચોક્કસ ન રહે તેમાં નવાઈ જેવું પણ શું છે ? હું તો જરા હેબતાઈ જ ગયો-મારા મિત્ર બહુ તો મારાથી એક વરસે મોટા હશે. મને ચાલીસ થયાં હતાં-મહાલક્ષ્મીબહેનની ઉમ્મર શી હશે ! મને પૂછવાનું મન થયું—મોટાં તો ક્યાંથી હોય ! હિન્દુસંસારમાં કજોડાં કોઈ વાર બને ખરાં છે, પણ એટલું નસીબ કે કમનસીબ મારાં મિત્રપત્નીનું હશે ખરું ! સહેજ આડકતરી રીતે પૂછ્યું અને વીરુભાઈએ જ કહ્યું: "કેમ ભૂલી ગયા ? તે

અમદાવાદ જઇ મેં તુર્ત જ એક પારસલ રવાના કર્યું. તેમાં વિધવિધ સાહિત્ય હતું. વીગતવાર પત્ર લખ્યો—પચાસ નાની પુસ્તિકાઓ પણ વહેંચવા મોકલી હતી. વીરુભાઈ તેમજ બટુકભાઇના આભારપત્રો તુર્ત જ આવ્યા.

× × ×

પાંચેક વરસ પછી સુશીલાના લગ્ન વખતે બહુ જ મમતાભર્યો આગ્રહ કરી વીરુભાઈ અને મહાલક્ષ્મીબહેને અમને તેડાવ્યાં હતાં. હું તો જઈ શકયો નહિ, કારણ સેક્રેટરી મટી હું હવે મિલનો મેનેજર બન્યો હતો અને ઘડીની નવરાશ નહોતી. અલબત્ત મને અગિયારસો જેટલો સારો પગાર તે માટે મળતો હતો. મારા મિત્ર બીચારા આગળ વધી સોએ પણ પહોંચ્યા ન હતા. કોલેજમાં મારા કરતાં તે વધારે હોંશિયાર મનાતા હતા—પણ એ વાત જવા દઈએ. મારાં છોકરાં પણ જઇ શકયાં નહિ, કારણ મારી પુત્રી ઇન્દીરા બી. એ. માટે વાંચતી હતી—મારો મોટો પુત્ર અરુણ મેટ્રિકમાં હતો અને નાનો પુત્ર અંગ્રેજી અભ્યાસનો આરંભ કરતો હતો. અભ્યાસ છોડી કાઠિયાવાડનાં લગ્ન મહાલવા જવા કોઈ ખુશી નહોતું. સરલા એકલી જ નોકરબાઇ સાથે ગઇ.

પાછાં આવી તેણે પોતાના સ્વાગતનાં ખૂબ વખાણ કર્યાં અને પરમ સંતોષ જાહેર કર્યો કે મહાલક્ષ્મીબહેનનું છેલ્લું બેબી સરસ છે.

"છેલ્લું બેબી! અહા! કેવડું છે!" હું ચમકયો.

"સાત વરસનું–પેલી નાની છોકરીને સાફ કરાતી તમે જોઇ હતી ને તે જ—છોકરી ચાલાક છે!" મને આનંદ થયો. વીરુભાઇએ વચન પાળ્યું હતું–એટલું જ નહિ તેમના સ્વભાવ પ્રમાણે ઉત્સાહથી પ્રચારકાર્ય કરી રહ્યા હતા. બટુકભાઈ અને ડોકટર મિત્રના સહકારથી કાઠિયાવાડના એ ખૂણે દવાખાનાને અંગે જ સંતતિનિયમનની સહાયક સંસ્થા સ્થપાઇ હતી—તેનો સારો લાભ લેવાતો હતો. બટુકભાઇની પ્રતિષ્ઠા તેને આદરણીય બનાવતી હતી. વીરુભાઇનો ઉત્સાહ તેને વેગ આપતો હતો. અને પેલા ડોકટરસાહેબના અખતરા નવા નવા સરળ અને સત્ય ઉપચારો જાહેર કરતા હતા. વિશેષતા એ હતી કે આ જ્ઞાનનો દુરુપયોગ ન થાય તેની ખાસ કાળજી રખાતી હતી.

સરલાએ મને બધી વાત કરી—વીરુભાઇ અને બટુકભાઈના પત્રો વાંચ્યા. મને થયું, આ મારા મિત્રોએ મારું સંગીન સ્વાગત કર્યું હતું.

અને મારી માફક કંઇક વિશાળ ક્ષેત્રમાં તેમનાં જીવન જડાયાં હોત, તો તેઓ શું ન કરી શકત!—વીરુભાઈ અને બટુકભાઇ નિવૃત્ત થઈ મારી સાથે જોડાય–સેવાકાર્યમાં જોડાય તો કેવું સારું! એમના સ્વાગતના બદલામાં એમનું સ્વાગત કરવા મારું હૃદય ઝંખ્યા કરે છે! મારી યોજનાઓની સિદ્ધિ માટે તેમના જેવાઓની જરૂર જ લાગ્યાં કરે છે.

## જીવન–ઘટ

( શાર્દૂલવિક્રીડિત )

દેજે આંચ દુઃખોતણી, સળગતાં દાટી પજાવે અને
પાકો થૈ રણકાર કે કરી રહું થાતાં ટકોરો જરી;
દુઃખોથી ડરી નાસતાં જરીય ના કૌશલ્ય મારું વધે.
માટે ના ઘટ રાખજે જીવનનો કાચો પ્રભુ! લેશ તું.

જેઠાલાલ ત્રિવેદી

# 'બંધુસમાજ' અને 'સુંદરીસુબોધ'

શ્રી. શાંતિલાલ તોલાટ

આજે 'સ્ત્રીબોધ' પોતાનો એકહજાર ને એકમો અંક ગુર્જરી ગિરાને ચરણે ધરવા શક્તિમાન થાય છે. એ પ્રસંગ માત્ર ગુજરાતી સ્ત્રીજીવનના ઇતિહાસમાં તો શું પરંતુ ગુજરાતી સંસ્કારિતા અને સાહિત્યના ઇતિહાસમાં-ય એક સીમાચિહ્ન રૂપે લેખાશે. 'સ્ત્રીબોધ'ના ઉદ્દ્ભવ અને વિકાસનો ઇતિહાસ-ચ્યાશી વર્ષનો જ્વલંત ઇતિહાસ-અન્ય કોઈ પ્રસંગ માટે રહેવા દઈ આજે સ્ત્રીઓ માટેના એક અન્ય માસિક પત્ર તથા તેના સ્થાપકોની સમીક્ષા કરતો લેખ અસ્થાને નહિ જ લેખાય. આ પત્ર તે પ્રસિદ્ધ માસિક 'સુંદરીસુબોધ' તથા તેના સ્થાપકો તે 'બંધુસમાજ' ના સભ્યો.

ઈ. સ. ૧૮૯૦ થી ૧૯૧૦ સુધીના બે દશકાઓનો કોઈ પણ ગુજરાતી સંસ્કારિતાનો ઇતિહાસકાર 'બંધુસમાજ' ની સામાજિક તેમજ સાહિત્યવિષયક પ્રવૃત્તિઓને પોતાના ઇતિહાસમાં અવશ્ય યોગ્ય સ્થાન આપે જ. 'ગુજરાત સાહિત્ય સભા' સ્થપાઈ તે પૂર્વે, અને ત્યાર પછી પણ, 'બંધુસમાજે' ગુજરાતી સાહિત્યના વિકાસમાં અને સંસ્કારના ઘડતરમાં કંઈ નાનોસૂનો ભાગ નથી ભજવ્યો. આજની કેટલીયે સાહિત્યવિષયક અને સામાજિક પ્રવૃત્તિઓનાં મૂળ 'બંધુસમાજ' ની પ્રવૃત્તિઓમાં મળી આવશે.

ઈ. સ. ૧૮૮૯ ની સાલમાં, અમદાવાદ હાઈસ્કૂલમાં ભણતા કેટલાક ઉત્સાહી વિદ્યાર્થીઓએ અરસપરસ વિચારોની આપલે કરવા માટે અને સાહિત્યની સુંદર કૃતિઓમાંથી સુરસો પીણી તેનો પ્રચાર કરવા માટે એક નાનુંશું



મંડળ સ્થાપ્યું. આ વિદ્યાર્થીઓ તે રા. રામમોહનરાય જશવંતરાય, સ્વ. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા, શિવુભાઈ બાપુભાઈ દુકોળ અને ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલ. આ મંડળ તે "ઇન્ટીમેટ ફ્રેન્ડઝ એસોસિયેશન." મંડળનું આ નામ યથાર્થ હતું અને મંડળના અતિગાઢ સંબંધને અનુરૂપ હતું. આ વિદ્યાર્થીમિત્રોની ઉમર તે સમયે સરેરાશ પંદર-સોળની આસપાસ હતી. ભોગીન્દ્રરાવ દિવેટિયા ફક્ત ચૌદ વર્ષના હતા. જ્યારે બિન્દુભાઈ (રા. રામમોહનરાય જશવંતરાય) તેમનાથી બે વર્ષ મોટા હતા. આ ચારેય મિત્રોને વાચનનો ઘણો શોખ હતો. સારા સારા લેખોમાંથી ઉતારા કરી, એકમેકને તેનો લાભ મળે અને કંઈક સાહિત્યપ્રવૃત્તિ કરી શકાય એ ઉદ્દેશથી આ "ઇન્ટીમેટ ફ્રેન્ડઝ એસોસીએશન" નો જન્મ થયેલો. તા. ૯મી

ઑગસ્ટ ૧૮૮૯ ને દિવસે આ મંડળની પહેલી સભા મળી હતી.

"મંડળ" અને "સભા" જેવા શબ્દોનો ઉપયોગ થયેલો જોઇ કોઈ વાચક એમ ન માની લે કે આ મિત્રોએ નિયમો અને ઉદ્દેશોની સીમાથી બંધાયેલું "મંડળ" (જે શબ્દમાં હાલ આપણે એનો ઉપયોગ કરીએ છીએ) સ્થાપ્યું હતું, અથવા તો એની "સભા" અથવા બેઠક કોઈ મોટા હોલમાં અથવા કોઈ નિયત સ્થળે મળતી હતી. આવું કંઈ જ નહોતું. પંદર પંદર વર્ષના નિશાળિયાઓએ પોતાની સાહિત્યસેવાને કંઇક સ્થાયી રૂપ આપવું તે માટે જ આ મંડળ સ્થાપ્યું હતું. "ઈન્ટીમેટ ફ્રેન્ડ્ઝ એસોસીએશન" જેવા અંગ્રેજી નામ માટે તે સમયના વિદ્યાર્થીઓમાં પ્રચલિત અંગ્રેજી ભાષાના વ્યામોહને જ આભારી ગણી શકાય. આ મિત્રો આજે બિન્દુભાઈને ત્યાં, તો કાલે ભોગીન્દ્રરાવને ત્યાં, એમ અન્યોન્યને ઘેર મળવાનું રાખતા. પોતે જે વાંચ્યું હોય તેમાંથી ઉદ્‌ભવતા વિચારો અને સંસ્કારોનો વિનિમય કરતા, અંગ્રેજી કાવ્યસાહિત્યમાંથી સારી કૃતિઓ ચૂંટી મિત્રોમાં તેનો પ્રચાર કરતા, અને અવારનવાર ગુજરાતી કવિતાઓ પણ લખતા. વારતહેવારે કાંકરિયે જઇને તત્સમયના જ્વલંત પ્રશ્નોની પણ ચર્ચા કરવાનું તેઓ વીસરતા નહિ.

આમ આ ચાર મિત્રોએ ત્રણ વર્ષ સુધી આ મંડળ ચલાવ્યું. જેમજેમ તેમની બુદ્ધિનો વિકાસ થતો ગયો, તેમતેમ આ મિત્રોને પોતાના મંડળમાં યોગ્ય સુધારાઓ કરવાની આવશ્યકતા જણાઈ. આમાં સૌથી પ્રથમ કાર્ય તે મંડળને એક સુવ્યવસ્થિત અને નિયમિત સંસ્થાનું રૂપ આપવું તે હતું. પરિણામે આ મંડળમાંથી 'બંધુસમાજ' નામક સુવ્યવસ્થિત અને બંધારણપૂર્વક સ્થાયેલી સંસ્થાનો ઉદ્‌ભવ થયો. ઈ. સ. ૧૮૯૨માં 'બંધુસમાજ'ની સ્થાપના થઇ, ત્યારે એમાં અસલના ચાર જ મિત્રો જોડાયા હતા અને તેથી તે 'ચતુર્બંધુસમાજ' ને નામે ઓળખાતી. ઈ. સ. ૧૮૯૫-માં અન્ય ત્રણ સભ્યો જોડાયા અને આ પ્રમાણે સાત સભ્યોની જે સંસ્થા અસ્તિત્વમાં આવી તે 'બંધુસમાજ'. આ સાત સભ્યો નીચે પ્રમાણે હતા :–

(૧) રામમોહનરાય જશવંતરાય દેસાઈ.
(૨) શંકરરાય અમૃતરાય સચિહ્ડ
(૩) ભોગીંદ્રરાવ રતનલાલ દિવેટિયા.
(૪) શિવુભાઈ બાપુભાઇ દુકોળ.
(૫) ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલ.
(૬) કૃષ્ણલાલ હરગોવિંદ પંડિત.
(૭) દિનકરરાવ વહાલાભાઈ ધ્રુવ

'બંધુસમાજ'નો ઉદ્દેશ "બંધુતા વધારવી અને સાહિત્ય તથા જનસમાજની ઉન્નતિ અર્થે પ્રયાસ કરવા" નો હતો. તેના નિયમોમાં મુખ્યત્વે નીચેના હતા :

"(૧) સમાજ નિયંત્રિત મંડળ છે અને તેમાં સાત સભાસદો છે.

(૨) સર્વાનુમતિ સિવાય અન્ય કોઇને પણ તેમાં દાખલ નહિ કરાય.

(૩) કોઇ પણ સભાસદને તેની પોતાની ઇચ્છા સિવાય સભાસદપણામાંથી ખસેડી શકાશે નહિ.

(૪) સભાસદપણા માટે ફી રાખવામાં આવી નથી, પણ જરૂરિયાત મુજબ ઉઘરાણું કરવામાં આવશે–જેમાં સઘળા બંધુઓએ એકસરખું ભરવાનું છે.

(૫) એક બંધુને સમાજનો સેક્રેટરી નીમેવો. તે નાણા સંબંધીનું, વ્યવસ્થાનું તથા પત્રવ્યવહાર વિગેરે સઘળું કામ કરશે."

આ મંડળ છેવટ સુધી નિયત્રિત મંડળ રહ્યું. આ individual limited સંસ્થામાં કેટલાંક વર્ષો બાદ ચારપાંચ શિક્ષિત સજ્જનોએ જોડાવાનો પ્રયત્ન કર્યો હતો; પણ સમાજ નિયંત્રિત જ રહ્યું. સમાજની પ્રવૃત્તિઓમાં (૧)

પરભાષા તેમજ સ્વભાષાની સુંદર અને શ્રેષ્ઠ કૃતિઓમાંથી ચૂંટણી કરીને તેના ઉતારા કરવા; (૨) દરેક સભ્યે ફરજિયાત કવિતાઓ કરવી (Compulsory versification) અને (૩) સાહિત્યવિષયક અન્ય ચર્ચાઓ કરવી—આ ત્રણ પ્રવૃત્તિઓ પ્રધાનપણે હતી. આ ઉપરાંત સમાજના સભ્યોએ દેશની અને સંસારની, સ્ત્રીઓની અને બાળકોની, સર્વ પ્રયત્નોથી ઉન્નતિ કરવી એ આશયને અગ્રસ્થાને રાખ્યો હતો.

સમાજના સભ્યો—દરેક સભ્ય પોતાને બંધુ કહેવડાવવામાં ગૌરવ માનતો, દર અઠવાડિયે એક વાર, અથવા જરૂર પડે તો વધારે વાર અન્યોન્ય મળવાનું રાખતા. સભાસ્થાન તો, અસલની માફક, મિત્રોનાં રહેઠાણ જ હતાં. આ બેઠકોમાં કાવ્યોમાંથી ઉતારા કર્યા હોય, તે અને પોતાની કાવ્યકૃતિઓ બંધુઓ વાંચતા અને પછી તેના પર ઝીણવટભરી અને વિગતવાર ચર્ચા ચાલતી. આમ દરેકે દરેક સભ્ય પોતાના વાચન, અવલોકન અને જ્ઞાનનો લાભ અન્ય સભ્યોને આપતો. આમાંનાં કેટલાક બંધુઓએ આવી રીતે યોજેલી કવિતાઓ હજીય આપણા અગ્રગણ્ય કાવ્યસંગ્રહોને શોભાવે છે.

આ જ અરસામાં ગણપતરામ ઉત્તમરામ ભટ્ટ 'આર્યવત્સલ' નામક માસિક પત્ર ચલાવતા હતા. આ પત્રની વ્યવસ્થા માટે એક સમિતિ હતી અને 'બંધુસમાજ' ના સભ્યો આ સમિતિમાં રસપૂર્વક ભાગ લેતા. સભ્યો 'આર્યવત્સલ' માં લેખો તેમજ કાવ્યો નિયમિત લખતા. રા. રામમોહનરાય જશવંતરાયની શરૂઆતની કવિતાઓ આ પત્રમાં પ્રકાશન પામી હતી: ભોગીન્દ્રરાવ દિવેટિયાના શરૂઆતના પ્રયત્નો પણ એમાં જ પ્રસિદ્ધ થયા હતા. આ પત્રનું પ્રથમ ભેટ પુસ્તક રા. રામમોહનરાય લિખિત "સતીગૌરવ" હતું. ટૂંકી કારકીર્દિ ભોગવી "આર્યવત્સલ" બંધ થયું અને તેને સ્થાને ગણપતરામ ભટ્ટે પ્રસિદ્ધ પત્ર "વાર્તાવારિધિ" કાઢ્યું. આ પત્રમાં, તેના અભિધાન પ્રમાણે, ટૂંકી વાર્તાઓ તેમાં પ્રસિદ્ધ થઈ. ટૂંકી વાર્તાઓને જ મુખ્ય સ્થાન મળતું, અને ભોગીન્દ્રરાવ દિવેટિયાની ટૂંકી વાર્તાઓ તેમાં પ્રસિદ્ધ થઈ. ટૂંકી વાર્તા અથવા નવલિકાનું સ્વરૂપ તે વખતે હાલની માફક ઘડાયું નહોતું. તે છતાંય એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નહિ ગણાય કે ટૂંકી વાર્તાનાં મંડાણ ગુજરાતમાં આ પત્ર દ્વારા થયાં. ગુજરાતી સાહિત્યમાં ટૂંકી વાર્તાઓની શરૂઆત "વાર્તાવારિધિ" થી થઇ, અને "બંધુસમાજ" ના મુખપત્ર "સુંદરીસુબોધ" દ્વારા તેને પ્રોત્સાહન મળ્યું. "સુંદરીસુબોધ" વિષે આગળ ઉપર વીગતવાર લખવાનું હોઇ હાલતરત આટલો નિર્દેશ યોગ્ય છે.

"બંધુસમાજ" ના સભ્યો જ્યારે જ્યારે કોઇ પણ પત્રને માટે લેખો અથવા કાવ્યો આપતા ત્યારે તેઓ પોતાના ઉપનામથી લખતા અને કૌંસમાં "બંધુસમાજ" લખવાનું વીસરતા નહિ. દાખલા તરીકે, ભોગીન્દ્રરાવ દિવેટીયાનું ઉપનામ "સુબંધુ" હતું અને તેમની વાર્તાઓ તથા કવિતાઓ "સુબંધુ (બંધુસમાજ)" એ સંજ્ઞાથી જ પ્રસિદ્ધિ પામતી. આમ "બંધુસમાજ" ના સભ્યો પોતાની સાહિત્યસેવામાં પોતાનાં નામ કરતાં સમાજના નામને વધુ મહત્ત્વ આપતા. તેઓ વ્યક્તિ કરતાં સમષ્ટિમાં રાચતા. આ સર્વ ઉપનામો રા. રામમોહનરાયે પોતાનો કાવ્યસંગ્રહ "બંધુસમાજ"-ને અર્પણ કર્યો તેના સમર્પણમાં યથાર્થ રીતે ગૂંથી લીધા છે:—[જુઓ પૃ. ૩૮૮: ફુટનોટ]

"શાર્વે[1] નિર્ગુણ[1] સૌમ્ય,
ને નયનમાં સુબન્ધુ[2] ઉલ્લાસી રહે,
કંઠે વાણીસુધા સુમિત્રની[3],
ઝરે પ્રીતિ ઉરે પાન્થ[4] છે;
હસ્તે કૃષ્ણ[5] સુહાય,
દિનકરનો[6] વક્ષે રૂડો વાસ: એ—,
બંધુમંજરી! દેવીને પ્રિય,
પદે સુમન્ત[7] વંદી રહે."

મંજરે પડે છે. સૌ. સુમતી, સ્વ. નરસિંહરાવ દિવેટિયાનાં પુત્રી બહેન ઊર્મિલા, સૌ. વિજયાલક્ષ્મી ત્રિવેદી, સૌ. શારદાબહેન મહેતા અને શેઠી (તે વખતે સૌ.) વિદ્યાબહેન નીલકંઠ વગેરે પ્રતિભાશાળી બહેનો "સુંદરીસુબોધ"માં લખતાં. સ્વ. ભોગીન્દ્રરાવ દિવેટિયાનાં સંસ્કારી પત્ની ઇન્દ્રમા પણ "પ્રમિલા"ના ઉપનામથી ટૂંકી વાર્તાઓ આ પત્રમાં લખતાં. આમ "સુંદરીસુબોધ"–થી આપણો સન્નારી વર્ગ લખવા પ્રેરાયો અને તેનાં પરિણામ અવશ્ય સુંદર આવ્યાં. આનાં મૂર્ત સ્વરૂપ તરીકે ખાસ સ્ત્રી લેખકોથી લખાયેલા અંકો "સુંદરીસુબોધ" કાર્યાલય તરફથી પ્રકટ કરવામાં આવ્યા હતા. આમ "બંધુસમાજ" તથા "સુંદરીસુબોધ"ને અંગે આપણાં શિક્ષિત તેમજ સંસ્કારી બહેનોમાં સાહિત્યપ્રત્યે અભિરુચિ પેદા થઈ અને લખવાનો ઉત્સાહ આવ્યો.

પરંતુ "સુંદરીસુબોધ"ની મોટામાં મોટી સેવા તે ગુજરાતી સાહિત્યમાં ટૂંકી વાર્તા અથવા નવલિકાને લોકપ્રિય કરવાનું કાર્ય. જ્યારે "વસંત" અને "બુદ્ધિપ્રકાશ" જેવા સમકાલીન પત્રોમાં વિદ્વત્તાભર્યા લેખો આવતા અને તે લેખોને આમવર્ગ ભાગ્યે જ સમજી શકતો, ત્યારે "સુંદરીસુબોધે" દર મહિને એક ટૂંકી વાર્તા આપવાની પ્રથા શરૂ કરી. પછીના અંકોમાં વાર્તાઓની સંખ્યા વધવા માંડી. આમ હાલ ગુજરાતી સાહિત્યમાં નવલિકાઓનો જે સુંદર ફાળ નીપજ્યો છે તેનો સર્વ યશ "સુંદરીસુબોધ"ને આપવામાં અયોગ્ય નહિ લેખાય. આપણા નવલિકા-ક્ષેત્રનાં અગ્રગણ્ય લેખકો "સુંદરીસુબોધ" માટે ખાસ વાર્તાઓ લખી મોકલતા. શ્રી. કનૈયાલાલ મુનશી, સ્વ. રણજિતરામ વાવાભાઈ, અકાળે અવસાન પામેલા સિદ્ધહસ્ત નવલિકાકાર 'મલયાનિલ' (કંચનલાલ વાસુદેવ મહેતા), સ્વ. ભોગીન્દ્રરાવ દિવેટિયા શ્રી. રામમોહનરાય દેસાઈ આદિ પ્રથમ પંક્તિના વાર્તાકારોએ પોતાની ટૂંકી વાર્તાઓની શરૂઆત "સુંદરીસુબોધ" દ્વારા જ કરી હતી.

"સુંદરીસુબોધે" ગુજરાતી ભગિનીઓની જે સેવા કરી છે તે તો તેના સઘળા અંકોની ફાઇલ ઉથલાવવાથી તરત જ માલૂમ પડી આવશે. લગ્ન અને દંપતીજીવનના સૂક્ષ્મતમ પ્રશ્નો "સુંદરીસુબોધ"નાં પાનાંઓમાં ચર્ચાતા. "પત્રમંજૂષા" નામક વિભાગમાં ઘણીએ બહેનો તરફથી પોતાનાં અથવા અન્ય બહેનોનાં સાંસારિક જીવન ચર્ચતા પત્રો પ્રકટ થતા. વિજ્ઞાન, બાળસંભાળ, કેળવણી, ગૃહોન્નતિ, સમાજોન્નતિ, રાષ્ટ્રપ્રેમ વગેરે અનેક જ્વલંત પ્રશ્નો પર "બંધુસમાજ"ના સભ્યો લેખો લખતા અને તે "સુંદરીસુબોધ" દ્વારા પ્રકાશમાં આવતાં.

આમ "બંધુસમાજ" તથા "સુંદરીસુબોધ" દ્વારા વીસમી સદીના પહેલા દસકાના ગુજરાતી સાહિત્યને અનેકાનેક લાભો પ્રાપ્ત થયા. ઇ૦ સ૦ ૧૯૧૦ પછી નોકરીને તથા અન્ય ઉપાધિઓને અંગે કેટલાક સભ્યોને મુંબઈ વગેરે સ્થળોએ જવાનું થવાથી તેઓને અમદાવાદ સાથે બહુ સંપર્ક ન રહ્યો. તે છતાં તેઓ "સુંદરીસુબોધ" માટે કાવ્યો અને લેખો નિયમસર પાઠવતા. ૧૯૧૦ પછી આ પત્રનું તંત્ર "બંધુસમાજ" પાસેથી રા. રામમોહનરાય જશવંતરાયે લીધું અને છેક ઇ૦ સ૦ ૧૯૨૩ માં એ બંધ પડયું ત્યાં સુધી આ પત્રે ગુજરાતી સાહિત્ય અને સ્ત્રીવર્ગની અનેક પ્રકારે સેવા કરી. અર્વાચીન ગુજરાતી વાઙ્મયમાં ઇશ્વરકૃપાથી સ્ત્રીઓ માટેનાં અને બાળકો માટેનાં અનેક ખાસ પત્રો છે; તે છતાંય "સુંદરીસુબોધ"નું સ્થાન તો ખાલી જ છે.

# દુર્બળનું દાન

શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ



હું રસ્તાપર ચાલ્યો જતો હતો. એક અત્યંત દુર્બળ અને વૃદ્ધ ભિખારણે બાજુએથી મારી આડે હાથ લંબાવ્યો. હું ચોંકીને ઊભો રહી ગયો. ભિખારણની દીન-દુર્બળ આકૃતિને ક્ષણભર જોઈ રહ્યો.

વૃદ્ધાવસ્થાએ અને ભૂખે તેના શરીરને હાડકાંનો માળો બનાવી મૂકયો હતો. તે કમરમાંથી નીચી વળી ગઈ હતી અને આખું શરીર ધ્રુજી રહ્યું હતું. આંખો નિસ્તેજ હતી અને ઊંડી ઊતરી ગઇ હતી. એ નિસ્તેજ આંખો કોઈની પણ કરુણાને જાગ્રત કરવા બસ હતી. તેણે ઓઢેલો એક સાલ્લાનો ટુકડો એટલો મેલો અને ફાટેલો હતો કે તેથી તેના દેહની લજ્જા પણ પૂરી જળવાતી નહોતી. એક હાથ લાકડી પર ટેકવીને બીજો હાથ તેણે મારી બાજુ લંબાવ્યો હતો.

ગરદન ઊંચી કરીને તે પીળી-નિસ્તેજ આંખે મને જોઈ રહી અને પછી કાતર સ્વરે બોલી: "બેટા! એક પૈસો!"

તેનો કરુણ સ્વર મારા હૃદયને હલાવી રહ્યો.

મેં ગજવામાં હાથ નાંખ્યો. આંગળીઓથી ગજવું ફંફોસ્યું, પણ ગજવામાં કશું નહોતું. શું કરું!

તે ફરીથી બોલી: "બેટા! એક પૈસો આપ!"

મને કશો ઉપાય સૂઝ્યો નહિ. હું દિલમાં ગભરાઇ ગયો. તેણે મારી સામે ધરેલો હાથ મેં મારા હાથમાં લીધો અને દીનતાભરી મમતાથી દબાવીને કહ્યું: "ડોસીમા'..." વધુ શબ્દો હું ઉચ્ચારી શક્યો નહિ.

"પ્રભુ તારું ભલું કરે, બેટા!" ડોસીનો સ્વર દબાઇ ગયો. તેની નિસ્તેજ આંખોમાં ક્ષણભર જીવનની જ્યોત ચમકી ઊઠી. કંપતો હાથ મારા હાથમાંથી ધીરેથી ખેંચી લઈ તેણે મારા મસ્તક ઉપર મૂકયો અને ગદ્ગદ સ્વરે તે બોલી: "પ્રભુ તારું ભલું કરે..."

જાણે એક દેવીની શુભ કામના અને સ્પર્શથી મારું જીવન સફળ થયું. હું એને કશું આપી શકયો નહિ, પણ એ દુર્બળ ભિખારણ તો મને અપૂર્વ દાન કરી ગઈ!

*

જ્યારે હું ધનકુબેર રૉથ્સચાઈલ્ડના સંબંધમાં વિચાર કરું છું, ત્યારે મારું હૃદય તેની દાનશીલતા પ્રતિ કૃતજ્ઞતાથી નમ્ર બની જાય છે. કેળવણી, ધર્મ, દીન-દુઃખીની સેવા વગેરેને માટે તેણે કેટલાં-કેટલાં દાન કર્યાં છે! તેનો હિસાબ કાઢવો જ મુશ્કેલ છે.

તેના દાનને માટે હું ગમે તેટલો આભારવશ બની જતો હોઉં, પણ તેની સાથે સાથે મને એક પુરુષ યાદ આવી જાય છે.

એક દિવસ અમારા ગામનો એક ગરીબ ખેડૂત એક અનાથ બાલિકાને પોતાની ધાબળીમાં લપેટીને ઘેર લઈ જતો હતો. ગામના લોકો તેની પાછળ મજાક ઉડાવી રહ્યા હતા. "બાઈ સાહેબને ઘરમાં ખાવા દાણો નથી અને વળી પારકાંને પોષવાની ધર્મશાળા માંડી બેઠો છે!"

લોકોની ટીકા, મજાક અને તિરસ્કારથી ખેડૂત દિલમાં ગભરાઈ રહ્યો હતો. તે ગરીબ

હતો, પોતાનું અને પોતાનાં બાળકોનું પણ માંડમાંડ પોષણ કરી શકતો હતો.

ઘેર જઇને તેણે બાલિકાને પોતાની પત્નીના ખોળામાં મૂકી અને પોતે એ ત્યક્તા બાલિકાને ગામના પાધરમાં એક ઝાડ હેઠળથી લઈ આવ્યો હતો એમ કહ્યું. તેના રોદનથી તેનું દિલ હલમલી ઊઠયું હતું અને તેથી જ તે તેને પોતાને ઘેર લાવ્યો હતો.

"કશી ફિકર નહિ," એમ કહીને પત્નીએ બાલિકાને પોતાના ખોળામાં લીધી અને ચૂમી ચૂમીને તેના પર વહાલનાં ચુંબનોની વૃષ્ટિ કરી. ખેડૂતના હૃદયને તેથી ખૂબ ધીરજ મળી. લોકોની હાંસી-મશ્કરીને વેઠી લેવાનું તેનામાં બળ આવ્યું.

એ ગરીબ ખેડૂત કુટુંબે તે દિવસે એ બાલિકાને જે દાન આપ્યું હતું, તેથી મારા મનમાં એમ જ થયાં કરે છે કે ધનકુબેર રોથ્સ ચાઈલ્ડ એ ગરીબોથી ઘણો પછાત છે....

*

શિકાર કરીને હું જંગલમાંથી ઘર તરફ આવી રહ્યો હતો. મારો કૂતરો મારી સાથે હતો.

એકાએક મેં જોયું કે કૂતરો પોતાની ચાલ ધીમી કરીને ટહેલતો ટહેલતો ચાલી રહ્યો છે અને આંખો વિસ્તારીને તે બાજુની ઝાડી તરફ લાલચુ આંખે કાંઈ જોઈ રહ્યો છે.

મેં પણ એ બાજુએ દૃષ્ટિપાત કર્યો.

કાબરનું એક બચ્ચું ઝાડ પરના માળામાંથી નીચે પડી ગયું હતું. બચ્ચું હજી ઊડતાં શીખ્યું નહોતું. બચ્ચું જમીન પર ઊંધું પડી ગયું હતું અને પોતાની ભૂખરી પાંખો ધીરેધીરે હલાવી રહ્યું હતું.

કૂતરો ખૂબ સાવધાનીથી એક પછી એક ડગલું ભરતો શિકારની તરફ ચાલી રહ્યો હતો. એકાએક પાંખો ફફડાવતી કાબર ઝાડ પરથી જમીન પર ઊતરી આવી-બરાબર કૂતરાની સામેજ. તે કાઉ-કાઉ કરવા લાગી ગઇ. કાબરનું ગળું કેવું નાજૂક હોય છે, પણ તેની એ વખતની ચીસોથી જાણે આખું વન કંપી રહેલું હતું.

કાબરના ચિત્કારમાં "બચાવો-બચાવો-" નો પોકાર હું સાંભળી રહ્યો હતો. પણ તેની એ કાતર પ્રાર્થના સાંભળીને તેને અહીં કોણ બચાવે તેમ હતું?

તે જ સમયે કૂતરો બચ્ચાની પાસે પહોંચી ગયો હતો—એ બચ્ચાનો તે જમદૂત હતો.

કાબર બે વાર પાંખો પ્રસારીને કૂતરાના મોં તરફ ઊછળી—ઊછળીને. ઉડી—કૂતરાને બચ્ચું પકડતો રોકવા માટે. કૂતરાએ મોં ફાડીને "ગોઉં-ગોઉં" અવાજ કર્યો. કાબર ભયની મારી કંપવા લાગી; પણ જીવનના ડરથી ઊડીને બચ્ચાની નજીકથી દૂર નાસી ગઇ નહિ... પાંખો પસારીને બચ્ચાને પોતાના હૃદય હેઠળ દબાવીને પડી રહી

એ નાની સરખી કાબરની સમીપે કૂતરો એક ભયંકર દાનવ સરખો દેખાઈ રહ્યો હતો.

કૂતરાએ એક ડગલું આગળ વધીને જોરથી શ્વાસ છોડી અવાજ કર્યો. એ અવાજથી કાબરનું શરીર કંપી ઊઠયું. છતાં તે બચ્ચાંને છોડીને નાસી ન ગઈ—બચ્ચાને વધારે જોરથી પાંખોમાં લપેટીને પડી રહી.

પછી કૂતરાએ તેની ઉપર આક્રમણ કરવાની કોશિશ કરી, પરંતુ કાબરની અસાધારણ નીડરતાની સામે તેને પાછા હઠવું પડયું: સ્નેહદાનની શક્તિ સામે તેનાં ક્રૂર પ્રતાપને હાર પામવી પડી.

મેં કૂતરાને ધમકાવીને પાછો બોલાવ્યો. તે ડરતો ડરતો મારી પાસે આવ્યો. હું ખૂબ શ્રદ્ધાપૂર્વક એ કાબરની તરફ જોતો જોતો ઘર તરફ ચાલતો થયો.

શ્રદ્ધાની વાત સાંભળીને કોઇ હસશો નહિ. ખરેખર, એ પક્ષી પર મને શ્રદ્ધા ઊપજી હતી. મૃત્યુથી જે જીવ ડરતો નથી તે ભલે દેહે નાનો હોય તોપણ શું તુચ્છ છે?

અને જે સ્નેહદાન પ્રત્યક્ષ મૃત્યુની પણ પરવા રાખતું નથી તે આ જગતમાં કેવળ દુર્લભ નથી, તેથી તો મૃત્યુ હજી સુધી જીવનનો નાશ કરી શકયું નથી.×

---

×રશિયન લેખક-તુર્ગનેવે આલેખેલા ત્રણ પ્રસંગો ઉપરથી.



# મોજશોખ અને સંયમ

શ્રી જ્યોત્સ્ના મહેતા.

માણસ માત્રને આ દુનિયામાં વિવિધ પ્રકારે આનંદ કરવાનું મન થાય છે. કમાવા માટે પુરુષો મહેનત કરે છે, અને ઘરકામ તથા સંતાન ઉછેરવાની મહેનત સ્ત્રી કરે છે. એટલે કામ કર્યા પછી આનંદ કરવાનું માણસને કુદરતી રીતે મન થાય છે. આખા દિવસનો થાક ઉતારવા માટે તે કેટલેક અંશે જરૂરનું છે. રોજ એકજ જાતનું કામ કરવાથી માણસને તેનો કંટાળો આવે છે, અને તે પછી કંઈક જુદા જ પ્રકારની પ્રવૃત્તિ મળ્યાથી મગજ તાજું થાય છે. તે પ્રવૃત્તિ મનોરંજક હોય, તોજ તેમાં મનને ઉલ્લાસ મળે છે. તે પછી કામ કરવાની સ્ફુર્તિ વધારે આવે છે. આ રીતે આનંદ કેટલીક રીતે માણસને માટે આવશ્યક છે. તેના પ્રકાર અને સાધન ઘણી જાતનાં છે. દરેક દેશનાં માણસોએ અમુક રીતે આનંદ કરવાનું શોધી કાઢયાં છે. તેમાં ઘણી જૂની રીતો એવી છે કે તે જુદાજુદા દેશોમાં એકસરખી જોવામાં આવે છે. દાખલા તરીકે સહભોજન, ઉજાણી, વ્યાયામની રમતો, નાટક, સંગીતના વિવિધ પ્રકાર, નૃત્યકળા એ સર્વ લગભગ બધા જ દેશોમાં જોવામાં આવે છે.

જ્યારે માણસનું મન કોઈ કારણથી અત્યંત દુઃખી હોય છે, ત્યારે તેને આનંદ કરવાનું મન થતું નથી. તે સિવાય તો થાય જ છે. યુરોપમાં એક ધર્મપંથના (Puritan Christians) એમ માનતા હતા કે મનુષ્યે દુનિયામાં કોઈ પણ રીતે આનંદ કરવો એ પાપ છે. તેણે હંમેશાં ધાર્મિક કામોમાં જીવન ગાળવું જોઈએ. જિંદગીમાં મોજશોખની એક પણ પ્રવૃત્તિ ન હોવી જોઈએ. તે પંથ વધારે વખત ચાલી શક્યો નહિ. કારણ કે તેના અનુયાયીઓને જિંદગી બોજારૂપ લાગવા માંડી. વળી ખ્રિસ્તીધર્મનાં રોમન કેથોલિક પંથમાં હમણાં પણ સાધુઓ તથા સાધ્વીઓને પાળવાના જે નિયમો છે તે પણ અત્યંત કઠણ છે. તેમાં માત્ર સંયમ તથા ધર્મપ્રવૃત્તિ જ હોય છે, આનંદને બિલકુલ સ્થાન નથી. તેને લીધે એમાં કેટલાંક અનીતિ તથા સ્વચ્છંદને માર્ગે જાય છે. જૈન ધર્મમાં પણ સાધુસાધ્વીને માટે એવા જ કઠણ નિયમો છે, અને તેનું પણ પરિણામ એવું જ છે. હિંદુધર્મમાં જે સંન્યાસી હોય છે, તે પુરુષો ઘણે ભાગે ગૃહસ્થાશ્રમ પૂરો કર્યા પછી વૃદ્ધાવસ્થામાં સંન્યાસ લે છે, એટલે એમને સ્વચ્છંદી થવાનો સંભવ ઘણો ઓછો છે. પરંતુ વિધવા સ્ત્રીને પાળવાનો ફરજિયાત સંયમ અત્યંત કઠણ છે. તેને તો યુવાવસ્થામાં પણ પરાણે વૈરાગ્ય લેવો પડે છે આજીવન બ્રહ્મચર્ય પાળવા ઉપરાંત તેને સંસારનાં દરેક જાતનાં સુખનો ત્યાગ કરવો પડે છે. આ વાત સામાન્ય મનુષ્ય માટે અસંભવિત છે. એટલે જ અનેક વિધવાઓ વ્યભિચારને માર્ગે જાય છે. અંગ્રેજી રાજ્ય થયા પછી વિધવાઓને સદ્ભાગ્યે આપણા દેશમાં મોજશોખનાં નવાં સાધન નીકળ્યાં છે! ઉદાહરણ રૂપ સિનેમા, ટેનીસ, બૅડમિંટન વગેરે જૂના વખતમાં નહોતાં. એટલે શાસ્ત્રકારો વિધવાઓ માટે તેમનો નિષેધ કરી શકયા નથી! તેથી કેટલીક વિધવાઓ જેને કંઈક સ્વતંત્રતા મળતી હોય, તે એનો ઉપભોગ કરી શકે છે.

માણસમાં આનંદ કરવાની ઇચ્છા સ્વાભાવિક છે. એટલે કોઈ પણ સામાન્ય માણસને તેમ કરતાં તદ્દન અટકાવવું એ અયોગ્ય છે, એટલું જ નહિ પણ લગભગ અશક્ય છે. માણસ બધોજ સમય પોતાનાં કર્તવ્ય કરતો રહે અથવા ધર્મ કે ઈશ્વરભક્તિમાં ચોવીસે કલાક તલ્લીન રહે એવી આશા રાખવી વ્યર્થ છે. પરંતુ બીજી તરફ બારે માસ અને ચોવીસે કલાક મોજશોખમાં જ તલ્લીન રહેવું એ પણ તેટલું જ અયોગ્ય છે. ગરીબ તથા સાધારણ વર્ગનાં માણસોને તો એ પરવડતું જ નથી. કારણ કે પુરુષોને કમાવાની મહેનત કરવાની હોય, ને સ્ત્રીઓને ગૃહકાર્ય તથા બાળકોનું વૈતરું કરવાનું હોય. પરંતુ શ્રીમંત વર્ગમાં એવાં મનુષ્યો હોય છે કે જે લગભગ ચોવીસે કલાક મોજશોખ સિવાય બીજું કંઈ જ કરતાં નથી. આવું કરવાથી માણસના મન પરનો કાબુ જતો રહે છે. તે ઇંદ્રિયોનો ગુલામ થઈ જાય છે. નિર્દોષ આનંદથી તેને સંતોષ થતો નથી, એટલે દારૂ, જુગાર વગેરેથી આનંદ મેળવવાનો પ્રયત્ન કરે છે.

માણસની જિંદગીમાં અમુક હદે સંયમની પણ જરૂર છે. એટલા જ માટે હિંદુ, જૈન, મુસલમાન વગેરે ધર્મોમાં સંસારીઓને પણ વ્રત, ઉપવાસ, જાગરણ વગેરે કરવાનો ઉપદેશ કરેલો છે. તેને લીધે મનને વશ રાખવાની ટેવ માણસને પડે છે. મારા માનવા પ્રમાણે ખ્રિસ્તીધર્મમાં ગૃહસ્થાશ્રમીને માટે એવાં વ્રતનિયમ નથી. તેને લીધે હાલના સમયમાં અંગ્રેજી ભણેલા તથા પશ્ચિમના વાતાવરણમાં ઊછરેલા લોકો ઉપવાસ કરનારાં હિંદુઓને વહેમી ને જૂના વિચારના કહીને હસી કાઢે છે. કારણ કે પાશ્ચાત્ય દેશના લોકો જેટલું કરે તેટલું જ સારું ને બીજું બધું ખરાબ, એવી ગુલામી મનોવૃત્તિ તેમની હોય છે. બીજું કારણ એ પણ છે કે હિંદુ લોકોના ઉપવાસમાં તેનો ખરો સિદ્ધાંત ઘણા લોકો સાચવતા નથી, અને માત્ર ઉપરનો દેખાવ કરે છે. ઉપવાસને દિવસે અનાજ ન ખવાય ને માત્ર ફળાહાર તથા કંદમૂળ ખવાય એવો નિયમ હોય છે. તેથી કેટલાક લોકો કંદમૂળ, રાજગરો, સૂકાં સિંગોડાં વગેરે ચીજોની એટલી વિવિધ વાનીઓ બનાવે છે, કે તે રોજના ભોજન કરતાં પણ પચવામાં બહુ ભારે હોય છે. એટલે સંયમનો સિદ્ધાંત તો એક તરફ રહી જાય છે, અને રોજના ભોજન કરતાં જુદી જાતનો ખોરાક હોવાથી જીભના સ્વાદને વધારે તૃપ્તિ મળે છે. આવો ઉપવાસ કરવાનો કંઈ અર્થ નથી. ઉપવાસમાં બની શકે તો તદ્દન ભૂખ્યા રહેવું જોઈએ. તેમ કરવાથી જો તબિયત બગડતી હોય તો દૂધ કે ફળનો રસ અથવા એવા પ્રવાહી પદાર્થ લીધા હોય ત્યાં સુધી ઉપવાસ કહી શકાય. મહાત્મા ગાંધીજી કરે છે તેવા ઉપવાસમાં ખરો સંયમ છે. તેમનું દૃષ્ટાંત જોઈને અંગ્રેજી ભણેલા લોકો ઉપવાસ બાબત કંઈ પણ વિચાર કરે છે. તે ન હોત તો તદ્દન વહેમી પ્રથા જ માનત. ઉપવાસ આ લેખનો મુખ્ય વિષય નથી. પણ તે સંયમનું એક અંગ છે, તેથી તે બાબત આટલો ઉલ્લેખ કર્યો.

યુરોપ, અમેરિકા આદિ દેશોમાં મોટા સમાજસેવકો, દાનવીરો, સુંદર લેખકો, વિજ્ઞાનવેત્તાઓ વગેરે આ જમાનામાં પણ ઘણા છે. તેઓ કદાચ આપણા દેશની એવી વ્યક્તિઓ કરતાં પોતાના કામમાં વધારે કુશળ હશે. પરંતુ ત્યાં સામાન્ય જનસમાજને એવાં કાર્યો માટે ખાસ રુચિ દેખાતી નથી. પાર્થિવ આનંદ કરવો એ જીવનનું ધ્યેય માની લીધેલું છે. તે આદર્શ પ્રમાણે ઘણાખરા લોકો વર્તી શકતા નથી. કારણ કે મહેનત કર્યા વગર ધનપ્રાપ્તિ થતી નથી અને ધન વગર આનંદનું સાધન મળતું નથી. પરંતુ એ લોકોને મોજશોખનો અત્યંત મોહ હોય છે. મારા અલ્પ અનુભવ

પ્રમાણે એના કરતાં આપણા દેશના સામાન્ય લોકોમાં એવી માન્યતા વધારે હોય છે કે માણસને દુનિયાનાં સુખ ઉપરાંત ઈશ્વર પ્રત્યે પણ કંઈક જવાબદારી છે. ધર્માચરણ અથવા આત્માનું કલ્યાણ કરવાની પણ ફરજ છે. જો કે એટલું કબૂલ કરવું જોઈએ કે એ ધર્માચરણના ઘણા માર્ગ અયોગ્ય છે. ધર્મને નામે અનેક ઢોંગ થાય છે. મંદિરો તથા તીર્થસ્થાનો અનીતિથી ભરપૂર હોય છે. ઘણાં દાન કુપાત્રે થાય છે. પરંતુ તે માટે એ ધર્મ જ ખરાબ છે," એવું જે પશ્ચિમના સંસ્કાર પામેલા લોકો માને છે તે ખોટું છે. ધર્મ ઉપર દુરાચાર તથા ઢોંગનાં અનેક પડ ચડી ગયાં છે. તે દૂર કરીને અંદરનું તત્ત્વ શોધી કાઢવું એ આપણું કર્તવ્ય છે.

સંસ્કૃતમાં કહેવત છે કે 'अति सर्वत्र वर्जयेत्' તે તદ્દન ખરી છે. મોજશોખનો મોહ પણ અત્યંત રાખવાથી નુકસાન જ થાય છે. જે લોકો માત્ર મોજશોખને જ જીવનનો આદર્શ માને છે, તે કોઈ પણ પ્રકારે એ મેળવવાનો પ્રયત્ન કરે છે. નીતિથી ન મળે તો અનીતિથી મેળવે છે. પોતાની રોજની જરૂરિયાતો પૂરી પાડ્યા પછી કંઈ ધન ન બચતું હોય તો ચોરી, કપટ વગેરે કરીને પણ બીજું ધન મેળવવા પ્રયાસ કરે છે; કારણ કે અમુક મોજ કર્યા વગર તો ચાલે જ નહિ. તે એટલે સુધી કે શરીરના પોષણ માટેના ખોરાક કરતાં પણ તેને વધારે આવશ્યક માને છે. એટલે અર્ધા ભૂખ્યા રહીને પણ મોજશોખ કરે છે. સ્ત્રીઓ પોતાનાં શરીર વેચીને એટલે શીલભ્રષ્ટ થઈને આનંદ મેળવવા પૂરતું ધન પ્રાપ્ત કરે છે. સ્ત્રીઓએ બહુ સહેલો માર્ગ શોધી કાઢ્યો છે! એવી રીતે ધન મેળવવામાં કંઈ જ મહેનત પડતી નથી. જ્યાં પુરુષો પણ અસંત કામલોલુપ હોય, ત્યાં તેઓ કામતૃપ્તિ ખાતર સ્ત્રીઓને જોઈએ તેટલું ધન આપવા તૈયાર થાય છે. પશ્ચિમના દેશોમાં જોઈએ તો આનું એક કારણ સ્ત્રીઓને મોજશોખ કરવાનો અત્યંત મોહ હોય છે, તે છે. બીજું કારણ ત્યાં અત્યંત ખર્ચાળ રહેણીકરણી હોવાથી ગરીબ કે સાધારણ સ્થિતિના પુરુષો લગ્ન કરીને કુટુંબનો ખર્ચ વહોરી શકતાં નથી. એટલે કુદરતી વાસનાને તૃપ્ત કરવા આવો ઉપાય લે છે. ત્રીજું કારણ, ત્યાં નીતિનું ધોરણ આપણા કરતાં નીચું છે. વિવાહિત પુરુષ પરસ્ત્રી સાથે કે વિવાહિત સ્ત્રી પરપુરુષ સાથે અયોગ્ય વ્યવહાર રાખે, તે આપણા દેશ જેટલું નિંદનીય મનાતું નથી. સ્ત્રીપુરુષ પરસ્પરના શરીર સાથે અયોગ્ય છૂટ લે, તે તો બિલકુલ ખરાબ ગણાતું નથી. આ ઉપરથી કહેવાનો હેતુ એવો નથી કે ફક્ત પશ્ચિમના દેશોમાં જ અનીતિ જોવામાં આવે છે, ને હિંદની બધી જ સ્ત્રીઓ પતિવ્રતા છે. હિંદમાં પણ કેટલીક સ્ત્રીઓ વ્યભિચારી હોય છે. પરંતુ લખવાની મતલબ એટલી જ છે, કે એ દેશોની સ્ત્રીઓને મોજશોખનો અતિશય મોહ હોવાથી માત્ર તે મેળવવા ખાતર ગમે તેવા અજાણ્યા પુરુષને પોતાનું શરીર વેચે છે. હિંદની સ્ત્રીઓ ફક્ત મોજશોખ મેળવવા ખાતર અજાણ્યા પુરુષ આગળ શીલભ્રષ્ટ થતી નથી.

વળી પશ્ચિમના દેશોમાં મદ્યપાન તથા જુગારને પણ બિલકુલ દુરાચાર ગણવામાં આવતો નથી. સાધારણ હદમાં હોય ત્યાં સુધી તેને મોજનાં સાધન જ ગણવામાં આવે છે. સારા ઘરના બીજી રીતે સદાચારી માણસો પણ તેનો ઉપભોગ કરે છે જ્યારે માણસ તેનો પૂરેપૂરો ગુલામ થઈ જાય, એટલે બીજું બધું કામકાજ છોડીને દારૂ કે જુગારમાં જ મશગૂલ રહે, ત્યારે તેને દુરાચાર માનવામાં આવે છે. પણ આ વ્યસનો એવાં છે કે માણસ એનો થોડો ઉપભોગ કરે છે, કે પછી એનો મોહ વધારે લાગે છે. એટલે તેનો દિવસે દિવસે વધારે

ઉપભોગ કરવાનું મન થાય છે. પશ્ચિમના દેશોમાં તથા અહીં પણ કેટલાક એવા લોકો છે જે મન પર કાબુ રાખીને થોડેથી અટકી જાય છે. પરંતુ એ વસ્તુઓની મોહિની એવી છે કે ગમે તેવો દૃઢ મનનો માણસ પણ કોઈ વાર પીગળી જવાનો સંભવ રહે છે. માટે એનાથી તદ્દન દૂર રહેવામાં જ ડહાપણ છે.

યુરોપ, અમેરિકા વગેરે દેશોમાં મદ્યપાન તથા જુગારના શોખને પોષવા માટે દરેક મોટા શહેરમાં રાત્રિ મંડળ (Night Club) તથા જુગારખાનાં (Cassino) હોય છે. યુરોપમાં એવું સૌથી મોટું જુગારખાનું ફ્રાંસમાં મોન્ટીકાર્લો શહેરમાં છે. લોકોના શોખને લીધે ધંધાદારીઓ તેમાંથી ખૂબ કમાણી કરે છે. ત્યાં ત્રીજું આનંદનું સાધન સ્ત્રીપુરુષનું એકઠું નૃત્ય (Ball room dancing) છે, તેમાં નૃત્યકલાની ખિલવણી ઉપરાંત કામવૃત્તિને ઉત્તેજિત કરવાનો પણ હેતુ હોય છે. સ્ત્રીઓ પોતાનાં શરીર અર્ધાં પોણાં ખુલ્લાં રાખીને પુરુષને વળગીને નૃત્ય કરે છે. એટલે બન્નેની કામલાલસા ઉશ્કેરાય એમાં કંઈ જ નવાઈ નથી. તે ઉપરાંત અંગ્રેજીમાં જેને flirtatio કહે છે, એટલે પ્રેમનું શારીરિક પ્રદર્શન, તે કરવાની ત્યાં ઉત્તમ તક મળે છે. આ બધી મોજ એક જ જગાએ મળતી હોવાથી ત્યાં જવા માટે માણસો ગાંડા હોય છે. જે શ્રીમંતો રોજ જઈ શકે તે રોજ જાય છે. જરા ઓછા ધનવાનો અઠવાડિયામાં અમુક દિવસે જાય છે. મોંઘી કલબોમાં ગરીબ કે સાધારણ સ્થિતિના લોકો જઈ શકે નહિ. તેથી તેમને માટે સસ્તી કલબો હોય છે. જે એમાં બિલકુલ જઈ શકે નહિ, તે પોતાને અત્યંત હતભાગી માને છે. કારણ કે એવા લોકો દારૂ, જુગાર તથા અયોગ્ય કામતૃપ્તિ એને જ મોજશોખ માને છે, તે વગરના બીજા આનંદ ફીકા લાગે છે. આવી કલબોમાં ન જનારા તથા ફક્ત નિર્દોષ આનંદ કરનારા લોકો પણ હોય છે ખરા, પણ તે થોડા હોય છે. તેમજ કલબોમાં જઈને દરેક વસ્તુ અમુક હદ સુધી જ કરનારા પણ હોય છે. આ કલબોમાં બીજું અનિષ્ટ રાત્રિના ઉજાગરા છે. ત્યાં જનારા લોકો સાધારણ રીતે રાત્રિના બે ત્રણ વાગે જ સૂએ છે, બાર વાગ્યાથી વહેલા તો કોઈ ઘેર આવે જ નહિ. સવારે મોડા ઊઠવાનું જેનાથી બની શકે તે મોડા ઊઠીને છસાત કલાકની નિંદ્રા લે છે ખરા. પરંતુ કુદરતી નિયમની વિરુદ્ધ વર્તવાથી શરીર પર ખરાબ અસર થયા વગર રહે નહિ. તેમજ બધી જાતની નોકરીવાળાને સવારે મોડા ઊઠવાનું પરવડતું નથી, તેથી માત્ર ચારેક કલાકની નિંદ્રા મળે છે, એટલે તંદુરસ્તી બગડે છે. આપણા દેશમાં પણ વેશ્યાનો નાચ, ગાયનની મિજલસ એવું થાય છે ખરું, પણ તે કવચિત્ જ. ઉપર લખેલી કલબોની માફક વર્ષમાં ૩૬૫ દિવસ ચાલતું નથી. પશ્ચિમના દેશોમાં લોકોની કામવૃત્તિને ઉશ્કેરવાનું બીજું સાધન સ્ત્રીપુરુષોનાં એકઠાં સ્નાનગૃહો કે તરવાનાં સ્થાન (swimming baths) હોય છે. ભીનાં કપડાંમાંથી શરીરનાં બધાં જ અંગનું પ્રદર્શન થાય છે. તેવી જ રીતે દરિયાકિનારે પણ સ્ત્રીપુરુષો સ્નાન કરે છે. સ્નાન કરતી વખતે પહેરવાના પોશાક દિવસે દિવસે એવા થતા જાય છે કે શરીર વધારેમાં વધારે દેખાય. એવાં સ્નાન કે તરવાના શોખને કસરતને નામે વાજબી ગણવામાં આવે છે. પણ એ વાત ભૂલી જવાય છે કે સ્ત્રીપુરુષોનાં જુદાં સ્થાન હોય તોપણ કસરત થઈ શકે. એકત્રિત સ્થાન તો માત્ર કામવૃત્તિને પોષવા માટે જ રાખેલાં હોય છે.

દુર્ભાગ્યની વાત તો એ છે કે આ બધાં અનિષ્ટોએ આપણા દેશમાં પગપેસારો કરવા માંડ્યો છે. અહીંથી જે વિદ્યાર્થીઓ યુરોપ અમેરિકા ઇત્યાદિ દેશોમાં ભણવા જાય છે,

તેમના મોજશોખના ખ્યાલ એ દેશના લોકો જેવા જ થાય છે. તે પ્રમાણે પૂર્ણ રીતે વર્તી શકાતું નથી. કારણકે આ દેશમાં મોજશોખની એવી સગવડો બધે હોતી નથી. માત્ર બહુ મોટાં શહેરોમાં હોય છે. તે સિવાય બીજે રહેનારને એવાં સાધન મળતાં નથી. તેમજ એ ખર્ચાળ શોખ સાધારણ માણસને પરવડતા પણ નથી. પણ જેનાથી જેટલે અંશે બને તેટલે અંશે તે પૂરા પાડે છે. ખાસ કરીને આપણા દેશના રાજામહારાજાઓ જે બાળપણથી જ શિક્ષણ લેવા વિલાયત જાય છે, તેમને એ શોખ વધારે લાગે છે. કારણ કે કુમળાં મન પર પરદેશની છાપ જલદી પડી જાય છે. તેમજ બીજા વિદ્યાર્થીઓને કમાવા માટે ભણવાની જે ફિકર હોય છે, તે એ લોકોને હોતી નથી; એટલે ત્યાંના મોજશોખને જ જીવનનું સર્વસ્વ માની લે છે. સ્વદેશમાં પાછા આવ્યા પછી પોતાના શહેરમાં તેવાં સાધન બને તેટલાં ઊભાં કરે છે. તેનો લાભ એમની આસપાસ રહેનાર તથા બીજાં ધનિક લોકો પણ લે છે. તે છતાં રાજાઓને પશ્ચિમના દેશો જેવી મઝા અહીં આવતી નથી. કારણ કે ત્યાંની વિવિધતા અહીં મળતી નથી. તેમજ અહીં અતિશય મદ્યપાન કે વ્યભિચાર કર્યોથી આબરૂ જવાની જે બીક રહે છે, તે પરદેશમાં રહેતી નથી. તેથી જ ઘણાખરા રાજાઓ વધારે ભાગ યુરોપ કે અમેરિકા રહે છે.

વધારે અફસોસની વાત તો એ છે કે જે લોકો આવા અયોગ્ય મોજશોખનો વિરોધ કરે છે તેમને કહેવાતા સુધરેલા લોકો જૂના વિચારના ને સાંકડા મનના કહીને હસી કાઢે છે. એટલે ઘણીવાર વિરોધ કરનાર શરમાય છે, ને પોતાના અભિપ્રાયની સત્યતા માટે શંકા લાવે છે. એ પ્રમાણે કેટલાક વાંચકોને આ લેખ પણ હાસ્યાસ્પદ ને સાંકડા વિચારનું પ્રદર્શન લાગશે. પરંતુ મારા વિચાર દૃઢ છે. આપણા દેશમાં કોંગ્રેસ પક્ષની રાજ્યસત્તા દરમ્યાન કેટલેક સ્થળ મદ્યનિષેધ કરીને એણે દેશ પર મોટો ઉપકાર કર્યો છે. તે જ પ્રમાણે જો એ પક્ષના હાથમાં ફરીથી સત્તા આવે ને તે દરેક જાતનો જુગાર બંધ કરે તો દેશનું વધારે હિત થાય. આવી જાતના વિચાર કોંગ્રેસ પક્ષમાં મહાત્મા ગાંધીજીની અસરથી આવ્યા હશે, એમ જણાય છે.

અંતમાં મોજશોખ કરવાની હદ કયાં બાંધવી અને તેના પર કેટલા સંયમની જરૂર છે, તેનો નિર્ણય કરવો જોઇએ. મદ્યપાન, જુગાર તથા વ્યભિચાર તો અવશ્ય ત્યાજ્ય છે. પરંતુ નિર્દોષ આનંદને પણ હદ હોવી જોઇએ. સાધારણ હદમાં રહીને નિર્દોષ આનંદ ભોગવવાનો માણસ માત્રને હક છે. પણ તેના પર એટલી આસક્તિ ન હોવી જોઇએ કે બીજું બધું કામકાજ છોડીને માણસ આખો વખત તેમાં જ તલ્લીન રહે. તેમજ એ મોજશોખ કર્યોથી માણસનું સ્વાસ્થ્ય બગડે અથવા બીજાને અન્યાય કે દુઃખ થાય એટલી હદે ન જવું જોઇએ. વળી મોજશોખને લીધે કર્તવ્યનું ભાન વીસરવું ન જોઇએ. પોતાના કુટુંબ-પોષણ ઉપરાંત સમાજ પ્રત્યે પણ માણસનાં કર્તવ્ય છે તે યાદ રાખવાની જરૂર છે. પોતાના સમાગમમાં આવનાર દરેક વ્યક્તિને જરૂર પડે તો બનતી સહાયતા આપવી એ મોટી ફરજ છે. ટૂંકામાં પરોપકાર એ સૌથી મોટું કર્તવ્ય છે, એ વાત સતત યાદ રાખવી જોઇએ.

# 'સ્ત્રીબોધ'ના હજાર અંક પૂરા થયા તે નિમિત્તે

શ્રી. હિ. ગ. અંજારિયા

'સ્ત્રીબોધ'ના હજાર અંક પૂરા થયા, એટલા સમયમાં સ્ત્રીજનતાની સ્થિતિમાં બહુ મહત્ત્વના ફેરફાર થઈ ગયા છે. ફેરફારો કાળના પ્રભાવથી થયાં જ કરે છે; પરંતુ કાળને સમજાવનાર, કાળને વાળનાર, કાળને પણ 'નાથનાર' કોઈ કોઈ મહાવ્યક્તિ યોગાનુયોગે પેદા થતી આવે છે. 'સ્ત્રીબોધ'ની શરૂઆત પણ એક મહાઆગ્રહી અને ઉચ્ચ ભાવનાવાળા, કર્મયોગમાં ખૂબ આસ્થાવાળા અને સતત ઉદ્યોગમાં પણ સંપૂર્ણ શ્રદ્ધાવાળા સદ્‌ગૃહસ્થે જ કરી હતી.

'સ્ત્રીબોધ' શરૂ થયું ત્યારે ગુજરાતની ઇતર કોમોમાં તો સ્ત્રીકેળવણીનો પ્રવેશ સરખો થયો નહોતો, પણ પારસી જેવી આગળપડતી કોમમાં પણ સ્ત્રીઓ નિરક્ષર, અસંસ્કારી અને જૂના વિચારને વગર વિચાર્યે વળગી રહેનારી હતી. જમાનાની અસર અને તેમાં 'સ્ત્રીબોધ'ની પ્રવૃત્તિ હળવે હળવે પણ મક્કમપણે અમુક અમુક પરિણામ લાવતી ગઈ. એ પરિણામો ઇષ્ટ છે કે કેમ એ તો વ્યક્તિ વ્યક્તિની મતિ અનુસાર અભિપ્રાય અપાય. તોપણ કેટલાંક પરિણામો તો એવાં શુભ ફળપ્રદર્શક હોય કે તેવાંને વિષે મતભેદનો સંભવ જ ન રહે. દાખલા તરીકે, અક્ષરજ્ઞાનના સંબંધમાં એમ અવશ્ય કહી શકાશે કે શહેરોમાં વસતી સ્ત્રીઓનો ઘણો મોટો ભાગ હવે અક્ષરજ્ઞાનથી બેનસીબ રહેતો નથી. હિન્દની સમગ્ર સ્ત્રીજનતાની વાત કરીએ, તો તો આપણી પ્રવૃત્તિ કાંઇ બહુ ફળદાયી હોય એમ માની શકાશે નહિ. પરંતુ જેને બંગાળીઓ 'ભદ્રલોક' કહે છે, તેવા સમુદાયમાં તો અક્ષરજ્ઞાન સંબંધે આપણી પ્રવૃત્તિ અવશ્ય ફળદાયી ગણી શકાય તેવી બની ગઈ છે.

અક્ષરજ્ઞાન અમુક અમુક પ્રદેશમાં ફરજિયાત થયેલું હોવાથી હવે સ્ત્રીજનતા અક્ષરજ્ઞાનથી બેનસીબ ન હોવી જોઇએ. આ આશા તદ્દન સ્થાને હોવા છતાં હજી હિન્દની સ્ત્રીઓમાં, અને ગુજરાતની સ્ત્રીઓમાં પણ, અક્ષરજ્ઞાન ધરાવનારી સ્ત્રીઓ ભાગ્યે જ ચાર કે પાંચ ટકા જેટલી હશે! આ આપણી પહેલી પ્રવૃત્તિનું ફળ! એંસી એંસી વરસ થયાં સ્ત્રીઓને શિક્ષણ અને કેળવણી આપવા માટે શરૂ થયેલી પ્રવૃત્તિનાં આવાં પરિણામથી કયા દેશપુત્રને સંતોષ થઇ શકે?

અલબત્ત, 'સ્ત્રીબોધ'નું કામ અક્ષરજ્ઞાનનો પ્રચાર કરવાનું નહોતું જ. તેને તો સ્ત્રીજનતામાં—ભણેલી સ્ત્રીજનતામાં—આનંદ, વાચનસામગ્રી, અને તે દ્વારા સામાન્ય જ્ઞાન અને સારા સંસ્કારો ફેલાવવાનું હતું, અને તે કામ જમાના જમાનાની જરૂરિયાતોનો વિચાર કરી, બહુ સાવધાનતાથી બજાવ્યા કરવામાં 'સ્ત્રીબોધ'નો આગ્રહ પ્રશંસનીય, અને તેની સેવા શુભ-પરિણામી છે. 'સ્ત્રીબોધ'ને તો અવશ્ય અનેક ધન્યવાદ ઘટે છે; પરંતુ એંસી વરસની સ્ત્રી-જનતાની પ્રગતિનો વિચાર કરીએ, ત્યારે તો હજી અક્ષરજ્ઞાનમાં પણ આપણે કેટલા પાછળ છીએ એ કહેવું પ્રાપ્ત જ થાય.

બીજી બાબત શરીરસંપત્તિની લઇએ. ૮૦ વર્ષના ગાળામાં આપણી સ્ત્રીઓની શરીર-

સંપત્તિ સુધરવા પર છે કે કેમ? આના જવાબમાં પણુ આપણે શહેરી વસ્તી પર જ મત આપવાનો રહેશે. હિન્દનાં સાત લાખ ગામડાંમાંનાં કોઈ કોઇમાંથી વસ્તી શહેરો તરફ ખેંચાયાં જ કરી છે. છતાં ગામડાંની સંખ્યાના પ્રમાણમાં શહેરોની વસ્તી કદાચ ઘણી થોડી જ કહેવી જોઇએ. આપણે બધા શહેરવાસી હોવાથી આપણી દૃષ્ટિમર્યાદા સાધારણ રીતે આપણા જોવાના જ વર્તુલ સુધી પહોંચી શકે છે. તેથી સ્ત્રીઓની શરીરસંપત્તિ વિષે વિચાર કરતાં એક હકીકત ધ્યાનપૂર્વક જોવાની જરૂર છે. સ્ત્રીઓમાં હમણાં આરોગ્યહાનિની ફરિયાદ બહુ સાધારણ છે. જુવાનીનું લોહી નસોમાં તગતગતું હોય, જુવાનીનું જોમ અંગેઅંગમાં તરવરતું હોય, જુવાનીનો ઉછાળાટ અવયવોને વિકસાવી થનગનાવી રહ્યો હોય—આવી જુવાન યુવતીઓ હમણાં કેટલી જોવામાં આવશે? હા, પારસી યુવતીઓમાં આવી યૌવનમત્ત કોઇ કોઈ દેખી શકાશે-પરંતુ ઇતર કોમોમાં તો જુવાની કેવી લોહકાય હોવી જોઇએ એ દર્શન જ વિરલ છે. યુવતીઓના શરીરવિકાસને પોષક અસરોનો વિચાર જનતામાં હજી ક્યાંક દૃષ્ટિગોચર જ થતો નથી. સ્ત્રીશરીરની દુઃખદાયક અધોગતિ જમાને જમાને કેવી ચિંતાકારક થતી જાય છે એ જોવું હોય, તો ઉપર કહ્યું છે તેમ, એક હકીકત ધ્યાનપૂર્વક જોવાની જરૂર છે. તે હકીકત તે આઃ પુખ્ત ઉમ્મરે પહોંચ્યા પછી દીકરી તેની માતાથી ઊંચી, કદાવર, પુષ્ટ, તંદુરસ્ત છે, કે નીચી, હીણી, દૂબળી અને માંદલી છે? માતા કરતાં પુત્રી, અને પિતા કરતાં પુત્ર, નીચાં અને દૂબળાં હોય, તો તે હકીકત ભવિષ્ય માટે કેટલી ચિંતાજનક કહેવાય?

જ્યારથી શહેરી જીવન, અને હાથપગ ચલાવવામાં નાનમ એ બે દાખલ થયાં છે, ત્યારથી શહેરી સ્ત્રીઓની તંદુરસ્તી કમબખ્તીની સીડીએ પાવરીએ પાવરીએ ઊતરતી જ આવે છે. બધાં જ ફરિયાદ કર્યા કરે છે, પણ કોઇને ઉપાય સૂઝતો નથી. પરિણામે માળામાં પૂરાયેલાં પંખી જેવાં આપણાં બહેનો હળવે હળવે નબળાં પડતાં જાય છે, અને આપણે તે વીલે મોઢે જોયાં કરીએ છીએ. શહેરી જીવન અળસાવી શકીએ એમ નથી; શરીરને કસતી જૂની ટેવો હવે પાડી શકીએ એમ નથી, અને નવી રમતો કે શરીર કસવાના શહેરી પ્રયોગો આપણી ગરીબીને લીધે આપણે ઉપયોગમાં લઈ શકતા નથી. તો પછી સ્ત્રીશરીરના વિકાસ માટે આશા ક્યાં રાખવી?

સ્ત્રીજનતા વિષે વિચારો કરતાં કરતાં, અને તેના વિકાસ અને વૃદ્ધિના આચારો અમલમાં મૂકતાં મૂકતાં એંશી વરસ તો અવશ્ય થયા, છતાં આ કોયડો તો ઉકેલ્યા વગરનો જ હજી પડ્યો છે.

આ સંબંધે પણ એમ તો અવશ્ય કહેવું જોઇએ કે 'સ્ત્રીબોધે' તેના જીવન દરમ્યાન અવારનવાર ખૂબ ઊહાપોહ કર્યો છે અને વખતોવખત ઘટતાં લખાણો લખ્યાં જ કર્યાં છે. એટલે 'સ્ત્રીબોધ' વિષે તો કાંઈ જ અસંતોષ જણાવાય કે કર્તવ્યમૂઢતાનો આરોપ સરખો પણ મૂકી શકાય તેવું નથી જ. 'સ્ત્રીબોધે' શક્ય હોય તે બધી રીતે પોતાનો ઉપદેશ આપ્યા કર્યો છે, અને માર્ગદર્શન કરાવ્યા કર્યું છે; એટલે 'સ્ત્રીબોધ'ને સંપૂર્ણ માન ઘટે છે. આ પ્રસંગે આ ઉલ્લેખ કરવાનું કારણ એટલું જ છે કે રખેને આપણે માની બેસીએ કે ખૂબખૂબ થયેલી પ્રવૃત્તિ ઠીક સંતોષકારક પરિણામ લાવી શકી છે. આટઆટલી પ્રવૃત્તિ હોવા છતાં પણ પરિણામના સંતોષ માટે તો આપણે હજી ઘણું ઘણું કરવાનું છે, એ વસ્તુસ્થિતિ પર વાંચકોનું ધ્યાન ખેંચવાની જરૂર હોવાથી, આપણી હીનદશાનું દર્શન કરાવવાની ફરજ બજાવી છે.

ત્રીજી બાબત આપણે ઉચ્ચ કેળવણી લઇએ. આ કેળવણી માત્ર શહેરી લોકોમાં જ પ્રચાર પામે છે. ગામડાંઓમાં રહેનારા પોતપોતાના હમેશના કામમાં એટલા રોકાયેલાં રહે છે કે તેમને ઊંચી કેળવણી માટે સમય રહેતો એ નથી. હા, ગામડાંમાં પણ જે કોઈ ખાસ લાયકાતવાળું હોય અને બીજી જાતની જેને સગવડ હોય તે ઊંચીકેળવણી મેળવે છે–અને હાલહાલમાં શહેરના લોકોની પ્રગતિનો પરિચય ગામડામાં થવા લાગ્યો તેમતેમ ગામડાંના લોકો પણ ગામડાંના ધંધાઉદ્યોગને બદલે ઊંચ કેળવણીથી જે સંપત્તિ અને પ્રતિષ્ઠા મળે છે તે લેવા ખૂબ ખૂબ લલચાય છે–પરંતુ ઊંચ કેળવણી પામ્યા પછી તેને ગામડાંમાં જવાનું કે રહેવાનું મન થતું નથી એટલે એ ગામવાસી પણ શહેરવાસી જ થઈ જાય છે.

ઊંચી કેળવણીનો પ્રચાર પુરુષોમાં સારો વધ્યો છે, અને સ્ત્રીઓમાં પણ એકાદ દાયકાથી તો તે તરફની ગતિ ઠીક વેગવાળી બની છે. પરંતુ હાલ જે ઊંચી કેળવણી તરીકે સ્વીકાર પામી રહી છે એ કેળવણીનાં પરિણામ વિષે કાંઈ કાંઈ અસંતોષ પ્રગટ થવા લાગ્યો છે. શ્રીમાન સરકારે જે ધોરણ દાખલ કર્યું છે તે માટે સર્વને મોહ હોય જ—આર્થિક અને સામાજિક લાભો થવાના કારણે તે ધોરણમાં ખૂબ આસ્થા પેઠી, અને શ્રદ્ધાનું તો બળ જ એવું છે કે જે જેમાં શ્રદ્ધા રાખે તે તેમય થઈ જાય. પરિણામે સરકારી કેળવણીના પહેલા કાલવાળી મહાવ્યક્તિઓ 'આ જ ખરું છે, અને બીજું કાંઈ હોય જ નહિ,' એ વિશ્વાસમાં સુદૃઢ રહી.

સરકારી નોકરી માટે સરકારી ધોરણ પ્રમાણે જ લાયકાત મેળવવી જોઇએ—અને નોકરીનો મોહ અને નોકરીમાં મળતી સગવડો એવાં તો આકર્ષક હતાં કે તે લાયકાતમાં ઉત્તમતા મેળવવા સર્વસ્વ હોમવાની તત્પરતા સર્વવ્યાપી થઈ. પુરુષો જે મેળવે છે તે જ સ્ત્રીઓએ પણ મેળવવું જ એવો આગ્રહ સ્ત્રીઓમાં પણ વ્યાપે, એ તો તદ્દન સ્વાભાવિક જ પરિણામ હતું.

પરંતુ જેટલા પ્રમાણમાં પુરુષો સરકારી નોકરીમાં જોડાતા હતા, તેટલા પ્રમાણમાં સ્ત્રીઓ જોડાવા તૈયાર હોતી નથી. તેથી સ્ત્રીઓ માટે ઊંચી કેળવણીનો કાંઇક વધારે સ્વાભાવિક ક્રમ રાખ્યો હોય તો કેળવણી અવશ્ય વધારે સારાં પરિણામ લાવનારી થાય, એ વિચાર કોઈ કોઈ વ્યક્તિને આવ્યો હતો. પરંતુ સરકારી ધોરણની કેળવણીનો મોહનું વાતાવરણ એવું અભેદ્ય હતું કે તે વિચારને સાંભળવા જેટલી ફુરસદ પણ કોઈને નહોતી. સરકારી ધોરણમાં અંગ્રેજીદ્વારા જ બધું શિક્ષણ આપવાનો આગ્રહ હતો–આગ્રહ હતો એમ નહિ, હાઇસ્કૂલના ચોથા ધોરણથી ઇતિહાસ, ભૂગોળ, ગણિત, અરે! સંસ્કૃત પણ અંગ્રેજી દ્વારા જ શિખવાતું—બીજી રીતે શિખવાય જ નહિ એવો કડક નિયમ હતો. હમણાં હમણાં તે વિચારનું મક્કમપણું ઘટતું જાય છે, અને હવે તો સરકારી ધોરણમાં પણ વિકલ્પ દાખલ કરવામાં આવ્યો છે.

સન્મતિનો ઉદય તો થયો. પણ હજી દુરાગ્રહનું ધુમ્મસ એવું તો ગાઢ છે કે હજી લોકોને—વિચારવંત લોકોને—આ અનર્થ દૂર કરવાનો આગ્રહ રહેતો નથી.

બીજો તેવો જ દુરાગ્રહ અંગ્રેજીમાં અત્યંત સંસ્કારી અને સર્વતઃ શુદ્ધ સંભાષણ તથા લેખન વિષે છે. આપણા ઊંચી કેળવણી પામેલામાંથી કેટલા લોકોને ઇંગ્લંડમાં જઇ વાસ કરવાનો સંભવ છે? જો તેવો સંભવ એક ટકા જેટલો પણ ન હોય, તો પછી અંગ્રેજીનાં એટલાં બધા જ્ઞાનના આગ્રહની જરૂર શી? સારાં અંગ્રેજી પુસ્તકો વાંચી શકે, અને જરૂર પ્રમાણે સમજી સમજાવી શકે તેવાં સાધા-

રણ સામાન્ય જ્ઞાનથી જ સંતોષ માનવામાં આવે, તો કેટલો સમય અને કેટલી શક્તિ બચી જાય એનો ખ્યાલ કરવાની બહુ જરૂર છે.

આ બે આગ્રહો પુરુષોનાં જીવનને તો કચળાવી રહ્યા છે, પણ સ્ત્રીઓનાં જીવનને તો પાયમાલ કરી રહ્યા છે.

ઊંચી કેળવણી તો અવશ્ય જેટલી વધારે વ્યાપક થાય તેટલું દેશને માટે લાભકારક જ છે. પણ જે ઊંચી કેળવણી શરીર અને મગજને કમજોર કરે છે, અને હૃદય અને મન જેવી કાંઈ વસ્તુ માણસમાં હશે કે કેમ એ વિષે જે મૌન સેવી રહે છે, એ ઊંચી કેળવણી પુરુષોને નછૂટકે લેવી હોય તો ભલે લે, પણ સ્ત્રીઓ પણ તે મોહમાં ફસાય છે એ પહેલાં ન સમજાયું તો કાંઈ નહિ પણ 'સ્ત્રીબોધ'ના એંસી વરસના જીવન પછી પણ સ્ત્રીઓ સમજે તો કેવું સારું !

સર વિઠ્ઠલદાસ ઠાકરશીને પોતાનું ધન સ્ત્રીજીવનની ઉન્નતિ માટે ખરચવાનો વિચાર થયો, ત્યારે તેમણે જગતભરની સ્ત્રીસંસ્થાઓ વિષે માહિતી મેળવી અને સ્ત્રીઓને સાચી પ્રતિની ઉચ્ચ કેળવણી આપવા માટે પ્રયત્ન કરવા નિર્ણય કર્યો.

તેમણે પહેલું તો એ જ જોયું કે બધું જ્ઞાન અંગ્રેજી દ્વારા જ આપવાની મૂર્ખાઈ કેટલી હાસ્યજનક છે ! ભૂગોળ શીખવી હોય, તો પહેલાં અંગ્રેજી શીખો–પછી ભૂગોળની વાત કરાય. હિન્દની ભૂગોળ શીખવી હોય તો 'ગંગા' નામ નહિ, પણ 'ગેન્જીસ' એ નામ યાદ કરો! વિષયમાત્રમાં પહેલું આ જ વિચિત્ર ધોરણ. વિષય પછી. પહેલાં તો અંગ્રેજી ખૂબ સારું કરો— અગર અંગ્રેજી સારું ન હોય, તો બીજા વિષયો શીખવાનો અધિકાર જ નહિ ! આ મૂર્ખતા તો દૂર થવી જ જોઈએ, એમ એમને લાગ્યું.

વળી, મુંબઈ યુનિવર્સિટિમાં જે જે વિષયો શિખવાતા હતા—હજી શિખવાય છે તે માનવજીવનના સમગ્ર વિકાસ માટે નહિ, પણ એકલા મગજને જ કેળવવા યોજાયા છે. અમુક અમુક વિદ્યાનાં મૂળતત્ત્વો બધા ભણનારે જાણવાં જ જોઈએ—તે વિના મગજ ધારેલો વિકાસ સાધી શકે નહિ—સર્વતોમુખી બુદ્ધિ ખીલે નહિ—આવા આવા સિદ્ધાન્તોના સ્વીકારમાં, માનવ એકલા મગજનો બનેલો નથી, બુદ્ધિ માટે સર્વદેશીય વિકાસનો આગ્રહ કેટલીક વ્યક્તિને ખૂબ હાનિકારક નીવડે છે, પોતાનાં શરીર, પોતાની આસપાસની પરિસ્થિતિ અને કેળવણીમાં બધાં અંગોના વિકાસ વગેરે પર મનુષ્યે ધ્યાન આપવું જ જોઈએ—આ બધું જોવાનું કાં તો સૂઝ્યું નહિ, કાં તો 'એ બધું શીખવીએ તો બીજા વિષયોનું શું થાય' એવી કાંઈક મૂંઝવણે મુશ્કેલીમાં નાખ્યાઃ કારણ ગમે તે હોય, પણ પરિણામ તો એ જ આવ્યું કે અમુક શક્તિના વિકાસ વિષે સગવડ અને આખા શરીરવિકાસ માટે ઉપેક્ષાઃ આવા અસંતોષકારક ક્રમ માટે શરૂઆતમાં તો કોઈને કાંઇ વિચાર સરખો નહિ આવ્યો હોય. મૅટ્રિક પાસ થનારને માસિક ત્રણસો શરૂઆતમાં મળે અને નિયમિત વધારા, પેનશન વગેરે લાભો તો ખરા જ—આવાં પ્રલોભન હોય, ત્યાં બીજા વિચાર શાના આવે ! હવે જ્યારે બી. એ. એમ. એ. ને પણ સરકારમાં કે અન્યત્ર સ્થાન મળવાની મુશ્કેલી પડે છે ત્યારે કાંઇક ભાન આવવા લાગ્યું છે કે આપણે કાંઈ ભૂલ્યા તો નથી ?

સર વિઠ્ઠલદાસને શિખવાતા વિષયો વિષે અવશ્ય વિચારો આવ્યા હશે, અને માનવજીવનમાં આવશ્યક અને ઉપયોગી કહેવાય તેવા વિષયો ઉચ્ચ કેળવણીમાં હોવા જોઈએ એવા નિર્ણય પર આવ્યા હશે. અને તેથી જ તેમણે જુદી જ જાતની યુનિવર્સિટી સ્થાપવાનો વિચાર કર્યો. સંજોગવશાત્ પ્રો. કર્વેએ પુનામાં તેવો પ્રયોગ શરૂ કર્યો હતો, અને તેથી સર

વિઠ્ઠલદાસે પોતે ખરચવા ધારેલું ધન શ્રી. હર્વે મહાશય આગળ ધર્યું. તે શુભયોગથી નવી યુનિવર્સિટી તો સ્થપાઈ; પણ કમભાગ્યે પરિણામ જોઈએ તેવું આવી શક્યું નથી- અભ્યાસક્રમ બહુ જ યોગ્ય છે, યોજના સુંદર છે, માનવજીવન માટે ઉપયોગી વિષયો સરસ પદ્ધતિથી શીખવવાનું ધોરણ છે, પરદેશી ભાષા દ્વારા જે બોજ પડે છે તે છે જ નહિ, છતાં એ યુનિવર્સિટી કાંઈ ખાસ આકર્ષણ કરી શકી નહિ. નામ તો 'ઈંડિયન' વિશેષણથી શોભાવ્યું છે. પણ તેના જન્મસ્થાન પુનામાં પણ તે જાણીતી કે માનીતી થઈ શકી નથી.

હજી સમય ગયો નથી. સ્ત્રીજનતા જો ધ્યાનમાં લે, તો તે યુનિવર્સિટિના શુભ આશયો વિકસાવે અને અઢાર વર્ષની ઉમ્મરે તો એક યુવતી સર્વસામાન્ય જ્ઞાનથી સંપન્ન થઈ જાય તેવી તે યુનિવર્સિટીમાં સગવડ છે. હા, સ્ત્રીઓ માટે ખાસ વિષયો તો નથી જ. સ્ત્રીઓ માટે ખાસ ઉપયોગી થાય તેવી સંસ્થાની જરૂર તો હજી છે જ. પરંતુ મુંબઈ યુનિવર્સિટીમાંના નકામા વિષયોનો, નકામી રીતે બોજો વેંઢારી મગજને બિનજરૂરી ત્રાસ આપવા કરતાં, હાકરશી યુનિવર્સિટીમાં શિક્ષણ લેવા જાય, તો યુવતીઓ ખૂબ સમય અને શક્તિનો સદુપયોગ કરી શકશે.

પણ એક મુશ્કેલી એવી છે કે તેને દૂર કરવા ખૂબ ખૂબ પ્રયત્નની જરૂર છે. સ્ત્રીઓ હમણાં હમણાં પુરુષોની કેમ જાણે સ્પર્ધા કરતી હોય, હરીફાઈ કરવા ઇચ્છતી હોય અને પુરુષની સાથે લડી લેવા ઇચ્છતી હોય એવું વાતાવરણ કાંઈક કાંઈક ફેલાતું જાય છે.

કબૂલ કરવું જ જોઈએ કે સ્ત્રીઓને આજ સુધી એટલી બધી ઊતરતી દશામાં પૂરી રાખવામાં આવી છે કે તેના પ્રત્યાઘાત તરીકે કેટલીકને બંડ ઉઠાવવાનું અનિવાર્ય જ લાગે.

સ્ત્રીઓ મનુષ્યો છે, અને પુરુષોએ તેમને સમાનભાવથી સત્કારવી જોઈએ. ભાઈ બહેનના ભેદ ટાળવા જોઈએ. 'સ્ત્રી તે સમજે શું' એ વિચાર ટાળી, સ્ત્રી પણ પુરુષ જેટલી જ 'મનુષ્ય' છે એ વિચાર સર્વવ્યાપી કરવો જોઈએ. સ્ત્રીઓ બિચારી શરીરે કાંઈક નબળી માની લેવાઈ, સ્ત્રીઓને અબળા એ નામથી ઓળખવામાં આવી, સ્ત્રીઓ પોતે પરવશ અને આધાર વગર ન રહી શકે એવી છે એવો ખ્યાલ સ્ત્રીઓને સેંકડો વર્ષથી આપવામાં આવ્યો, અને સર્વ રીતે સ્ત્રીઓને કચડવામાં, તાબે રાખવામાં, હલકી ગણવામાં, ઊતરતી સમજવામાં 'ધર્મ' પણ ગણવામાં આવ્યો. આ અનર્થો કાંઈ ઓછા શરમાવનારા નથી. આના પ્રત્યાઘાત તરીકે સ્ત્રીઓ બંડ ઉઠાવે એ તદ્દન સ્વાભાવિક જ છે.

પણ બંડ ઉઠાવી જવાનું ક્યાં? શું સ્ત્રીને પુરુષ વગર, કે પુરુષને સ્ત્રી વગર ચાલવાનું છે? ત્રિયારાજ, ટેનીસનની પ્રિન્સેસ, અને એવાં એવા ઘણા તુક્કાઓ ઉઠાવાયા છે. પણ પરિણામ તો હમેશાં એ જ આવ્યું છે કે પુરુષને સ્ત્રી વિના, કે સ્ત્રીને પુરુષ વિના, ચાલવાનું જ નથી.

જો આં સોમાં નવાણું ટકામાં સાચું છે, તો પછી આપણી ભણેલી બહેનો એકલા બંડનો જ વિચાર કેમ કર્યા કરતી હશે એ પ્રશ્ન પૂછવાનું મન થાય છે.

અન્યાય સામે અવશ્ય બંડ ઉઠાવવું. પણ એ બંડ એવું થઈ જાય કે ધાર્યા કરતાં ઊંધું પરિણામ આવે, તો તો અવશ્ય વિચાર કરવો ઘટે.

સ્ત્રીને પુરુષ જેટલી બધી જ સગવડ અને છૂટ હોવાં જ જોઈએ એ સત્ય સ્વીકારાવવા માટે સતત પ્રયત્ન થયાં જ કરવા જોઈએ. પરંતુ સ્ત્રીને કુદરતે જે જે ધર્મો સોંપ્યા છે, તે ધર્મો પાળતાં, તે પુરુષ જેટલી સ્વતંત્રતા કદી જ ભોગવી શકશે? કુદરત જ અન્યથા પ્રેરણા કરશે. તુર્તનાં જન્મેલાં બાળકને, તે ઓછામાં ઓછું નવ માસનું થાય ત્યાં સુધી, માતા

તજી શકશે ? પિતા તે બાળકના ઉછેરમાં સીધી મદદ કેટલી કરી શકશે ? જો આવું છે તો, તે બાળકની સારવાર, માવજત, ઉછેર વગેરે માટે માતાને માર્ગદર્શન આવશ્યક નથી ? આગલા વખતમાં તો તે લાભ મળતા હોય કે ન મળતા હોય, એ દલીલ અત્યારે નિરર્થક છે. આખું સંસારજીવન જ ફરી ગયું છે, તેથી ભૂતકાળનો વિચાર નકામો છે. પણ સત્તર-અઢાર વર્ષની યુવતીને માતૃત્વની ગંભીર જવાબદારી આવી પડવાની હોય તે પહેલાં કાંઈ પૂર્વતૈયારી જરૂરની છે કે નહિ ?

યુવતી અવિવાહિત હોય ત્યાં સુધી ખુશીથી પુરુષોની હરીફાઈમાં ખૂબ દોડ્યાં કરે. પરંતુ વિવાહિતા સ્ત્રી પુરુષોના જેટલી સ્વતંત્રતા—જગતમાંની બધી સ્પર્ધામય સ્થિતિઓમાં હોવી જોઈતી સ્વતંત્રતા—કેમ જ ભોગવી શકે એ વિચારવા જેવું છે.

અને જો આટલો પણ તફાવત સ્વીકાર-વામાં આવે, તો સ્ત્રીઓની ઉચ્ચ કેળવણીમાં કાંઈક પણ વિશેષતા હોવાની જરૂર જ છે, એમ વગરશંકાએ સ્વીકારવું પડશે.

ઉચ્ચ કેળવણીનો લાભ સ્ત્રીઓ હજી ઘણો થોડો જ લે છે એ તો દેખીતું છે. છોકરા જેટલા ભણે છે તેટલી છોકરીઓ શા માટે ન ભણતી હોવી જોઈએ ? અત્યારે તેટલી નથી, કારણ આપણી ઉચ્ચ કેળવણી સ્ત્રીઓ માટે તો નકામી જ છે. સ્ત્રીઓને ઊંચામાં ઊંચી કેળવણી મળવી જ જોઈએ; પણ પુરુષોથી કાંઈક થોડા સમયમાં તે વ્યવસ્થા થવી જોઈએ. અને જો માતૃભાષાદ્વારા શિક્ષણનો આગ્રહ રાખવામાં આવે, અંગ્રેજીનો નકામો મોહ ઓછો કરવામાં આવે, અને સ્ત્રીજીવન પર ધ્યાન રાખી શાળામહાશાળાનાં સમય અને સ્થળ ઠરાવવામાં આવે, તો પુરુષો જે જ્ઞાન પચ્ચીસ વર્ષની ઉમ્મર સુધીમાં મેળવે, તે જ્ઞાન સ્ત્રીઓ વીસ નહિ તો બાવીશ વર્ષની ઉમ્મરમાં તો અવશ્ય સાધી શકે.

ઉચ્ચ કેળવણી વિષે પુરુષો સાથેની સ્પર્ધાના અને ખોટી સ્વતંત્રતાના ખોટા ખ્યાલો દૂર કરવામાં આવે તો સ્ત્રીઓની કેળવણી તો આપણે અવશ્ય સુંદરમાં સુંદર અને ખૂબ ઉપયોગી બનાવી શકીએ.

'સ્ત્રીબોધે' સ્ત્રીઓનાં જીવન વિષે, અને સ્ત્રીઓનાં વાંચન વગેરેની આટઆટલાં વર્ષો થયાં જે એકધારી પ્રવૃત્તિ ચાલુ રાખી છે તે માટે તેના કાર્યકર્તાઓને હજારો વાર અભિ-નંદન આપી, આપણે એટલું ઇચ્છીએ કે, 'સ્ત્રીબોધ' બીજો હજારમો અંક કાઢવા ભાગ્ય-શાળી થાય. ત્યારે સમસ્ત હિન્દની, અને ખાસ ગુજરાતની સ્ત્રીજનતામાં એટલો બધો સારો ફેર થઈ ગયો હોય કે હાલના જીવન કરતાં તે વખતનું જીવન સર્વ રીતે સુખી, સંતોષી અને આદર્શરૂપ બન્યું હોય.

---

# મુંબઈ ભગિનીસમાજનો પરિચય

[ શ્રી જયશ્રી રાયજી ]

આજથી ૨૫ વર્ષ પહેલાં સ્ત્રીઓના પ્રશ્નો તેમજ એકંદર સમાજસેવાના પ્રશ્નોમાં રસ લઈ કામ કરનાર સંસ્થાએ આંગળીને વેઢે ગણી શકાય તેટલી હતી. સ્ત્રીમંડળ સ્થપાયાં હતાં પણ તે કોમી ધોરણે અને તેની કાર્યમર્યાદા પણ સંકુચિત હતાં.

ન્યાતજાતના તેમજ ધર્મનાં બંધનો તે વખતે વધારે મજબૂત હતાં. આને લીધે આર્ય-સમાજી અથવા બીજા ધર્મની ભાવના ધરાવતાં બહેનો જે બોલવાની શક્તિ ધરાવતાં હોય તો તેમને માટે સ્થાન ન હતાં. આ ન્યાતજાતનો ને ધર્મનો બાધ ન નડે ને દરેક કોમને માટે એકત્ર મળી કામ કરવાની અનુકૂળતા મળે એ જાતની સંસ્થાની આવશ્યકતા પૂર્ણ જણાઈ. આ કારણથી મુંબઈમાં ભગિનીસમાજની સ્થાપના તા. ૧૯મી ફેબ્રુઆરી ૧૯૧૬ ને દિને સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલેજીની પ્રથમ પુણ્યતિથિએ થઈ. શ્રી. ગોખલેજીએ હિંદના સેવક તરીકે પોતાનું જીવન દેશને અર્પણ કર્યું હતું, તેમજ પોતાના સિદ્ધાંત પ્રમાણે ભારતસેવક સમાજની સ્થાપના કરી હતી. આવા એક મહાન પુરુષની યાદગીરીમાં તેમના સ્મારક તરીકે ભગિની-સમાજની સ્થાપના થઈ એ તેનું સદ્ભાગ્ય છે. ગોખલેજીએ એકનિષ્ઠાથી સત્યને માર્ગે લોકસેવા કરી, તેમના આદર્શને અનુરૂપ ભગિનીસમાજ પણ યથાશક્તિ લોકસેવા કરવા પ્રયત્ન કરે છે. મહાત્મા ગાંધીજીએ પણ આ સંસ્થાને તેમના ગુરુના સ્મારક તરીકે સ્થપાઈ તેને પોતાના આશીર્વાદ આપ્યા હતા, ને તેના કાર્યમાં ભાગ લેતા હતા. તેના બીજા વાર્ષિક સંમેલન પ્રસંગે ગાંધીજીએ પ્રમુખસ્થાનેથી ઉપદેશ આપ્યો હતો કે ભગિનીસમાજ પોતાનું કામ લોક-સેવાની દૃષ્ટિ રાખી આડંબર કર્યા વિના કરે ને પોતાના કાર્યમાં કૃત્રિમતા ન પેસે એની કાળજી રાખે. આ તેમના ઉપદેશને અનુસરી સમાજના તે વખતના કાર્યકર્તાઓ શ્રી. જાઈજીબાઈ જહાંગીર પિટીટ તેમજ શ્રી. સરજ્બહેન મણિલાલ તથા સૌ. શારદાબહેન મહેતા વગેરેએ મળી ભગિનીસમાજ દ્વારા લોકસેવા ઉપાડી.

ગાંધીજીએ ૧૯૧૭ ની સાલમાં આફ્રિકામાં ફીજીબેટમાં હિન્દી સ્ત્રીઓ ઉપર ગુજરતાં સિતમો પ્રત્યે ભગિનીસમાજની બહેનોનું ધ્યાન ખેંચ્યું. ભગિનીસમાજે ચળવળ ઉપાડીને સમાજના પ્રમુખ પૂજ્ય જાઈજી પિટીટની આગેવાની હેઠળ સ્ત્રીઓનું ડેપ્યુટેશન નામદાર વાઈસરોયને મળ્યું અને તે રીતે સ્ત્રીઓના શિયળના ગંભીર પ્રશ્નનો ઉકેલ આણ્યો.

સને ૧૯૧૮માં ભગિનીસમાજના પ્રયત્નથી ગુજરાતકાઠિયાવાડમાં ૧૩૦ જેટલાં ગામોમાં સ્ત્રીવાંચનગૃહો વગેરે ઉઘાડવામાં આવ્યાં હતાં. તેમનો લાભ હજારેક બહેનો લેતી હતી. આ રીતે સ્ત્રીઓમાં જાગૃતિ લાવવામાં આ સંસ્થા મદદરૂપ બની હતી. ભગિની-સમાજ તરફથી જુદાજુદા વિષય ઉપર પત્રિકા પ્રસિદ્ધ થતી. આ પત્રિકાઓ મહાત્મા ગાંધીજી, કાકા કાલેલકર, શારદાબહેન મહેતા વગેરે પાસે ધર્મ, નીતિ, કેળવણીના પાયા, સ્ત્રીઓનાં વાચન વગેરે ઉપયોગી વિષયો ઉપર લખાઈ હતી.

ભગિનીસમાજના પ્રયત્નથી મુંબઈમાં સ્ત્રીઓના પ્રતિનિધિ તરીકે મિસીસ હીરાબાઈ ટાટા તથા મિસ મીઠાં ટાટાને સ્ત્રીઓનાં મતાધિકારના હક્કની લડત માટે રૂા. ૫૦૦૦નો

ફાળો ભેગો કરી વિલાયત મોકલ્યાં હતાં. આ ઉપરાંત જ્યારે જ્યારે લોકો ઉપર કુદરતની આપત્તિ પડી હતી, ત્યારે સમાજે સંકટનિવારણ ફાળો ભેગો કરી તેમજ દુષ્કાળપીડિત અને ધરતીકંપપીડિત લોકોને અન્નવસ્ત્ર તેમજ બીજી મદદ પૂરી પાડીસક્રિય મદદ કરી હતી.

ભગિનીસમાજ દર વર્ષે ગોખલે જયંતી તેમજ ગાંધી જયંતી ઊજવી આ બન્ને મહાન પુરુષોના જીવનમાંથી પ્રેરણા લઇ કામ કરે છે. ગાંધીજીના સુવર્ણ મહોત્સવ પ્રસંગે રૂ. ૨૪,૦૦૦નું ફંડ ભેગું કરી પર્સ આપી હતી. તેમજ ૧૯૨૩માં રૂ. ૬૦,૦૦૦ની ખાદીની હૂંડીનું વેચાણ કર્યું હતું, અને હજી દર વર્ષે ખાદી વેચવામાં મદદ કરે છે.

હરિજનસેવાનું કામ આ સંસ્થા સેવામંદિર દ્વારા કરે છે. મ્યુનિસિપાલિટીમાં ઝાડુ કાઢનાર ભંગી તેમજ મહાર લોકોમાં આ કામ છે.

બપોરનાં હરિજન બાળકોને નવાડી સ્વચ્છ કપડાં પહેરાવી અક્ષરજ્ઞાન તેમજ રમત-ગમત ને સંગીત શિખવાય છે ને કોઈક વખત દૂધ આપવામાં આવે છે. બહેનોને પણ અક્ષરજ્ઞાન તેમજ શીવણ શીખવવા સ્ત્રીશિક્ષકો રોકયાં છે. રાત્રે કામેથી પરવારી પુરુષો રાત્રીશાળામાં અભ્યાસ કરે છે. તેમને માટે કલબ છે, જ્યાં તેઓ જુદીજુદી રમત રમીને આનંદ મેળવે છે. દારૂબંધીનું કામ આ સંસ્થાએ વર્ષોથી ઉપાડયું છે. પુરુષો વ્યસનમાંથી છૂટે, અને તેમને સારી ટેવ પડે તો આનંદ મળે તે માટે આ આ કલબની શરૂઆત સેવામંદિરમાં કરી હતી.

શ્રી. ત્રિભુવનદાસ માળવીના સ્મારક ફંડની રૂ. ૧૦,૦૦૦ની રકમમાંથી ભગિનીસમાજ તરફથી ટી. એન. માળવી બાળમંદિર ચલાવવામાં આવે છે. સમાજનાં સભાસદ બહેનો પોતાનાં બાળકોને આ બાળમંદિરમાં થોડી ફી આપી મોકલે છે. ફી ન ભરી શકે તેવાં બાળકોને માફી આપી દાખલ કરવામાં આવે છે.

મુંબઈ મ્યુનિસિપાલિટી તરફથી ભગિનિસમાજસેવામંદિર તેમજ ટી. એન. માળવી બાળમંદિરને વાર્ષિક ગ્રાંટ મળે છે.

સમાજનાં બહેનો માટે વિવિધ શિક્ષણવર્ગો ચલાવવામાં આવે છે—હિન્દી, અંગ્રેજી ટાઈપરાઈટીંગ, ઘરગથ્થુ માવજત, માતૃશિક્ષણ અને અકસ્માત વખતે તત્કાલિક ઉપાય કરવા વિષયને લગતું જ્ઞાન આપવામાં આવે છે તથા શીવણ અને ભરત વગેરે ઘરગથ્થુ ચીજો કરાવી બહેનોને આર્થિક મદદ કરવામાં સાધનભૂત થાય છે. વેતરવાનું શીખવવામાં પદ્ધતિસર વર્ગો ચાલે છે; જેમાં ઉત્તીર્ણ થનાર બહેનોને વી. જે. ટેકનીકલ ઇન્સ્ટીટયુટ તરફથી પ્રમાણપત્ર આપવામાં આવે છે.

બહેનોમાં વાચનનો શોખ થાય ને તેમને ઘરબેઠાં વાંચવાનાં પુસ્તક મળે એ હેતુથી ભગિનીસમાજ તરફથી જુદીજુદી ચાલોમાં ફરતાં પુસ્તકાલયની પેટીઓ ફેરવવામાં આવે છે. વળી ચાલુ બનાવોની માહિતી આપવા માટે સમાજ એક પખવાડિક પત્રિકા ચલાવે છે. આ પત્રિકાનાં હાલ તંત્રી શ્રી. હંસાબહેન મહેતા અને શ્રી. બચુબહેન લોટવાળા છે. બિનસભાસદને માત્ર રૂ. ૧ા ના લવાજમથી આ પત્રિકા મોકલી આપવામાં આવે છે. સભાસદ ઉપરાંત ગ્રાહકોની સંખ્યા પણ સારી છે.

મુંબઈ જેવા શહેરમાં શિક્ષિકા, નર્સ વગેરેના ધંધામાં કામ કરનાર બહેનોની સંખ્યા ઠીક હોય છે. કેટલાંક બહારગામનાં આવનાર બહેનો મુંબઈમાં એકલાં રહેવાનું પસંદ કરતાં નથી. આવાં બહેનો માટે એક ભગિનીગૃહ ચલાવવામાં આવે છે. ખાવાપીવા તથા રહે-વાનો માસિક ખર્ચ રૂ. ૩૦) લેવામાં આવે છે.

આ ઉપરાંત ભગિનીસમાજ તરફથી સંતતિનિયમન વિષે માહિતી આપતું દવાખાનું ચલાવવામાં આવે છે. અહીં સલાહ આપવા જાણીતાં લેડી ડોક્ટરો આવે છે. શારીરિક અને આર્થિક કારણોસર જે પરિણીત બહેનોને જરૂર હોય તેમને સંતતિનિયમનના વિષયની માહિતી તેમજ સાધન પૂરાં પાડવા માટે આ દવાખાનું ખોલવામાં આવ્યું છે.

વળી બહેનોને મુંબઈ જેવાં શહેરમાં સાંજના કંઇક રમતગમતદ્વારા કસરત અને આનંદ મળે એ માટે સગવડ બહુ જ થોડી છે. આ માટે ભગિનીસમાજે બહેનો માટે એક કલબ ખોલી છે, જ્યાં બહેનો બેડમિન્ટન, પીંગપોંગ તેમજ બીજી ઘરમાં રમવાની રમતો રમે છે. અવારનવાર ગરબા સંમેલન પણ યોજવામાં આવે છે. આ રીતે બહેનોના માનસિક વિકાસ ભેગાં તેમના શારીરિક વિકાસ માટે પણ ભગિનીસમાજ કાળજી રાખે છે, અને તેને માટે વ્યવસ્થા કરે છે—શહેરનાં બહેનોને વર્ષમાં આજુબાજુના સ્થળો, જેવાં કે જુહૂ, મલાડ, ઉરણબેટ, નાવાબેટ વગેરે ઠેકાણે ઉજાણી (પિકનીક) માટે લઇ જવામાં આવે છે.

ભગિનીસમાજ આ રીતે મુંબઇની સ્ત્રીઓની શારીરિક તેમજ માનસિક ઉન્નતિ થાય તે માટે આજે ૨૫ વર્ષથી પ્રયત્ન કરી રહ્યું છે. સમાજની જુદીજુદી પ્રવૃત્તિમાં સેવાભાવી બહેનો પોતાના વખતનો ભોગ આપી શીખવવા આવે છે. ભગિનીસમાજના સદ્‌ભાગ્યે આવાં સેવાભાવથી કામ આપનાર બહેનોની સંખ્યા સારી છે.

સમાજે ઉપાડયાં છે તેવાં કાર્યો આરંભવાં, વિસ્તારવાં, નિભાવવાં અને સંગીન બનાવવાં કંઇ સહેલ નથી. તે માટે જેમ સેવા આપનાર બહેન બંધુઓની જરૂર છે તેમ તેઓનાં પ્રયાસને ફતેહમંદ ઉતારવા નાણાંની પણ તેટલી જ જરૂર છે. આ વર્ષે ભગિની-સમાજનો રજતમહોત્સવ ઊજવવાનું નક્કી કર્યું છે. ને આ પ્રસંગે જનતાને યથાશક્તિ મદદ કરવા ભગિનીસમાજ વિજ્ઞપ્તિ કરે છે.

# પ્રાચીન અને અર્વાચીન કાળની સ્ત્રીઓ

સૌ. સમજુબા ગો. દેસાઈ

પ્રાચીન કાળમાં આપણા દેશની સ્ત્રીઓની હાલત ઘણે દરજ્જે શ્રેષ્ઠ હતી. તેની કીર્તિ આજે ચોતરફ પ્રસરી રહી છે, તે આપ સર્વ બહેનોને સુવિદિત છે. તે સમયે સ્ત્રીઓને પ્રથમ વિદ્યા અને ધર્મનું જ્ઞાન મળતું, તેથી તેઓ પોતાના પતિ, પુત્ર, પુત્રી, વડીલો વગેરે સગાંસ્નેહીઓ પ્રત્યે પોતાનો શો ધર્મ છે તે જાણતી, અને તે સર્વ પ્રત્યે ઘણો જ સ્નેહ તથા પૂજ્યભાવ રાખતી. કુટુંબ દેખી તે હરખાતી. પતિ તરફથી જેવાં વસ્ત્રાલંકાર મળતાં તેમાં તે સદા સંતોષ માનતી. સાસુની સત્તા નીચે રહીને સદા ગૃહકાર્ય કુશળ રીતે કરતી; અટકાવ, ગર્ભાવસ્થા અને પ્રસૂતિ વખતે પાળવાનાં નિયમો બરાબર પાળતી. બાળકોને ઉછેરવામાં, કેળવણી આપવામાં અને તેમને સદ્‌ગુણી બનાવી દુનિયામાં પંકાતા કરવાને તે બનતા પ્રયત્નો કરતી. તેથી કરીને જ એવી માતાઓને પેટે રામચંદ્ર, શ્રીકૃષ્ણ, અર્જુન, હરિશ્ચંદ્ર એવા નીતિનિપુણ કહેવાતા પુરુષો, પ્રખ્યાત થઈ ગયા છે, તે આપ સર્વ સારી રીતે જાણો છો. તેમજ સીતા, કૌશલ્યા, દ્રૌપદી, લક્ષ્મી, પાર્વતી વગેરે સતી કહેવાતી અને દેવીરૂપ મનાતી સ્ત્રીઓ એવી જ ઉત્તમ માતાઓને પેટે પેદા થઈ હતી. તે સમયની સ્ત્રીઓ ઉત્તમ રીતે પોતાનો ઘરસંસાર ચલાવતી. તે કરકસરથી વ્યવહાર સાચવી ગૃહરાજ્ય ચલાવવામાં પોતાના પતિને બનતી મદદ કરતી. પતિને સંકટસમયે ધીરજ આપતી અને પ્રસંગ આવ્યે શિખામણ આપવા ચૂકતી નહિ. પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી હતી. પતિ તરફથી કોઈ કારણે તિરસ્કાર, વિયોગ થાય તોપણ તેવો ને તેવો જ પ્રેમ રાખતી. હાલની સ્ત્રીઓની માફક કોર્ટમાં ફરિયાદ કે દાવા માંડી પતિને રંજાડતી કે ખોરાકના પૈસા માંગતી નહિ. પરંતુ એકાન્તમાં રહી પતિના નામનો જપ કર્યાં કરતી હતી. તે સમયે સ્ત્રીઓ પોતાના પતિ સાથે યુદ્ધમાં અને સભાઓમાં જઈ શકતી, તેવી રીતે હાલની સ્ત્રીઓ જઈ શકતી નથી. તે વખતે સ્ત્રીઓ વાદવિવાદમાં, ધર્મનીતિના કાયદાઓમાં મોટા પુરુષોને પણ હરાવતી, તેનું કારણ એ હતું કે તેમને પડદે રહેવું પડતું નહિ. સતી લીલાવતી જેવી સ્ત્રીએ ગણિત જેવો ગ્રંથ રચ્યો છે, કેટલીકે વેદ જેવા ગ્રંથોનાં ભાષ્યો કર્યાં છે. દુર્ગાવતી, કર્મદેવી, કલાવતી, લક્ષ્મીબાઈ, તારાબાઈ જેવી ઘણી બહાદુર સ્ત્રીઓએ શત્રુઓનો સંહાર કરવામાં પોતાના પતિને મદદ કરી છે. તેની ઐતિહાસિક ઘટનાઓની વાત કોઈનાથી અજાણી નથી. ઘણી સ્ત્રીઓએ પોતાના પતિના રક્ષણ માટે પ્રાણ આપેલો છે. સીતા જેવી સ્ત્રીએ પોતાનો પ્રાણ જતાં પણ શિયળ તેમજ પોતાનો નિશ્ચય તોડ્યો નથી. ધન્ય છે તેવી સતીને ! હવે પ્રાચીન કાળની સ્ત્રીઓની હકીકત ટૂંકમાં પતાવી અર્વાચીન કાળની સ્ત્રીઓ તરફ નજર કરીશું.

અર્વાચીન કાળમાં બધું અસ્ત થઈ ગયું છે. વિદ્યાદેવીને વિસારી મૂક્યાં; લજ્જા લટકાવી દીધી; નીતિને રજા આપી, તેને પાછી લાવવાને કોઈ તસ્દી લેતું નથી. તેથી સ્ત્રીઓ પોતાના

ખરા ધર્મથી અજાણ રહી છે. વડીલો, કુટુંબીજનો વગેરે પ્રત્યેનો પોતાનો ધર્મ તે જાણતી નથી. જ્યાં જોઈએ ત્યાં અભણ સ્ત્રીઓમાં વેર ને કુસંપ જોવામાં આવે છે. પોતાનાં બાળકોને યોગ્ય કેળવણી આપવાને બદલે ગમે તેમ વર્તવા દે છે. તેમને સારી સંગત લગાડવાને બદલે પોતે જ કુલક્ષણ શીખવે છે. જોઈએ તેવી રીતે તે ગૃહકાર્ય કરી શકતી નથી. કરકસર ને સુઘડતા રાખવાના નિયમો, ધર્મનીતિ પાળવાના નિયમો, ઈશ્વરભક્તિ વગેરે તેમણે વિસારી મૂક્યા છે. તેથી જ પ્રાચીન અને અર્વાચીન કાળની સ્ત્રીઓમાં આટલો બધો તફાવત છે. તેનું કારણ તપાસીએ તો દેશમાં અનેક ધર્મો પ્રસર્યા, વડીલોની સેવા અને મર્યાદા મૂકી, ઠેરઠેર કુસંપે પ્રવેશ કર્યો. પરદેશી અને દેશી વચ્ચે કંઇ તફાવત રહ્યો નહિ. દેશનો પૈસો પરદેશ જવા લાગ્યો. અન્નવસ્ત્રો પૂરતાં ન મળવા લાગ્યાં. પુરુષો સ્ત્રીઓ પર જુલમ ગુજારવા લાગ્યા ને ઘરમાં મજૂરની પેઠે ધંધો કરનાર સાથીના જેવી સ્થિતિમાં રાખવા લાગ્યા. વળી તેમને કેળવણીથી દૂર રાખવા લાગ્યા. તેથી કરીને અર્વાચીન કાળની સ્ત્રીઓની સ્થિતિ બગડતી ચાલી. બીજું કારણ એ છે કે ધર્મ અને નીતિના ઉપદેશો થતા અટક્યા. વિદ્યાવિકાસના મેળાવડા બંધ થયા અને અર્વાચીન કાળની સ્ત્રીઓને ઉત્તેજન અપાતું બંધ થયું. સારી સ્ત્રીઓની સોબત બંધ પડી ને દિવસે દિવસે અજ્ઞાને પગલાં આગળ વધાર્યાં. તેથી જ સ્ત્રીઓ પોતાનાં ખરા ધર્મકર્મ ભૂલી ગઇ. ઘરની લક્ષ્મીને બદલે તે ભૂંડી ગણાવા લાગી. સાર્વજનિક મેળાવડામાં પોતાના પતિની સાથે જવાને બદલે પડદાના રિવાજથી ઘરમાં પડી. અર્વાચીન કાળમાં મેળાવડામાં પોતાના પતિ સાથે જવામાં કે કોઇ સારા કામમાં ભાગ લેવામાં જો કોઇ સ્ત્રી સામેલ થાય તો તેની નિંદા કરવા હાલની અજ્ઞાન સ્ત્રીઓ તૈયાર થઇ જાય છે. તે તેમની ભૂલ છે. પતિની સાથે કોઇ પણ જાહેર કામમાં જવામાં કોઇ પણ જાતનો વાંધો નથી. જાહેર કામમાં જવાથી પણ વિદ્વાન માણસોના સારા વિચારો આપણા જાણવામાં આવે છે. તે વિચારો ઘણી વખત આપણને ઉપયોગી થઇ પડે છે.

હાલમાં સ્ત્રીઓનાં સુભાગ્યે ઘણી જાતની ઉદ્યોગશાળાઓ સ્થપાઇ છે તેમાં વિધવા, સધવા, કુમારિકાઓને અનેક પ્રકારનું શિક્ષણ અપાય છે. તેથી કેટલેક અંશે આપણી અજ્ઞાનતા નાબૂદ થઇ છે. દિવસે દિવસે જ્ઞાનની ભૂખ વધવા લાગી છે. સહશિક્ષણની પણ શરૂઆત થઇ છે. કોલેજમાં પણ કેટલીક બ્હેનો જવા લાગી છે. સ્વદેશની અજ્ઞાન બ્હેનોને સુધારવામાં પોતે લીધેલી કેળવણી આપવા લાગી છે. હવે ધીરજથી પહેલાની નુકસાનકારક રૂઢિ દૂર થશે તો જ આપણી સ્ત્રીજાતિ સારી સ્થિતિમાં આવશે. જ્ઞાનદીપકથી દૂર રહેવાથી આટલા દિવસ આપણા અર્વાચીન કાળની સ્ત્રીઓની હાલત નબળી પડી ગઇ હતી. સારી કેળવણીના પ્રતાપે સ્ત્રીજાતની સ્થિતિ સુધરશે એમ આશા રાખવામાં આવે છે. અને દરેક સ્ત્રી પોતાની જાતને કેળવી બીજી અજ્ઞાન બ્હેનોને, બાળકોને કેળવવામાં મદદરૂપ બને તો, જરૂર આપણા દેશને કેટલો બધો લાભ થશે તેનો ખ્યાલ સર્વ બ્હેનોને સહેજે આવ્યા વિના રહેશે નહિ

———




પુસ્તક ૭૮ :: નવેમ્બર : ૧૯૩૪ :: અંક ૧૧

# ભાવના

—:o:—

સખી ! નવપ્રફુલ્લ નેહભર્યા 'નમનીયાં' સ્વીકારજો !
બ્હેન ! હૃદયભાવ નિર્મળ ને સ્નેહપૂર્યા ધારજો !

કાર્યોની રહેણીમાં
વાણીની શ્રેણીમાં

કહેણી ફેલાય, ઉણુપ ,, જીવનમાં જણાય,
લક્ષ વર્તનના દોરે વિસ્તારજો : બ્હેન........

બ્હેન ! જીવનની જળહળવી જયોત 'પતિવ્રત છે,
શીયળની સંરક્ષાનું આભૂષણુ સુક્ત છેઃ

'ઉચ્ચ ગ્રહણુ' કરવામાં '
ગ્રહીને અનુસરવામાં

ફરજોને પાળવામાં, ધર્મ જે મનાય
શરમ શસ્ત્રે મર્યાદા પ્રસરાવજો : બ્હેન.......

હૃદય આંગણે સુનીતિના સાથીયા આલેખજો,
ઔદાર્ય હૃદય 'ઓજસનું' આત્મસ્થાન પેખજોઃ

ઉન્નત ઉચ્ચાચરણે
પ્રીતિનાં રસઝરણે

ઉદાહરણે ઉચ્ચ લલનાનાં પળાય,
જીવનનું સર્વસ્વ પતિભાવ પ્રવર્તાવજો : બ્હેન....

ઉશમે કવિ

# શું કરવું ?

**શ્રી. ગિરિબાળા ત્રિવેદી**

(૧) બાળકને બહાર ફરવા જવાની હોંશ છે અને ઘરમાંથી કોઇ લઇ જઇ શકે તેમ નથી, તો શું કરવું ?

બાળક નાનું છે. પોતાની હોંશ પુરી પાડવા અશક્ત છે, માટે આપણે તેની હોંશ પુરી પાડવી જોઇએ. ફરવા જવાના સમયમાં જે જે કામો કરવાનાં હોય તે ફેરવી નાખો; કારણકે બાળકની ખરી ખીલવટ તો કુદરતના ખોળામાં રમવાથી થાય છે. બાપ પોતાનો વખત ન જ ફેરવી શકે તેમ હોય તો માતાએ તો જરૂર ફેરવવોજ. તેને જો રસોઇ કરવાનું કામ હોય તો ફરવા જતાં પહેલાં કરવી, અગર આવીને કરવી; પણ બાળકને ફરવા તો લઇ જ જવું જોઇએ. બાળકને બહાર જવાની હોંશ હોવાનું કારણ, ચોકખી હવામાં ફરવાથી જે આનંદ ઉપજે છે, તેટલુંજ નહિ પણ જુદાં જુદાં પ્રાણીઓ, મનુષ્યો અને વસ્તુઓને જોવાની અને તેનાથી મળતા અનુભવો લેવાની બાળકને પુષ્કળ જિજ્ઞાસા હોય છે. તેની કંઇક તૃપ્તિ બહાર ફરવા જવાથી તેને મળે છે.

(૨) બાળકે જે વસ્તુ લીધી છે તે પોતાને નુકસાન કરે એવી હોવા છતાં બાળક છોડતું નથી; તો શું કરવું ?

બાળક એવી વસ્તુ લે ત્યારે માબાપે એકદમ ઝુંટવી લેવા પ્રયત્ન ન કરવો. પણ દડો, પેન્સીલ અને એવાં બીજાં રમકડાં ને એવીજ બીજી વસ્તુઓની રમત ગોઠવવી. એ રમત એવી હોય કે એમાંની ચીજ જ્યારે માતા માગે ત્યારે બાળક આપે, બાળક માગે ત્યારે માતા આપે. એમ કરતાં કરતાં બાળકને ખાત્રી થાય છે કે રમવા જેવી વસ્તુઓ મને મળશેજ. આવા પ્રકારનો બાળકમાં વિશ્વાસ આવી ગયા પછી બાળક ચપ્પુ, ટાંકણી, કાતર વગેરે નુકશાન કરે તેવી વસ્તુઓ જ્યારે બા માગે ત્યારે આપી દે છે.

બાળકને નુકશાન થાય એવી વસ્તુઓ બનતા સુધી બાળકના હાથમાં અને નજરે સહેલાઇથી ન આવે તેમ રાખવી જોઇએ.

(૩) બાળક ઘરમાંથી ઉપયોગી વસ્તુ લઇને બહાર ફેંકી દે છે, તો શું કરવું ?

બાલમાનસની દૃષ્ટિએ જેમ જેમ બાળકનું મગજ તેની ઉંમર વધે છે તેમ ખીલતું જાય છે. તે ખીલવટ એકદમ થતી નથી, પણ અમુક ક્રમે થાય છે. જ્યારે બાળકનું મગજ સમજણની સ્થિતિએ પહોંચે છે, ત્યારે તેનામાં પોતાની મા અને બીજી સ્રીનું ઓળખાણ થાય છે. પછી અનુકરણ શક્તિ આવે છે, તે સાથે હાથના સ્નાયુ ઉપર કાબુ આવે છે. પછી ધીમે ધીમે પોપટની માફક ઉડવા ને કલ્પના પ્રદેશમાં ખેલવાનું તેને મન થાય છે. આ ઉંમરે પોતાની ગતી વધે તે માટે નહિ, પણ બીજી વસ્તુઓની ગતિ જોવા માટે તે બહુ આતુર હોય છે. ઉડતાં ચકલાં કે ગોથાં ખાતાં પતંગને જોવામાં તે બહુ રસ લે છે. પરંતુ એ દૂરની વસ્તુ કરતાં પોતાને હાથે દડો ફેંકી તેની ગતિ જોવામાં કે રમકડાંની ચાલતી મોટર ગાડી જોઇ તે અટકાવવામાં તેને જે જે મઝા પડે છે તે ઑર જ હોય છે. આવે સમયે જો તે

ઘરમાંથી એવી વસ્તુઓ ફેંકી દેતું હોય તો તેનો ઉદ્દેશ આવુંજ કંઇક શીખવાનો હોય છે. આ સમયે તેને ગતિવાળી વસ્તુઓ આપવી જોઇએ. જેમકે દડા, ભમરડા, મોટર, સાઇકલ, ચાલણગાડી. આનાથી બાળકને વસ્તુ ફેંકીને તેની ગતિ જોવાની જિજ્ઞાસા સંતોષાશે. ઘરની બીજી વસ્તુઓ ફેંકી દેતું અટકશે. અલબત્ત, આ પ્રશ્નના અનેક ઉત્તરમાંનો આ તો એક જ છે.

(૪) બાળક જ્યાં ત્યાં પોતાની વસ્તુઓ ફેંકે અને અવ્યવસ્થિત ખૂબ રાખે છે, તો શું કરવું ?

બાળકને પોતાને અવ્યવસ્થા ગમે છે એમ નથી, પણ તે પોતાની વસ્તુઓ વ્યવસ્થિત રાખી શકે, તેમજ સહેલાઇથી જાતે લઇ શકે તેવી અનુકુળતા ન હોવાથી તે ગમે તેમ ફેંકે છે. આ માટે બાળકોની ચીજો રાખવા નિશ્ચિંત સ્થળો આપવાં. જેમકે પહોંચી શકે તેટલીજ ઉંચાઇએ તેમનાં કપડાં રાખવા ખીંટીઓ નાખી દેવી; ગંદાં ને મેલાં કપડાં રાખવા એક પેટી કે જગા આપવી; બુટ કે ચંપલ રાખવા એક સ્ટેન્ડ કે એવું કંઇક આપવું; પેન, પેન્સીલ, હોલ્ડર કે રબર મુકવા એક દાબડો આપવો. એવી કોઇ જાતની તેમને માટે વ્યવસ્થા રાખો એટલે પોતાની વસ્તુઓ તે વ્યવસ્થિત રાખશે, અને એમાં મઝા લેશે. પછી પોતાને જોઇતી વસ્તુ માટે રામાને કે બા બાપાને પૂછવાની જરૂર નહિ પડે, તેમજ શોધવી પણ નહિ પડે. બાળક એટલું સ્વાશ્રયી પણ થશે. પછી માબાપે એક દિવસ બાળકને કહેવું કે આજે તો અમે તમારી ગોઠવણ જોવા આવીશું. આથી બાળક વધુ હોંસથી ગોઠવે છે અને બીજાને તે બતાવવા પણ ઇચ્છે છે. તેને વખાણ પણ ગમે છે. પછી આ વ્યવસ્થા આખા જીવનમાં ઉતરી જશે તો પછી તે ગમે તે સ્થિતિમાં અવ્યવસ્થા નિભાવી નહિ શકે. આ ઉપરાંત મુખ્ય વસ્તુ તો એ છે કે માબાપે પોતાના જીવનમાં વ્યવસ્થા ઉતારી સઘળું વ્યવસ્તિ રાખવા પ્રયત્ન કરવો અને તે જેટલે અંશે થયો હશે તેટલે અંશે બાળકમાં વ્યવસ્થિતપણું સ્વાભાવિક ઉતરશે.

(૫) જમતી વખતે બાળક ખાવાની વસ્તુઓ ખૂબ જ માગ્યા કરે છે ને પછી પડતું મૂકી ઉઠી જાય છે; તો શું કરવું ?

પોતાને માટે કેટલું જોઇશે તેનો બાળકને ખ્યાલ નથી હોતો. અને ખૂબ ભૂખ લાગેલી હોય છે તેથી ઘણું ખાઇ શકાશે એમ તે ધારી લે છે. વળી માગવા છતાં ફરીથી નહિ મળે એવી શંકા પણ બાળકને ઘણીવાર આવી ગઇ હોય છે. બાળક માંદુ હોય ને મા બાપ ન આપવાનું કહે ત્યારે પણ બાળક વધારે માગે છે. કોઇ વખત બાળક સમજી શકે તેવી સ્થિતિમાં ન હોવાને લીધે મોટાંઓનું અનુકરણ કરે છે અને વધુ માગે છે. કોઇ વખત બાળકને અવગણ્યું હોય તેને પરિણામે તેનામાં 'હું નાનું છું', 'અનાદરને પાત્ર છું' એવો ખ્યાલ હોવાને લીધે, મોટું થવાના દેખાવ કરે છે અને પોતાના હકો માગે છે. ઉપરનાં દર્શાવેલાં કારણો ધ્યાનમાં લઇ, નીચે દર્શાવેલી અગર એવી બીજી કોઇ યોજના કરી હોય તો કદાચ બાળક વધારે પડતી માગણી નહિ કરે. જેમકે બાળકને થાળીમાં એક રોટલી પીરસી તેની પાસે પાંચ સાત રોટલીની બીજી થાળી મૂકી રાખી, તેને એમ કહેવામાં આવે કે જ્યારે જોઇશે ત્યારે આમાંથી તમને બીજી મળશે, તો બાળક વધારે પડતી માગણી કરતું અટકવા સંભવ છે.

સસ્તા ભાવે પુસ્તકો મેળવવાની યોજના માટે આ અંકના આગળના પાનાં જુઓ

## અજવાળાને આમંત્રણ.

( રાગ-ગરબાનો )

આવોને અજવાળાં મ્હારી આંખમાં રે લોલ !
 ત્હમ આવ્યાથી નયન અમારાં શોભે જો;
કરૂં ત્હમારી હું તો નિશદિન યાચના રે લોલ,
 દૂરેથી પણ મનડું મ્હારૂં લોભે જો....આવોને૦

ઉજ્વળતાના રંગ સદા દેખાડજો રે લોલ !
 બીજા રંગો તણું નથી બહુ કામ જો;
સ્હામે કાંઠે કોણુ ? અમે આ દેખીએ રે લોલ,
 સમજાવોને વચ્ચે રહીને નામ જો....આવોને૦

વિવિધ રંગો તણા પ્રકાર નચાવતારે રે લોલ,
 કેવી સુન્દર આકૃતિ-એનું રૂપ જો;
અખિલ વિશ્વમાં એવું કોઇ મળે નહીં રે લોલ,
 ગૂઢ તત્વનું પરમ રસિલું પાત્ર જો....આવોને૦

તારલીયા સંતાણા ત્હારા તેજમાં રે લોલ,
 સૂરજ દિવસે ચંદ્રસમાણા લાગે જો;
અજવાળામાં કાળાં કિરણો જો ભમે રે ! લોલ,
 પાપ હમારાં જાણે ત્હ્યાં ધોવાયે જો....આવોને૦

અજવાળું આછું તે ચાદર પાથરી રે લોલ,
 સંકેલોને નાથ ! ગ્રહી મુજ હાથ જો;
સંકેલાતાં આવું પાસે આપની રે લોલ,
 પછી મ્હને પોતાનો કરીને થાપો જો....આવોને૦

પ્રીત કરીને પાસે રાખો દાસને રે લોલ,
 પવીત્ર ચરણે વાસ અમોને આપે જો;
અજવાળાનાં કિરણ અમારી આંખને રે લોલ
 આપે વસમી નહીં જરાએ ઝાંખ્ય જો....આવોને૦

અજવાળાં આંખોથી અંદર ઉતરો રે લોલ,
 હૃદય વિષે પણ પામો કાંઇ પ્રવેશ જો;
નવીનતાના સુન્દર પથમાં વિચરી રે લોલ,
 ઉભય વ્યક્તિની અનુસન્ધિ કરી આપો જો....આવોને૦

મઢડાકર-નાગર

# અવનતિને આરે

શ્રી. તેરા

નાનપણથી જ સામાન્ય રીતે માધવીને મધુકર તરફ પક્ષપાત હતો. આવી રીતે સંપૂર્ણ મોજશોખમાં ઉછરેલ કન્યા નબાપા ગરીબ છોકરા તરફ સ્નેહ બતાવે એ જોઈ ઘણાં લોકો ઈર્ષ્યાથી બળી જતાં.

માધવી તેના માબાપની એકની એક વહાલી પુત્રી હોવાથી બહુ લાડમાં ઉછરી હતી, અને આ કારણોને લઈને તેના માતપિતા પુત્રીને રાજી રાખવા માટે મધુકર સાથે વધારે ભળવાની ના પાડી શકતા નહિ.

મધુકરના પિતા પોતાની પાછળ એક અસહાય વિધવા તથા નાના બાળકપુત્ર મધુકરને મૂકી સ્વર્ગે સીધાવ્યા બાદ, તેની માતાએ પોતાનાં ઘરેણાં વેચી મધુકરને ભણાવી ગણાવી હોશિયાર બનાવવાનો વિચાર કર્યો.

બાળક વધે નિશાળમાં મધુકરની ચાલાકી જોઈને માધવીનો તેના ઉપરનો ભાવ વધ્યો હતો. ઘેરથી તે કાંઈ ખાવાનું લાવતી તેમાંથી થોડો ભાગ મધુકરને માટે રાખવા તે ચૂકતી નહિ. વળી કોઈક વખત તે આખી નવી પેન પણ મધુકરને લાવી આપતી. એક વખત અજાણતાં તેની પાટી તૂટી ગઈ તેથી તે રડવા લાગ્યો, કારણ કે તેની ગરીબ માતા આટલા પૈસા ખરચી નવી અપાવી શકે એમ નહતું. પણ તેની અજાયબી વચ્ચે તેને માલમ પડયું કે તદ્દન નવી મોટી પાટી તેની જગ્યા ઉપર બીજે જ દિવસે આવી પડી હતી. આવી રીતે માધવી તેને દરેક પ્રકારે મદદ આપવા તત્પર રહેતી.

બેઉ વચ્ચેનો આવો બાલિશ પ્રેમ પણ લોકોની નજરમાં ખૂંચ્યા વગર રહ્યો નહિ. ફાટેલાં કપડાંવાળા મધુકર સાથે એક રસથી રમતી માધવીને જોઈને તેમને નવાઈ લાગતી. તેઓ માધવીને પોતાને ત્યાં બોલાવી પોતાનાં છોકરાં સાથે રમવાનું કહેતાં; પણ આવા બનાવોથી માધવીના વર્તનમાં ફેરફાર થતો નહિ.

સાથે રમતાં બાળકોને ક્યાંથી ખબર હોય કે દિવસે દિવસે તેઓ મોટાં થતાં જાય છે. પણ કાળનો પ્રવાહ તો અખંડ વહ્યા જ કરે છે. વર્ષો વીત્યાં. છતાં યે માધવી ને મધુકરને મન તો તેઓ હજુ નાનાં બાળકો જ રહ્યાં હતાં. છતાંયે એટલો ફેરફાર થયો હતો કે તેઓ હવે સાથે એક નિશાળમાં જઈ શકતાં ન હતાં, છતાં પણ સાંજે છુટતી વખતે માધવી કાંઈને કાંઈ ખાવાનું લાવતી ને બેઉ જણાં સરખે હિસ્સે વહેંચીને ખાતાં. કોઈ કોઈ વાર માધવી મધુકરની ખબર કાઢવા માટે તેને ઘેર જતી ત્યારે તેની માતા વહાલથી તેને બેસાડી કાંઈ સારું ખાવાનું કરી આપતી.

કુદરતી રીતે સ્ત્રી પુરુષમાં એક પ્રકારનું આકર્ષણ રહેલું છે, અને જેમ જેમ તેમનો સહચાર વધે છે તેમ તેમ એવા પ્રકારની લાગણીઓ ઉદ્ભવે છે, કે જેને લઈને એક બીજાને ન જોવાથી હૃદયમાં ન સમજાય એવી વ્યથા ઉત્પન્ન થાય છે. એકને દુઃખી જોઈ બીજાનું હૃદય દ્રવે છે; એકને નિઃશ્વાસ નાખતો જોઈ બીજાની આંખમાં આંસુ ઉભરાઈ આવે છે; તેમ માધવી અને મધુકરના સતત સાન્નિધ્યના

ત્રણ ચાર દિવસો પસાર થઈ ગયા. સમય આનંદથી પસાર થતો ગયો. એક રાત્રે બેઉ મિત્રો એક નવા દરદીના રોગ ઉપર ચર્ચા કરતા બેઠા હતા. ઘડિયાલનો ટક ટક અવાજ સંભળાતો હતો. ટેબલપર એક મીણબત્તી પોતાનો પ્રકાશ આપી રહી હતી. હજુ માધવી કામકાજથી પરવારી ત્યાં આવી ન હતી. તેઓ રોજ કાંઈ ને કાંઈ રમત સાથે રમી આનંદ કરતાં, પણ " આજે તો મને ઉંઘ આવે છે " એમ કહીને મધુકરે કોચ ઉપર ઝુકાવ્યું. ઈન્દુપ્રસાદ એક પુસ્તક લઈ માધવીની રાહ જોતો વાંચતો બેઠો. થોડીવારમાં એક મનુષ્ય હાંફતો હાંફતો જલદીથી દાખલ થયો. "ડોક્ટર સાહેબ, જલદી કરો, મહેરબાની કરીને ઉતાવળ કરો, દરદીની હાલત બહુ ગંભીર છે "

"જરા શ્વાસ લઈને ધીરેથી સમજાવ કે આટલા ગભરાટનું કારણ શું છે ? અત્યારે રાત છે, ગામ દૂર છે એટલે જવામાં અડચણ પડશે. " ડોક્ટરે પોતાની હમેશની શાન્તિથી જવાબ આપ્યો.

" હાલમાં એટલું જ કે દરદીની હાલત બહુ જ ખરાબ છે, એટલે તમોને જલદીથી લાવવા માટે હું ગાડી લઈને આવ્યો છું. આપ એકદમ ચાલો " પેલા મનુષ્યે વધારે ખુલાસો કર્યા વગર ઉતાવળ કરવા માંડી.

ઈન્દુપ્રસાદ ઉઠયો, પોતાની બેગ લઈ તૈયાર થયો. " જો કેસ ગંભીર નહિ હશે તો થોડા વખતમાં હું પાછો ફરીશ. " એટલું માધવીને જણાવી તે ચાલતો થયો.

કોઈ મનુષ્યે ઈન્દુપ્રસાદને હાંક મારી એવો ભાસ મધુકરને થયો, પણ હવે નિદ્રાદેવીએ પોતાનો પ્રભાવ તેના પર અજમાવ્યો હતો. વાંચવા લીધેલું પુસ્તક છાતી પર રાખીને તે ત્યાંજ સુઈ ગયો. મીણબત્તી તેવી જ રીતે બળી રહી હતી. સામે દેખાતા ઘડીઆલને લઈને માલમ પડતું કે દસનો સુમાર થયો હતો.

આ દરમિયાન ઘરકામ આટોપી, મધુકરને માટે દૂધનો પ્યાલો લઈ, માધવી ત્યાં આવી. મધુકરને કોચપર આડો પડેલો જોઈને તેને ઠીક લાગ્યું પણ તેને ઉંઘતો જોઈને તે નવાઈ પામી. ચાર પગલાં આગળ જતાં તેના મનમાં ઘણા વિચારો આવી ગયા. તેથી તેને ગભરાટ પણ છૂટયો. તે એ ઘડી તે જ જગ્યાએ ઉભી રહી. પણ થોડા જ વખતમાં તેને વિચાર આવ્યો કે જલદી દૂધનો પ્યાલો ત્યાં મૂકી પોતે છટકી જવું, પણ તેની નજર મધુકરના મુખપર ઠરી હતી.

તેણે વિચાર્યું કે મધુકરને ઉઠાડવો કેમ ? કયા નામથી હાક મારવી ? આટલા દિવસ સુધી તે તેનું નામ લીધા વગર જ વાત કરતી હતી. મધુકર તો તેની સાથે અગાઉની માફક જ બોલતો હતો. જરા વાર તેને લાગ્યું કે આવા રાત્રીના સમયે પોતે પરપુરુષ પાસે એકાંતમાં રહેવું ન જોઈએ. આથી ચાલ્યા જવાની ઈચ્છાથી, સ્ટૂલ પર દૂધનો પ્યાલો મૂક્યો અને છેલ્લીવાર મધુકરના મુખ તરફ તાકીને જોયું.

કાલે સાંજે નદીપર મોગરાનું ફૂલ દેતી વખતનો સ્પર્શનો ઝણઝણાટ તેને યાદ આવ્યો. ગમે તેમ હોય પણ તે અદૃશ્ય શક્તિના પ્રભાવથી ત્યાં સ્થંભિત થઈ ગઈ. તેના પગમાં ચાલવાની શક્તિ ન હતી, તેની જીભમાં હાક મારવાની શક્તિ ન હતી, પણ તેને ઉઠાડવા માટે ફક્ત તેનો હાથ આગળ થવા લાગ્યો.

તેના મનની આવી વિચિત્ર સ્થિતિ થતી હતી તે વખતમાં તેના પગલાના અવાજથી કે કોઈ પણ કારણથી મધુકરની નિદ્રા ઉડવા લાગી. ખાસ નહિ, પણ કોઈ પણ બાબતનો ગંભીર પ્રકાર બનતો હતો એવું સમજી શકે તેટલી શુદ્ધિ તેનામાં આવી. પ્રથમ તેને લાગ્યું કે પોતે ઉઠીને એકદમ બહાર ચાલ્યા જવું; પણ બીજી જ પળે ત્યાં એવી સ્થિતિમાં પડી

રહી આગળ શું બને છે તે જાણવાની તેની ઈચ્છા પ્રબળ બની. માધવીની નજર ચુકવી છેટેથી તેના સૌંદર્યનું પાન કરવામાં શું હરકત હોઈ શકે ? કાલના મોગરાના ફૂલનું તેને સ્મરણ થયું, અને આ એક જ વિચારને મધુકરની બુદ્ધિ નિર્બળ બની ગઈ. જો કે ગઈ કાલનો પ્રસંગ અચાનક બન્યો હતો, છતાંયે બેઉનાં મનમાં જાગેલી ઊર્મિઓને તો તે સહાયભૂત થયો હતો. નાનપણમાં બેઉનાં લગ્ન વિષેની થતી વાતચિત તેમનાં મનમાં આવી; અને પોતે જલદીથી પાછો ફર્યો નહિ તેથી માધવી જેવું રત્ન ગુમાવી બેઠો, એ યાદ આવ્યું. આવા કાંઈક વિચારો માધવીને પણ આવી ગયા અને તેને લીધે તેના આખા શરીરે રોમાંચ અનુભવ્યો.

આવા પ્રકારના ભાવો મધુકરના મનમાં ઉત્પન્ન થયા હતા તે જ વખતે તેને ઉડાડવા માટે માધવીએ પોતાનો હાથ તેના હાથ પર મૂકયો. પણ હવે તેનામાં ઉડાડવાની શક્તિ રહી ન હતી. તેનો હસ્તસ્પર્શ થયો કે પોતે જાણે ઉકયો હોય તેમ બગાસું ખાઈ ઉભા થવું એવો વિચાર તેણે કર્યો; પણ તે પ્રમાણે ક્રિયા થઈ શકી નહિ. અને જેમ વખત પસાર થયો તેમ તેની સ્થિતિ ન કળાય એવી થઈ. તેના હૃદયના ધબકારા તેને પોતાને બહુ જ જોસથી સંભળાવા લાગ્યા. આનું પરિણામ કેવું આવશે તે પોતે કલ્પી શકયો નહિ. માધવીનો હાથ તેના હાથ ઉપર એવી જ રીતે પડી રહ્યો; પણ ઉંઘમાં કોઈ મનુષ્ય પડખું ફેરવે તેમ મધુકર ફરી ગયો કે જેથી પોતાનું મુખ અંધારામાં આવે અને માધવીનું ચંદ્રસમ સુંદર મુખડું પોતે બરાબર નિહાળી શકે, અને માધવીનો હાથ પોતાના હાથ પર રહેવા દઈ તેણે તે દાબ્યો.

આ પળ કસોટીની હતી. બેઉ બિચારાં પામર જીવ. બેઉનાં વિચારો આગળ વધી શકતા ન હતા, બેઉની વિવેકશક્તિ ખલાસ થઈ ગઈ હતી, વિકારોએ બેઉનાં હૃદય પર પોતાનું સામ્રાજ્ય જમાવ્યું હતું, બેઉની સન્મતિ નાશ પામી હતી; છતાંયે તે જાણે ઈસારો કરી બેઉને પોતાની પાસે બોલાવતી હોય એમ જણાતું હતું. તેને માન આપવું એમ બેઉને લાગતું હતું, પણ તેઓમાં હવે શક્તિ રહી ન હતી.

સન્મતિનો વિજય થાય એવી બીકને લીધે કુદરતે છેવટનો મારો ચલાવ્યો. જોસથી આવતા પવનના સપાટાને લીધે મીણબત્તી બુઝાવા લાગી. તેને બુઝાતી અટકાવવા માટે માધવી તેના તરફ વધી પણ એટલામાં તે ઓલવાઈ ગઈ અને અંધારાને લીધે સ્ટૂલ કે કશાકની ઠોકર વાગતાં તે લથડી અને ઠેઠ કોચપર પડી. તે જ વખતે એકદમ ઉઠી મધુકરે તેને પકડીને પડતી અટકાવી. કોનો વિજય થયો તે સમજાયું નહિ, પણ તેથી ભયંકર અનુકૂળ પરિસ્થિતિ સાંપડી. પ્રાણીમાત્ર પર હોનાર વિકારોના હલ્લાનો આવા પ્રકારનો વખત પ્રત્યેકના આયુષ્યમાં કોઈને કોઈ વખત આવે જ છે. આવા વિકારનો હલ્લો અત્યારે મધુકર અને માધવી ઉપર આવ્યો હતો.

તે પળ આયુષ્યમાં બહુ મહત્ત્વની ગણાવી જોઈએ. તે આરે દિશા ઠરેલી હોય છે. તે બનાવ પછી તેને સન્માર્ગ સુઝે એમ ખાતરીથી કહી શકાય નહિ, એટલું જ નહિ પણ તે પળ પછી અંધકારરૂપી અધોગતિ હોવાનો સંભવ વધારે દેખાય છે. તે આરો ચૂકયા કે અવનતિ રૂપી ભયંકર અને અથાગ સમુદ્રમાં આયુષ્ય ગુમાવવાનું છે એમ સમજવું. તે બનાવ મુખ પર તેજ યા કાળાશ લાવી શકે છે. જો આ અધોગતિથી બચ્યા તો પુણ્યશીલના પાટ ઉપર ઉભા થઇ શકીએ છીએ; અને ચૂકયા તો ભયંકર ખીણમાં પોતાની જાતને ધકેલી નાખનાર બનીએ છીએ. એવાજ બનાવ મનુષ્યત્વ યા પશુત્વ નક્કી કરતા હોય છે.

જિંદગીમાં સદ્વર્તનનો આધાર હોવા સિવાય આ 'અવનતિના આરા' ઉપરથી સહિસલામત બચી શકાય એમ બનતું નથી.

મધુકર અને માધવી ઉપર આ પ્રસંગ ઇચ્છા ન હોવા છતાં આવી પડયો. આવા પ્રસંગે બેઉનાં મન એવાં થઇ જાય છે કે તેમાંથી છુટવું મુશ્કેલ પડે છે. મધુકર પુરુષ અને માધવી સ્ત્રી. આવો પ્રસંગ ટાળવાનો પ્રયત્ન પુરુષોએ કરવો જોઇએ, પણ આવા પ્રસંગે મોટે ભાગે સ્ત્રી જ પ્રયત્ન કરી યશસ્વી થાય છે. ત્યાં પુરુષો જ મુખ્યત્વે સ્ત્રીઓને ફસાવી આડે રસ્તે દોરે છે. આવે વખતે સ્ત્રી જ મક્કમતાથી ઝુઝી, રસ્તો કાઢી આપે છે.

માધવીને મધુકરે પકડી ખરી, પણ પોતાની જાતને પકડીને રાખવાની શક્તિ પોતાનામાં નથી તે તેને સમજાયું હતું. અને આથી જ તેની વિવેક બુદ્ધિ હજુ નષ્ટ થઈ હોય એમ કહી શકાય નહિ. મીણબત્તી ઠરી ગઈ અને અંધારું થયું, પણ અંતરનો દીવો હજુ સીધો પોતાનો પ્રકાશ ફેલાવી રહ્યો હતો. પણ એક જ ક્ષણમાં તે દીવો પણ અદશ્ય થતો ચાલ્યો હોય એમ તેને લાગ્યું. પણ તે દીવો આત્માનો હતો; તેમાંથી ધુમાડો નીકળતો હતો. પણ તે ધુમાડો બાફ નીકળીને ઠંડો પડી જાય તે પહેલાં જો તેને અગ્નિની જવાળા સ્પર્શ કરે તો ફરીથી પાછો તેવો જ પ્રકાશ પાડે.

મીણબત્તી બુઝાઈ ગઈ કે માધવીની આસપાસ ફેલાયલા મધુકરના હાથનો પાસ વધુ દૃઢ બન્યો. બેઉનો અંગસ્પર્શ થયો. માધવીને પાસે લઈ, તેનું મુખ ઉંચું કરી, મધુકરે તેના ધ્રુજતા હોઠ ઉપર મધુર ચુંબન કર્યું ? કર્યું કે નહિ તે કહી શકાય એમ નથી. હોઠનો સ્પર્શ થયો હશે કે નહિ ત્યાં તો તે ઉભો થયો. પાસે પડેલ કાંડીની પેટી લઈ, મીણબત્તી સળગાવી, પવનનો ઝપાટો આવતો હતો તે બારી બંધ કરી. દીવાની જ્યોત સ્થિર થઈ. મધુકર ચાર પગલા દૂર ગયો. તેના મુખપર કાળાશ છવાઈ ગઈ. બે હાથે તેણે પોતાનું મુખ ઢાંકી દીધું *

* સૂચિત.

# ગૃહ-વ્યવસ્થા

શ્રી. શંભુપ્રસાદ કૃપાશંકર ભટ્ટ

કવિશ્રી ન્હાનાલાલે એક સ્થળે ગાયું હતું.

"લહરીયાં સાગરમાં ન સમાય,
અમીનીયાં અમૃતમાં ઢોળાય."

અમૃત આંખમાં સમાતું નથી માટે બહાર ઢોળાઈ જાય છે. લહરીઓ સમુદ્રમાં સમાતી નથી માટે બહાર ઉછાળા ભરે છે. અને જીવન સંગીતની બાબતમાં પણ આવુંજ બને છે. નયનાં રાસગૃહમાં ન સમાતાં સૌ સીમાઓને ભેદી, તે સારાય જગતને ભરી મૂકે છેઃ-

આમ કોઈ વાર પછી પ્રત્યેક આત્માને પાંખો તો આવે છે જ. ક્યારે ક્યારેક જીવન અમૃતમય લાગે, ભર્યુંભર્યું લાગે, આછા આછા થઈ જવાય અને કોઈક અન્ય વિરાટ તત્વમાં સમાઈ જવાની વૃત્તિ હૃદય શોધતું રહે, ત્યારે સમજાય છે કે ભાવનાઓની અગ્નિશિખ્ય યજ્ઞકુંડમાં ન સમાતાં, સર્વ સ્પર્શી ન બનવા વેદી બહાર ધસી રહી છે.

અને આનું નામ જીવનના કોડ. યૌવનને આંગણે હજી તો હવેજ પ્રવેશતી લાડકોડભરી કોઈ કન્યા જ્યારે પતિગૃહે સંચરે છે, ત્યારે તેને આવા જ કોડ જાગે છે. તેની વિરાટ સ્વપ્નસૃષ્ટિ અનેક સ્વપ્નો રચે છે. તેની દૃષ્ટિ સમક્ષ તેનું ગૃહાંગણ તરવરે, સ્વજન તરવરે, અને આમ આખુંય સ્વજન ચિત્ર ખડું હોય અને આ સર્વની વચ્ચે મધ્યબિંદુઓ બે જણ પતિદેવ અને તેની પરમેશ્વરી પોતે. આ મધુરાં સ્વપ્નો કેવાં હૂંફાળાં હોય છે ? કઈ કન્યકાના મનમાં ગૃહિણીપદે સ્થપાવાના કોડ નથી જાગતા?

પણ સૌનાં ભાવિમાં આત્માના અમૃતને પામવાનું નથી લખ્યું હોતું. નષ્ટ ભાવનાઓનાં પ્રસંગ ચિત્રો માટે આપણે ત્યાં શોધવા જવું પડે તેમ નથી. પણ એમેયે બન્યું છે કે સાચી ભાવનાઓને ન્યોચ્છાવર કરનારી કુલરમણીઓએ જીવનને આંગણે દેવદેવીઓના રાસ ઉતાર્યા છે, તે સત્ય.

જીવવું તે તો એક કલા છે ને ? અને તે કલાકૃતિમાં, પતિદેવ જો રંગ, ફલક અને પીંછી હોય તો પત્ની તે ભાવવાહી પ્રેરણા છે જ. આમ દાંપત્યજીવનનું સાફલ્ય આદર્શ ગૃહ પતિ ઉપર જ અવલંબે છે.

પરંતુ ગૃહધર્મ અને ગૃહવ્યવસ્થા ચર્ચતા પહેલાં આપણે ગાર્હસ્થ્ય ધર્મને ચર્ચીએ. પતિ જો પ્રભુ હોય તો પત્ની પ્રિયતમા છે, પતિ જો દેવ હોય તો પત્ની દેવી છે, પતિ જો પરમેશ્વર હોય તો પત્ની પરમેશ્વરી છેઃ અને સીતા વિનાના રામનું મંદિર ક્યાંય નિહાળ્યું ? રાધા વિનાના કૃષ્ણને વસતા ક્યાંય દીઠા ? ઉમા વિના તો મહેશ્વરેય કોઈ મંદિરમાં બીરાજતાં નથી અને તેમનાં મંદિર કેવાં સ્વચ્છ, સૌંદર્યભર્યાં અને શુચિમય હોય છે ? આપણા ગૃહસંસાર પણ આવા મનોરથ ભર્યા હોવા જોઈએ. સંસારીઓમાં ગૃહો પણ નથી લોખંડી પિંજરો કે નથી વાસનાબદ્ધ ક્રીડાસ્થાનો. પરંતુ તે તો આવા મહેશ્વરનાં, રાધાકૃષ્ણનાં કે સીતારામનાં દેવમંદિરો છે. ત્યાં તો રાતદીવસ, સ્નેહ, એકતા, શુદ્ધિ, સ્વાર્પણ અને સૌંદર્ય ઘટે.

પત્નીને એમ થઈ જાય કે પતિ મારે શું કરી નાંખું ? તેના પાછળ ઘેલી ઘેલી થઈ જાય, આછી આછી થઈ જાય, અને તેના હૃદયનું સૌંદર્ય તેના આખાય ગૃહરાજમાં ફેલાઈ જાય, તેના ઘરનું રાચરચીલું ભલે સ્થિતિ પ્રમાણે હોય, પણ તે સ્વચ્છ, સુંદર અને વ્યવસ્થિત હોય. વસ્તુઓ સર્વ વ્યવસ્થિત હોય અને પતિદેવની રુચિ અનુસાર ફેરફાર થયે જાય. વસ્તુઓ શક્તિ અનુસાર હોય પરંતુ પત્ની તેમાં પ્રાણ ભરવા પ્રયત્ન કરે. પોતાના લાડ કોડ તેમાં રેડી તેને પણ કવિત્વમય કરી મૂકે અને તેના ગૃહરાજ્યની નીર્જીવ વસ્તુઓ પણ જ્યારે સજીવ ભાવનાઓનો પોકાર કરી ઉઠે ત્યારે ગૃહ, ગૃહ નથી રહેતું પરંતુ ઉમામહેશ્વરનું કૈલાસ બની રહે છે.

અને ગૃહવ્યવસ્થાનું સૌંદર્યસૂત્ર આનાથીય આગળ વધે છે. ઉપર આપણે જોયું કે ગૃહના સ્થૂલ દેહ કરતાં તેમાં પ્રાણ પૂરતા ભાવનાદેહની કિંમત વધારે છે. એકલાં સુંદર રાચરચીલાવાળાં ગૃહો જો સુંદર ગૃહવ્યવસ્થાવાળાં ગણાતાં હોત તો ઘરે ઘરે નંદનવનો સ્થપાયાં હોત.

સારોય દીવસ થાક્યો પાક્યો પતિ ઘેર આવે ત્યારે તેને મૃદુ સ્મિતથી સત્કારતી પત્ની આદર્શ પ્રિયતમા બની શકે છે. પતિના સર્વ થાક વિસરાવવા, સ્નેહે આપેલું જળનું એક પ્યાલું પણ બસ થઈ રહે છે. મમત્વભર્યો એક શબ્દ, અવલંબનની સ્નેહપૂર્ણ એક દૃષ્ટિ અને સરિતા જેમ સાગરમાં ડૂબે તેમ પતિજીવનમાં જ લય પામી જઈ તેમાં સુખ શોધી રહેવાની અનન્ય ભાવના તે પત્ની જીવનનાં મંગલસૂત્રો છે.

એકના ક્રોધમાં અન્યની દોષરહિત હોવા છતાં નથી ઉદારભાવના, સુખમાં સ્નેહભર્યું મમત્વ, દુઃખમાં સ્વાર્પણમય દરકાર, આ સર્વ વડે જીવનમાં કવિતા જોઇ શકાય છે.

અને જે પત્ની આવી આદર્શ પ્રિયતમા હોય તેના જીવનનો સ્થૂલ દેહ પણ સર્વાંગ સુંદર દીપી ઉઠે છે તેમાં નવાઈ છેજ નહિ.

આપણો હિંદ આજે પ્રયોગયુગમાં છે એટલે આપણા સંસારનેય પાશ્ચાત્ય સંસ્કૃતિના લોકવાવરા વાયા છે. આજે આપણે ભોગલાલસા પ્રત્યે ઘસડાતા ચાલીએ છીએ. પતિ પત્નીને છેતરે કે પત્ની પતિને બનાવી જાય તે ચાલાકી ગણાતી હોય તેવાં દૃષ્ટાંતો પણ આપણને જડી આવે. પરંતુ લોકજીવનની આવી વિરુપતા, ભાવનાભર્યા આપણા જીવનવ્યવહારમાં કલ્યાણ કરતી નથી જ.

હવે, પતિપત્નીનું ગૃહમંદિર એટલે ઉમામહેશ્વરનું અવિભક્ત, અલૌકિક કૈલાસ, તે ભાવના ક્યાં અને પાશ્ચાત્ય લોકોની છુટા છેડાની સગવડ કરી આપતી જીવનપ્રથા ક્યાં ?

સોમરસને છોડી અને સુરા સ્વીકારવા જેવી આતો વાત થઈ.

ત્યારે જીવનમાં જો કાવ્યને નીરખવું હોય તો તો આવી ભવ્ય ભાવનાઓ ઉપર સંસાર રચીશું તો જ ચાલશે: પણ સૌને એટલી શ્રદ્ધા તો રહેવી જોઇએજ કે સંસારના સૃજનારાઓએ સ્વર્ગ કલ્પ્યાં છે પણ ખરાં, અને દીઠાં છે પણ ખરાં. અને સાચી ઘેલછા હોય તો સૌનાં ય સ્વપ્નાં આજે નહિ તો આવતી કાલે પણ ફળે છે તો ખરાંજ. સાચની શોધ કરનારની નિષ્ફળતા તો કદી પણ નથી સાંભળી તો દુર્ગતિ તો હોયજ ક્યાંથી ?

## ૪૮ મી અખીલહિંદ મહાસભાના પ્રમુખ

# શ્રી રાજેન્દ્રપ્રસાદ બાબુ

લોહી માંસ વિનાના તદ્દન સુકલકડી, છતાં જુવાનીના જેટલા તરવરાટવાળા અને દેખાવે ભૈયા જેવા રાજેન્દ્ર બાબુ ગમે તેટલા માણસોના ટોળા વચ્ચે ઓળખાયા વગર રહે એવા નથી.

આજથી પચાસેક વર્ષ પહેલાં, બિહાર પ્રાંતના જીરાદેરી નામના નાનકડા ગામમાં બાબુ રાજેન્દ્રપ્રસાદનો જન્મ તા. ૩ જી ડીસેમ્બર ૧૮૮૪ માં થયો હતો. તેમના આખાયે ઘરમાં ગરીબો પ્રત્યે હમદર્દી હતી, તે સંસ્કારો બાળક બાબુમાં ઉતર્યા અને પોષાયા. એમના પિતા મુનશી મહાદેવસહાય એ નાનકડા ગામડામાં વૈદ હતા અને ગરીબોને મફત દવાઓ આપી રોગમુક્ત કરતા. એમનાં માતુશ્રીનું હૃદય એટલું વાત્સલ્ય ભર્યું અને અનુકંપાથી ઉભરાતું હતું કે ગરીબમાં ગરીબ માણસ એમની સેવા પામ્યા વગર ન રહેતા. માતપિતાનો વારસો બાબુ રાજેન્દ્રપ્રસાદે આજે પણ સાચવી રાખ્યો છે, તે બીહારના ધરતીકંપની યાદ આવતાં નજર સામે દેખાય છે.

બાળક નિશાળે બેસે તે પહેલાં ઉર્દુ શિક્ષણ મેળવી લેવું જરૂરી હતું તેથી બાબુને છ સાત વર્ષની ઉમ્મરે એક મોલવીને ત્યાં ભણવા મોકલ્યા ને ત્રણેક વર્ષમાં તો ફારસી ભાષા શીખી લીધી; એટલે તેમને છાપરા જીલ્લાની મુખ્ય નિશાળમાં આગળ અભ્યાસ માટે દાખલ કર્યા. તે વખતે એમનું જ્ઞાન અને ચાલાકીથી બધા શિક્ષકોનું ધ્યાન ખેંચાયું અને હેડમાસ્તરને લાગ્યું કે આવો હોશિયાર વિદ્યાર્થી નકામો આખું વર્ષ એક જ વર્ગમાં ગાળે તે ઠીક નહિ, તેથી તેમને ઉપલા વર્ગમાં ચઢાવવાનો બંદોબસ્ત કર્યો. પણ રાજેન્દ્રબાબુના મોટાભાઈ સ્વ. મહેન્દ્રપ્રસાદને એ વાત ગમી નહિ. તેમને લાગ્યું કે આ રીતે વર્ગ ચઢાવવાથી અભ્યાસમાં કચાસ રહી જાય તો મુશ્કેલી પડે. પણ શિક્ષણ નિષ્ણાત મુખ્ય શિક્ષકને એ વાતનું ભાન હતું. મોટાભાઈએ વર્ગ ચઢાવવાની ના કહી તે સાંભળીને તેઓ બહુ ગુસ્સે થયા અને કોઈની પરવા કર્યા વગર રાજેન્દ્રબાબુને ઉપલા ધોરણમાં ચઢાવી દીધા. તે પછી તો બાબુનું ધ્યાન પણ અભ્યાસમાં પરોવાઈ ગયું; તેથી શારિરીક વિકાસનું ધ્યાન રહ્યું નહિ. આજે પણ બાબુજીનું શરીર સાવ સુકકું દેખાય છે. અભ્યાસ અને સેવા સિવાય બીજું કાંઈ એમના જીવનમાં આવ્યું જ નથી.

ઇ. સ. ૧૯૦૨ માં તેઓ કલકત્તા કોલેજમાં આવ્યા. પ્રીવીયસની પરીક્ષામાં પચીસ રૂપીઆની અને ભાષા તથા અંગ્રેજીમાં એમ બીજી બે મળી કુલ્લ પચાસ રૂપીઆની સ્કોલરશીપ મેળવી બિહારનું નામ તેમણે દીપાવ્યું.

ડૉ. પી. સી. રૉય તે વખતે એ કોલેજમાં વિજ્ઞાનના અધ્યાપક હતા. અને બાબુજીએ વિજ્ઞાન મૂકી કળાનો વિષય આ વખતે સ્વીકાર્યો તેથી ડૉ. રૉયને માઠું લાગ્યું. અને બાબુજીને બોલાવી મીઠાશથી પૂછ્યું " રાજેન્દ્ર ! વિજ્ઞાન કેમ મૂકી દીધું ?"

(૨)

બાબુજીનું જીવન કોલેજ લાઇફથી ફેરવાતું ગયું. એકલા અભ્યાસમાં પરોવાઈ રહેલ મન હવે જરા બહારના વાતાવરણમાં ભળવા લાગ્યું. સભાઓ કરવી, સભાસદો નોંધવા અને મીટીંગ

સોસાયટિ સ્થાપવી, માસીક ચલાવવું અને લેખો લખવા; આમ કૉલેજની જાહેર પ્રવૃત્તિમાં તેમણે કામ કરવા માંડયું ને થોડા વખતમાં તેઓ મોખરે આવ્યા.

તે વખતે જમવા ખાવાની તેમને વિટંબનાઓ લાગવા માંડી. બીહારના વિદ્યાર્થીઓને બંગાળાના વિદ્યાર્થીઓનું ભોજન માફક આવતું નહિ; તેથી તેમણે એક નવી ક્લબ સ્થાપી અને તેનું નામ બીહારી ક્લબ રાખ્યું, તે હજુયે ચાલે છે. ક્લબની શરૂઆતમાં બાબુજી તેના મંત્રી હતા. તેમની કાર્યદક્ષતાથી સહુનું ધ્યાન ખેંચાયું અને પછી તો કેટલાય વકીલ બેરીસ્ટરોનો તેમને સાથ પણ મળ્યો હતો.

આ અરસામાં ડૉન સોસાયટિ નામની સંસ્થા સ્થપાઇ. તેના સંચાલક શ્રી. સતીશબાબુ હતા. તેમનામાં ધાર્મિક ભાવનાઓનું પૂર વહેતું તેથી તેમણે વકીલાત છોડી અને ધાર્મિક જ્ઞાનના પ્રચાર અર્થે તનતોડ મહેનત કરવા માંડી. રાજેન્દ્રબાબુ તેમાં જોડાયા. અઠવાડીઆમાં બે સભાઓ થતી. એકમાં ગીતાનું અધ્યયન અને બીજામાં જાહેર વ્યક્તિઓનાં ભાષણો અને એ રીતે તેઓ ધાર્મિક જ્ઞાનનો પ્રચાર કરતા અને પ્રચારના સાધન તરીકે 'ધી ડૉન' નામનું માસીક ચલાવતા. તેમાં બાબુ રાજેન્દ્ર પ્રસાદ લેખો પણ લખતા. એ ધાર્મિક શિક્ષણનાં બીજ બાબુજીમાં સેવાધર્મમાં પરિણમ્યાં છે.

ઇ. સ. ૧૯૦૬ માં બાબુજીએ બી. એ ની પરીક્ષા પાસ કરી. પરીક્ષા માટે જેમ અનેક વિદ્યાર્થીઓ તનતોડ મહેનત કરે છે તેમ તેમણે કર્યું નહતું. પરીક્ષા પ્રત્યે તેમની સાવ ઉદાસીનતા હોવા છતાં તેઓ વગર મહેનતે પહેલા વર્ગમાં પાસ થયા, એ એમની અગાધ બુદ્ધિ અને જ્ઞાનની સચોટતા માટે ઉમદા દૃષ્ટાંત છે. આ રીતે પહેલા વર્ગમાં આવવાથી યુનિવર્સિટિ તરફથી ૯૦ રૂપીઆની શિષ્યવૃત્તિ તથા ઓછામાં ઓછા દશબાર સોનાના ચાંદ મળ્યા. બીહાર અને બિહારની જનતા રાજેન્દ્ર બાબુના નામથી ગર્વ અને ગૌરવ લેવા લાગી અને બિહારના આ વિદ્યાર્થીની ખ્યાતી ચોમેર ફેલાઇ. તેમણે એમ. એ અને એલ,એલ, બી. નો અભ્યાસ શરૂ કર્યો પણ તેમનું દીલ પરદેશ ગમન તરફ વહેતું થયું. અભ્યાસ ઉપર અરૂચી થઇ અને વિલાયત જવાની તૈયારીઓ કરવા માંડી. પૈસા અને સાધનની વ્યવસ્થા તો એકદમ થઇ અને કુટુંબની રજા માટે તેમણે મોટાભાઇને પત્ર લખ્યો.

બાબુજી વિલાયત જાય છે એમ જાણી આખાયે કુટુંબને દુઃખ થયું. પિતાજી બિમાર હતા અને મોટાભાઈ તથા માતુશ્રીની નારાજી તથા પિતાની માંદગીને લીધે બાબુજી વિલાયતને બદલે કલકત્તા ગયા ને પિતાજીની માંદગી સુધી વિલાયત જવાનું માંડી વાળ્યું.

પિતા ગુજરી ગયા તેથી તો તેમને વધારે મુશ્કેલી નડી. પૈસા ને લુગડાં લત્તાં બીજાઓને આપી દીધાં ને અગાઉ કોઇ ભવિષ્યવેત્તાએ હાથ જોઇને કહેલું કે તમારે વિલાયત જવાની હજુ વાર છે ત્યારે હસેલા, તે આ પ્રસંગે યાદ આવતાં તેઓ ગમગીન બની ગયા. તેમના મિત્રો પણ આભા બન્યા.

અભ્યાસ થયો નહિ ને એમ. એ. ની પરીક્ષામાં બેઠા. પાસ તો થયા પણ ઉંચો વર્ગ આવ્યો નહિ ને બાબુજીનું વિદ્યાર્થીજીવન પૂરું થયું.

(૨)

તેમની કૉલેજ જીવનની કારકીર્દિ અધ્યાપકોના દીલમાં પરોવાઇ રહી હતી. કેટલાય પ્રોફેસરો ઇચ્છતા કે બાબુજી પોતાની સાથે શિક્ષણના કાર્યમાં જોડાય તો સારૂં અને છેવટે કેટલાક અગ્રગણ્ય શુભેચ્છકોના આગ્રહથી મુજફ્ફરપુર કૉલેજમાં અંગ્રેજીના અધ્યાપક તરીકે તેઓ જોડાયા. પણ તેમણે ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને રાજનિતી શીખવવાનું કામ હાથ ધર્યું. તેમને શિક્ષણમાં બહુ રસ પડયો નહિ. વકીલાતનાં સ્વપ્નાં તેમને આવવા લાગ્યાં

ને છેવટે નોકરી છોડી કલકત્તા ગયા ને એક વકીલ સાથે જોડાઇને કામ શીખવા માંડ્યું અને ૧૯૧૦ માં વકીલાતની પરીક્ષા પાસ કરી.

આ અરસામાં પૂનામાં સ્વ. ગોખલેએ સર્વન્ટસ્ ઑફ ઇન્ડિઆ સોસાયટિની સ્થાપના કરી ને દરેક પ્રાંતમાંથી સારા સારા માણસો ચૂંટીને તેમની સંસ્થામાં ગોઠવવા માંડ્યા. બીહાર માટે તેમણે મીત્રોની સલાહ લીધી ને આ ઝળહળતા રત્ન જેવા બાબુજીની ભલામણ થઇ. ગોખલેજીએ રાજેન્દ્ર બાબુને પોતાની સંસ્થામાં જોડાવા આગ્રહ કર્યો.

જેની નસેનસમાં સેવાના ધબકારા વાગતા, જેના લોહીમાં સેવાના રજકણો વહેતાં, જેના શિક્ષણમાં સેવાનાં બીજ રોપાયાં હતાં તે રાજેન્દ્રબાબુની પાસે સેવાની વાત આવતાં તેઓ હરખાયા ને સંસ્થામાં જોડાવાની ઇચ્છા થઇ. તેમણે પોતાને ઘેર આ વાત લખી. મોટાભાઇને આઘાત થયો. ને છેવટે જ્યારે મળ્યા ત્યારે આંસુ વહેતી આંખોમાં અનુકંપા ઉભરાવા લાગી. એ કલાકની ચર્ચાને અંતે પિતાજીની પેઠે મોટાભાઇને આઘાત લાગતો બાબુજી જોઇ શક્યા નહિ ને તેમણે પોતાની વહેતી ઊર્મિઓને દાબી દઈને તે નિર્ણય બંધ રાખ્યો. છતાં સેવાની ભાવના તો વધારે ઉગ્ર થતી ગઈ.

કલકત્તે જઇ બાબુજીએ વકીલાત શરૂ કરી. ને વકીલ મંડળમાં તેમનું નામ આગળ આવ્યું. કીર્તિ અને ધન તેમને ચરણે પડ્યું. ને એમ. એલ. ની પરીક્ષા પ્રથમ પદે પાસ કરી. હવે તેમણે પટણામાં આવી વકીલાત શરૂ કરી. અહીં તો ધનના ઢગલા થવા લાગ્યા. પણ એ બધું ધન ઘરમાં આવવાને બદલે બીજે રસ્તે વહેવા લાગ્યું. એ ધનમાંથી કેટલાય ગરીબ વિદ્યાર્થીઓ શિક્ષણ પામ્યા, કેટલાય નિરાધારોને રોજી કમાવાનાં સાધન થયાં, કેટલાક અનાથ અપંગોને જીવન ગુજારો થયો. ને છેવટે માસીક ત્રણ હજારની ધીકતી કમાણીવાળા બાબુજીએ વકીલાત છોડી ત્યારે પંદર રૂપરડીએ પુરી પુંજીમાં ન હતી.

બીહાર છાત્રાલય સ્થાપ્યાની વાત આગળ આવી તે સંસ્થાની અનેક શાખાઓ તેમણે બીહારમાં સ્થાપીને દૃઢ બનાવવા તેમણે ઘણીએ જહેમત ઉઠાવી. શિક્ષણમાં પણ સેવા છે એ તેમના ધ્યાનમાં હતું અને છેવટે સેનેટમાં બેસીને પણ તેમણે ખોટા શિક્ષણ ઉપર અનેક પ્રહાર કરીને સાચું શિક્ષણ સમજાવવા મહેનત કરીછે. તેમણે હિન્દીભાષાને કોલેજમાં દેશીભાષા તરીકે દાખલ કરાવી છે.

હિન્દી ભાષા ઉપર તેમને પ્રેમ છે. તેઓ હિન્દી સંમેલનના ઇ. સ. ૧૯૧૬ માં સ્વાગત મંત્રી હતા. ૧૯૨૩ માં મહાસભા કાનડામાં મળી ત્યારે તેઓ હિન્દી સંમેલનના પ્રમુખ ચુંટાયા હતા, પણ માંદગીના કારણે જઈ શક્યા નહતા પોતાના પ્રાંતમાં નાગરીલીપીમાં બધું છપાય તે માટે તેમને તનતોડ મહેનત કરીને પણ એ ચાલુ કરાવી છે

તેઓનું લખેલ પુસ્તક 'ચંપારણ્યમાં ગાંધીજી' પ્રખ્યાત છે. બાબુજીને બંગાળી માતૃભાષા જેટલું ને થોડું ઘણું ગુજરાતી આવડે છે.

રાજેન્દ્રબાબુનાં લગ્ન નાનપણમાં થયેલાં. તેમને બે પુત્રો છે. તેમના મોટાભાઇ હમણાં જ ચાર પાંચ માસ પહેલાં ગુજરી ગયા. બાબુજી પડદાની વિરૂદ્ધ છે. તેઓ ૧૯૨૮ માં વીલાયત પણ જઈ આવ્યા છે. આભડછેટમાં તેઓ માનતા નથી.

તેમની સેવાઓ બિહારમાં આંગણે આંગણે તેમનાં ગાન ગાય છે. ગાંધીજી ચંપારણ્યના ખેડુતોની સ્થિતિ તપાસવા ગયા ત્યારે બાબુજી તેમની સાથે જ હતા ને તેમની સાથે રહી પ્રજાની અનેક સેવાઓ તેમણે કરી છે

ઇ. સ. ૧૯૦૬માં હિંદના દાદા શ્રી દાદાભાઈ નવરોજજી મહાસભાના પ્રમુખ હતા તે વખતથી મહાસભાના કાર્યમાં બાબુજી રસ લેતા થયા હતા. ને આજે તો તેઓ તે મહાસભાના મુગટ પહેરવાના અધિકારી બન્યા છે. હિંદે પોતાના એક મહાન અને સમર્થ સેવકને શીરે નેતૃત્વનો તાજ પહેરાવ્યો છે.

——x——

# દિલ ડોલી રહ્યાં!

( ઢાળ : ઉઘડયાં પ્રભાત, આજ લાગે રળિયાત )

ચમકે છે ચન્દ્ર, આજ થાયે આનન્દ,
તેજ ઝીલી રહ્યાં, તેજ ઝીલી રહ્યાં.
રમિયે સૌ રાસ, ઊર સીંચી ઉલ્લાસ;
દિલ ડોલી રહ્યાં, દિલ ડોલી રહ્યાં.

ચાંદની સુરમ્ય સખી ! ચૉકમાં છવાયલી,
ફૂલની સુવાસ સખી ! ઊરમાં ભરાયલી;
દિલ ડોલી રહ્યાં, દિલ ડોલી રહ્યાં.

પૂર્ણિમાની રાત મહીં રમિયે અલબેલડી !
હૈયાની વાત કાંઈ કરિયે સાહેલડી !
દિલ ડોલી રહ્યાં, દિલ ડોલી રહ્યાં.

ઉદધિની સંગ સખી ! સરિતા ગૂંથાયલી,
તરુવરને વ્હાલે સખી ! વેલડી વીંટાયલી;
દિલ ડોલી રહ્યાં, દિલ ડોલી રહ્યાં.

આંબલાની ડાળે બ્હેની ! બોલે કોયલડી,
સ્નેહીનાં સુદર્શને જો ! આજે રાતડલી;
દિલ ડોલી રહ્યાં, દિલ ડોલી રહ્યાં.

કાળજામાં મ્હારા એક છુપી વાતડલી;
કોણ જાણે કેમ મ્હારી નાચે આંખડલી;
દિલ ડોલી રહ્યાં, દિલ ડોલી રહ્યાં.

મુળજીભાઈ પીતાંબરદાસ શાહ

# બાલક-બાલિકા

કુમારી ફ્લોરા ગોહિલ

સમગ્ર વિશ્વને એક કુટુંબ કલ્પો, તેનો સંર્જનહાર વડીલ પિતા ને નિયંતા સમજો, અને પૃથ્વીવાસી મનુષ્યોને અમુક પ્રસંગે હસતાં, રોતાં ને પિતા પાસે કાલાવાલા કરતાં બાળકો ધારો, તો રોજના આપણા વ્યવહારમાં આવતાં બાલક બાલિકા અને પિતાનો સંબંધ પ્રભુની અગાધ શકિતનો ડર દૂર કરી, જગતમાં વસતા સર્વ મનુષ્યો એ આપણાં ભાઈ બેનો, એકજ પિતાનાં બાલકો છે, એવો અગર તો વસુધૈવ કુટુંબકમ્ એ સૂત્રનો ખ્યાલ આપે છે.

જગત્સૃષ્ટા એ પિતા, અને તેનાથી ઉત્પન્ન કરાએલી સૃષ્ટિમાં વસતાં સ્ત્રીપુરુષોએ ભાઈબેનો; એ વિશાળ દૃષ્ટિબિંદુ એક નાના ઉદાહરણથી સમજવું સહેલું પડે. દાખલા તરીકે એક નાનું જળાશય લઈએ, તો જે જળબિંદુ એક જળાશયને ઉત્પન્ન કરે છે. તેજ જળબિંદુ વિશાળ મહાસાગરના અસ્તિત્વ માટે અગત્યનું છે. આ બે જલબિંદુઓ જેની દૃષ્ટિમાં ભિન્ન દીસે તેને મનુષ્યની ગણત્રીમાં ગણવો કે કેમ એ પ્રશ્ન ઉદ્ભવે છે. પુખ્ત વયનાં સ્ત્રીપુરુષો એટલે એક સમયનાં બાલક-બાલિકા, પછી તે મહાત્મા ગાંધીજી હો અગર વિખ્યાત શ્રી. સરોજની નાયડુ હો. આજથી બે ત્રણ વીશી પહેલાંનાં એ બાલક-બાલિકા. કોણે જાણ્યું હતું કે આ બાળક-બાલિકાના કુમળા રોપાઓ અવધૂત જેવાં અડગ અને નિરંતર વ્યોમભણી દૃષ્ટિ રાખનારાં ભાવી વિશાળ વૃક્ષો થશે? એકજ પિતાનાં ઉત્પન્ન કરેલાં આ બે બાળકોમાં ભીન્નતા જેવી કોઈ ચીજ નજરે નથી પડતી. જે પ્રમાણે વિશાળ મહાસાગરનાં જલબિંદુ તે નાના જળાશયનાં જલબિંદુમાં કંઈ ભેદ નથી જણાતો. બાલક એટલે ભવિષ્યનો પિતા, બાલિકા એટલે ભવિષ્યની માતા. બાલક બાલિકાના ઉગતા જીવનમાં ને તેમના સહચર્યમાં કંઈ એક દેશદીપકો અને જગદીપકો છુપા સમાયા હશે. કેટલાય દેશોનો ઉધ્ધાર સમાએલો હશે, કંઈ કંઈ તપોબળ ને સિદ્ધિઓ સમાઈ હશે.

હા. જગત્પિતાની રચનામાં ભિન્નતા, પૈસાદાર ને ગરીબની, મોટા ને નાનાની, સારા ને નરસાની સ્પષ્ટરીતે જણાઈ આવે છે. પરંતુ એ ભિન્નતામાં અભિન્નતાનું તત્વ કેવું ગૂઢ રીતે ઓતપ્રોત થએલું છે તે તેની રચનાનું મનન કરતાં જડી આવે છે, તેના નિયમનું ઉલ્લંઘન કરનારને એકજ શિક્ષા, એકજ ન્યાય; પછી તે પૈસાદાર કે ગરીબ, નાના કે મોટા. સારા કે નરસા માટે તેજ ભૌતિક પિતાની દૃષ્ટિમાં બાલક બાલિકાના ભેદ હોય એ સ્વાભાવિક છે. છતાં પણ એક આદર્શ પિતા જેટલા માનસિક ઉત્સાહથી પોતાનો બાલક ચાલાક, હોંશીઆર, વીર દેશસેવક નીવડે એવું ઇચ્છી તેને તેવો બનાવવાના દરેક પ્રયત્નો યોજે, તેટલાજ ઉત્સાહથી પોતાની બાલિકા ગૃહકાર્ય કુશળ, સંસ્કારી વિરાંગના બને એવું ઇચ્છી એ માટે પણ તેવાજ પ્રયત્નો યોજવામાં પાછી પાની ન કરે. અલબત, આકૃતિક ભેદને લઈ પિતાનું વ્યક્તિ પરત્વે શિક્ષણ આપવાનું કેંદ્ર જુદું હોઈ શકે, પરંતુ બાલક એટલે ભવિષ્યનો પુરૂષ અને ભવિષ્યનો હીરો અને બાલિકા એટલે પુત્રી ને પુત્રી એટલે પથરોઃ એની ભાવના અસ્વાભાવિકછે.

અરે ! પણ આજે ઘેર ઘેર ચાલો તપાસીએ. શું દેખીશું ? શું ધારો છો ? બાલક બાલીકારૂપી એક ગૃહવાડીમાં ઉગતા છોડવા વિષેની સમભાવનાનાં પોષણ કે વિષમતાનાં ? સમગ્ર દુનિયાનો વિચાર કરવો છોડી દઈ આપણા ગુજરાતનો જ વિચાર કરીએ આંગળીના વેઢે ગણી શકાય એટલાં કુટુંબો બાદ કરતાં સઘળે વિષમતા જણાય છે. બાલક એટલે ભવિષ્યનો કલ્પતરૂ. એટલે તેને અનુકુળ સંજોગોમાં મુકી તેનો વિકાસ કરવાની ભાવના, જ્યારે બાલિકા એટલે આંગણે વસાવેલો ઉકરડો અને પરગૃહવાસી; એટલે તેના તરફ અવિકાસની ભાવના આજ ઘેરેઘેર જણાય છે. એ જ આપણા અધઃપતનનું કારણ, એ જ આપણી પરતંત્રતાનું કારણ છે.

અનેક નાનાં જલબિંદુઓનો સમુહ તે મહાસાગર. રાઈના કણકનો વિકાસ એટલે હજારો દાણાઓ ઉપજાવનાર છોડ. તેજ પ્રમાણે એકેએક બાલક અને બાલિકાનો વ્યક્તિત્વનો વિકાસ એટલે જગત વિકાસ અને તેમાંય વ્યકિતઓનો સહજીવન વિકાસ એટલે આ જીવન સાફલ્ય અને પરલોક પ્રાપ્તિ.

## સાધ્વી

શ્રી જનાર્દન પ્રભાસ્કર.

અનુસરે પતિને, પ્રિય તે કરે,
પરમ દક્ષ ગૃહે, શુચિતા ધરેઃ
પ્રિય ગિરા વદીને અમૃતોપમા,
રિઝવે તે જ રમા : ન રમા રમા ! ૧

સાથે રહી ગૃહિણી જો અર્પે સુમાન,
તો વૃક્ષ-છાય પણ છે ગૃહના સમાનઃ
હોદ્દિ સુભવ્ય ગૃહ હોય, ન સુન્દરી ત્યાં
તો છે ખરો વિપિનવાસ-વિલાસ ના તે ! ૨

સંસાર આ છે જ અસાર કેવળ,
નિતંબિની સાર તેમાં ય સોજ્વલઃ
વિચાર આ માત્ર કરીને ઇશ્વર
લે છે નિજાંકે ગિરિજાને સાદર ! ૩

આનંદ તેમ વળી સૌખ્ય અપાર આપે,
તોયે બહુ હૃદય તાપ સમૂળ કાપેઃ
રહે છે સમીપ, અપમાન કદી કરે ન,
વિદ્યા અને વળી બીજી વનિતા કુલીન ! ૪

## મૃત

દ્રુતવિલંબીત. અનુષ્ટુપ-શિખરિણી.

૧

ગરીબ આ અમ પામરને ઘરે,
અવતરી થઈ દુ:ખિત તું ખરે;
નિરખ્યું ના સુખશું જગનું જરી,
દુ:ખ તણા જગ સાગરમાં તરી.
મ્હેલ ને માળ શું વિશ્વે બ્હેન! ના દેખિયું કંઇ,
અમારી ઝૂંપડીમાંથી કદી તું બ્હાર ના ગઇ.

૨

નૃપ કની કદી હોત જ બેન જો,
સ્મરણમાં ચણતે કંઇ મ્હેલજો;
કબરપે ધરી ભવ્ય ઇમારતો,
જગતમાં તવ કીર્તિ વધારતો.
તાજના મ્હેલથી મોટા રચીને ભવ્ય મંદિરો,
મંદિરે મંદિરે તારાં ગવાડત્ આરતી ગીતો.

૩

પણ જહીં સ્મૃતિ અંતર આવતી,
કરૂણ યાદ દિલે પછી, લાવતી;
સ્મરણ, ભવ્ય ઇમારત મ્હેલ એ,
સ્મરણ શો મુજ અંતર પ્રેમ ચે.
સ્વપ્નશાં અંતરે રે'તાં શોક છાયા છવાય છે;
યાદમાં બ્હેન રૂપે ના મારાથી કેં કરાય છે.

## બેનને

૪

સ્વપ્નમાં પણ છે નૃપ ના થવું,
ગૃહ વિના જગપે ભમવું રહ્યું;
મુજ કને નવ સંપત છે વળી,
સ્મરણમાં ધરવું શું વિભાવરી ?
ખાવાને અન્નના સાંસા રે'વાને ગૃહ ના જહીં,
બ્હેન કે' ભાઈ તારો શું યાદ રૂપે ધરે તહીં ?

૫

સ્મરણમાં જગ મંદિરને કરી,
ગગનનો વળી ગુંબજ હું ધરૂં;
હૃદય ઓજસ દીપક હું ધરી,
નવનવા રૂપથી તુજને સ્મરૂં.
વિશ્વના મંદિરે તારી પ્રત્યક્ષ પ્રતિમા કરી;
ગાઉં છું આરતી ગાણાં બ્હેન ! તારાં સ્મરી સ્મરી.

૬

હૃદયમાં કંઈ ભાવ ઘણા હતા,
પણ ન મૂર્ત રૂપે પ્રગટે બધા;
સ્મરણાં તવ આજ કરી શકું,
અવર ના કંઇ બેન, ધરી શકું.
સ્વિકારી લેજો આ તવ સુહૃદયના તુચ્છ સ્મરણાં,
થજો બંધુ હૈયે અમૃત રસના આપ ઝરણાં;
તમારાં તેજસ્વી નયન નમણાં જ્યોત બનજો,
ઉંડા અંધારા આ હૃદય જગનો દીપક થજો.

સોમાભાઈ ભાવસાર

# વીરાંગના

શ્રી. જયંતશંકર જોષી

યુદ્ધનાં રણશીંગાં ફુંકાતાં હતાં. દરેક ગૃહેગૃહથી, એકએક રજપુતને યુદ્ધમાં આવવા આહ્વાહન થઈ ચુકયું હતું. વીર રાજપુત માતાઓ દુધમલ દીકરા રણાંગણે વળાવવા તૈયાર થઈ હતી. સ્નેહભીની ભગિનીઓ એકના એક ભ્રાતને કુકુમનો ચાંલ્લો કરી, શુકનભર્યા ભાવે વિદાય દઈ રહી હતી. વીર રાજપુતાણીઓ સસ્નેહ કોડીલા કંથને યુદ્ધ–સ્વાંગ સજાવતી હતી અને વૃદ્ધાવસ્થાને ઉંબરે ઉભેલા શરા રજપુતો આશિર્વાદથી પુત્રને વધાવતા હતા.

યુદ્ધ મંડાયું. શૂરવીર રાજપુત્રો યુધ્ધે તુટી પડયા. તુમુલ યુદ્ધને અંતે સર્વત્ર હાહાકાર વર્તી રહ્યો. કેટલાય નરવીરો ઘાયલ થયા, કેટલાનાં શીર ફુટયાં અને કેટલાક ભૂમી ચુમતા થયા, પણ શ્વાસલા શરા રાજપુતો રણાંગણ છોડવા રાજી ન હતા. મરવું યા મારવું એ તેમનો મુદ્રાલેખ હતો. પરાજીત થઈ પીછે હઠ કરવા તેઓ તૈયાર ન હતા. "या होम करी" ખપી જવા તેઓ સર્જાયા હતા. વડવાઓનું ખમીર લજાવનાર ન હતા. મરણાન્તે મોક્ષ વાંચ્છના સેવતા હતા. સર્વત્ર ત્રાસ અને દુઃખની ઝીણી કીકીયારીઓ કર્ણને ભેદી રહી હતી.

એકાએક કો ઘવાયલો રાજપુત દુઃખના ત્રાસથી-કંટાળી—સુખાભિલાસાર્થી બની—નાઠો. અન્ય રાજપુતોને આ વાતની ખબર ન પડી. તેઓ યુદ્ધના અવસરે દેહશુદ્ધિ ભૂલ્યા હતા. પેલો ઘવાયલો રાજપુત ઘેર આવ્યો.વૃદ્ધ રાજપુત માતાની નસોમાં રાજપુતનું શોણિત વહેતુ હતું. તેનાથી પુત્રની નામર્દાઈ સહન ના થઈ. રાજપુતની પત્ની ઘવાયલા પતિને હળદર મીઠાના લેપ કરવા લાગી. જ્યાં જ્યાં વાગેલા ભાગ ઉપર લેપ લગાડવા પુચ્છી રહી.

વૃદ્ધ માતાથી આ ન સહેવાયું. વૃદ્ધાએ કટાક્ષ કરતાં કહ્યું—વહુ બેટા ! આ શું ! રણાંગણે લોઢે લોઢાં અથડાયાં અને નેથી તો મારો દીકરો ઘેર નાસી આવ્યો અને તમે લેપ તૈયાર કરી તવેથો અને લોઢી અથડાવી અવાજ કરો છો તો અહીંયાથી નાશી મારો દીકરો ભાગીને ક્યાં જશે !

ઘવાયલો રજપુત ભાવાર્થ કળી ગયો. વૃદ્ધમાતાના શબ્દોએ તેની નસોમાં નવા શોણિતનો સંચાર કર્યો તે પૂરપાટ રણાંગણે પહોંચી જઈ અન્ય રજપુતો સાથે તે પણ યુદ્ધમાં ખપી ગયો.

કેવી વીરમાતા ! કે જેણે પુત્રના જીવનની પરવાહ ન કરી. ધન્ય હો ! એ વીર રાજપુત જનનિને

---

# શીવની ભૂલ

[ મન્દાક્રાન્તા ]

" ઝીલો કો આ ગબડી ગિરિજા સ્વર્ગથી, સદ્ય દોડી, "
એવું સૂણી પશુપતિ ઉઠે યોગ ને ધ્યાન છોડી;
ઉમા મારી ગબડી સમજી ઝીલતા શીવ ગંગા,
પસ્તાતા એ પણ પછી થતાં શોક્ય કેરા અડંગા

જેઠાલાલ ત્રિવેદી

# સેવક

શ્રી. ધીરજલાલ. અ. ભટ્ટ

શ્યામસુંદર અમદાવાદનો પ્રસિદ્ધ વ્યાપારી હતો. શરીરે તે જેવો સુંદર હતો, તેવોજ મનનો શુદ્ધ અને સરળ હતો. ઘણી બેંકોમાં એનો ભાગ હતો. કારખાનાં, દુકાનો અને ઘરો ઘણાં હતાં. રૂપીઆ પાણીની પેઠે આવતા અને એ જ પ્રમાણે પ્રવાહ રૂપે ચાલ્યા જતા હતા. શ્યામસુંદર રસિક મનુષ્ય હતો. ઉપજ ખર્ચની તેને કાંઈ ચિંતા નહોતી. એને ઘેર નિત્ય કોઈ ને કોઈ મહેમાનો રહ્યા કરતાં. હંમેશ જમણ ચાલ્યા કરતું. દશેરા આવી, ઉત્સવ થવો જોઈએ; મિત્રમંડળી આવશે, બે ઘડી આનંદ થશેઃ દીવાળી આવી, ગમ્મત ઉડાવોઃ કોણ જાણે વર્ષ પછી શું થશે? બસો ચારસો જશે તો ખેર ! નવા વર્ષનો નવો દિવસ છે; હૃદય ખુલ્લું મૂકી ખર્ચ કરોઃ મિઠાઈ ઉપર માખીઓ બણબણે એમ શ્યામસુંદરની ચારે તરફ મિત્રોનાં ટોળાં ભ્રમર સમૂહની પેઠે ગુંજારવ કરવા લાગ્યાં. તેમને પૈસાની ભૂખ હતી અને શ્યામસુંદરને ત્યાં કોઈ વાતનો સંકોચ નહોતો. તે હંમેશ કહ્યા કરતો હતો કે "પૈસો શી ચીજ છે ! તે તો હાથનો મેલ છે. મનુષ્ય તેને પેદા કરે છે, ને મનુષ્ય જ તેને ગુમાવે છે. જે ગુમાવવાનું જાણે છે, તેને પેદા કરવું કઠીન નથી. માણસ પૈસાને બનાવે છેઃ પૈસા માણસને બનાવતા નથી ! જે પૈસાની ઇચ્છા રાખે છે અને તેનો વ્યય કરવામાં સંકોચ કરે છે, તેના મસ્તિષ્કમાં વિકાર છે. પૈસાનો મહિમા તો તેમાં છે કે જેમાં ખર્ચ કરી શકાય. જો તે પૃથ્વીમાં દાટવા હોય તો પછી સોનું અને લોઢું સમાન જ છે. લક્ષ્મીદેવી બંધનથી વ્યાકુળ થાય છે અને ઉડીને એવે ઠેકાણે જાય છે કે જ્યાં તેને સ્વતંત્રતા મળે, તથા એક હાથથી બીજા હાથમાં અને બીજા હાથમાંથી ત્રીજા હાથમાં જવાનો અવસર મળે."

તે કબીર સાહેબનો નીચેનો દોહરો હંમેશ બોલ્યા કરતોઃ—

દેહ ધરેકા ગુણ વહી, દેહ દેહ કુછ દેહ,<br>
ઉસ દિન ફિર પછતાઓગે,<br>
જબ દેહ હો જાવે ખેહ !

ગંગા વહી રહી હોય તો પક્ષીઓને પીવામાં ન્યૂનતા આવતી નથી. આટલી સંપત્તિ છે તે કોઈ દિન કામ આવશે. પાસે હોવા છતાં પણ જેઓ સુહૃદ-મિત્રોથી સંકોચ કરે છે, તેમના જીવનને ધિક્કાર છે !

મિત્રો તેના એ શબ્દો સાંભળી વાહવાહ કહેવા લાગતા. ધન્ય છે, ધન્ય છે ના અવાજોથી ઘર ગુંજી રહેતું. 'ખરેખર આપ આપના સમયના કર્ણ છો' એમ કહી તેઓ પ્રશંસા કરતા. શ્યામસુંદર એ સાંભળતાં ફુલાઈ જતો અને માથું નીચું નમાવી કહેવા લાગતોઃ 'આ આપની અનુકંપા છે !' શ્યામસુંદરના ભાવ વાણીથી નહિ, પણ હૃદયથી નીકળતા હતા. તેની વાણી હાથની ઉદારતાથી કૃતકૃત્ય થઈ જતી હતી.

એક મિત્રે મનુષ્યાકાર દર્પણની પ્રશંસા કરીઃ સાયંકાળે દર્પણ તેને ઘેર પહોંચાડી દેવામાં આવ્યું. હારમોનિયમ પોણાબસોથી ખરિદ્યું હતું. એક દિવસ એક માણસે તે બજાવ્યું. સુન્દર સ્વરોથી શ્રોતાઓનું ચિત્ત તેણે હરી લીધું. શ્યામસુંદર બહુજ પ્રસન્ન થયો અને ઇનામમાં તે વાજું બજાવનારનેજ આપી દીધું. ગાદીવાળી ખુરસીઓ અને કોચોનો સેટ ત્રણસો

સાઠ રૂપિયાથી મંગાવ્યો હતો અને તે હસતાં હસતાંમાં ગીરધર પહેલવાનને ત્યાં મોકલી દીધો હતો.

આ ઉદારતાની સાથે સાથે રસિક સમાજ પણ એકઠો થવા લાગ્યો. આરંભમાં તો સોડા લેમોનેડથી કામ ચાલતું હતું; પરંતુ ધીરે ધીરે નવીન મિત્રોની સાથે લાલ પરીનો પણ એ મુગ્ધ મંડળીમાં પ્રવેશ થઈ ગયો. પ્રથમ આ આરંભ હતો; પણ પછી એવી દશા થઈ ગઈ કે તેના વિના સમાજનો રંગ જ જામતો નહોતો. શ્યામસુંદર ઉપર તો એવું જાદુ થયું કે ચોવીસ કલાકમાં વીસ કલાક તે મદ્યપાનમાં ચકચૂર રહેવા લાગ્યો.

નોકર ચાકરોએ આ જોયું તો તેમને પોતાનાં ઘર ભરવાની ઈચ્છા થઈ. એક સૂર્ય કુટે છે, તો કેટલીએ પૃથ્વીઓ બની જાય છે. શું એક ધનવાનના બગડવાથી વીસ નિર્ધનોના દિવસો ન ફરી જાય? ચાકરો આ પ્રશ્નોની પ્રયોગસિદ્ધિના ઉપાય વિચારી રહ્યા હતા. બિચારી પદ્મા રડી રડીને ઈશ્વરની પાસે પ્રાર્થના કરી રહી હતી કે મારા પતિને સીધો માર્ગ દેખાડો; પરંતુ શ્યામસુંદર પોતાના માર્ગ ઉપર એકદમ ચાલ્યો જતો હતો. તેની આંખો નોકરોના બૂરા સંકલ્પોને જોઈ શકતી નહોતી અને તેના કાન પત્નીની પ્રાર્થનાઓ સાંભળી શકતા નહોતા.

(૨)

ઈશ્વરદાસ તેના પિતાના વખતનો જુનો સેવક હતો. તે ઘણો ભલો અને સ્વામીભક્ત હતો. શ્યામસુંદરનો પિતા તેને કહ્યા કરતો હતો કે આવો સારો નોકર આપણને મળ્યો છે તે એક સદ્‌ભાગ્યની નિશાની છે. એકવાર તેણે તેના પ્રાણ બચાવ્યા હતા અને પોતે શેઠને બદલે સંકટમાં પડ્યો હતો. જ્યારે શેઠ મરવા પડ્યો ત્યારે શ્યામસુંદરનો હાથ તે નોકરના હાથમાં આપતો ગયો હતો અને શ્યામસુંદરને એવો ઉપદેશ કરી ગયો હતો કે આ માણસ તારા પિતાને ઠેકાણે છે. જે માન આજસુધી તારા મનમાં મારા માટે હતું, તે માન હવે ઈશ્વરદાસ ને માટે હોવું જોઈએ. મરનાર શેઠની સામે ઈશ્વરદાસે રડતાં રડતાં શ્યામસુંદરનો હાથ પોતાના હાથમાં લીધો અને શ્યામસુંદરે શીર ઝુકાવી ઈશ્વરદાસની આજ્ઞામાં રહેવાની પ્રતિજ્ઞા કરી.

પિતાના મૃત્યુ પછી શ્યામસુંદરે પોતાનું વચન બરાબર પાળવાનો પ્રયત્ન કર્યો અને સઘળા પૈસા ઈશ્વરદાસના હાથમાં સોંપી દીધા. વળી ઘરની તમામ ગુપ્ત ઘટનાઓ કે જે શ્યામસુંદર પદ્માથી પણ છૂપાવી રાખતો હતો, તે ઈશ્વરદાસની આગળ નિ:સંકોચ થઈ કહેતો અને કોઈપણ કામ તેની સંમતિ વિના કરતો નહોતો. ઈશ્વરદાસનું મન સ્વચ્છ હતું. તે અનુભવી હતો અને સંસારના અનેક બનાવો તેણે પોતાની આંખોથી જોયા હતા દરેક વાતના રહસ્યને તે એવું જાણી જતો કે શ્યામ સુંદર તે જોઈ સ્તબ્ધ બની જતો અને કહેતો: "હું ગમે તેટલું માથું ફોડત, તોપણ આ પરિણામ ઉપર ન પહોંચી શકત."

ઈશ્વરદાસ હસી પડતો અને ધીમેથી જવાબ આપતો: "સત્ય છે. તમારી પાસે વિદ્યા તો છે; પરંતુ તે હજુ ઉપયોગમાં લેવામાં નથી આવતી. વિદ્યા સુવર્ણ છે; પરંતુ ભૂમિની માટી અને મલિનતાથી મિશ્ર છે. જ્યાં સુધી પ્રયોગની ભઠ્ઠીમાં તેને તપાવવામાં નથી આવતું ત્યાં સુધી તેનામાં કાંતિ નથી આવતી અને સંસારમાં તેની કિંમત પણ નથી!'

જ્યારે શ્યામ સુંદરની સોબત બગડવા લાગી અને ચાલચલગત બદલાવા લાગી ત્યારે ઈશ્વરદાસને ચિંતા થઈ. મનુષ્ય બુદ્ધિમાન હતો. તેણે ખુલ્લી રીતે વાત કરવી ઉચિત ન ગણી. સંકેતથી એક બે વાર સમજાવ્યો; પરંતુ કાંઈ પણ સારૂં ફળ આવ્યું નહિ. જે

રંગ ચઢી ચૂકયો હતો તે એટલો ગાઢ હતો કે સાદા પાણીથી તે ધોવાયો નહિ. એને માટે ઠોકરના સાબુની આવશ્યકતા હતી.

આ તરફ પદ્મા પણ પોતાના કર્તવ્યથી નિશ્ચિંત નહોતી. સ્ત્રીનું મોટું શસ્ત્ર રૂદન છે. પદ્માએ તેનો પ્રયોગ કર્યો. કેટલીયેવાર રડી રડીને તેણે પતિને એ ભયાનક ગતિથી સચેત કર્યો અને ભયંકર વિનાશકારક પરિણામને દેખાડી તે કુમાર્ગનો ત્યાગ કરવાની પ્રાર્થના કરી.

શ્યામસુંદરે વારંવાર પ્રતિજ્ઞાઓ કરી કે ભવિષ્યમાં આ ભૂલ કદી પણ હવે થશે નહિ; પરંતુ જ્યાં તે ઘર બહાર પગ મૂકતો ત્યાં જ સઘળી પ્રતિજ્ઞાઓ ભૂલી જતો. ફરી તે જ રસિક માણસો એકઠા થતા અને ફરી તે જ ચક્ર ચાલવા લાગતું. અતિશય ટેવ પ્રકૃતિનું રૂપ બની ચુકી હતી. તેમાં ફેરફાર થવો એ સહેલી વાત નહોતી. તરનાર જ્યારે હાથ હલાવીને થાકી જાય છે, ત્યારે આશ્રય ખોળવા મથે છે. ઈશ્વરદાસ અને પદ્મા બન્ને જ્યારે પોતપોતાના યત્નોથી હારી નિષ્ફળ થયાં ત્યારે તેમને એક બીજાની સંમતિની આવશ્યકતા થઇ. એક દિવસ પદ્માએ ઈશ્વરદાસને કહ્યું: "શું હવે કાંઈ પણ નહિ બની શકે ?"

ઈશ્વરદાસે પદ્માનો ભાવ સમજી ઉત્તર આપ્યો:–"પુત્રી ! તું જ કાંઈક બતાવ, મારી બુદ્ધિ કામ નથી કરતી."

"પરમાત્માને અર્થે કાંઈક વિચાર કરો. કોઈ ઉચિત ઉપાય શોધી કાઢો. મારાથી કાંઈ નહિ બની શકે. જે કાંઈ કરવાનું છે, તે આપે જ કરવાનું છે.

ઈશ્વરદાસ લમણે હાથ મૂકી કાંઈક વિચાર કરવા લાગ્યો અને પછી બોલ્યો:–"અર્ધા રૂપિયા આ ભોગવિલાસની ભેટ થઈ ચૂકયા છે. કારકુનોની બુદ્ધિ બગડેલી છે. બન્ને હાથથી લૂંટ ચલાવી રહ્યા છે. જો આ સ્થિતિ વધારે વખત રહેશે, તો દરિદ્રદેવ બહુ જ ઉતાવળથી દ્વાર પર આવી પહોંચશે."

પદ્માની સામે એવું ચિત્ર રજુ કરવામાં આવ્યું કે જે તે સ્વપ્નમાં કેટલીયે વાર જોઈ ચુકી હશે. તેને ઘણીવાર એવું દેખાતું હતું કે પોતાના શરીર ઉપર ફાટેલ તૂટેલ વસ્ત્રો લટકી રહ્યાં છે અને નાનાં બાળકો રોટલીના ટુકડાને માટે ટળવળી રહ્યાં છે. તે ડુસકાં ભરી ભરીને રડવા લાગી: "તમે મારા પિતાને ઠેકાણે છો. પરમાત્માને અર્થે એમને કાંઈક સમજાવો."

ઈશ્વરદાસનાં નેત્રો આંસુઓથી ભરાઈ ગયાં. તેણે કહ્યું: "પુત્રી ! સુતેલાને જગાડવો સહજ છે; પરંતુ જાગતાને જગાડવો કઠીન છે. જ્યારે નિરાશા આશાના સીસાને તોડીફોડી નાંખે છે, ત્યારે તેના એક એક અણુમાંથી નિરાશા મૂર્તિ તરાપી રહેલી દેખાય છે."

ઈશ્વરદાસના એ ઉત્તરથી પદ્માનું અંતઃકરણ ટુકડે ટુકડા થઈ ગયું. તે બાળકની પેઠે પેઠે ડુસકે ડુસકે રડવા લાગી અને બહુવાર સુધી રડતી રહી. આખરે એકાએક કોઇ કલ્પના મનમાં સ્ફુરી આવતા તેણે માથું ઉંચું કર્યું અને કહ્યું: "મે એ વાત વિચારી છે. તમે માનશો ?"

ઈશ્વરદાસે ઉત્સુકતાથી કહ્યું: "તારી યોજનામાં મારે કોઈ પ્રકારનો વાંધો નહિ હોય !"

પદ્મા કહેવા લાગી: "મારા ઉપર જે સંકટ અને વિપત્તિ આવશે, તે હું પ્રસન્નતાથી સહન કરી લઈશ; પરંતુ આ ગરીબ છોકરાના શિક્ષણનો અને તેના પાલણ પોષણનો કાંઈક ઉચિત પ્રબંધ થવો જોઈએ. માતાપિતાની ભૂલનું પરિણામ સંતાનને શામાટે ભોગવવું પડે ?"

ઈશ્વરદાસ પદ્માનો શું અભિપ્રાય છે, તે સમજી શકયો નહિ. આશ્ચર્ય અને ચિંતાથી તેના મોઢા તરફ તે જોવા લાગ્યો અને બોલ્યો "પુત્રી, તું શું કહેવા માગે છે ?"

પદ્માએ સાવધાનીથી ચારે તરફ જોયું અને પછી તેધીમેથી બોલી: " આપ ખજાનચી છો, ને સઘળો હિસાબ આપના હાથમાં છે. એમને કોઈ વાતની ખબર નથી."

"પછી ?–"

"જો તમે ધારો તો આઠ દસ હજાર રૂપિયા આડા અવળા કરવા એ મોટી વાત નથી."

ધાર્મિક ખજાનચીના કપાળ ઉપર સ્વેદનાં બિંદુ આવી ગયાં અને તે પદ્માના છેલ્લા શબ્દો સાંભળવા અધીર થઈ ગયો, પદ્માએ પોતાના કથનનો ફરી આરંભ કરતાં કહ્યું: "આપ આ નાના શશીને અર્થે અધર્મ કરો! અધર્મ શાનો? હું અર્ધા રૂપિયાની સ્વામિની છું અને આપને આજ્ઞા કરૂં છું કે આપ દશ હજાર રૂપિયા કોઈ નિર્જન પ્રદેશમાં દાટી આવો. પરમાત્મા ન કરે; પણ અમારા ઉપર વિપત્તિના દિવસો આવશે, તો શશીની ભલામણ આપને કરવી પડશે. આ રૂપિયા એ દરિદ્રતાના દિવસોમાં એના પાલન અને શિક્ષણ માટે બહુ ઉપયોગી થઈ પડશે."

ઈશ્વરદાસે સાંત્વનનો શ્વાસ લીધો અને કહ્યું: "પુત્રી! મારા મનનો બોજો તેં દૂર કરી દીધો. હું તારી સાથે સોળેય આના સહમત છું!"

પદ્માનું મુખમંડળ પ્રફુલિત થઈ ઉઠ્યું: તે હસીને બોલી: "આજે જ તે કામ કરી નાખો. અધીર ચિત્તને શાંતિ મળે. અમારા હાથ કરતાં ભૂમિની માટી શશીના સત્વની અધીક રક્ષા કરી શકે છે."

ઇશ્વરદાસે ધીરજથી ઉત્તર આપ્યો: "આજે રાત્રે સર્વ બંદોબસ્ત થઇ જશે."

( ૩ )

દિવસ વીતી ગયો. ભગવાન સૂર્યનારાયણ અસ્ત થઇ ગયા. રાત્રી આવી. ચંદ્ર આકાશમાં ચમકવા લાગ્યો. ચાંદનીના ભયથી અંધકાર વૃક્ષોની નીચે છૂપાઇ રહ્યો હતો અને જેમ ચાંદની ઓછી થતી જતી હતી, તેમ તેમ અંધકાર વૃક્ષોની નીચેથી નીકળી ફેલાતો જતો હતો. આ વખતે વફાદાર ઇશ્વરદાસ શ્યામસુંદરનું શ્રેય કરવાને માટે શ્યામસુંદરના પૈસાની ચોરી કરી નગર બહાર જતો હતો અને નિર્જન સ્થળની શોધ કરતો હતો. ગીનીઓની ની થેલી ખાંધ ઉપર હતી અને હાથમાં એક જબરી કોદાળી ભૂમિ ખોદવા તેણે લીધી હતી. ઘણીવાર તપાસ કર્યા પછી તેને એક ઉપયુક્ત સ્થાન મળી ગયું. ચારે તરફ દષ્ટિ ફેરવી અને તે પછી ભૂમિને ખોદવાની શરૂઆત કરી. તેણે આજ સુધીમાં આવું કઠન કામ કદી કર્યું ન હોતું. હાથ લાલચોળ થઇ, તેમાં મોટા ફોલ્લા પડી ગયા, છતાં તેના હૃદયમાં એકજ વિચાર હતો અને તે તેના સાહસને વધારતો હતો તથા હાથની પાસેથી બળાત્કારે કામ લેતો હતો.

જ્યારે ભૂમિ ખોદાઈ રહી, ત્યારે ઇશ્વરદાસે ગીનીઓની થેલી તેમાં મૂકી માટી પૂરવાનો આરંભ કર્યો અને તરતજ ભૂમિને સમતલ કરી દીધી. આ પ્રમાણે જ્યારે તે પોતાના કાર્યથી નિશ્ચિંત થયો અને પાછા ફરવાની તૈયારી કરવા લાગ્યો, ત્યારે એકાએક કોઈએ તેના ખભા ઉપર હાથ મૂકી કહ્યું: "દાસભાઇ!"

ઇશ્વરદાસના અંગમાં માથાથી પગ સુધી કંપ છૂટ્યો. તેના મોઢામાંથી એક ધીમી ચીસ નીકળી ગઈ. પાછા ફરી જોયું તો શ્યામસુંદર ઉભો હતો. ઇશ્વરદાસનું લોહી બરફની પેઠે ઠરી ગયું અને તે ચિત્ર સમાન નિસ્તબ્ધ ઉભો રહ્યો.

શ્યામસુંદર બોલ્યો: "ભાઇ! આ બધી શી ગરબડ છે? હું આજસુધી તમને દેવપુરુષ સમજી બેઠો હતો; પરંતુ આજ આંખો ઉપરનો પડદો દૂર થઈ ગયો!"

ઇશ્વરદાસ બોલ્યા વિના ઉભો રહ્યો. માલમ પડતું હતું કે કોઇએ તેના મોઢા ઉપર તાળું લગાવી દીધું છે!"

શ્યામસુંદર કોદાળી ઉપાડી ભૂમિ ખોદવા લાગ્યો. તેને વિચાર આવ્યો કે: સંસારમાં એવા ઘણાયે શયતાનો છે કે જે સાધુના વેશમાં ફરી રહ્યા છે!

ઇશ્વરદાસ વિચારવા લાગ્યો: મનુષ્યનાં નેત્રો બહુધા ભૂલી જાય છે અને સુવર્ણ ને પિત્તળ સમજી ફેંકી દે છે; પરંતુ જ્યારે રહસ્ય ખૂલે છે, ત્યારે તે નેત્રો સત્યને દેખે છે!

શ્યામસુંદરની ધારણા એવી હતી કે થેલી રૂપિયાની છે, પરંતુ જ્યારે તેણે રૂપિયાને બદલે ગીનીઓ દેખી, ત્યારે તેના ક્રોધની સીમા રહી નહિ. તેના હોઠ કંપવા લાગ્યા અને નેત્રોમાંથી અગ્નિની જ્વાળાઓ નીકળવા માંડી. તે ક્રોધ કરી બોલ્યો: "કેમ ઇશ્વરભાઇ? શું વિશ્વાસ કરવાનું આવું ફળ મળવું જોઇતું હતું? જણાય છે કે તમે મને સંપૂર્ણ દગો દીધો છે. કોણ જાણે આવી કેટલીયે થેલીઓ ભૂમિના ગર્ભમાં સમાઇ ગઇ હશે!"

ઇશ્વરદાસને 'આપ' ને બદલે 'તમે' કહેવાનો આ પહેલો જ અવસર શ્યામસુંદરને હતો. ઇશ્વરદાસની ધારણા આવી નહોતી. તે ધારતો હતો કે શ્યામસુંદર સઘળી હકીકત પૂછશે અને જે સંદેહ પ્રત્યક્ષ ચોરીથી મનમાં પેસી ગયો છે, તે પદ્માની આજીજીઓથી દૂર થઇ જશે; પરંતુ આ આશા વ્યર્થ હતી. શ્યામસુંદર કુંઠિત સ્વરે બોલ્યો: "પાપી, વિશ્વાસઘાતી, પિશાચ, તારી નીચતાઓનો આ એક નમુનો છે!"

ઇશ્વરદાસની દૃષ્ટિ નીચી નમી રહી હતી, તે તેમજ રહી. નેત્રોએ દયાની પ્રાર્થના કરી અને ન વાણીથી દીનતાનો શબ્દ નીકળ્યો! શ્યામસુંદર વધારે ક્રોધોન્મત્ત થઇ ગયો. તેણે ખેસને વળ દઇ તેના વડે ઇશ્વરદાસને મારવાનો આરંભ કર્યો. ઇશ્વરદાસ સાથે કદી આવો વ્યવહાર થયો નહોતો. તેની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં; પરંતુ શ્યામસુંદરને ક્રોધનું ભૂત વળગ્યું હતું અને તે શોક તથા ક્રોધથી પાગલ બની રહ્યો હતો. ખેસનાં જ્યાં સુધી ચીંથરે ચીંથરાં થઇને ન ઉડી ગયાં, ત્યાં સુધી તે મારતો રહ્યો. આખરે શ્યામસુંદરે પગમાંથી બૂટ લીધો. ઇશ્વરદાસ ઘુંટણ ભર બેસી ગયો અને શિર ઝુકાવી બોલ્યો:- "આ માથું તૈયાર છે!"

જે રીતે ઘી હોમવાથી અગ્નિ સળગી ઉઠે છે, તે જ રીતે ઇશ્વરદાસના આ શબ્દોથી શ્યામસુંદરનો ક્રોધ સળગી ઉઠયો. તેને ઇશ્વરને ગળે પકડયો અને પૃથ્વીપર હડસેલી દીધો. પછી તે છાતી ઉપર ચડી બેસી મોઢા ઉપર બુટ મારવા જવાં હાથ ઉંચો કરે છે, ત્યાં તે બુટ કોઇએ પાછળથી ખેંચી લીધો.

શ્યામસુંદરે પાછું મોઢું કરી જોયું. રસોઇઓ હરિદાસ ઉભો હતો અને હાથ જોડી પ્રાર્થના કરી રહ્યો હતો: "સાહેબ! આ ગરીબ બ્રાહ્મણની વાત સાંભળો. આ મામલામાં ખરી વાત આપ જાણતા નથી અને દાસભાઈ ઉપર વ્યર્થ જૂલ્મ કરી રહ્યા છો."

શ્યામસુંદર તેને બોલતો અટકાવી બોલ્યો: "તને કોણે ન્યાયાધીશ બનાવ્યો છે? તું અહીં શા માટે આવ્યો છે? ચાલ્યો જા. તને વચ્ચે ડહાપણ કરવાનું કોઇ કહેતું નથી. કોણે તને વાત પૂછી છે?"

હરિદાસે માથુ નમાવી કહ્યું: "સાહેબ! ઇશ્વરભાઈ સાચા પુરૂષ છે. તે કદી ચોરી કરે તેવા નથી, હંમેશ તે આપનું શ્રેય વિચારે છે. આ કામમાં પણ આપનો જ કાંઇક લાભ હશે. એક વખત મારી વાત સાંભળી લ્યો, તે પછી આપના ધ્યાનમાં જેમ આવે તેમ કરજો. આપ માલિક છો."

શ્યામસુંદર ક્રોધથી ગાંડો થઇ ગયો હતો. તે ગર્જના કરી બોલ્યો: "હરામજાદા ! ૨ થંઇ જા."

હરિદાસ કુલીન બ્રાહ્મણ હતો. તેણે એક દિવસ સારા દિવસો જોયા હતા; પરંતુ ભાગ્યના વિલક્ષણ ચમત્કારે અને વિધિના નિર્દય હાથે તેને આ સેવાના પદ ઉપર પટકી દીધો હતો. તે રસોઇનું કામ કરતો હતો; પરંતુ નોકરીમાં પણ વંશનું ગૌરવ સ્થિર રાખી રહ્યો હતો. તેને 'બ્રાસજી' શબ્દ સિવાય બીજા કોઇ શબ્દથી કોઇએ બોલાવ્યો નહોતો. શેઠના મોઢાની ગાળ સાંભળી તેનું લોહી ક્રોધાગ્નિથી ઉષ્ણ થઇ ગયું. તેણે કહ્યું: શેઠ સાહેબ! જીભ સંભાળીને બોલો."

શ્યામસુંદર નોકરના મુખથી એવી સૂચના સાંભળી સળગી ઉઠયો. તે બૂમ પાડીને બોલ્યો. "તું મારો નોકર છે."

હરિદાસે જવાબ આપ્યો: "શેઠ! શિર વેચ્યું છે, ઇજ્જત નથી વેચી. કામ કરૂં છું અને પગાર લઉં છું, ગાળ દેશો તો પરિણામ સારૂં નહિ આવે!"

શ્યામસુંદર છંછેડાએલા સિંહની પેઠે હરિદાસ ઉપર તુટી પડયો અને 'નીચના છોકરા' 'શયતાન' 'નિમકહરામ' વગેરે કહેતો તેના હાથમાંથી બૂટ ખેંચવી લઇ તેના શિર ઉપર મારવા જતો હતો, એટલામાં હરિદાસે તેના બે પગ વચ્ચે માથું નાંખી ઉંચો કર્યો અને જોરથી ભૂમિ ઉપર પટકી દીધો. હરિદાસ મજબુત બાંધાનો યુવક હતો. તેનું શરીર કદાવર હતું. તેનામાં ખીલતી જુવાનીનું જોર હતું. શ્યામસુંદર નીચે પડયો કે તરત તેણે ક્રોધથી કંપતા હાથે જેબમાંથી તમંચો કાઢી હરિદાસ સામે ધર્યો. તમંચો જોતાંજ ઇશ્વરદાસના પ્રાણ ધ્રુજી ઉઠયા. તેણે જોયું કે હરિદાસના શિર ઉપર મૃત્યુ નાચી રહ્યું છે. એકાએક દોડીને શ્યામસુંદરને પકડવાની તેણે ઇચ્છા કરી; પરંતુ તે ત્યાંસુધી જવા નહોતો પામ્યો, એટલામાં તો એક ગોળી સણસણાટ કરતી છૂટી અને હરિદાસ ભૂમિ ઉપર પછડાઇ પડયો!

( ૪ )

કેટલીકવાર સુધી શ્યામસુંદર ચુપચાપ ઉભો રહ્યો અને ભૂલી ગયો કે મેં એક હસતા બોલતા પ્રાણીને મૃત્યુનો ઘાટ ઉતારી દીધો છે; પરંતુ જ્યારે સચેત થયો ત્યારે 'ગરીબ બ્રાહ્મણ'નું શરીર સામે તરફડી રહ્યું હતું અને ઇશ્વરદાસ દાંતમાં આંગળી દબાવી ઉભો ઉભો વિચાર કરી રહ્યો હતો કે હવે શું કરવું? શ્યામસુંદરને ભાસ થવા લાગ્યો કે આ સ્વપ્નની ઘટના છે; પરંતુ પછી પ્રતીત થયું કે જે કાંઇ બન્યું છે તે સત્યજ છે. હું ઇશ્વરદાસની સાથે લડતો હતો. હરિદાસ તેમાં વચ્ચે પડયો. મેં તેને ગાળ દીધી. તે ક્રોધમાં આવી ગયો. મેં ફરી ગાળ દીધી, તેણે પોતાની સ્થિતિનો વિચાર ન કરતાં મને જમીન ઉપર પાડી દીધો. મને ક્રોધ ચડયો અને તમંચો કાઢી મેં તેના જીવનની શાખાને સંસારના વૃક્ષથી પૃથક કરી દીધી! હાય! હવે શું થશે? અરે, ફાંસી, મૃત્યુ, વિનાશ અને હત્યા સિવાય હવે બીજો કોઇ ઉપાય નથી.

ઇશ્વરદાસનાં નેત્રોમાંથી આંસુની ધાર ચાલી નીકળી. તે આક્રંદ કરી રડતાં રડતાં બોલ્યો: "ભાઇ! ભાઇ! આપ અહીંથી જલદી ચાલ્યા જાઓ."

"કયાં ચાલ્યો જાઉં?"

"ઘેર ચાલ્યા જાઓ."

શ્યામસુંદરે લાશની તરફ આંગળી કરી કહ્યું:-"અને આ લાશનું શું થશે?"

ઇશ્વરદાસે જવાબ આપ્યો: "તેની વ્યવસ્થા હું કરી લઇશ."

શ્યામસુંદરના મનમાં એકાએક કોઇક વિચાર આવ્યો. તેણે તમંચો ત્યાં ફેંકી દીધો અને વિજળીની ગતિથી તે એકદમ નગર તરફ ચાલ્યો ગયો.

( ૫ )

સૃષ્ટિ સુતી હતી; પરંતુ તેના પ્રતિનિધિ જાગતા હતા. પ્રભાત થયું ત્યાંતો એ ઘટના બાળકે બાળકની જીભ ઉપર હતી. હરિદાસ મરી ગયો હતો અને ઇશ્વરદાસ કેદમાં હતો, શ્યામસુંદરની આંખો સાક્ષી હતી. ઇશ્વરદાસ પોતે અપરાધ કબુલ કરી ચુકયો હતો. પોલીસ ઇન્સ્પેકટરે પોતાના હાથે ઇશ્વરદાસની પાસેથી તમંચો લઇ લીધો હતો, એ ત્રણ મનુષ્યોની પાસે ઇશ્વરદાસે પોતે હરિદાસની વિરૂદ્ધ વાત કરી હતી અને તેને મારી નાંખવાનો સંકલ્પ જણાવ્યો હતો. આ સાક્ષી સાધારણ નહોતી. કોર્ટમાં કામ ચાલવા લાગ્યું: સાક્ષીઓની જુબાની લીધી. જ્યુરીએ દોષ સિદ્ધ કર્યો અને નિરપરાધી ઇશ્વરદાસને કાળા પાણીની સજા થઇ. સંસારનાં જુઠાં ત્રાજવાં કબુલ થાય છે અને ન્યાય પૈમાને બદલે વેચાય છે.

માયાવી મનુષ્ય સંસારને છેતરી શકે છે; પરંતુ માણસ પોતે પોતાને છેતરી શકતો નથી. શ્યામસુંદરે પોતાનો વાંક ઇશ્વરદાસને ગળે લટકાવ્યો હતો, જ્યારે તેને કેદ કરી કાળા પાણી મોકલી દેવાની સજા ફરમાવવામાં આવી, ત્યારે તેના હૃદયપર આઘાત પહોંચ્યો અને નેત્રોમાંથી અશ્રુબિંદુ ટપકવા લાગ્યાં. ઇશ્વરદાસે હિંમતથી દંડ-શિક્ષાની આજ્ઞા સાંભળી અને ધીરજથી એકવાર શ્યામસુંદરની તરફ જોયું. આંખો સાથે આંખો મળી કે તરત બન્ને તરફથી જળના સ્રોત છૂટયા. શ્યામસુંદરની આંખોમાંથી એટલા માટે આંસુ નીકળ્યાં કે તે બિચારો નિર્દોષ છે, પરંતુ મારી ખાતર પોતાને માથે સજા વહોરી રહ્યો છે; અને ઇશ્વરની આંખોમાંથી એટલા માટે આંસુ નીકળ્યાં કે વીસ વર્ષ સુધી જીવન ટકશે કે નહિ, તેનો કાંઇ નિર્ધાર નથી; હું પાછો આવીને કયારે સ્વામીની સેવા કરીશ?

ખુલ્લી તરવારો અને ભરેલી બંદુકોના પહેરામાં ઇશ્વરદાસને સિપાઇઓ અદાલતમાંથી લઇ ગયા અને શ્યામસુંદર રોતો રોતો ઘેર ગયો. પદ્માએ સાંભળ્યું તો તે માથું ફૂટવા લાગી અને ઘણા દિવસ સુધી તેને હંમેશ મૂર્ચ્છા આવતી રહી!

( ૬ )

શ્યામસુંદરની દશા દિવસે દિવસે બગડતી ગઇ. મદ્યપાને તેના મસ્તિષ્કને અને હૃદયને નિર્બળ કરી દીધાં અને તે દરિદ્રતા તથા વિનાશના ખાડામાં ધકેલાતો ગયો. વીસ વર્ષ વીતી ગયાં અને શ્યામસુંદર પાઈ પાઈને માટે ભીખારી બની ગયો. સુહૃદમિત્ર તો પૈસાના મિત્ર હતા. જ્યારે પૈસા પાસે ન રહ્યા, ત્યારે તે દૂર થવા લાગ્યા અને હવે તેમને એટલું બધું કામ આવવા લાગ્યું કે બજારમાં જતી વખતે એ વાતો કરવાનો પણ તેમને સમય ન રહ્યો. એક બે મિત્રોને તો તેના સંબંધીઓએ શ્યામસુંદર જેવા ભીખારી મનુષ્યને મળવાની પણ મના કરી દીધી. પૈસા ગુમાવ્યા પછી શ્યામસુંદરને પૈસાની કિંમત થઈ પડી અને આંખ ઉઘડી ત્યારે ઘરમાં કાંઇ પણ રહ્યું નહિ. ઘર! હા! ઘર. કોને હતું? તે તો શાહુકારે કબજે કરી લીધું હતું; અને અત્યારે તે પોતાના દુર્ભાગ્યના દિવસો પતિવ્રતા સ્ત્રી અને નાના બાળકની સાથે વ્યતીત કરી રહ્યો હતો. ચાંદની ક્ષીણ થઇ ચુકી હતી અને અંધારી રાતનું ચક્ર ચાલી રહ્યું હતું. ચઢતીના સુન્દર દિવસોની સ્મૃતિએ વૃદ્ધપણાના દિવસો વધારે દુઃખમય બનાવી દીધા હતા. પદ્માએ જે દશા સ્વપ્નમાં અનેકવાર જોઇ હતી, તે સામે ઉપસ્થિત હતી. તે ઇચ્છતી હતી કે આ પણ સ્વપ્ન હો. પરંતુ એ સ્વપ્ન નહોતું: જાગૃતિ હતી અને જો સ્વપ્ન હતું, તો તે દીર્ઘ હતું કે જેમાંથી ફરી કદી બહાર નીકળવાની આશા નહોતી, તે એવી નિદ્રા હતી કે જેનો કાંઇ

અંત નહોતો. જેને પુષ્પની શય્યા ખુંચતી હતી, તે હવે કાંટામાં સુવા લાગી. જેણે ભૂમિ ઉપર કદી પગ મૂક્યો નહોતો, તેને ભૂમિનોજ આશ્રય ખોળવો પડ્યો. શ્યામસુંદર એક શેઠની દુકાન ઉપર ક્લાર્ક રહ્યો હતો, સવારેથી સાંજ સુધી કામ કર્યા પછી વીસ રૂપિયા માસિક આવતા હતા અને સાદાઇમાં દિવસો જતા હતા. શશીના શિક્ષણનું કાંઇ ઠેકાણું નહોતું. બિચારા ટુંકા પગારના નોકરોને મહિનાના છેલ્લા દિવસો બહુ કઠીન બને છે. શ્યામસુંદરને ઘેર પણ પાછલા બે ત્રણ દિવસ ચુલો ગરમ થતો નહોતો.

ત્રીસમી તારીખ હતી. રાત્રીનો વખત હતો અને શ્યામસુંદર, પદ્મા તથા શશી સર્વ ભૂખે પેટે બેઠાં બેઠાં પોતાના દિવસોની ચર્ચા કરી રહ્યાં હતાં અને ભૂતકાળનું સ્મરણ કરી આંસુ વહાવી રહ્યાં હતાં. કોડીયાના દીપકમાંનું તેલ સમાપ્ત થઇ ચુક્યું હતું અને તની વાટ મંદ પડી રહી હતી. આ વખતે એક કરુણસ્વર કર્ણગોચર થયોઃ "ઇશ્વરને અર્થે કોઇ એક રોટલી આપો."

પદ્માએ કહ્યું: "ભાઇ! અહીં સવારથી એક દાણો પણ પેટમાં ગયો નથી. સોગન છે જો પાણી પણ પીધું હોય તો! જો ઘરમાં હોત તો ના ન કહેત; પણ લાચાર છું: ક્ષમા કરો."

શશી જોરથી બોલ્યો "તમારી પાસે કાંઇ હોય તો આપી જાઓ."

વૃધ્ધે ઉધરસ ખાતાં ખાતાં કહ્યું:'દીકરા! ચાર રોટલીઓ માગી લાવ્યો છું; તો તે તું લઇ લે."

પદ્મા ધ્યાનથી સાંભળવા લાગી. શ્યામસુંદર બોલી ઉઠયોઃ "પદ્મા, ઓળખ; આ આપણા ઇશ્વરદાસ છે."

પદ્માએ કહ્યું: "હા, હા, મને પણ એમ જણાય છે."

એટલામાં ઇશ્વરદાસ લાકડી ઠોકતો ઠોકતો અંદર આવ્યો. તેની દાઢી વધી ગઇ હતી. કમર નમી ગઇ હતી. હાથ કંપવા લાગ્યા હતા. પગમાં નિર્બળતા હતી. વાળ શ્વેત થઇ ગયા હતા. ચહેરામાં બહુજ તફાવત પડી ગયો હતો; પણ મુખમંડળ ઉપર તે જ શોભા, તે જ લાલી, તેજ ભલા ધીરતા અને તે જ કર્તવ્યપરાયણતા ચમકી રહ્યાં હતાં કે જે અદાલતમાં કાળાપાણીની સજાની આજ્ઞા સાંભળતી વખતે હતાં.

શ્યામસુંદર વિહ્વળ બની તેના પગમાં પડયો. ઇશ્વરદાસ બેસી ગયો અને તેના માથાને છાતી ઉપર રાખી બાળકની પેઠે રડવા લાગ્યો. પદ્મા પણ રડવા લાગીઃ શશી પણ રડવા લાગ્યોઃ આખું ઘર ઉદાસ થઇ રહ્યું. જ્યારે અંતઃકરણ હલકું થયું ત્યારે પદ્માએ કહ્યું: "ભાઇ! આપની શી સેવા કરું? કહેવાનું મન થાય છે કે અત્યારે અમે કંગાલ છીએ; પરંતુ લજ્જા એવું કહેતાં અટકાવે છે,"

ઇશ્વરદાસે ઉત્તર આપ્યોઃ "પુત્રી! કંગાલ હોય તમારા શત્રુ; તમે શા માટે કંગાલ હો! મારા મનને તો હજુ પણ તમે તે જ પદ્મા છો!"

પદ્માએ માથું નમાવી કહ્યું: "કહેવા માત્ર પદ્મા છું. તમે સાંભળ્યું છે કે સવારથી સર્વ ભૂખ્યાં બેઠાં છીએ."

ઇશ્વરદાસ ઉભો થયો અને બગલમાંથી થેલી કાઢી શ્યામ સુંદરની આગળ ધરી બોલ્યો "આપની થાપણ છે. આ થેલીને માટે હરિદાસની હત્યા થઇ હતી. જ્યારે આપ ત્યાંથી શહેર તરફ ગયા, ત્યારે મેં આ થેલી પાછી ભૂમિમાં દાટી દીધી હતી. આટલો વખત કાળા પાણીએ રહ્યો, ત્યાં પણ આ રૂપિયાનું ભાન ભૂલ્યો નહોતો. પરમેશ્વરની કૃપાથી આજ આપની થાપણ હું આપને પાછી સોંપી શકું છું."

સ્યામસુંદર, પદ્મા, શશી સર્વનાં નેત્રોમાંથી કૃતજ્ઞતાનાં આંસુ વહી રહ્યાં હતાં. વૃદ્ધ ઈશ્વરદાસ ફરીને બોલ્યોઃ "સ્યામસુંદર! તમને હું હવે બતાવું છું કે આ રૂપિયા હું શા માટે ચોરીને લઈ ગયો હતો!

સ્યામસુંદર બોલ્યોઃ "સ્વર્ગીય દૂત! મને લજ્જિત ન કરો. હું તે સર્વ સાંભળી ચૂક્યો છું. હાય! હવે મને શરમ આવે છે કે મેં આપને કડવાં વચનો કહ્યાં છે. મેં આપને દંડ અપાવ્યો છે. મને એવું શા માટે સૂઝ્યું? હું ફાંસીએ ચડી ગયો હોત તો વધારે ઠીક હતું: હું બંદુકથી મરી ગયો હોત તો વધારે ઇષ્ટ હતું. આપના શરીરને આટલું દુઃખ ન થાત! હાય, મારા જેવા પાપીને જગતમાં જીવવાનો અધિકાર નથી!" એમ કહી રડવા લાગ્યો.

ઈશ્વરદાસે સ્યામસુંદરને છાનો રાખ્યો અને કહ્યું: "જે કાંઈ થવાનું હતું તે થઈ ગયું છે. હવે આ દશ હજાર રૂપિયા છે, તેના વડે કોઈ વ્યાપાર કરો અને ભલા નાગરિક સમાન શુદ્ધ જીવનનો નિર્વાહ કરો. ઠોકરો ખાઈ ચૂક્યા છોઃ હવે ભૂલ નહિ કરી શકો."

પદ્મા અને સ્યામસુંદર બન્ને ઈશ્વરદાસનાં ચરણોમાં પડયાં અને કહેવા લાગ્યાં: "આપનો ઉપકાર જીંદગી પર્યંત ભૂલી શકાશે નહિ. તમે ડૂબતાં પ્રાણીને મૃત્યુથી બચાવી લીધાં છે."

ઈશ્વરદાસે કહ્યું: "તમે મને શરમાવશો નહિ. મેં જે કંઇ કર્યું છે, તે મારો ધર્મ સમજીને કર્યું છે."

પદ્મા તે સાંભળી કહેવા લાગી: "આપ તો દેવ છો?"

ઈશ્વરદાસે માથું નમાવી કહ્યું: "તમે ગમે તે કહો; પરંતુ હું તો તમારો એ જ સેવક છું!!"

---

# દિવ્ય-ગૃહ.

: વસંતતિલકા :

જ્યાં સુન્દરી શુચિ ભર્યું રસ-સ્મિત રેલે,
ને વાણી મંજુલ સદાય પિયુષ સિંચે;
સૌન્દર્ય, શીલવતી જ્યાં ગૃહણી વસે છે,
ગીર્વાણના ગૃહ સમાં સુખ ત્યાં મળે છે.....૧

જ્યાં પાપ માનસ મહિં જરીએ ન આવે,
આઘાત સંસ્કૃતિ તણાં સઘળાં વિલાયે;
ને વિશ્વનાં વિતક વર્ત્તન ના જણાય,
વૈયર્થ્ય મોહ ઉરના સહુ ત્યાં વિલાય....૨

જ્યાં દિવ્ય સ્નેહ રસ સાગર ઉછળે છે,
જ્યાં પ્રેમથી અતિથિ પૂજન પૂર્ણ થાએ;
જ્યાં પૂર્ણ પ્રેમભરી કરૂણા વિરાજે,
તે કેમ દિવ્ય ગૃહ ના જગમાં ગણાયે.....૩

સંક્રીડતા શિશુ ગૃહાંગણને દિપાવે,
ને સ્વર્ગ કુંજ સરખું ગૃહને બનાવે;
જ્યાં દંભ સંસ્કૃતિ તણા ઉરથી વિલાય,
તે કેમ દિવ્ય ગૃહ ના જગમાં ગણાય.....૪

જ્યાં વિશ્વના વિવિધ દુષ્ટ વિકાર નાસે,
ને સ્વાર્થનો સમીર ઝેરી જરી ન આવે;
જ્યાં મોક્ષ-સુખ સરખી વિરતે મળે છે,
ને સ્નેહ વર્ષણુ વડે ઉર ત્યાં ભિંજાયે.....૫

પ્રેમે હસે કુલપતિ પરિવાર સંગે,
ને દે ઉકેલ જગનો શુચિ પ્રેમ તંત્રે;
સંસાર શુદ્ધ પ્રણયાગ્રથી જ્યાં જીતાય,
તે કેમ દિવ્યગૃહ ના જગમાં પૂજાય.....૬

સ્વાધ્યાયથી પરમ પૂર્ણ પ્રભુત્વ જામે,
ને જ્યાં સુષુપ્તિ અતિ માનસની વિલાયે;
જ્યાં વિશ્વનાં જન સહુ રસ-જ્ઞાન પીવે,
તે કેમ દિવ્યગૃહ ના જગમાં ગણાયે.....૭

જ્યાં વિશ્વ હિત તણું ગુંજન નિત્ય ચાલું,
નિકેત આ શુચિ અને સુર સેવ્ય જેવું;
સંસારના પથિકને વિરતિ સુ અર્પે,
આવાં અનેકવિધ હો ગૃહ દિવ્ય સર્વે.....૮

ગિજુભાઈ મોહનલાલ ત્રિવેદી

## વિજ્ઞપ્તિ

ગુજરાત સાહિત્ય સભા તરફથી ચાલુ વર્ષ માટે વર્ષ દરમ્યાન પ્રકટ થતા સાહિત્યની સમાલોચના કરવાનું કાર્ય શ્રી જ્યોતીન્દ્ર હ. દવે (નર્મદ ચકલો, આમલીરાન, સુરત) ને સોંપવામાં આવ્યું છે. તો સર્વે લેખક બંધુઓ તથા પ્રકાશકોને આગ્રહપૂર્વક વિનંતી છે કે તે ભાઈને પોતાનાં પુસ્તકો સમીક્ષા માટે મોકલી આપવાં.

અમદાવાદ

મંત્રીઓ
ગુજરાત સાહિત્ય સભા

# પુસ્તક પરિચય

શ્રી કેશવપ્રસાદ દેશાઈ



**માબાપોને**

**આ તે શી માથાફોડ.**

લેખકઃ શ્રી. ગિજુભાઈ. પ્રકાશકઃ દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર. કીં. દરેકના રૂ. ૦-૧૦-૦.

બાળકોના ઉછેર અને બાળશિક્ષણ સંબંધી માબાપોનું અને સમાજનું ધ્યાન દોરનાર આ બે પુસ્તકો છે. બાળકોના સહવાસમાં રહેતા, બાળશિક્ષણનો અનુભવ અને અભ્યાસ મેળવતા અને બાળકોને માટે જ ભેખ લઈને ફરતા ગિજુભાઈનાં લખેલા આ બે પુસ્તકો સર્વને મનન કરવા યોગ્ય છે. "આ તે શી માથાફોડ" રોજને રોજ બાળકોના સંબંધમાં માબાપો જે ભૂલો કરે છે તેના દાખલાઓ છે. અને "માબાપોને" માં તો નિબંધ સ્વરૂપના લેખો છે. "લગ્ન જીવનની ધન્યતા ક્યારે સમજાશે" એ લેખ ઘણો જ મનન કરવા યોગ્ય છે. 'તે ઘરમાં બાળકે શું કરવું' એ ઘણો જ વ્યવહાર સૂચનાઓવાળો લેખ છે.

**ગાતા આસોપાલવ.**

{ લેખકઃ શ્રી. સ્નેહરશ્મિ. પ્રકાશકઃ પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ.
{ સુશોભિત છુટું પુંઠું. પાકું પુસ્તક પુંઠું. પાના. ૨૪૩. કીં. રૂ. ૧-૮-૦.

સ્નેહરશ્મિના ભાવવાહી કાવ્યોથી ગુજરાત અજાણ્યું નથી. 'તૂટેલાં તાર' નામે પુસ્તકમાં એમની ત્રણ વાર્તાઓ પણ આપણે વાંચી છે. એટલે આવા સંગ્રહની આપણે વાટ જોતાજ હતા. આ સંગ્રહમાં સ્નેહરશ્મિની સત્તર ટુંકી વાર્તાઓ છે. તેમાંની થોડીક જુદા જુદા માસિકોમાં આપણે જોઈ પણ છે. સત્તરે વાર્તાઓ સુંદર છે. અને ટુંકી વાર્તાઓના સાહિત્યમાં એક ડગલું આગળ આપણે વધ્યા છીયે તેના પુરાવારૂપ છે. દરેક વાર્તાના આલેખનમાં કલા છે, વિવિધતા છે અને રસ છે. વાર્તાઓના લેખક કવિ છે, તે તો પુસ્તકને પાને પાને જોઈ શકાય છે. લગભગ દરેક વાર્તામાં લેખક ધાર્યું વાતાવરણ ઉપજાવી શકયા છે. આવી સુંદર વાર્તાઓ માટે લેખકને અને પ્રકાશકને ધન્યવાદ ઘટે છે. આ પ્રવૃત્તિ લેખક ચાલુ રાખશે, તેમજ અત્યારે અવગણાયલી લાંબી નવલકથાની કલા પ્રત્યે પણ પોતે ધ્યાન દોડાવશે એમ આશા છે.

**રાજાધિરાજ.**

{ આવૃત્તિ બીજી. લેખકઃ શ્રી. કનૈયાલાલ મુનશી. પ્રકાશક. રા. જીવનલાલ અમરશી
{ મહેતા. પાનાં ૬૦૦. ચિત્રો. ૧૨. પાકું પુંઠું. કીં. રૂ. ૩-૮-૦.

લગભગ આઠ નવ વર્ષ પછી આ સુંદર નવલકથાની બીજી આવૃત્તિ નિકળે તે કાંઈ આશાજનક સમાચાર નથી. છતાંયે આ આવૃત્તિ પ્રસિદ્ધ થઈ છે તે આનંદની વાત છે.

ગુજરાતના જુના ગૌરવની ત્રણ ગાથાઓ શ્રી. મુનશીએ રચી. પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ અને રાજાધિરાજ. ત્રણે જુદી જુદી નવલકથાઓ છે. ત્રણે એકજ મોટા પુસ્તકના ભાગ જેવી ગણીયે તો ગણાય તેમ છે. જ્યારે સુંદર સળંગ નવલકથાઓનો ગુજરાતમાં ટોટો હતો ત્યારે મુનશીની સમર્થ લેખિનીયે ગુજરાતને આ લાંબી નવલકથાઓ આપી. ગુજરાતે તેને હર્ષથી વધાવી. હોંશથી વાંચી. કથાઓના પાત્રો જીવંત પાત્રો બન્યા. પુસ્તકની અસર ચારે દીશાએ ફેલાઈ અને પ્રખર નવલકથાકાર તરીકે ગુજરાતે શ્રી. મુનશીને સ્વીકાર્યા. હજી સુધી તો તેમનું એ સ્થાન છે. છતાંયે આ સુંદર પુસ્તકની હજી બીજીજ આવૃત્તિ થઈ છે. પુસ્તક ખરીદી પ્રત્યે ગુજરાતની આ બેદરકારી કે વિમુખવૃત્તિ છે.

**આશારામ દલીચંદ શાહ અને તેમનો સમય.**

( તૈયારી કરી પ્રસિદ્ધ કરનારઃ શ્રી. મૂળચંદ આશારામ શાહ. માધવબાગ સામે, અમદાવાદ. )

સામાન્ય અર્થમાં જાહેર પુરૂષ ના હોય છતાંયે પોતાના સમયમાં ઉપયોગી ભાગ ભજવ્યો હોય, એવા ઘણા પુરૂષો હોય છે. તેવા પુરૂષો દેખીતા જાહેર જીવનના નહીં દેખાતા ટેકારૂપ હોય છે. વળી જ્યારે આવા પુરૂષોના અંગત ચારિત્ર્ય વગેરે ધડો લેવા યોગ્ય હોય છે, ત્યારે તો તેમનું જીવન ચરિત્ર સંગ્રહ કરવા યોગ્ય જ હોય છે. આવા એક પુરૂષ તે સ્વ. આશારામ દલીચંદ શાહ હતા. સ્વ. ન્યાયમૂર્તિ સર લલ્લુભાઈમાં જે ઉત્તમ અંશો હતા તે બીજરૂપે તેમના પિતા આશારામમાં હતા એમ આ જીવનચરિત્ર ઉપરથી દેખાય છે. આ પુસ્તક બહુ જ સુંદરરૂપે યોજાયું છે. સ્વ. આશારામના પિતાના કાળથી ગુજરાતની પરિસ્થિતિનો આછો ચિતાર તેમાં છે. આવા પુસ્તકો ગુજરાતનો સામાજિક અને રાજકીય ઈતિહાસ લખવામાં જરૂર મદદરૂપ થાય. પિતાનું શ્રાદ્ધ આવી ઉત્તમ રીતે કરવા માટે રા. મુળચંદભાઈ ને ધન્યવાદ ઘટે છે.

**દૃષ્ટિ પરિવર્તન-ભાગ ૧.**

{ ભાષાંતરકર્તાઃ શ્રી. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય. પ્રકાશકઃ પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ.
{ પાનાં ૨૦૦. પાકું પુંઠું. કીં. ૧-૪-૦.

ટૉલસ્ટૉય ગ્રંથાવલિનો આ સાતમો ગ્રંથ છે. ધર્મ સંબંધી ટૉલસ્ટૉયના વિચારો દર્શાવતા ૭ નિબંધોનું ભાષાંતર આ પુસ્તકમાં થયું છે. ભૂમિકામાં ભાષાંતરકારે નિબંધો સમજવામાં ઉપયોગી થઈ પડે તેવી મૂળ લેખક સંબંધી કેટલીક હકીકત આપી છે. ગુજરાતમાં સ્વતંત્ર ધર્મ વિચારણ હવે થાય છે. તેવા સમયમાં અભ્યાસીઓને આ પુસ્તક ઉપયોગી થઈ પડશે.

**નુતન રશિયામાં ડોકિયું.**

{ ભાષાંતરકારઃ શ્રી. ગોવિંદરાવ ભાગવત. પ્રકાશકઃ પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ.
{ પાનાં ૧૩૨. કાચું પુંઠું. કીં. રૂ. ૦-૮-૦. સરસ્વતી ગ્રંથમાલા પુ. ૪૭-૪૮.

રશીયાની ક્રાંતિ પછીના તરતના કાળનો ચિતાર આપનાર આ પુસ્તક છે. વર્ણનાત્મક શૈલિ છે. ભાષા સરળ છે. રશીયા સંબંધી ખ્યાલ મેળવવા આ પુસ્તક વાંચવું જરૂરી છે.

શરશય્યાપરથી.

{ લેખકઃ શ્રી. નાનાભાઈ. પ્રકાશકઃ દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર.
પાનાં ૧૧૭. કાચું પૂંઠું. કીં. રૂ. ૦-૬-૦.

મહાભારતનાં પાત્રો આલેખતાં પુસ્તકોથી અતિ રસિક રીતે ભારતનો તથા તેની સામાન્ય કથાનો ખ્યાલ આપણને મળ્યો. બાળ પુસ્તકોમાં ચાલે તેવાં તે પુસ્તકો હતાં. હવે ભારતમાંની જ્ઞાન કથાનો ખ્યાલ મેળવવા માટે બાણ શય્યા ઉપર ભીષ્મે ધર્મરાજાને કરેલા બોધનો ચિતાર આપતું આ પુસ્તક છે. તેમાં રાજધર્મ અને મોક્ષધર્મ એ બે પ્રકરણો છે. "મહાભારતનાં પાત્રો" જેમ લોકોને પસંદ પડ્યાં છે તેમ આ પુસ્તક લોકપ્રિય નિવડશે નહી એમ લાગે છે.

ગુજરાતણ ટાઈપીસ્ટ.

{ લેખકઃ શ્રીમતી ગંગાબેન પટેલ. પ્રકાશકઃ પુસ્તકાલય સ. સહકારી મંડળ. લી. વડોદરા. પાના ૧૯૦. કાર્ડબોર્ડ પુંઠું. સચિત્ર. કીં. રૂ. ૧-૪-૦.

મુંબઈના કોંગ્રેસ મંડળોમાં શ્રી ગંગાબેન જેટલાં જાણીતાં છે, તેટલાં તે સાહિત્યક્ષેત્રમાં જાણીતાં નથી. છુટક છુટક તેમની ટુંકી વાતો માસિકોમાં પ્રસિદ્ધ થયેલી. પણ મારા ધારવા મુજબ પુસ્તક પ્રકાશન તો તેમનું આ પહેલુંજ છે. લેખકોની દુનિયામાં તેમને હું હર્ષભેર આવકાર આપું છું.

આ પુસ્તકમાં સોળ ટુંકી વાર્તાઓ છે. તેમાંની પ્રથમ વાતો ઉપરથી પુસ્તકનું નામ આપ્યું છે. કોંગ્રેસનાં કાર્યકર એટલે એમનું ધ્યાન ગરીબની હાય તરફ હોય. જાતના પાટીદાર એટલે બચપણથી સ્ત્રીજીવનનો અન્યાય થતો જોયેલો, એટલે એ અન્યાય તરફ લોકોનું ધ્યાન દોરવા તેઓ પ્રેરાયજ. કોંગ્રેસના કામને અંગે ગંગાબેન જેલમાં ગયાં. ત્યાં તેમણે ગરીબ કેદી બેનોની કથની સાંભળી તથા ટુંકી વાર્તાઓનું વાંચન કર્યું, તે ઉપરથી આ વાર્તાઓ યોજાઈ છે. પોતાનું ભણતર તો મોટી ઉમરે આગળ વધારેલું છે. આવી રીતે જ્ઞાન મેળવ્યું હોય તોપણ પુસ્તક લખી શકાય તે વાતથી આપણા સમાજમાં ઘણી બેનોને પ્રેરણા મળશે.

પુસ્તકની શરૂઆતમાં શ્રી. મંજુલાલ મજમુદારે લંબાણ પરિચય આપી, પુસ્તકની કીંમતમાં વધારો કર્યો છે. તેમના લખવા મુજબ સોળ વાતોના ચાર વિભાગ થઈ શકે તેમ છે. (૧) સામાજીક રૂઢીઓ તથા ગૃહજીવનને સ્પર્શનારી ૭ વાતો (૨) ગ્રામ્યજીવનને સ્પર્શનારી પાંચ (૩) કારખાનાના જીવનની ત્રણ અને (૪) અસ્પૃશ્યતાનો પ્રશ્ન છેડનાર બે.

આ વાર્તાઓમાં ખાસ મુદ્દો અમુક અમુક પ્રશ્નો પ્રત્યે પ્રજાનું લક્ષ દોરવાનો છે. અલબત્ત અતિ સુંદર કળામય રીતે આ કાર્ય નથી થયું એ કબૂલ છે; પણ જે રીતે કાર્ય થયું છે તે રીત કાર્યસાધક છે. અને સાધારણ ભણેલાંઓને માટે તો આ એમની સીધી રીત વધારે કાર્યવાહક નિવડશે. સાધારણ ભણેલાંની સંખ્યા તો આપણા દેશમાં મોટી છે. તેમને સૌને આ વાતો પહોંચે તો જરૂર સામાજીક અન્યાયો પ્રત્યે તેમનું ધ્યાન દોરાય. લેખકને હું અભિનંદન આપું છું અને તેમની લેખન પ્રવૃત્તિ ચાલુ રાખવા વિનવું છું.

## "સ્ત્રીબોધ" માટે

જાહેરખબરના ભાવ.

| | આખું પાનું | અર્ધું પાનું | પા પાનું |
|---|---|---|---|
| એક વર્ષ | ૧૨૦ | ૬૦ | ૪૦ |
| અર્ધું વર્ષ | ૬૦ | ૪૦ | ૨૫ |
| ત્રણ માસ | ૪૦ | ૨૫ | ૧૫ |
| એક માસ | ૧૫ | ૧૦ | ૬ |

રીડીંગ મેટરમાં છાપવાના સવાયા અને ટાઇટલ પેજના ભાવ ઉપરનાથી દોઢા છે

ટાઇટલનું ત્રીજું તથા ચોથું પેજ ભાડે આપવું છે; માટે લખો.

વાંધા ભરેલી જા૦ ખ૦ માટે અમે જવાબદાર નથી.

મંત્રી—"સ્ત્રીબોધ"
૧૨૮, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨




વર્ષ ૧૫ :: નવેમ્બર : ૧૯૩૪ :: અંક ૧૧

## અનુક્રમ


| | | |
|---|---|---|
| ૧ દિપાવલિ | શ્રી. સોમાભાઇ ભાવસાર | ૨૭૮ |
| ૨ ખરાબ દોસ્ત | શ્રી. ધૈર્યચંદ્ર. ર. બુદ્ધ. | ૨૭૯ |
| ૩ સેના ઉપડી | શ્રી. હેમુભાઇ... | ૨૮૦ |
| ૪ લીંબુ | ... | ૨૮૪ |
| ૫ પ્રાર્થના | શ્રી. જયંતશંકર જોષી | ૨૮૫ |
| ૬ બા | શ્રી. રમણલાલ સોની | ૨૮૫ |
| ૭ યુક્તિબાજ ગધેડો | શ્રી. છોટાલાલ જાની | ૨૮૬ |
| ૮ તુલસી | શ્રી. કુસુમકાન્ત | ૨૮૮ |
| ૯ રમુજી ટુકરા | શ્રી. છ. હ. પંડયા. | ૨૮૯ |
| ૧૦ ચેપડી | શ્રી. હરગોવીંદ પંડયા | ૨૯૧ |
| ૧૧ રૂશ્વતખોર | શ્રી. નાગરદાસ અ. પંડયા | ૨૯૨ |
| ૧૨ બહાદુર બાળક | શ્રી. રમણભાઇ બેચરભાઇ | ૨૯૪ |
| ૧૩ શું નથી ? | ... | ૨૯૪ |
| ૧૪ એક ઉત્તમ ઉદાર કાર્ય | શ્રી. મૂળશંકર પ્રે. વ્યાસ | ૨૯૫ |
| ૧૫ હિન્દી વિભાગ | ... | ૨૯૬ |
| ૧૬ બાળકોના લેખો | | |
| વીર યોદ્ધો | રાજેન્દ્રલાલ | ૧૯૭ |
| ઉંદર અને કુતરો | વીરબાળા | ૨૯૮ |
| કાન તૂટશે | ચન્દ્રકાન્ત | ૨૯૮ |
| ઝાડ | નલીનીકુમાર... | ૨૯૯ |
| ૧૭ બાળમિત્રોને | શ્રી. કેશવપ્રસાદ દેસાઇ... | ૩૦૦ |

# દિપાવલી

૧

દિપાવલી આવે ને બાળક
અંતર હર્ષે ઉભરાતાં,
નિત્ય નવા પોષાક સજીને
મન ગમતી મોજે માણતાં.

૨

સેવ સુંવાળી વિધવિધ વાની
ખાવાની સૌ ઘરમાં કરે,
હરતાં ફરતાં બાળક ખાતાં
આનંદીત થઈને ફરે.

૩

ને થાતાં અંધાર પછીથી
પૂર ગોખે ગોખે શું જળે ?
તે જાણું તો દીપક, દીપક,
દીપક સૌ ગોખોમાં બળે.

૪

દિપાવલી ગૃહદીપક માળા
ડોક ધરી ચોદિશ ફરતાં;
જ્યાં ત્યાં આગે ડગલે પગલે
એ આવી સુજને મળતાં.

૫

આંગણિયામાં ટોળે વળતાં
બાળક સર્વે શું કરતાં ?
તારામંડળ, ફૂલકણી ને
ટેટાની લૂમો ફોડતાં.

૬

ને સુરસુરતી ઊંચે ઉડતી
હવાઈ આભે જઈ શું કરે !
ધબ્બ દઈને ફાટી ત્યાંએ
અગ્નિ તણખે આભ જ ભરે.

૭

ને હરખાતાં સૌ પલકાતાં
બાળકવૃંદો દે તાળી;
પોકારી ધ્વનિમાં ગજવે કહી
'આજ દિવાળી કાલ દિવાળી'

૮

દિપાવલી આવેને બાળક
અંતર હર્ષે ઉભરાતાં;
નિત્ય નવા પોષાક સજીને
મન ગમતી મોજે માણતાં.

સોમાભાઇ ભાવસાર

# ખરાબ દોસ્ત

ગાય બિચારી લીલું લીલું,
ફરતી ફરતી ચરતી ઘાસ;
કહેવા લાગ્યો આવી ગધેડો,
ગા ચરતી'તી તેની પાસ. ૧

આવું ઝીણું ઘાસ ખાય શું?
ચાલ મોલમાં મ્હારી સાથ;
ઘડી એકમાં પેટ ભરી લઈ,
પાછા વળીયે સાથેસાથ. ૨

ગાય બિચારી દુબળી ભોળી,
ગધેડાનો કરી ચાલી સંગાથ;
આવ્યાં એક વાડીની અંદર,
ચરવા લાગ્યાં સાથેસાથ. ૩

ગધેડો પેટ ભરાતાં બોલ્યો,
ગાવાનું આવ્યું ભૂંકણુ;
બધું જાણ્યું શાસ્ત્ર સંગીતનું,
પગ પછાડી તોડયું ડામણ. ૪

ખરે બપોરે ગાન આદરી,
ખેડુ જગાડ્યો સુતો સાપ;
ગાય બિચારી ઉભી રહી ને,
ગધેડો નાઠો મારી ત્રાપ. ૫

ભોળી ગાયે માર ખાધો ને,
દુઃખી થઇ બહુ અપરંપાર;
બાળક વાંચી ધ્યાન રાખજો,
કરશો ના ગદ્ધા દોસ્તાર. ૬

ધૈર્યચંદ્ર ર. બુદ્ધ

# સેના ઉપડી

શ્રી. હેમુભાઇ

ઓહોહોહો, આતે શું? કાંઈ શુમાર નથી ! ! હાલી જ નીકળ્યા છે !

રબારણ દૂધ વેચી પાછી વળી. "અધધ, આમાં તે ચાલવું ક્યાં? ઉભરાણાં છે તે કાંઇ હિસાબ નથી! મુઆ કચરાઈ જશે. કેટલુંક જાળવવું?"

ઝમઝુટ વરસાદ હમણાં જ વરસી રહ્યો. ચારે તરફ ખાડાખાબોચીયાં ભરાઇ ગયાં, રસ્તાના ધોરીઆ ભરાયા, નદી નાળા છલકાયાં. બધા ઉમટયા. એક સામટા ઉમટી પડયા. કોઇ બાકી ન રહ્યો. નવી દુનિઆ જોવાની હોંશ હતી. નાના પગ હતા. નાનું મોઢું ને નાનું પેટ, નાની ગોળ આંખો ને લાંબી જીભ. કોઇ જલદી ભાળે પણ નહિ. બસ, એ તો ઉપડયા તે ઉપડયા.

જ્યાં જુઓ ત્યાં થરના થર લાગી ગએલા. સડકો તો પથરાઇ ગઇ. સડકો મૂકીને મકાનોમાં ઘૂસ્યા. બાળેથી રસોડામાં પેઠા. પગથીયાં ઠેકી ઓરડામાં ગયા. દિવાનખાનામાંયે પહોંચ્યા. રસોડાના કબાટ પાછળ, ઓરડામાં ઘંટી પાછળ ને પટારા પાછળ છુપાયાં. ખુણાં ખોચરાં તો જાણે બાપુકા ! દિવાનખાનાના ગાદીતકિયા ઉપર ચડી બેઠા લખવાના મેજ ઉપર. જઇ પહોંચ્યા. કોઇ ઉંચી ભીંતે ચડયા તો કોઈક થાંભલીએ બાઝયા. વખારમાં તો ભલેને ગમે તેટલા હોય, કોણ પૂછે છે? બાગબગીચા ને વંડી તો તેમની જ ગણાય. કૂળીયામાં પણ ભલેને ફાવે ત્યાં ઘૂમે. બાગબગીચા, ફુવારા, નદી, તળાવ, ખાડા ખાબોચીયાં એ તો એનાં રહેઠાણ રહ્યાં; પણ આ તો ગામ સર કર્યું. દેવમંદિરો ને હવેલીઓમાં પહોંચ્યા. મસજીદ ને મકરબામાંયે પહોંચ્યા. રાજાના રાજમહેલને ન છોડયા. એમને ન અટકાવ્યા આરબે કે ન ટપાર્યા પહેરેગીરે. કોઇની બીક નહિ, એને શું?

ખીલા જડેલા જોડા પહેરી ખબ્ ખબ્ કરતા ચાર પોલીસો નીકળ્યા; "અહોહો, બેશુમાર ઉભરાણાં છે ને શું? કાંઇ માળી દેડકિયું ! ! રસ્તો આખો છાઇ લીધો છે. હાલવાનીય જગ્યા નથી રહેવા દીધી. કેટલુંક સંભાળવું? કુકુક્ કુકુક્ કરતી દોડીજ જાય છે. એને કાંઇ ડરે નથી લાગતો. પવનથી પડતી આખડતી, ઉંધીચત્તી થતી, ખાડા તરતી, ટેકરા ટપતી, આગળ ને આગળ દોડીજ જાય છે. કંઇ આરો વારો આવતો નથી. કૈંકનો કચ્ચરઘાણ નીકળી જશે.

તબડાક તબડાક કરતો ઘોડો નીકળ્યો. ખુદ ખુદ કરતું ગધેડું નીકળ્યું.

સર્રર્રર્ર સટ્ટ કરતી સાઇકલ પસાર થઇ. સુર્રર્ર હુર્રર્ર કરતી મોટર નીકળી. ખર્રર્રર્ર ખખ્ ખખ્ કરતી ઘોડાગાડી નીકળી.

કેટલીએ દેડકીનો કચ્ચરઘાણ ! અરે, પણ કેવડી નાની છે બિચારી ! નાની તો માખી જેવડી લાગે છે. જાણે નાની કાંકરી દડે છે. મોટર પાસે એનું શું ગજું ?

આ મોટું ભેંસનું ખાડું આવ્યું. ભારે ભારે શરીરને મોટા મોટા પગ. પગ પડયો એટલે દેડકીબાના રામ રમી જાય. ભેંસને કાંઇ થોડીજ ખબર છે કે જાળવીને ચાલે. દેડકીને કાંઇ થોડીજ ગતિ છે કે આઘી ઘસી જાય. જાળવી જાળવીને કેટલુંક જાળવવું ? પગ મૂકવાની જગ્યા નહિ.

આ સામે ભરવાડભાઈ પાંચશેરના જોડા પહેરીને હફહફ હાલ્યા આવે. એ એક કચરી, બે, ત્રણ, ચાર – અરે ગણ્યે પારજ નહિ આવે. હેઠું જોવેજ શેના ? ને જોઇનેય શું કરવું ? એમ મર્યે કાંઇ એની નાત નાશ નથી થવાની. આ તો ઠીક, પણ કેટલાયને કાગડા અને કાબર ચટ્ કરી જતાં હશે. એમની વસ્તી બહોળી છે. લાખો થાય ને લાખો જાય એનો એની નાતના મુખીને હિસાબ નથી.

સાત આઠ ટિનકુડીયાં દોડીને ભેગાં થયાં. 'એય બબુ, જોવું હોય તો ! કેવું કૂદે છે ? કેટલું નાનકડું છે ! સવિતાએ તો પકડયું. બેબીએ તો ધૂળની મૂઠી વચ્ચે લઇ લીધું. નણુ કહે મને; કનુ કહે મને. બધાને રમત થઇ. મંજુ કહે, રહેવા દે મરી જશે; પણ વિમુ છોડેજ નહિ. મુઠી એવી દબાવી કે અંદરજ રામ. સૌને મજા પડી પણ એનો તો જીવ જતો'તો. બોલતાં આવડતું હોત તો કહેત, 'મને જવા દો, હેરાન ન કરો.'

એક વાર તો મોટાભાઈ નીકળ્યા. લીંબુ જેવડા; બહુ મોટા તો નહિ. નજરે પડયા કે બધા પાછળ. ભીખુએ તો હથેળીમાં મૂકયો; પણ ટાઢું લાગ્યું એટલે મૂકી દીધો. પછી તો ભાઇ કૂદે; એમ હો હો ને દેકારો. જાણે વરઘોડો નીકળ્યો ! બે ચાર જણ તો રેતીએ વધાવવા માંડયા. દાટી દીધું, પત્તો ન મળે. રેતીની કબર થઇ ગઇ. મહા મહેનતે બહાર આવ્યું–ત્યાં પાછું એનું એ–માંડ માંડ જવા દીધું. આવી હેરાનગતિ તો કેટલાયને થતી હશે; પણ કયાં જઇને ફરિયાદ કરે ? એને કોણ દાદ દે ?

ભાઇ, તમે બધા દિવસે આવો ત્યાં સુધી ઠીક છે, પણ રાતે ચાર વાગ્યે ઉઠીને બત્તીએ વાંચવા બેસું ત્યાંયે તમારાં દર્શન ! તમે તો ભારે ભાઇ ! કુદ્દક્ કુદ્દક્ કરતા આ આવ્યા. બત્તી ફરતાં ફેરા ફરો છો એ તો અમે જાણીએ છીએ કે તમારે કોઇ જીવડાં કે કુદાંને હડફ્ કરી જવાં છે. એ........મોઢું ફેરવ્યું. એ....આંખ મટમટાવી. ધીમે ધીમે ડોક લંબાવી. વા....હ, આ તો પાછલા પગ લંબાવ્યા. આ તો જાણે વાંદરજી ! તમારી ચાલ તો જાણે વાઘની. શિકાર કરવાની કાંઇ છટા ! ઝડપ મારી, કળવાળી પેટીની જેમ પટાક કરતું મોઢું

વસાઈ ગયું. ભાઈ, તમે તો હોશિયાર લાગો છો—જબરા શિકારી !

વાંચતી વખતે તો ઠીક, પણ ભોજન વખતે તમે રસોડામાં આવો છો એ અમને બીલકુલ પસંદ નથી. તમારો રંગ અમને નથી ગમતો. ગમે તેમ હો, પણ તમે અમને બહુ નથી ગમતાં, એ વાત સાચી છે. જ્યાં ત્યાં આડાં અવળાં ફર્યા કરો છો, તે ભૂલથી ચગદાઈ મરો તો અમારૂં દિલ દુઃખાય. તમે પેટીના ખૂણામાં ભરાઇ બેસો એ અમે ભાળતા નથી. અમારા ઘી, દૂધ કે ખાવાની ચીજને તમે અડો એ અમને ન ગમે. તમે એક ઉપયોગી કામ કરો છો, એની અમે આનંદથી નોંધ લઇએ છીએ. એ વાત સાચી છે કે આ ઋતુમાં અમને માખીઓ ઘણા હેરાન કરી મૂકે છે, એને તમે હોઇયાં કરી જાઓ છો—પણ સાથો સાથ દિલગીરીપૂર્વક એ કહેવું પડશે કે તમે ઉંમરમાં નાના હોઇ શિકારમાં બાહોશ ન હોવાથી ઘણી ચોટ ખાલી જાય છે, એટલુંજ નહિ પણ માખી ઘણીવાર તમારા વાંસા ઉપર સવાર થઇને મોજ મારી તમારૂં અપમાન કરે છે.

તમે તમારૂં કામ કરો છો એની સામે અમને બહુ વાંધો નથી, પણ અમારા ભોજન વેળાએ તમે તમારૂં ભોજન મોકુફ રાખો એવી વિનંતિ છે. બાકી જોરજુલમ તો તમારા ઉપર શું કરી શકાય ? બહુ બહુ તો પકડીને બહાર મૂકીએ; સાવરણીથી વાળી નાખીએ. પણ તમારા પાકા ભાઈબંધ કાગડાભાઇના હાથમાં તો ન જ સોંપીએ. ગમે તેમ તોય હિંદુ ખરા ને ! દયા આવે. ચીનના છોકરા હોય તો તો કહેશે ઠીક છે. કુણાં કુણાં ! લાવો તળી નાખીએ ! મસાલો ચડાવીને ખાવા થશે. એ તો કાચાનો યે નાસ્તો કરીને ખાય. તમારા મોટા ભાઇબ્હેનોને ચીરી, મીઠું મસાલો ભરી સુકવણી કરે, કાચરી કરે; તળીને ટેસથી ખાય. અમને એવું નો ગમે. પરદેશની એવી રીત હશે.

હા, એટલું છે; તમારા નવા ભાઇબંધો ડાકટર લોકો છે. એ તમને ખાવાનું આપે છે. કુંડામાં ઉછેરે, પાળી પોષીને મોટા કરે, ખૂબ ખૂબ સાચવે ને પછી એક દિવસ હળવેકે દઇને ટેબલ ઉપર ચત્તા જડી દઈ ચીરી નાખે. કહે છે કે તમારૂં હૃદય બહુ કુદકા મારે. તમારી પાસેથી તો એને શીખવાનું હોય છે—તમે તો ભારે ઉપકારી. તમને મારે નહિ તો એ બિચારા અણઘડ રહી જાય ને !

અમે તો તમને પાળીએ લઇએ. તમારે માટે રૂડું ઘર કરાવી દઇએ; પણ તમે કરો શું ? તમને કાંઇ રૂડું ને મીઠું બોલતાં આવડશે ? હાલ તુરત તો તમને કોઈ પાળતું નથી એટલે અમેય અમારો વિચાર મોકુફ રાખીએ છીએ. કંઈક સુધરશો તો વળી વિચાર કરી જોશું. તમે ઘણાં બિનજરૂરી ને ઝેરી જંતુઓનો નાશ કરી ભારે ઉપયોગી સેવા બજાવો છો એની નોંધ લેતાં અમને આનંદ થાય છે.

એ તો બધું ઠીક; પણ આ તમારાં ટોળાંના ટોળાં કયાંથી ચાલ્યાં આવે છે? આ તમારી દેડકસેનાનું મથક કયાં છે? તમારી છાવણી કયાં છે? તમને મોકલનાર કોણ છે?

ઓહો, આ કોણ? તમારા સરદાર છે? ઠીક; એ તો તમારી બા લાગે છે. આજ તમારૂં જન્મસ્થળ? આ ભૂખરી રેતી, આ કોરી માટી, આ ભેખડ, આ પાળ, આ ટેકરાનું પોલાણ; આજ તમારૂં જન્મસ્થળ એમને? આ ધોળા ગોળ વટાણા જેવા દાણા શેના છે? એજ તમારૂં ઘર એમને? એમાંથીજ તમે બહાર આવ્યા લાગો છો. એક મઢીમાંથી બસો બસો જણ બહાર નીકળો છો ત્યારે આવડી મોટી સંખ્યા છે. ઠીક, ઠીક લ્યો હવે જાણ્યું હવે નવાઈ નથી લાગતી.

એકવાર એક ખાબોચીયાને કાંઠે હું આવી ચડેલો. જોયું તો અંદર માછલાંનો પાર નહિ. હું તો રાજી થઇ ગયો. અમારા તરફ તો મોટી નદીમાંજ માછલાં હોય, પણ ત્યાં પાસે ઉભેલો છોકરો કહે “એ તો દેડકાંનાં બચડાં છે” એ વખતે તો તમારે લાંબી પૂંછડી હતી. કોઇકને વળી બે પગ હતાં. પણ ધીમે ધીમે ચાર પગ થયા ને પુંછડી ઘસાઈ ગઇ. આજ તમારૂં રૂપ જોઇને તો કદીએ ખબરજ ન પડે કે નાનપણમાં તમે માછલાં જેવાં હશો, પણ આજે તો તમે ધમણની જેમ પેટ-ફુલાવી ડરાઉં ડરાઉં કરી સૌને ડરાવો છો. તમારા મોઢા પાસેની પાતળી ચામડીના લખોટા જેવા રંગીન ગોળા ફુલે છે. એમાં તમે શ્વાસ ભરીને ડરાઉં બોલાવો છો. આજે તો રંગે ને દેખાવે તદ્દન ફરી ગયા છો.

પણ મને એક શંકા છે. એકવાર તળાવમાં તમને જોએલાં. એ વખતે તો તમે ભારે સુંદર લાગેલા. મઝાનો ખીલતો પીળો રંગ ને ઉપર ઘેરા કત્થાઇ રંગનું ચિત્રામણ! મઝાની મોટી મોટી આંખો ને અણીદાર મોઢું! ચકચકીત કાચના ગોળા જેવી આંખો જોઇને મને તો બીક લાગેલી. હું પાછો ખસ્યો ત્યાં તો તમે પાછલા લાંબા પગના ઠેલારા મારી ઉડે ઉડે છુપાઇ, કયાંઇ આઘે જઇ ડોકુ કાઢેલું. તમે તરવૈયા તો જબરા છો. સપાટાબંધ દૂર દૂર નીકળી જાવ છો. સરસ ડુબકી મારી જાણો છો. હાથપગ હલાવ્યા વિના પણ તરી જાણો છો.

તમને હું પાણીમાં જોઉં છું, માટીમાં જોઉં છું, પત્થર નીચે જોઉં છું, ખાળમાં જોઉં છું, કુવા ને તળાવમાં જોઉં છું. તમે બધા જુદી જુદી જાત છો કે શું? રંગ જુદા જુદા એટલે અમને તો ખબર નથી પડતી. પણ લાગે છે એમ કે તરી તો બધા જાણો છો. પાણીના જમીનમાં રહી શકો ને જમીનના પાણીમાં. જુવાન થાય એટલે શરીર ને રંગ બદલાતા હોય એમ લાગે છે. જ્યાં જેવું રહેઠાણ એવો એનો રંગ. પણ ભર ચોમાસામાં બહોળા પાણીમાં રહેનારનો ખીલતો પીળો રંગ થાય છે, એ મને તો બહુ ગમે છે.

થોડા મોટા થયા પછી તમે તમારી ચામડી ઉતારી તેનો ગોળો કરી ગળી જાઓ છો; ને નીચેની નવી ચામડી બહાર આવે છે. આ તો તમારે ઘણું જ સરસ છે. અમારે તો નવા નવા કપડાં શીવડાવવાનું ખર્ચ કરવું પડે. તમારે એવી કાંઇ પંચાત જ નહિ! જૂનું ઉતારો એ ખાવા થાય, ને નવું એની મેળે આવે. વાહ, આના જેવું બીજું સુખ શું હોય?

એ તો બધું ઠીક, પણ પાણીને તળીયે નદીની ભેખડોમાં હોજ કુવાને તળીયે, ધરા ને સરોવરને તળીયે શું હોય છે? ત્યાં શું શું જોવાનું છે? ત્યાં તમને કેવીક મઝા પડે છે? તમે તો ઉંઘો છો પણ ત્યાંજ. ત્યાંની કંઇક મઝાની થોડી વાત તો તમે કરો!

બાકી તમે બહાદુર ભારે છો. એ બહાદુરીની ક્યાંઇ વાત થાય તેમ નથી. તમને નાનાં છોકરાં પજવે; મોટાં પજવે; કાગડા ને શિકારી પંખી ખાઇ જાય; ભેંશ ચગદી મારે, માણસો ચગદે; આ બધાને તમે બહાર કશુંજ કરી શકતા નથી, એટલે પાણીમાં જઇને ડરાઉં ડરાઉંની ધૂન ચલાવતા લાગો છો. ચોમાસામાં તમારી ધૂન મઝાની લાગે છે. સેનાપતિનો હુકમ મળે–ક્રુટ્ર ક્રુટ્ર ડર્રર્ર્ર ડ્રટ્ર ડ્રટ્ર ડાકલી વાગે, તે પછી શરૂ થાય તમારી ધૂન–ડાર...ઉં, ડ–રા....ઉં, ડ...રા ...ઉં. ફોજની ફોજો સાદ ઝીલી લે છે, પણ તમારાથી કોઇ ડરતું જાણ્યું નથી. પાણીમાં સંતાઇને ડરાવનારા તમેય જબરા લાગો છો. તમારા પગના આંગળાં જેવડું પિચોળિયું વગર બોલ્યે ચટકો ભરી રાડય પડાવે છે. તમારી પાસે તો કરડવાનું કંઇજ નથી. તમારો દેખાવ ડરામણો છે એટલું જ. પાણીમાં બેસીને બોલવા કરતાં અમારી હાજરીમાં બોલશો તો વધારે મઝા આવશે. એ ઘડી અમે ને બાળકો સાંભળશું ને આનંદ પામશું.

ચોમાસાના દિવસોમાં જામતી રાત્રિએ કંસારીનાં મંજીરાં ને તમારી લાંબા રાગની ધૂન ભારે મીઠી ઉંઘ લાવે છે. સૂતા સૂતા સાંભળવાની ભારે મઝા આવે છે. સૂવાનો વખત થવા આવ્યો છે, મને મને પણ ઉંઘ આવે છે. સૂતા સૂતા તમને સાંભળીશ. પરોઢિયે બત્તી પાસે મળવાના છો એની ખાત્રી છે, એટલે અત્યારે હવે રામ રામ.

## લીંબુ

લીંબુ નવા નીચોવીને, જો પીઓ રસ નિત્ય<br>
રોગ વ્યાધિનો ભય નહિ, જીવન બને કૃત કૃત્ય.<br>
પેટ સાફ થઈ રૂચી વધે, લોહી સ્વચ્છ થઈ જાય,<br>
રહે કલેજાં તર સદા, સુખનો એજ ઉપાય.<br>
અસલ કાગજી જો મળે, તો સમજો એક રત્ન,<br>
ભરી વાટકો પ્રતિદિન, કરો રસ પીવા પ્રયત્ન.

## પ્રાર્થના

માતરે પ્રેમથી વંદના અર્પિએ,
'આપ સ્વિકારજો ' ઓ દયાળુ !
અબળ આ બાળના, પાપને ધોઈ ને
રંક આશ્રિતને સુમતિ આપ તું !
સરલ અમ અંતરે, વાસ તારો હજો
વિઘ્નનાં વાદળ વિખરાવજો,
શરીર બળ સધ દઈ,વ્યાધિને પરહરિ,
મનતણું બળ બહુ અર્પજો.
શરણુ તારૂં ચહું, સેવના તાહરી,
ભક્તિના ગુંજને દિન કાઢું;
ઘોર રજનિ તણું તમસ* એ તું હરી,
હે હરિ ! હર્ષથી હાથ ઝાલું;
માગું છું એટલું, વિનવણી એટલી;
ઘોર અંધારનું જાવ જાણું;
અર્પિએ વંદના નવલ વ્હાણા વિષે,
નાથ ! સંભાળનારો જ તું !

* અંધકાર

જયંતશંકર જોશી

## બા

બા મને બહુ ગમે, મને બહુ ગમે,બા બહુ ગમે.
હસતું ઉજળું માનું મુખ
સરસ મધુર માનું દૂધ
દેખી હરખે હૃદય ખુબ—બા બહુ ગમે.
માડી મારી મેઘ જેમ
દૃષ્ટિ કરે નીત્ય તેમ
હું સદૈવ કુશળ ખેમ—બા બહુ ગમે.
માડી મારી આભ જેમ
છાઇ રહે નીત્ય તેમ
હું સદૈવ કુશળ ખેમ—બા બહુ ગમે.
ગગન ઘૂમે ચંદ્ર જેમ
અબ્ધિ ઘૂમે નાવ જેમ
ખોળલે ખુંદું હું તેમ—બા બહુ ગમે.

રમણલાલ પી. સોની

# યુક્તિબાજ ગધેડો

શ્રી. છોટાલાલ જાની.

એક ગામમાં એક કુંભાર રહેતો હતો. તેણે એક ગધેડો ખરીદ્યો હતો. તેની પીઠ પર માલ લાદી કુંભાર એક ગામથી બીજે ગામ માલને પહોંચાડતો હતો, અને એ રીતે પૈસા કમાઇ પોતાનું ગુજરાન ચલાવતો હતો. કામ ન હોય ત્યારે કુંભાર ગધેડાને છુટો મુકે અને ગધેડો ગમે તેના ખેતરમાં પેસી જઇને તાજો ચારો ચરી આવે. આથી ગધેડો બારે માસ પુષ્ટ રહેતો અને કુંભારને ચારાનું ઓછું ખર્ચ આવતું. કોઇવાર ગધેડો ખેતરમાં ચારો ચરતાં પકડાઇ જાય તો એ ખેતરના માલીકના હાથનો થોડોક માર ખાઇ લેતો, પણ તેનો તેને કાંઇ હિસાબ ન હતો. બનતા સુધી તો તે પાછળના પગની લાત મારતો મારતો એવી ચાલાકીથી નાસી જતો કે તેને કોઇ પકડી શકતું નહિ.

ઘણાં વર્ષો વીત્યાં અને આખરે કુંભાર ઘરડો થયો. હવે તેનો નાનો, દિકરો પોતાના પિતાનું કામ કરવા લાગ્યો. ગધેડા પર માલ લાદી સામે ગામે તે પહોંચાડી આવતો. એક વખત સામા ગામના વહેપારીને મીઠાની એટલી બધી જરૂર પડી કે એક પખવાડીઆ સુધી દરરોજ ગધેડાને મીઠાની ગુણો પહોંચાડવાની હતી.

એક દિવસે, કુંભારનો દિકરો ગધેડાપર મીઠાની ગુણો નાખીને સામે ગામ જવા નીકળ્યો. ઉનાળાની ઋતુ હતી અને બપોરનો સમય હતો. તેઓ બન્ને રસ્તામાં વહેતી નદીએ પહોંચ્યાં અને ખૂબ તરસ્યાં હોવાથી પાણી પીવા લાગ્યા. અનાયાસે ગધેડાપર લાદેલી ગુણ નદીના પાણીમાં પલળી ગઇ અને તેમાંનું ઘણુંખરૂં મીઠું ઓગળી ગયું. ગધેડો નદી બહાર નીકળ્યો ત્યારે તેને તેની ગુણનો ભાર હલકો થઇ ગએલો જણાયો. શરૂઆતમાં તો તે નવાઈ પામ્યો પરંતુ આખરે તેણે નિશ્ચય કર્યો કે દરરોજ નદીમાં પાણી પીવા જરા નીચા નમી ઉભા રહેવું અને ગુણને પલાળવી. પાંચ છ દિવસના નિયમીત પ્રયાસથી તેને ખાત્રી થઇ કે ભાર ઓછો કરી નાખવાની આ યુક્તિ આબાદ છે.

એકાદ અઠવાડીયું તો આમ નભી ગયું પણ, આખરે વહેપારીને ખબર પડી કે મીઠાની ગુણો પલળેલી આવે છે અને તેમાંનું મીઠું ઓગળેલું હોય છે. તેથી તેણે કુંભારના છોકરાને ખૂબ ધમકાવ્યો અને કહ્યું કે હવેથી પલળેલું મીઠું આવશે તો તને મજુરીના પૈસા નહિ મળે અને બગડેલા માલના પૈસા તારી પાસેથી વસુલ કરવામાં આવશે. છોકરાએ ઘેર જઇને બધી વાત તેના

બાપને કહી અને ગમે તેવી સાચવણ છતાંએ રસ્તાની નદીમાં ગુણ પલળી જાય છે એવું જણાવ્યું

કુંભારને વિચાર કરતાં ચોકકસ સમજાયું કે ગધેડા ઈરાદાપૂર્વક પોતાના ઉપરનો ભાર હલકો કરવા નીચો નમીને મીઠાની ગુણોને પાણીમાં પલાળે છે. જો ફરીથી ગધેડા આવું કરે તો તેને નદીમાંજ ખૂબ મારવો એવી પોતાના દિકરાને સલાહ આપવાનું પ્રથમ તો કુંભારને મન થયું; પરંતુ આખરે તેને યાદ આવ્યું કે પોતાનો ગધેડા માર ખાવામાં તો કદિ કંટાળે એવો ન હતો. ત્યારે કરવું શું? કુંભારને એક સરસ યુક્તિ સૂઝી આવી

એક વહેપારીને ત્યાં જઈને કુંભાર થોડીક વાદળીઓ લઈ આવ્યો અને તેઓને એક ગુણમાં ભરીને તે ગુણ તેણે ગધેડાની પીઠપર મુકી દીધી. પછી તેણે પોતાના દિકરાને બોલાવ્યો અને તેને કહ્યું—બેટા, આ ગધેડાને નદી સુધી લઈજા. નદીના પાણીમાં દરરોજની ટેવ પ્રમાણે ગધેડા જેવી પોતાની ગુણ બોળશે કે તરતજ નદીનું પાણી દરેક વાદળીમાં ભરાઈ જશે અને ગુણનું વજન એટલું બધું વધી જશે કે ગધેડાને ઉપાડવું પણ મુશ્કેલ થઈ જશે. જો, આ વાદળીમાં અસંખ્ય છિદ્રો છે. વાદળીને દબાવવામાં આવશે તો તેમાંથી પાણી બહાર નીકળી જશે. આ યુક્તિ અજમાવ્યા વિના આ લુચ્ચો ગધેડા ઠેકાણે આવશે નહિ.

બીજે દિવસે કુંભારના દિકરાએ તેના પિતાની સલાહ પ્રમાણે કર્યું. તે નદીએ પહોંચ્યો કે ગધેડો ઉતાવળો ઉતાવળો પાણીમાં ઉતર્યો અને પાણી પીવાનો ડોળ કરી નીચો નમ્યો. જેવી ગધેડાની ગુણ પાણીમાં બોળાઈ કે તરતજ તેમાં ભરેલી વાદળીઓમાં એટલું બધું પાણી ભરાઈ ગયું કે દરરોજ આરામથી દોડનાર ગધેડાને ચાલવું પણ મુશ્કેલ થઈ ગયું. ત્રણચાર દિવસ આ પ્રમાણે થવાથી ગધેડો સમજી ગયો કે પાણીમાં ગુણને બોળવાથી ભાર કમી થવાને બદલે ખૂબ વધી જાય છે. ત્યાર પછી તો તેણે ગુણ પલાળવાનું છોડી દીધું અને કુંભારનો છોકરો ફરીથી સહી સલામત મીઠું પહોંચાડવા લાગ્યો.

---

# તુલસી

( રાગ-પિંગા )

તુલસી વાવી હો !
તુલસી વાવી હો !
આંગણે તુલસી વાવી હો !
સ્વાદે તીખી, મધૂર સુગંધી, તુલસી વાવી હો !
તુલસી વાવી હો !
આંગણે તુલસી વાવી હો !

વીરે માંજર આણી દીધાં
મેં તે ક્યારામાં વેરિયાં
દિ' થોડામાં છમુકડી તુલસી ઊગી હો !
તુલસી ઊગી હો !
આંગણે તુલસી ઊગી હો !

પોપટડાં પાન આવિયાં
ભાએ પ્રભુજીને અર્પિયાં
દિ' થોડામાં ગજ સવા તુલસી વાધી હો !
તુલસી વાધી હો !
આંગણે તુલસી વાધી હો !

વહેલાં સોનેરી ઉષાએ
માતા તુલસીને પૂજે
નાહી ધોઇ, ભાઇ ભાભી તુલસી વંદે હો !
તુલસી વંદે હો !
આંગણે તુલસી વંદે હો !

રૂડી લાલ ગુલાબી સાંજે
ન્હાનાં ચકલાં રમવા આવે
દિ' થોડામાં ઝુમ્મરશી તુલસી ફાલી હો !
તુલસી ફાલી હો !
આંગણે તુલસી ફાલી હો !

કુસુમકાન્ત



# રમુજી ફકરા

: ૧ :

એક દિવસ અમુક માણસો રેલવે ટ્રેનના એક કંપાર્ટમેંટમાં મુસાફરી કરતા હતા. એક જણ કહેતો હતો કે "ભાઇ, બેસી રહે કંઇ દિ' વળે ? એ તો મહેનત કરીએ ને મંડયા રહીયે તો જ કામ થાય." બીજો સામેથી બોલ્યો કે—"તમારૂં કહેવું તદ્દન સાચું નથી. કેટલાંક કામ એવાં પણ છે કે ગમે તેટલી ધીરજથી કરે જઇએ તો એ પુરાં ન થાય." પહેલો કહેઃ—"ભાઇ, મ્હારા માન્યામાં એ વાત નથી આવતી. દાખલો આપો જોઇયે. બીજો કહે, "જુઓ, તમને ચાલણી આપી હોય ને તેમાં પાણી ભરી લાવવા કહ્યું હોય તો ગમે તેટલી ધીરજ રાખ્યા છતાં તે બને ખરૂ ?" પહેલો કહે કે "કેમ ન બને ? પાણી ઠરી જતા સુધી રાહ જોઇયે તો !"

: ૨ :

એક છોકરો પાણીમાં ડુબવાની તૈયારીમાં હતો. ત્યાં પાછળથી બીજાએ પાણીમાં પડીને તેને બચાવી બ્હાર કાંઠે આણ્યો. તે જોઇ કિનારે ઉભેલા માણસો તેની બહાદુરીનાં વખાણ કરવા લાગ્યા. પેલો છોકરો ડોળા કાઢતો બોલ્યોઃ "એમાં કંઇ મ્હારી લખોટીઓ પચાવી પડવા દઉં કે ? આ ભાઇના ગજવામાં મ્હારી ચાર લખોટી હતી, તે ડુબી ગયા હત તો જાત ને ? તેમાં જ મ્હેં ટાંટીયો પકડીને ખેંચી કાઢ્યા." કેવો પરોપકાર !

: ૩ :

હમણાં જ એક વર્તમાન પત્રમાં છપાયું છે કે કોઇક છ વર્ષનો મુસલમાનનો બાળક છે, તેને કાબરચિત્રા સાપ જોડે ભાઇબંધી એવી થઈ ગઇ છે કે એક બીજાથી જુદા પડતા જ નથી ! કહે છે કે છોકરાના માથા ઉપર સાપની ફેણ જેવું કંઇક ચિત્ર હોય એમ લાગે છે. છોકરો ખાવા બેસે છે ત્યારે

પોતાના ખાવાની ચીજ સાપને ખવરાવીને ખાય છે. એમાં માબાપને ડર લાગે છે તેથી કદિ કોઇ એ સાપને કાઢી મુકવા લાકડી ઉગામે છે તો છોકરો બુમ પાડી ઉઠે છે કે–" મારા ભાઇને મારશો નહિ. એના વિના મને ગમશે નહિ." સાપ કોઇને ઇજા કરતો નથી. એના ઘરવાળાંએ મકાનો બદલ્યાં પણ જ્યા જાય છે ત્યાં સાપ આવીને હાજર થયા વિના રહેતો જ નથી. કદિ થોડી વાર અદ્રશ્ય થઇ જાય છે તો વળી આવીને તેના સોબતીને મળે છે, ત્યારે જ એને ચેન પડે છે !

ઇંગ્લાંડ વિગેરે દેશોમાં પરીક્ષા કરીને જે સાપમાં ઝેર નથી હોતુ તેવાને કેટલીક મડમો પાળે છે ને પોતાના ઘરમાં હરવા ફરવા દે છે ! કોઇકને તો એટલું વ્હાલ તેના ઉપર આવે છે કે હાથે ઘરેણાની પેઠે તેને કાંડા ઉપર વીંટાળીને બ્હાર જાય છે ! : :

: ૪ :

એક છોકરો નોકરીની શોધમાં ઘણી જગાએ રખડયો. આખરે કાચનાં વાસણના એક વેપારીએ એને અમુક પગારે અજમાશ દાખલ રાખ્યો. થોડા દિવસ કામ કરતાં કરતાં એક વાર એના હાથમાંથી એક કીમતી વાસણ પડીને ભાંગી ગયું. શેઠને ખબર પડતાં તેઓ બહુ ચીઢાયા ને બોલ્યા કે—" હાડકાંનો ભાંગલો લાગે છે. આવી કીમતી ચીજ ફોડી નાખી તેનો બદલો ત્હારે જ ભરી આપવો પડશે. હું ત્હારા પગારમાંથી દરમાસે અર્ધી રકમ કાપી લેવાનો."

છોકરે ધીમે રહીને માથુ ખંજવાળતાં પુછયું:—" સાહેબ એની શી કીંમત હતી ?"

"એક સો રૂપૈયા"—શેઠે ઘુરકીને કહ્યું. તે સાંભળી છોકરો તો ખાખલીપો કુટતો હસવા ને કુદવા લાગ્યો.

શેઠ કહે—" અલ્યા શું થઇ ગયું ? "

છોકરો—" સાહેબ, એટલી તો ખાત્રી થઇને કે ત્હારી નોકરી કાયમ રહેવાની ! "

: ૫ :

મહેતાજી—બોલો છોકરાઓ, ઠંડીની અને ગરમીની શી અસર થાય ?

પહેલો છોકરો—ઠંડીથી વસ્તુ સંકોચાઇ જાય અને ગરમીથી વધે.

મહેતાજી—બરાબર હવે દાખલો આપો જોઇયે.

છોકરો—શિયાળામાં ટાઢથી દિવસ ટુંકો થઇ જાય છે અને ઉનાળામાં તાપથી લાંબો થાય છે !

# પેપડી

શ્રી. હરગોવિંદદાસ મોરારજી પંડયા

વસંત એટલે નવજીવનની શરૂઆત. વસંત ઋતુ ઋતુઓમાં રાજા સમાન છે. દરેક વૃક્ષને ફળો આવવાની શરૂઆત થાય છે.

આંબા ઉપર મોર આવવા લાગે છે, લીમડાના કોરની કુણી પાંખડીઓની બાળકો ચટણી બનાવે છે, તેજ વખતે પીપર ઉપર પણ પેપડીઓ આવેલી હોય છે.

જેમ આંબાનું ફળ કેરી, લીમડાનું ફળ લીંબોળી, વડનું ફળ ટેટા, નાળીએરીનું ફળ નાળીએર, તેમ પીપરનું ફળ પેપડીઓ કહેવાય છે.

પેપડીનો રંગ લીલો હોય છે. તે મગના દાણા જેવડી હોય છે. તેનો સ્વાદ તુરાશ પડતો હોય છે. તેની અંદર અસંખ્ય બીઆં હોય છે.

અમો નિશાળમાં ભણતા તે સમયે શાળાના વખતમાં પાણી પેશાબની રજા લઈ સહેલ કરવા નીકળી જતા.

નિશાળ પાસે પીપરોનાં ઝાડની હાર ઊભેલી હતી. થડ જાડાં હતાં પણ અમો વાંદરાની માફક કેળવાઈ ગયેલા. ઝાડ ઉપર ચઢવું તે રમત વાત થઈ પડી હતી. આંબળકાંબળ રમતા જઈએ અને કુણી કુણી પેપડીઓ ખાતાં જઈએ. અત્યારના વખતની શરીર વિકાસની રમતો જેવી ક્રિકેટ, ફુટબોલ કરતાં આ દેશી રમત ઘણીજ સારી છે. પછી અમોએ નવો અખતરો કર્યો. પેપડીની સાથે મીઠું ખાવાથી ઘણી લહેજત આવવા લાગી. શાળાનો વખત પુરો થતાં પીપર પાસે પહોંચી જતાં અને પેપડીઓ પાડતાં.

કુણી પેપડીઓ ખાવાની ઓર લહેજત આવે છે. શહેરના મેવા મિઠાઈ આલુ, અંજીર, દ્રાક્ષ જેવાં અને ગામડાના છોકરાંઓની પેપડીઓ જેવી મિઠાઈ બંનેમાં સરખો જ આનંદ મળે છે. તફાવત ફકત આલુ તે આલુ અને પેપડી તે પેપડી. છતાં પેપડી ખર્ચાળ. તો નહિ જ તેટલો ફાયદો.

વિશેષ પ્રમાણમાં પેપડી ખાવાથી ડચુરો ચડે છે. અમને બાળકને આખો દિવસ હરવા ફરવાનું, દોડવાનું, કુદવાનું હોવાથી દરેક વસ્તુ પચી જાય છે અને આ ડચુરાનો અમને સ્વપ્ને પણ ખ્યાલ આવતો નથી.

બાળકો જ્યારે જ્યારે પેપડી પાડી ખાતાં હોય ત્યારે ત્યારે મને ભૂતકાળનો સસ્તો મેવો યાદ આવે છે.




સ્થળ—રાજા કચેરી

( રાજા નેકીના પોકારો સાથે આસન પર બેઠા પછી )

**દ્વારપાળ**

(પ્રવેશ કરી) નામદાર કોઇ સોદાગર આવવા રજા માગે છે.

**રાજા**

આવવા દો.

**સોદાગર**

(પ્રવેશ કરી નમન કરતાં) મહા રાજાધિરાજ! અરજદાર સેવકના ઘોડા આપના પ્રધાનજીએ પસંદ કરી લીધા. હવે તેમની કિંમત ઠરાવીને અપાવા હુકમ ફરમાવવા મારી નમ્ર અરજ છે. આપના પ્રધાનજીના જ મ્હોંથી જે કિંમત ઠરે તે લેવા હું તૈયાર છું. આપની મારા ઉપર હમેશની નિગાહ છે તે જ મારે મન લાખો રૂપીઆ છે.

**રાજા**

તો પ્રધાનજી! સોદાગરજીના ઘોડાની કિંમત ઠરાવી દેવા હું તમને હુકમ કરૂં છું. આપણાએ હમેશના ઘરાક છે.

**સોદાગર**

જી! વળી સેવકને એક મુસાફિર તરીકે અનેક સ્થળે ફરવું પડે છે એથી જ ઉતાવળ છે.

**પ્રધાન**

(બીજાઓ સાથે મંત્રણા કરી) રાજેન્દ્ર! સોદાગરજીના ઘોડાની કિંમત હું પા શેર ચોખા અત્યારે તો ઠરાવું છું.

( સભાજનો ચમકી જાય છે. સોદાગર ગભરાય છે )

**રાજા**

સોદાગરજી! તમારા વચન પ્રમાણે ઠરાવેલી કિંમતથી જ આ વખતે તો સંતોષ માનો. ભર કચેરીમાં તમે જ કહેલા શબ્દો ખોટા ઠરે એ ઇચ્છવા જેવું નથી. ચાલો કચેરી બરખાસ્ત કરો.

( બધા જાય છે. )

**સોદાગર**

( પ્રવેશ કરે છે. )

અરે આ સેનાપતિએ તો મને ઠાર માર્યો. ને હવે જ મને લાગ્યું કે તેને ખાનગીમાં આગળથી રાજી કરવો જોઇતો હતો. તો બાજી આમ બગડત નહિ. હવે શું ઉપાય? અહિંના જૂના પ્રધાન બહુ બુદ્ધિશાળી અને નિતિમાન ગણાય છે. તેમની સલાહ લઉં. જરૂર માર્ગ બતાવશે. (જાય છે.)

(૨)

સ્થળ—જૂના પ્રધાનનું ઘર.

**સોદાગર**

(નમન કરીને) નામવર મને એક આફતમાંથી માર્ગ સુઝતો નથી, તેથી આપની વિચિક્ષણ બુદ્ધિનો આશ્રય લેવા આવ્યો છું. હું પરદેશી વેપારી છું. મારા ઘોડા રાજમાટે આજના પ્રધાન હસ્તુ ખરીદવામાં આવેલા. તેમની કિંમત

ઠરાવવાનું મેં તેમની નીતિના વિશ્વાસે, ભર કચેરીમાં ખુદ તેમનીજ ઉપર મૂકયું, પણ તેમણે તો મારા ઘોડાની કિંમત માત્ર પાશેર ચોખા ઠરાવી. કહોજી, કેવી મૂરકેલી ?

પ્રધાન

( વિચાર કરીને ) એક માર્ગ છે.

સોદાગર

જી, શો માર્ગ ?

પ્રધાન

તમે એ પ્રધાનજીને ખાનગીમાં રાજી કરો. પછી ફરીથી કચેરીમાં તેમનીજ પાસે તમારા પાશેર ચોખાની કિંમત ઠરાવરાવો. બધું બરાબર થઈ રહેશે.

સોદાગર

યુક્તિ તો મઝાની છે. જી, આપનો ઉપકાર.

પ્રધાન

એમાં ઉપકાર છે જ નહિ. આવજો.

(બંને જાય છે.)

( ૩ )

સ્થળ—રાજાની કચેરી

(નેકીના પોકાર સાથે રાજા આસનારૂઢ થયા પછી)

પ્રતિહાર

રાજેન્દ્ર, કોઈ સોદાગર આવવા રજા માગે છે.

રાજા

આવવા દો. કેમ પ્રધાનજી, એમનું કામ નથી પતી ગયું ?

પ્રધાનજી

જી, પતી ગયું છે. કંઇ બીજું હશે.

સોદાગર

(પ્રવેશ કરી) સેવક આપ નામદારના રાજ્યમાંથી જતાં પહેલાં ચરણસ્પર્શ કરવા માટે હાજર થયો છે. મને નામદાર એક બીજી મૂરકેલી છે. આપે આપેલા પાશેર ચોખાની કિંમત મારા અજાણ દેશમાં મને બરાબર મળશે નહિ. માટે એ ચોખા હું અહિં જ વેચી નાખવા ઇચ્છું છું, તો નામદાર ખરીદી લે. ચોખાનું મુલ્ય ઠરાવવાનું પણ હું આપના કદરદાન પ્રધાનજી ઉપરજ છોડી દઉં છું, તેમના મ્હોંમાંથી નીકળશે તે મારે કબુલ છે.

રાજા

(પ્રધાનને) પ્રધાનજી, સોદાગરજીનો તમારા તરફનો પક્ષપાત અદ્દભૂત છે. તમે ચોખાની કિંમત ઠરાવી આપો. મને વાંધો નથી.

પ્રધાન

( બીજાઓ સાથે ધીમે મસલત કરી )

નામદાર, અત્યારે અભિયત્રી યોગ છે. એ વખતે ચોખાના આખા દાણાની માંગલીક શકિત બહુ વધી જાય છે એવું શાસ્ત્ર કહે છે; માટે આ પાશેર ચોખાની કિંમત અત્યારે તો એક હજાર સોના મહોર થઈ શકે.

(સભાજનો હસી પડે છે. કોઈ તો તાળીઓ પણ પાડે છે.)

રાજા

પ્રધાનજી, એક વાર તમે પચાસ ઘોડાની કિંમત પાશેર ચોખા કરી છે. અત્યારે પાશેર ચોખાની કિંમત હજાર મહોર કરો છો, એ મને ભેદ ભર્યું લાગે છે. સોદાગરજી, તમે એમને ખાનગીમાં રાજી તો નથી કર્યા ને ? પ્રધાનજી, તમારી નીતિ માટે મને શંકા આવે છે. આવા અધિકારીઓ રાખીને હું પ્રજાનું કલ્યાણ કરી શકું એ શકય નથી લાગતું, તેથી આજથી હું તમને મારી નોકરીમાંથી છુટા કરૂં છું. ચાલો કચેરી બરખાસ્ત કરૂં છું.

(બધા જાય છે.)

# બહાદુર બાળક

યૂરોપની અંદર હોલેન્ડ નામનો એક દેશ દરીઆની સપાટીથી નીચે આવેલો છે. આ દેશ ડચ લોકોએ દરીઆમાં મોટી દીવાલો બાંધીને સાચવી રાખેલો છે. તેઓ તેને સંભાળપૂર્વક સાચવે છે, કારણકે જો દીવાલની અંદર એક પણ કાણું પડે તો આખો દેશ પાણીથી પાયમાલ થઇ જાય.

અગાઉના વખતમાં એ દેશમાં પોતાની જીંદગીનું બલિદાન આપી પોતાની માતૃભૂમિને બચાવી, એવા બાળકનું નામ પીટર હતુ. તે તેના માબાપ સાથે દીવાલની નજીકમાં રહેતો હતો. કારણ કે તેના પિતા દીવાલ ઉપર નોકરી કરતા હતા. એક વખતે પીટરની માતાએ તેને તેના પિતાને ખાવા આપવા જવાનું કહ્યું. પીટર કહ્યાગરો છોકરો હતો. તેની માતાની આજ્ઞાનું પાલન કરી જલદીથી તૈયાર થઈ ગયો. જ્યારે તે પાછો ફરતો હતો ત્યારે તેણે દીવાલમાં એક કાણું દીઠું અને પોતાની માતૃભૂમિનો નાશ જરા વારમાં કલ્પી લીધો. પીટરે તે કાણામાં પત્થર તથા માટી દબાવ્યાં પણ પાણીના જોશથી તે બધું નીકળી ગયું. છેવટે તેણે મદદ માટે ઘણી બૂમો પાડી પણ ત્યાં કોઈ માણસ ન હતું. પછીથી જ્યારે કાણું ધીમે ધીમે મોટું મોટું થવા લાગ્યું ત્યારે પીટરે પોતાની હથેલી વતે આખી રાત દાબી રાંખ્યું ને છેવટે તે પોતે વચ્ચે બેસી ગયો. આથી કરીને પુષ્કળ ટાઢ લાગવાથી તે અકડાઇ ગયો અને છેવટે બેશુદ્ધ થઈ ગયો. અને જ્યારે તેના પિતા તેની શોધમાં સવારે નીકળ્યા ત્યારે તેમણે પીટરને દીવાલ આગળ પડેલો જોયો. માણસોએ કાણું પૂરી દીધા પછી તેને ગરમીથી સાવધ કર્યો. લોકો પિટરને તથા તેના પિતાને ધન્યવાદ આપવા લાગ્યા. પીટરે પોતાની માતૃભૂમિને માટે જે સાહસ કરી બતાવ્યું તે કોણ ભૂલી શકે?

રમણભાઇ એચરભાઈ

## શું નથી ?

ડેન્માર્કમાં નદીઓ નથી
વેલ્સમાં સરોવર નથી
હોલેન્ડમાં પહાડ નથી
આઇસ્લેન્ડમાં જંગલ નથી

# એક ઉત્તમ ઉદાર કાર્ય

એક શ્રીમંત શેઠ હતા, તેને ત્રણ પુત્રો હતા. શેઠ જ્યારે મરવા પડયા ત્યારે તેણે પોતાનું કિંમતી ઝવેરાત જુદું રાખી બીજી મિલ્કત ત્રણે પુત્રોને સરખે હીસ્સે વહેંચી આપી. પછી તેણે ત્રણે પુત્રોને બોલાવી કહ્યું કે "તમારા ત્રણમાંથી જે કોઈ ત્રણ મહીનાની અંદર સૌથી ઉત્તમ ઉદારતાનું કાર્ય કરશે તેને હું આ ઝવેરાત બક્ષીસ આપીશ.

આવું સાંભળી તે દ્રવ્ય મેળવવાને લોભે ત્રણે પુત્રો ઉદાર કાર્ય કરવા લાગ્યા. જોત જોતામાં ત્રણ મહીના પૂરા થયા ને ત્રણે પુત્રો પોતપોતાનાં ઉદાર કાર્યોની નોંધ લઈ પિતા પાસે હાજર થયા. સૌથી મોટો પુત્ર પિતા પાસે આવી બોલ્યો "પિતાજી એક માણસ પોતાની સર્વ સંપત્તિ મને સોંપી પરદેશ ગયો. અમને બંનેને અરસ્પરસ કશો પરિચય ન હતો. મેં ધાર્યું હોત તો હું તેની તે સર્વ મિલ્કત પચાવી પાડત, પરંતુ મેં તેમ ન કર્યું અને જ્યારે તે માણસ પાછો આવ્યો ત્યારે મેં તેની તમામ સંપતિ પાછી સોંપી દીધી. મારા આવા વર્તનથી તે ઘણોજ ખુશી થયો અને મને મોટું ઈનામ આપવા માંડયું પણ મેં તે કાર્ય માટે ઇનામ લીધું નહિ. બોલો આ મારૂં ઉદાર કામ ખરૂં કે?" બાપ-"તેમાં તારી ઉદારતા શી? એ તો તેં માત્ર તારી ફરજ બજાવી ગણાય."

બીજો પુત્ર આગળ આવી બોલ્યો-"પિતાજી, આપ મારૂં સાંભળો. આપને જરૂર ખાત્રી થશે કે મારૂં કાર્ય સૌથી શ્રેષ્ઠ છે. હું થોડા દિવસ પહેલાં નદી કાંઠે ફરતો હતો, એટલામાં એક નાનો છોકરો દોડતો દોડતો નદીમાં પડી ગયો. તેની મા ત્યાંજ ઉભી હતી, પુત્રને ડુબતો જોઇ તે છાતીફાટ રડવા માંડી. આ દૃશ્ય જોઇ મને દયા આવી, મેં મારા પ્રાણની પણ પરવા કર્યા વગર નદીમાં ભુસકો મારી તે બાળકને બહાર કાઢયો અને તેની માને સોંપ્યો. તેની મા પુત્રને ક્ષેમ કુશળ આવેલો જોઇ ઘણીજ ખુશી થઇ, મને આશીર્વાદ આપવા મંડી. બોલો આ કંઇ થોડી ઉદારતા હતી?"

બાપ-"બેટા, એમાં ઉદારતા શી? એ તો બધા સમજુ માણસોએ જે કરવું જોઇએ એવું કાર્ય તેં કર્યું ગણાય."

ત્રીજો પુત્ર-"બાપા હવે મારૂં સાંભળો, મારો એક કટ્ટો શત્રુ અંધારી રાત્રે કુવાને કાંઠે સૂતેલો મેં જોયો. તે કેવળ નિદ્રાધીન હતો. જો જરા પણ હાલે ચાલે તો લાગલોજ કુવામાં પડીને મરી જાય તેવી સ્થિતિ હતી. પણ મેં તેને ધીરેથી જગાડયો અને સંભાળથી સુરક્ષિત સ્થળે સુવાડયો. એ વખતે જો મેં ધાર્યું હોત તો હું મારા વેરનો બદલો સહેલાઇથી લઇ શકત. પણ એવી સ્થિતિમાં મને એમ કરવું અયોગ્ય લાગ્યું. બોલો બાપા, હું ઉદાર કે નહિ?"

આ વાત સાંભળી બાપે નાના પુત્રને છાતી સરસો ચાંપી કહ્યું, "બેટા 'અપકાર ઉપર ઉપકાર' એજ ખરેખરૂં ઉત્તમ અને ઉદાર કાર્ય છે, મનુષ્યની કસોટી ત્યાંજ છે. તારી ઉદારતા સૌથી શ્રેષ્ટ છે. લે આ રત્નો" એમ કહી બાપે તે કિંમતી દ્રવ્ય નાનાને આપ્યું. નાના પુત્રે તે દ્રવ્ય પોતે નહિ લેતાં દુઃખી અને ગરીબ માણસોને વહેંચી આપી, પોતાની પુરી ઉદારતા બતાવી.

મૂળશંકર પ્રેમજી વ્યાસ.

# હિન્દી વિભાગ

---

## 'फाउण्टेन पेन' की उत्पत्ति

क्या तुम जानते हो कि 'फाउण्टेन पेन' की उत्पत्ति और कैसे हुई? क्या तुमने गरुड पुराणका नाम सुना है? क्या तुम जानते हो कि गरुड पुराणके लेखक कौन थे? अच्छा, सुनो, जब गरुडजी स्वयं गरुडपुराण लिखने बैठे तब लिखने कि धुन में इतने मस्त हो गये कि एक नवीन आविष्कार ही कर डाला. स्याहीसे भरे दस-बीस घडे गरुडजी पी गए और अपनी चांचसे दनादन लिखना शुरु कर दिया. फिर क्या था, कलम रुकी नहि. स्याही भरपूर थी ही. गरुडपुराण लिखने में कुछ भी विलंब न हुआ. तभीसे गरुडजी के पेट और चांच की नकल, कलममें स्याही भरकर और निब लगाकर, की जाने लगी. आज उसीका नाम 'फाउटेन पेन' विख्यात है.

फ़ाउंटन पेननी उत्पत्ति क्यारे अने कइ रीते थइ ते तमे जाणो छो? तमे गरुडपुराणनुं नाम सांभळ्युं छे? तेनो लेखक कोण तेनी पण तमने खबर नथी? सांभळो, ज्यारे गरुडजी पोते गरुडपुराण लखवा बेठा त्यारे धुनमां ने धुनमां एटला बधा मस्त बनी गया के एक नवी ज घटना बनी गई. तेओ शाहीथी भरेला दश वीश घडा पी गया अने पोतानी चांच वडे एकदम लखवा मंडी गया. पछी? कलम तो अटकी ज नहि. केमके शाही तो भरेली हती. एटले गरुडपुराण लखतां जराय वखत लाग्यो नहि. त्यारथी गरुडजीना पेट अने चांचनी नकल करीने कलममां शाही ने टांक नाखीने फ़ाउन्टेन पेन बनावी ते आजे पण फ़ाउन्टेन पेनना नामथी प्रख्यात छे.

---

# બાળકોના લેખો



## વીર ચોક્ષો

એક રાજા હતો. તેનું નામ કિશનસિંહ હતું. તેને સાત છોકરા હતા. તેમાંના મોટાનું નામ સુરસિંહ હતું. કિશનસિંહ રાજા ઘરડો થયો ત્યારે તેના મોટા છોકરા સુરસિંહનો રાજ્યાભિષેક કરવાનો વિચાર કર્યો, પણ બીજા છોકરાઓએ તકરાર કરી. તે વખતે જીવો નામનો બહારવટીઓ હતો, તે લુંટફાટ અને ખુન કરી પૈસા એકઠા કરતો. તેને પકડી લાવવા ઘણા સિપાઇઓ મોકલેલા પણ સિપાઈઓને થાપ આપી તે નાસી જતો. કિશનસિંહે પોતાના પુત્રોને કહ્યું કે, જે કુમાર બહારવટીઆ જીવાને પકડી લાવશે તેને ગાદી આપીશ. છ છોકરાઓ પુર્વ તરફ ગયા, અને સુરસિંહ ઉત્તર તરફ ગયો. તે એક ઘાડા જંગલમાં આવી પહોંચ્યો. સુરસિંહ ઘણોજ થાકી ગયો હતો, વળી તેને ભુખ પણ લાગી હતી, તેનું ખાવાનું થઈ રહ્યું હતું. ત્યાં આગળ તેણે એક શિયાળ બેઠેલું જોયું. તે શિયાળને બાણ મારવા જાય છે કે, તરત તે શિયાળ બોલ્યું કે, મને મારીશ નહિ, હું તને જે જોઇશે તે આપીશ. સુરસિંહ બોલ્યો કે, મને ખાવાનું આપ, શિયાળ એક ગુફામાં ગયું અને થોડીવારમાં ખાવાનું લઇ આવ્યું. સુરસિંહ તે ખાઇને બોલ્યો કે, મારે જીવાને પકડવા જવું છે. તે ક્યાં મળશે ? શિયાળ બોલ્યું કે, હું તને વીંટી આપું છું, તેની મદદથી તું જે કરવું હશે તે કરી શકીશ. તું સીધો ચાલ્યો જા, તને થોડે દુર જીવો મળશે. સુરસિંહ ચાલ્યો અને થોડે દુર જીવો મળ્યો, સુરસિંહે તેની સાથે લડાઇ કરી, અને વીંટીની મદદથી તેને કેદ કર્યો. તેને બાંધીને સુરસિંહ ઘેર જતો હતો, ત્યાં રસ્તામાં તેના છ ભાઇઓ મળ્યા. જ્યારે સુરસિંહ કુવા ઉપર પાણી પીવા ગયો, ત્યારે તેની પાછળ જઈ તેમણે તેને કુવામાં નાખી દીધો અને જીવાને લઇને ઘર તરફ ચાલ્યા.

આ બાજુ સુરસિંહને તરતા આવડતું હોવાથી તે ડુબી ગયો નહિ. આ વખતે તેને વિંટી યાદ આવી. તેની મદદથી સુરસિંહ બહાર નીકળ્યો અને એકદમ રસ્તો કાપવા લાગ્યો. રસ્તામાં તેના ભાઈ ઓએ ઉતારો રાખ્યો હતો,

ત્યાં તે આવી પહોંચ્યો. જ્યારે છ ભાઈઓ જમતા હતા ત્યારે સુરસિંહ ધીમે આવી જીવાને લઈ ઘેર ગયો. ત્યાં તેના બાપને બધી વાત કહી. કિશનસિંહે જીવાને દેહાંતદંડની શીક્ષા કરી, અને સુરસિંહને ગાદી આપી. છ ભાઈઓ તો શરમના માર્યા બીજે જઇ રહ્યા અને સુરસિંહે ખાઈ પીને મજા કરી.

રાજેન્દ્રલાલ (ઉ. વ. ૧૩)

## ઈંટ અને કુતરો

( ઈંટ એક જગાએ પડી છે, કુતરો ઉભો છે. )

કુતરો: ભોં, વા....ઉ; વા....ઉ, ભો !

ઈંટ: તું મારા પર કેમ ગુસ્સે થયો છે? હું કંઈ બોલતી તો નથી.

કુતરો: તું મારા ઘરમાં કેમ આવી છે? હું તો તને કરડવાનો. તું અહીંથી ચાલી જા.

ઈંટ: તું મારો ભાઈ ને હું તારી બહેન. હું તો તને મળવા આવી છું. મેં કંઇ તારો ગુનો નથી કર્યો. મારા પર ચિડાય છે શાનો!

કુતરો: હું કંઇ તારા પર ચિડાતો નથી. મારા મનમાં, કે કોઇ બીજું ઘરમાં પેસી ગયું હશે. તારે બેસવું હોય તો બેસ, નહિ તો જા. સમજી?

( ઈંટ ત્યાં ને ત્યાં પડી રહે છે. કુતરો ઊંઘી જાય છે. )

વીરબાલા (ઉ. વ. ૧૨)

## કાનતૂટેલો

અંધારી ઘોર રાત્ર હતી. પંદર વીસ ચોર એક ઝાડ નીચે બેઠા હતા. તે લોકો ગામમાં ચોરી કરવા આવ્યા હતા.

થોડીવારે ચોરોના સરદારે એક ચોરને કહ્યું, "જા. ગામમાં જઇને જોઈ આવ કે કોઈ માણસ જાગે છે? બરાબર કાન દઈને સાંભળજે." પેલો ચોર ગામમાં ગયો. એક ઘર પાસે બેસી પોતાનો એક કાન કાપી ત્યાં નાખ્યો ને પછી બોલ્યો, "ઓ ઘરનાં માણસો, જાગો છો કે ઊંઘી ગયા છો? અમારે ચોરી કરવી છે."

એનો અવાજ સાંભળી માણસો ગી ઉઠયાં ને પેલા ચોરને પકડયો. થોડીવારમાં તો ત્યાં ચોરનો સરદાર આવ્યો, એટલે પેલો ચોર બોલી ઉઠયો "ઓ સરદાર સાહેબ, સાચું કહેજો, ભાઇસા'બ, તમે જ મને કોઈ જાગે છે કે નહિ તે જોવા મોકલ્યો હતો ને!" બધા લોકોએ જાણ્યું કે, પે મોટો ચોર છે. એટલે એને પકડયો, ત્યાં તો કાનતૂટેલો ચોર નાસી ગયો.

ચન્દ્રકાન્ત ઠક્કર (ઉ. વ. ૧૧)

# ઝાડ

## મૂળીઆ

લીંમડો વડ વગેરે ઝાડોનાં મૂળીઆં બહુ લાંબાં હોય છે. મૂળીઆં જમીનમાંથી પાણી ચૂસે છે. તમે કહેશો કે જમીનમાં પાણી કયાંથી હોય, પણ ચોમાસામાં વરસાદ પડે ને એ પાણી જમીન ચૂસે છે. પછી એ પાણી મૂળીઆં ચૂસે છે, અને તે પાણી ઝાડમાં બધે ફેલાય છે.

## થડ

થડ એ ઝાડનો જાડામાં જાડો ભાગ છે; ને વડનું થડ ખૂબ જાડું હોય છે. નારીએળી, તાડ, ખજુરી વગેરેના થડ પોલાં હોય છે; અને તેની ગામડામાં પરનાળ કરે છે. બાવળ, સાગ, સીસમ છે વગેરેના થડો ઇમારતી કામમાં વપરાય છે. અને ઝાડ ઘરડું થાય પછી ઝાડને કેટલા વરસ થયા તે જાણવું હોય તો ઝાડનું થડ કાપીએ ને અંદર જે ગોળ આંકા થાય તેના ઉપરથી કેટલા વર્ષ ઝાડ જીવ્યું તે જાણી શકાય.

## ડાળીઓ

જે રસ મૂળીયાં ચૂસે તે થડમાં થઇને ડાળીમાં જાય ને ત્યાંથી પાંદડામાં જાય છે. મજબુત ડાળી ઉપર હીંચકા બાંધી હીંચકા ખવાય છે.

## પાંદડાં

વડનાં પાંદડાં જાડાં હોય છે. પીપળાના તેથી પાતળાં હોય છે. આસોપાલવના પાંદડાની કિનાર વાંકી ચુંકી હોય છે. ગુલાબના પાંદડાં ધારવાળાં હોય છે. કમળના પાંદડાં ગોળ હોય છે. ઘણા ઝાડ એવાં પણ છે કે જેના પાંદડામાં કોઈ જીવ જંતુ બેસે કે તરત એ બીડાઈ જાય ને જે જંતુ અંદર હોય એનું લોહી ચૂસી લે ને પછી પાછા ઉઘડે છે.

## ફુલ

ફૂલોની પરાગમાં બે જાત હોય છે. એક પુંકેસર ને બીજું સ્ત્રીકેસર. જો પુંકેસરનું પરાગ સ્ત્રીકેસરમાં જાય તો જ સ્ત્રીકેસરને ફળ આવે. સ્ત્રીકેસરમાં એક જાતની ગોળી હોય તેને પુંકેસરની પરાગ અડે એટલે ગોળી મોટી થાય ને પછી ફળ થાય. ફુલના થોડા ઘણા નામ પણ કહું. ગુલાબ, ચંપો, મોગરો, કમળ, જાઇ, જુઇ, સુર્યમુખી, ધંતુરો વગેરે વગેરે.

## ફળ

ફળના નામ પણ કહું. જામફળ, સીતાફળ, રામફળ વગેરે, તમે ઘણાંખરાં ફળો જોયાં હશે. ફળ આપણે ખાઇએ છીએ.

નલીનકુમાર (ઉ. વર્ષ ૯)

# બાળમિત્રોને

વ્હાલાં બાળમિત્રો,

આ અંક તમારા હાથમાં આવશે તે વખતે તો બધે દિવાળીની ધમાલ ચાલતી હશે. નિશાળોમાં તો રજાઓ પડે એટલે તમારે તો રમવાનું જ કામ હશે. બા અને બાપા પણ દિવાળીના કામમાં પડી ગયાં હોય, એટલે તમારી રમતમાં તેઓ હરકત કરશે પણ નહી. એટલે તમે તો રમ્યાં જ કરતાં હશો.

પણ રમવાનીયે આવડત જોઇયે. જેનામાં રમવાની આવડત હોય તેને રમવામાં વધારે મઝા પડે. માટે દરેક જાતની રમત સારી રીતે રમતાં શીખવી જોઇયે. વળી એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવાની છે. આપણી રમતોથી કોઇને નુકશાન થવું જોઇયે નહી. કોઇની કાચની બારીયે તાકીને પત્થર મારવાની રમત કાંઇ રમાય ? એથી તો કાચ ભાંગે. અને વળી પેલો માણસ તમને પકડી પાડે તો તમારા હાડકાં પણ ભાંગે.

દિવાળીમાં દારૂખાનું ફોડવાની રમત પણ છોકરાં કરે છે. આ રમત પણ સારી ના કહેવાય. દારૂ પર દેવતા મુકીને પૈસાનો બગાડ કરવાનો છે, તથા ધુમાડો ખાઇને ઉધરસ કરવાની છે. દારૂખાનાથી દાઝવાનો ભય પણ ઘણો જ. વળી ઘણુંખરૂં દારૂખાનું પરદેશથી આવે છે. એટલે થોડી મીનીટની મઝા કરવા માટે આપણે પરદેશ પૈસા મોકલી દેવા પડે. માટે દારૂખાનાની રમત પણ સારી નથી.

રમત તો એવી હોય કે તેથી કોઇને ઇજા કર્યા વિના, આપણું શરીર બગાડ્યા વિના, પૈસા પરદેશ મોકલ્યા વિના, આપણે આનંદ મેળવી શકીયે.

દિવાળીમાં તમે બહુ મઝા કરજો. તથા નવું વર્ષ સુખમાં ગાળજો. બેસતા વર્ષના પ્રભાતે હું તમને 'સાલમુબારક' કહેવા આવ્યો છું એમ માની લેજો.

વસંતપૂરમ, જુહુ
સાંતાક્રુસ થઇને.

લી.
કેશવપ્રસાદ દેસાઇ

છાપનારઃ–મગનલાલ લક્ષ્મીદાસ પટેલ, અમદાવાદ પાનકોરનાકા સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ.
પ્રકાશકઃ–કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ: અમદાવાદ પીગમશારોડ. સ્ત્રીબોધ કાર્યાલય.



પ્રો. ન્હાનાલાલ કવિ



શ્રીમતી લીલાવતી મુનશી



નરસિંહરાવ ભોળાનાથ



# સ્ત્રીબોધ

ઘણે વર્ષે મુંબઈમાં મળેલી

૪૮ મી હિન્દી

## મહાસભા

ની યાદ હરહંમેશ

નજર સામે તાજી રહે

એવું સાચું

## સ્મારક શું?

એક સુંદર અને

લાભદાઇ યોજના

માટે

અંદર જુઓ.



લખો:

**જીવનલાલ અમરશી**
**મહેતા**

પીરમશારોડ : અમદાવાદ.

૧૨૮ પ્રીન્સેસ સ્ટ્રીટ : મુંબઇ–૨



પૂ. મહાત્મા ગાંધીજી



શ્રી કનૈયાલાલ મુનશી

